# સહીહ બુખારી શરીફ

## ૧૮૪૨ હદીસોનો અનુપમ સંગ્રહ

### ભાગ ૧-૨

تجرید صحیح بخاری شریف


પ્રકાશક

નુરાની કુતુબખાના

મુ.પો. છાપી, જિ. બનાસકાંઠા

પીન - ૩૮૫૨૧૦

# સહીહ બુખારી શરીફ

૧૮૪૨ હદીસોનો અનુપમ સંગ્રહ

ભાગ ૧–૨

تجرید

# صحیح بخاری شریف



મુરત્તિબ

ઈમામુલ મુહદ્દિસીન, હુજ્જતુલ ઈસ્લામ

હઝરત અલ્લામા શેખ મોહંમદ બિન ઈસ્માઈલ બુખારી

( ૨૬૦ )




* અનુવાદક *

માસ્ટર મુસ્તુફા ઈલોલવી



* પ્રકાશક *

**નુરાની કુતુબખાના**

મુ. પો. છાપી * જી. બનાસકાંઠા

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ



# વહીનું બયાન

૧. હઝરત આઈશા (રદી.) બયાન કરે છે. હઝરત હારીસ ઈબ્ને હિશામે હુઝુર (સલ્લ.)થી અર્ઝ કર્યું. યા રસુલુલ્લાહ (સલ્લ)! આપ પર 'વહી' કેવી રીતે નાઝીલ થયા કરે છે.? હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. કદી તો 'વહી' એવી રીતે આવે છે કે ઘંટીની જેમ અવાજ ઉત્પન્ન થાય છે. પરંતુ આ રીતની 'વહી' મારા પર એકદમ બોજદાયક હોય છે. જ્યારે તે સ્થિતિ દૂર થઈ જાય છે તો જે કંઈ ખુદા તઆલાનું ફરમાન હોય છે તેને મેહફુઝ કરી લઉં છું. કદી એવું થાય છે (કે ખુદા તઆલાની તરફથી) ફરિશ્તાઓ માણસની સૂરતમાં (રૂપમાં) મારી પાસે આવે છે અને હું તેનાથી વાતચીત કરીને અલ્લાહ તઆલાના ફરમાનને યાદ કરી લઉં છું. હઝરત આઈશા (રદી.)કહે છે. મેં હુઝુર (સલ્લ.)ની સર્દીના મોસમમાં 'વહી' ઉતરવાના સમયે એ હાલત જોઈ છે કે 'વહી'ના ઉતર્યા પછી હુઝુર (સલ્લ.)ની પેશાની મુબારક પરસેવાથી તરબોળ થઈ જતી હતી.

૨. હઝરત આઈશા (રદી.)નું બયાન છે. હુઝુર (સલ્લ.) પર સૌથી પહેલાં 'વહી'ની શરૂઆત આ રીતે થઈ હતી કે આપને ખ્વાબ નજર આવતા, રાત્રે જે કંઈ હુઝુર (સલ્લ.)ને નજર આવતું, તે દિવસના પ્રકાશની જેમ સવારે પ્રગટ થઈ જતું. આના પછી હુઝુર (સલ્લ.) એકાંત પસંદ થઈ ગયા હતા. અને ગારે હીરામાં એકાંતપણું પસંદ ફરમાવ્યુ હતું. આ જ ગારમાં (ગુફા) હુઝુર (સલ્લ.) તહન્નસ (એટલે કે કેટલીક રાતો ઈબાદતમાં લાગ્યા રહેતા અને અધવચ્ચે ઘરે ન જતા) માં મશગૂલ રહ્યા કરતા. જેટલા દિવસો સુધી હુઝુર (સલ્લ.) ગારે હીરામાં તશરીફ રાખતા એટલા દિવસોનું ખાવાનું પોતાની સાથે લઈ જતા (પૂરું થઈ ગયા પછી) ફરીથી હઝરત ખદીજા (રદી.)ની ખિદમતમાં તશરીફ લાવતા અને એટલાજ દિવસોનું ખાવાનું ફરીથી સાથે લઈ જતા. આ હાલતમાં આંહઝરત (સલ્લ.) પર 'વહી' નાઝીલ થઈ અને જીબ્રઈલ અ઼લૈ) એ આવીને આપને ફરમાવ્યું. પઢો ..આપે ફરમાવ્યું. હું પઢેલો નથી

પછી કેવી રીતે પઢું ? હુઝુર (સલ્લ.) ફરમાવે છે. (આ સાંભળીને) તેણે મને એવી રીતે દબાવ્યો (ભીંસ્યો) કે મને ઘણીજ તકલીફ થઈ અને કહ્યું, પઢો. મેં ફરીથી તે જ કહ્યું. કે હું અનપઢ છું. આ ફરિશ્તાએ મને ફરીથી પકડીને દબાવ્યો જેનાથી મને ઘણી જ તકલીફની લાગણી થઈ અને કહેવા લાગ્યા, પઢ, મેં ફરીથી તે જ શબ્દો કહ્યા. તેણે મને ત્રીજી વખત (છાતી સરસો) દબાવીને કહ્યું. પોતાના તે પરવરદિગારના નામથી પઢો જે (પૂરી દુનિયાનો પૈદા કરવાવાળો છે જેણે માણસને જ થીજી ગયેલા ખૂનથી પૈદા કર્યો. પઢો અને આપનો પરવરદિગાર એવો મોટો કરીમ છે, જેણે કલમથી તાલીમ આપી. તેના પછી હુઝુર (સલ્લ.) હઝરત ખદીજા (રદી.)ની પાસે તશરીફ લાવ્યા. આપનું દિલ ધડકી રહ્યું હતુ. તરત જ આપે ફરમાવ્યુ મને ચાદર ઓઢાડો. મને ચાદર ઓઢાડો. લોકોએ આપને ચાદર ઓઢાડી. જ્યારે આપની ગભરાહટ દૂર થઈ તો હઝરત ખદીજા (રદી.)થી પૂરો કિસ્સો બયાન ફરમાવ્યો અને કહ્યું કે મને જીવનો ખતરો છે. હઝરત ખદીજા (રદી.)એ અર્ઝ કર્યું કે ખુદાની કસમ ! અલ્લાહ તઆલા તમોને રૂસ્વા (ઝલીલ) કરશે નહિ કારણકે આપ સંબંધોને જોડો છો. લોકોના માટે તકલીફ ઊઠાવો છો. ગરીબો અને મજૂરોને ખવડાવો પીવડાવો છો મહેમાનની મહેમાનદારી કરો છો અને મુસીબતો અને તકલીફોને દૂર કરવા માટે (લોકોની) મદદ કરો છો. તેના પછી હઝરત ખદીજા (રદી.) આપને પોતાના પિતરાઇ ભાઈ વરકા બિન નૌફલ બિન અસદ બિન અબ્દુલ ઉજ્જાની પાસે લઈ ગયા. વરકા જાહિલિયતના જમાનામાં ઈસાઈ થઈ ગયા હતા. ઈબરાની જ્ઞાગળ લખવાનું જાણતા હતા. અને જેટલું અલ્લાહ ચાહતો હતો તેટલી ઈંજીલ લખી શકતા હતા. પરંતુ ઘરડા માણસ હતા અને આંધળા થઈ ગયા હતા. હઝરત ખદીજા (રદી )એ (જઈને) કહ્યું, હે ભાઇ ! આપના ભત્રીજાની વાત તો સાંભળો. વરકાએ આપને પૂછ્યું ભત્રીજા ! શી વાત છે ? આપે જે કંઈ જોયું હતું, બયાન ફરમાવી દીધું. વરકાએ કહ્યું આ જ તે નામુસ(જીબ્રઈલ ફરિશ્તો) છે જે મુસા (અલૈ) પર નાઝીલ થયો હતો કાશ ! આ નબુવ્વતના દિવસોમાં જવાન હોત ! કાશ ! હું તે જમાનામાં જીવતો હોત, જયારે આપની કૌમ આપને કાઢી મૂકશે. હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે તેઓ મને કાઢી મૂકશે ? વરકાએ અર્ઝ કર્યું જી હા. (આજસુધી) જે તમારી જેમ દિન અને કિતાબ વગેરે લઇને આવ્યા બધાની સાથે દુશ્મની કરવામાં આવી. જો હું આપની નબુવ્વતના

જમાનામાં જીવતો રહીશ તો આપની ઘણી જ મદદ કરીશ. તેના વરકા (વધુ જીવતા રહ્યા નહિ) (પરંતુ) તેમનો ઇંતેકાલ થઇ ગયો. અને 'વહી' અમુક દિવસો માટે બંધ થઈ ગઈ.

૩.હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) કહે કે આ હુઝરત (સલ્લ.) ને મેં ફરમાવતા સાંભળ્યા કે આમાલનો આધાર ફક્ત નૈયતો પર છે. દરેક માણસના માટે નૈયતનો બદલો છે. તો જે માણસની હિજરત દુનિયા હાસિલ કરવા અથવા કોઈ ઔરતથી નિકાહ કરવાના મકસદથી હશે, તેની હિજરત પોતાના જ મકસદના કારણે હશે (ખુદા અને રસુલની ખુશનુદી માટે હશે.)

૪.જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) અમારાથી (એક વખત) કંઈક હદીસ બયાન ફરમાવી રહ્યા હતા. વાતચીત દરમિયાન ફરમાવ્યું, હું (રસ્તામાં) જઈ રહ્યો હતો. અચાનક આસમાનથી એક અવાજ સંભળાયો. મેં મોઢું ઉપર ઉઠાવ્યું તો તે જ ફરિશ્તો જે 'ગારે-હીરા' મારી પાસે આવ્યો હતો, એક ખુરશી પર બેઠેલો હતો. ખુરશી આસમાન અને જમીનની વચ્ચે હતી. મારા પર તેનો રૌબ (દબદબો) છવાઈ ગયો અને મેં કહ્યું, મને ચાદર ઓઢાડી દો, મને ચાદર ઓઢાડી દો. તે સમયે અલ્લાહ તઆલાએ (આ આયત) નાઝીલ ફરમાવી 'યા અય્યુહલ મુદદસ્સિરુકુમ ફ અન્જિર વ રબ્બક ફકબ્બિર વ સિયા-બક ફતહિહર વર-રૂજ્ઝ ફહજુર.' તેના પછી 'વહી' સતત અને વારંવાર આવવા લાગી.

૫.હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.)થી આયત 'લા તુહર્રિક બિહિ લિસાન-ક લિતઅજલ બિહી'ના વિષે રિવાયત છે કે રસુલુલ્લાહ (સલ્લ.) 'વહી' નાઝીલ થવાની તકલીફ સહન કરતા હતા અને આપના હોઠના હલાવવાથી એ ('વહી' નાઝીલ થવાની હાલત) જાહેર થતી હતી. (આના પછી ઇબ્ને અબ્બાસ (રદી.)એ કહ્યું કે જેવી રીતે રસુલે કરીમ (સલ્લ.) હોઠ હલાવ્યા કરતા તે જ રીતે હલાવીને બતાઉં) આ પર અલ્લાહ તઆલાએ આયત 'લા તુહર્રિક બિ હી લિસાન-ક' નાઝીલ ફરમાવી. આયતનો મતલબ આ છે કે આપ આપની જુબાનને એટલા માટે હરકત ન આપો કે આપ કુરઆનને જલ્દી જલ્દી યાદ કરી લો. કુરઆનને ભેગું કરવું અને તેને પઢાવી દેવું અમારા માથે (જવાબદારી) છે. (મતલબ આ છે કે આપના સિનામાં કુરઆનને (મેહફુઝ) જમા રાખવું

અને આપને કુરઆન બીજી વખત પઢાવવું અમારે શિરે છે.) અમે જ્યારે કુરઆનને પઢાવી ચૂકયા તો આપ તેની પેરવી કરો (એટલે કે આપ તેને કાન લગાવીને (ધ્યાનથી સાંભળતા રહો) અમારા પર તેનું જાહેર કરવું જરૂરી છે કે આપ તેને પઢી લો. (ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે (આના પછી જ્યારે જીબ્રઈલ (અલૈ) આ હઝરત (સલ્લ.)ની ખિદમતમાં આવતા તો તેમના કૌલને કાન લગાવીને સાંભળતા હતા. અને જીબ્રઈલ (અલૈ) જો પાછા જવાના બાદ હુઝુર (સલ્લ.) તેજ રીતે પઢી લેતા જેવી રીતે જીબ્રઈલ (અલૈ) પઢીને જતા હતા.

૬. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે આંહઝરત (સલ્લ.) બધા લોકોથી વધારે ઉદાર હતા. અને સૌથી વધારે આપની સખાવત રમઝાનના મહિનામાં થતી હતી. જ્યારે કે જીબ્રઈલ (અલૈ.) મુલાકાતના માટે આવતા હતા અને મુલાકાત રમઝાનની હર રાતમાં થતી હતી. જીબ્રઈલ (અલૈ.) કુરઆન શરીફને આપની સામે દોહરાવતા હતા. ખુદાની કસમ! (ખેર ભલાઈ) અને બરકતના મામલામાં હુઝુર (સલ્લ.) ચાલતી હવા કરતાં પણ વધારે સખી હતા.

૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અબુ સુફિયાએ મારાથી બયાન કર્યું કે હિરકલ (રોમના બાદશાહ) એ એક કુરેશી જમાઅતના વિશે જે 'શામમાં' વેપાર કરતી હતી, અબુ સુફીયાનની પાસે સંદેશો મોકલ્યો. તે જમાનામાં રસુલુલ્લાહ (સલ્લ.) અને અબુ સુફીયાન અને કુરેશના કાફિરોની વચ્ચે સુલેહના કરારો થયા હતા. બધા માણસો (બોલાવવા પર) હિરકલની પાસે ગયા. હિરકલ તે સમયે એલીયામાં હતો. બધાંને અંદર બોલાવ્યા. તેની આજુબાજુ રોમના મોટા મોટા સરદારો હાજર હતા. ખાસ દરબારમાં બધાને બોલાવીને તરજુમાન (દે: -ભાષીઆ)ના મારફતે હિરકલએ પૂછ્યું. કે તમારા લોકોમાં તેમનો એટલે કે (રસુલુલ્લાહ(સલ્લ.ના) કોણ નજીકનો સંબંધી છે? અબુ સુફિયાને કહ્યું. હું. હિરકલએ હુકમ આપ્યો કે તેને (અબુ સુફીયાનને) મારી પાસે લઈ આવો. અને તેના સાથીઓને તેની પીઠ પાછળ ઊભા કરી દો. અને તેમને કહી દો કે હું તે (અબુ સુફીયાન) ને તે (રસુલુલ્લાહ(સલ્લ.)ના વિષે કેટલાક સવાલો કરું છું. જો આ ખોટા બયાન કરે તો તમે તેને જુઠલાવી દેજો. અબુ સુફીયાનનું કહેવું છે કે જો તે સમયે મને ગલત બયાનીના આરોપનો ડર ન હોત તો હું ખુદાની કસમ! આપના વિષે જૂઠું બોલતો..

હિરકલએ સૌથી પહેલાં પૂછ્યું. તમારા લોકોમાં તેમનું ખાનદાન કેવું છે.? અબુ સુફીયાને કહ્યું કે તેમનું ખાનદાન સારું છે. હિરકલએ કહ્યું, શું તમારામાંથી કોઈએ (ઈસ્લામની) વાત તેમના પહેલાં પણ કદી કહી છે? અબુ સુફીયાને કહ્યું, નહિ. હિરકલ બોલ્યો કે તેમના બાપદાદામાં કોઈ બાદશાહ થયો છે? જવાબ મળ્યો, નહિ. હિરકલએ કહ્યું, શું મોટા માણસો તેમની પેરવી કરે છે કે કમજોર લોકો? જવાબ મળ્યો કે કમજોર લોકો. હિરકલએ કહ્યું, તેમની પેરવી કરવાવાળા વધતા જાય છે કે ઓછા થતા જાય છે? જવાબ મળ્યો. દિન પ્રતિદિન વધતા જાય છે. હિરકલએ કહ્યું, તેમના મઝહબમાં દાખલ થયા બાદ કોઈ માણસ નારાજ થઈને મુર્તદ (ઈસ્લામથી નિકળી જવું) પણ થઈ જાય છે. જવાબ મળ્યો, નહિ. હિરકલએ પૂછ્યું, શું નબુવ્વતનો દાવો કરતા પહેલાં તમે તેમને જૂઠા સમજ્યા છો? જવાબ મળ્યો, નહિ. હિરકલએ કહ્યું શું તે કોઇને દગો આપે છે? જવાબ મળ્યો નહિ. અબુ સુફિયાનનું કહેવું છે કે મેં તેના પછી કહ્યું કે અમારી અને તેમની વચ્ચે અત્યારે સુલેહના કરારો થયેલા છે. કંઈ કહી શકાય નહીં કે આ મુદતમાં તેઓ શું કરે છે. તેના સિવાય બીજી કોઈ વાત એવી નથી થઈ કે જેમાં શકની કોઈ વાત મિલાવી શકતો. હિરકલએ કહ્યું શું તમે તેમનાથી કદી મુકાબલો પણ કર્યો છે? જવાબ મળ્યો, જી હા. હિરકલ બોલ્યો. પછી તેનું પરિણામ શું રહ્યું? જવાબ મળ્યો, કદી તે જીતે છે અને કદી અમે. હિરકલએ કહ્યું, તે તમને શો હુકમ આપે છે? જવાબ મળ્યો તે અમોને કહે છે, ખુદાની ઈબાદત કરો. કોઈને તેની સાથે ભાગીદાર ન બનાવો અને તે ચીજોની પૂજા કરવાનું છોડી દો જેને તમારા બાપદાદા પૂજતા હતા. તે અમને નમાઝનો, સચ્ચાઇનો પાક દામનીનો અને સંબંધો જોડવાનો હુકમ આપે છે.

હિરકલએ તર્જુમાન દોભાષીઆને કહ્યું, આ લોકોને કહી દો કે મેં તમને તેમનું નસીબ (ખાનદાન) પૂછ્યું તો તમે કહ્યું તે અમારામાં ખાનદાનવાળા છે. (બેશક) રસુલ પોતાની કૌમમાં શરીફ હોય છે. મેં પૂછ્યું હતું કે શું તેમનાથી પહેલાં કોઈ બીજાએ પણ નબુવ્વતનો દાવો કર્યો હતો. તમે જવાબ આપ્યો નહિ. એટલા માટે હું કહું છું કે જો તેમનાથી પહેલાં કોઈ બીજાએ આ દાવો કર્યો હોત તો હું કહી શકતો કે આ માણસે તેની વાતને દોહરાઈ (નકલ કરી) છે.

મેં તમને પૂછ્યું કે તેમના પુસ્તોમાં (બાપદાદા)માં કોઇ બાદશાહ થયો છે, તમે જવાબ આપ્યો નહિ, એટલા માટે હું કહું છું કે જો તેમના બાપદાદાઓમાંથી કોઈ બાદશાહ થયો હોત તો હું ખ્યાલ કરત કે આપ બાપના મુલ્કની ઇચ્છા રાખો છો. પૂછ્યું હતું કે આ દાવાના પહેલાં શું તમે તેમના પર જૂઠા હોવાનું કોઈ તોહમત (આરોપ) લગાવતા હતા. તમે કહ્યું નહિં. એટલા માટે હું સારી રીતે સમજુ છું કે જે માણસ લોકોથી જૂઠું નથી બોલતો તે ખુદા પર જૂઠું તોહમત કેવી રીતે લગાવી શકે છે. મેં તમને પૂછ્યું હતું કે શું મોટા લોકો તેમની પેરવી કરે છે કે કમજોર લોકો. તમે કહ્યું કમજોર લોકો. રસુલોની પેરવી કરવાવાળા પણ એવાજ લોકો હોય છે. મેં તમને પૂછ્યું હતું કે તેમની પેરવી કરવાવાળા પ્રગતિ પર છે કે ઘટતા જાય છે તમે બતાવ્યું. પ્રગતિ પર. ઈમાન આવી જ રીતે વધતું જશે. ત્યાં સુધી કે પૂરૂં થઈ જશે. મેં તમારી પાસેથી જાણ્યું હતું કે શું તેમના મઝહબમાં દાખલ થયા પછી નારાજ થઈને કોઈ તેમના દિનથી ફરી પણ જાય છે કે નહિ. તમે જવાબ આપ્યો નહિ. તો ખરેખર ઈમાન એવી જ ચીજ છે. ઈમાની ખુશી જેના દિલમાં જામી જાય છે. પછી નીકળતી નથી. મેં તમને સવાલ કર્યો હતો કે શું તેઓ કોઈને ધોખો આપે છે? તમે કહ્યું નહિ. તો ખરેખર સાચા રસુલો એવા જ હોય છે, કોઈને ધોખો નથી આપતા. મેં તમોને પૂછ્યું હતું કે તે તમને કઈ વાત કરવાનો હુકમ આપે છે. તમે બતાવ્યું તે અમોને હુકમ આપે છે કે એક ખુદાની ઇબાદત કરો.

ભાગીદાર ન બનાઓ. બુતો (મુર્તિઓ)ની પૂજા કરવાને તો ના પાડે છે. નમાઝ, સચ્ચાઈ, પાકદામનીનો હુકમ આપે છે તો જો તમે જે કંઈ કહો છો તે સાચું છે તો તે જલ્દીથી મારા આ બે કદમોની જગ્યાના પણ માલિક થઈ જશે. હું પુરા યકીનના સાથે જાણતો હતો કે એક માણસ પૈદા થશે પરંતુ મારો આ ખ્યાલ ન હતો કે તે તમારામાંથી થશે કાશ! મને આ ખબર પડી જતી કે હું તેમના સુધી પહોંચી શકું છું તો વિના સંકોચે તેમનાથી નિયાઝ (લાભ) પ્રાપ્ત કરતો અને જો હું તેમની ખિદમતમાં હોતો તો તેમના પગ ધોતો. તેના પછી હિરકલએ હુઝુર (સલ્લ.)નો તે કાગળ માંગ્યો જે આપે વહીદના સાથે બસરાના બાદશાહને રવાના કર્યો હતો. જે લાવવામાં આવ્યો. તેને

પઢયો બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ મોહંમદ બિન અબ્દુલ્લાહના તરફથી જે ખુદાનો રસુલ છે હિરકલ રોમના બાદશાહના નામે જે માણસ હિદાયતની પેરવી કરે તેના પર સલામત હો. હમ્દના પછી સ્પષ્ટ થાય કે હું તમને ઈસ્લામની દાવત આપું છું. મુસલમાન થઈ જશો તો સલામત રહેશો અને અલ્લાહ તમોને (ડબલ) બદલો અતા ફરમાવશે. નાફરમાની કરશો તો તમારી પ્રજાનો વબાલ તમારા પર હશે. હે કિતાબવાળાઓ! એક કિતાબની તરફ જે અમારા અને તમારા બન્નેમાં છે. આવી જાઓ. તે આ છે કે ખુદાના સિવાય આપણે કોઈ-ની પુજા ન કરીએ, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવીએ અને આપણામાંથી કોઈ ખુદાના સિવાય કોઈને પરવરદિગાર ન બનાવે. હજુ પણ આ સંદેશા પછી તેઓ સરકશી કરે તો તમે કહી દો કે સાક્ષી રહો અમે મુસલમાન છીએ. રિવાયત બયાન કરવાવાળો કહે છે કે અબુ સુફીયાને બયાન કર્યું જ્યારે હિરકલને જે કંઈ કહેવાનું હતું તે કહી ચુકયો અને કાગળ પઢી ચુકયો તો તેના પછી ઘણી જ ચીખો પુકાર (ચીસાચીસ) થઈ. અવાજો ઊંચી થવા લાગી અને અમોને કાઢી મુકવામાં આવ્યા. મેં મારા સાથીઓથી કહ્યું કે હવે તો ઈબ્ને કબ્શા (હુઝુર) (સલ્લ.)ની અટક છે. કુફફાર ઉપયોગ કરતા હતા. અબુ કબ્શા (આપના દાદાની અટક હતી)ની શાન વધી ગઈ. આનાથી તો બની અસગર (રોમીઓ)નો બાદશાહ પણ ડરે છે. (અબુ સુફિયાનનો કૌલ છે કે તેના પછી હંમેશા યકીન કરતો રહ્યો કે આપ જરૂર ગાલીબ આવશે ત્યાં સુધી કે ખુદાએ મને ઈસ્લામમાં દાખલ કર્યો. ઈબ્ને નાતુર જે એલિયા-નો અમીર હિરકલનો વજીર અને શામના ઈસાઈઓનો પાદરી હતો, તેનું કહેવું છે કે હિરકલ જયારથી એલિયામાં આવ્યો છે દીનથી બદલાઈ ગયો છે. હિરકલના કેટલાક હુકુમતના સલાહકારોએ હિરકલથી એ પણ કહી દીધું હતું, અમને તારી સૂરત પણ જોવી પસંદ નથી. ઈબ્ને નાતુર કહે છે કે હિરકલ નજુમી (જયોતિષ) હતો. જ્યારે લોકોએ તેને પુછ્યું. કહેવા લાગ્યો કે મેં આજે રાત્રે તારાઓને ધ્યાનથી જોયા તો ખબર પડી કે મલિકુલ ખત્તાન (ખત્નાવાળાનો બાદશાહ) જાહેર થઈ ગયો છે. દરબારના લોકોએ જવાબ આપ્યો કે ખત્ના તો યહુદી કરે છે. તેમના સિવાય કોઈ ખત્ના કરતું નથી. પરંતુ આપને તેમનો કંઈક વિચાર કરવો જોઈએ. આપણી બધી અમલદારીના મોટાં મોટાં શહેરોમાં હુકમ મોકલી આપો કે જ્યાં જ્યાં

યહુદી હોય, કત્લ કરી દેવામાં આવે. આ લોકો આ વાતચીતમાં લાગેલા હતા કે ગસ્સાનના બાદશાહનો એલચી હિરકલની પાસે આવ્યો અને આવીને રસુલુલ્લાહ (સલ્લ.)ના જાહેર થવાની ખબર આપી. હિરકલએ બધા જ હાલાત પુછવાના પછી હુકમ આપ્યો કે જાઓ ખબર તો કરો. તેમની ખત્ના કરેલી છે કે નહિ ? લોકોએ ખબર કાઢી તો ખબર પડી કે ખત્ના કરાવેલા છે. પછી હિરકલએ આમ (સામાન્ય) અરબોના વિષે પુછયું તો ખબર પડી કે તેઓ પણ ખત્ના કરાવે છે. હિરકલ કહેવા લાગ્યો કે આ જ એ કૌમના બાદશાહ છે. તેના પછી હિરકલએ રોમીઓના હાકિમને (આપના વિષે) લખ્યું અને પોતે હિમ્સ રવાના થઈ ગયો. રોમીઓનો હાકિમ પણ નજુમમાં (જયોતિષમાં) હિરકલની બરાબર જ હતો. હિમ્સ પહોંચવાના પહેલાં રોમીઓના હાકિમનો જવાબ આવી ગયો. જેનાથી સ્પષ્ટ થતું હતું કે તે પણ હિરકલના જ ખ્યાલનો છે. અને તેની પણ આ જ રાય છે કે આપ નબી છો. અને આપ જાહેર થઈ ગયા છો. તેના પછી હિરકલએ રોમના મોટા મોટા લોકોને હિમ્સના શાહી મહેલમાં બોલાવ્યા અને દરવાજાના રસ્તા બંધ કરીને મોઢું બારીથી નિકાળીને કહેવા લાગ્યો. હે રોમની જમાઅત ! શું તમને ભલાઇના રસ્તાની ઇચ્છા છે ? શું તમે ચાહો છો કે તમારી સલ્તનત કાયમ રહે ? જો બૈઅત છે તો તે માણસ (રસુલુલ્લાહ સલ્લ.)ની કરી લો. લોકો આ સાંભળીને જાનવરોની જેમ દરવાજાઓની તરફ નાસવા લાગ્યા, પરંતુ દરવાજા બંધ હતા. હિરકલએ જ્યારે લોકોની આ હાલત જોઈ તો તેઓના ઇમાનથી માયુસ નિરાશ થઈને કહેવા લાગ્યો કે તેઓને મારી પાસે પાછા લાવો. (જ્યારે લોકો પાછા આવી ગયા.) તો કહેવા લાગ્યો. કે મેં હકીકતમાં તમારા મઝહબ પર અડગ રહેવાની પરીક્ષા કરી હતી તો મને ખબર પડી ગઇ. લોકોએ (આ સાંભળીને) સિજદો કર્યો અને હિરકલથી ખુશ થઇ ગયા. હિરકલની આ આખરી હતી.

# ઈમાનના બયાન વિષે

૮. હઝરત ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, કે ઈસ્લામનો પાયો પાંચ વસ્તુઓ પર છે. (૧) આ વાતની ગવાહી આપવી કે અલ્લાહના સિવાય બીજો કોઇ માબુદ નથી. અને હઝરત મોહંમદ (સલ્લ.) અલ્લાહના રસુલ છે. (૨) નમાઝ સારી રીતે પઢવી (૩) જકાત આપવી (૪) હજ્જ કરવી, (૫) રમઝાનના રોઝા રાખવા.

૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. ઈમાનની કંઈક ઉપરાંત સાઈઠ શાખો છે. હયા (શરમ) પણ ઈમાનની એક શાખ છે.

૧૦. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, કે પાક્કો મુસલમાન તે છે જેની જુબાન અને હાથથી મુસલમાન સલામત રહે. અને મુહાજિર તે છે જે ખુદાની મના કરેલી વસ્તુઓને છોડી દે.

૧૧. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે (એક વખત) લોકોએ અર્ઝ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.) કયો ઈસ્લામ (એટલે કે મુસલમાન) સારો છે. ફરમાવ્યું જેની જુબાન અને હાથથી મુસલમાન હિફાઝતથી રહી શકે.

૧૨. હઝરત અબ્દુલાહ બિન ઉમર (રદી.) કહે છે કે એક માણસે હુઝુર (સલ્લ.) થી પુછયું, હે અલ્લાહના રસુલ (સલ્લ.) કયો ઈસ્લામ સારો છે? ફરમાવ્યું. બેહતરીન ઈસ્લામ આ છે કે તમે ઓળખાણવાળા અને અજાણ્યા લોકોને ખાવાનું ખવડાવો અને સલામ કરો.

૧૩. હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું તે ઝાતની કસમ જેના કબ્ઝામાં મારો જીવ છે કે તમારામાંથી કોઇ તે સમય સુધી મોમિન થઇ શકતો નથી, જ્યાં સુધી કે હું તેની નજરમાં તેના મા-બાપ અને ઔલાદથી વધારે મહેબુબ ન થઈ જાઉં. હઝરત

અનસ (રદી.)થી પણ આ જ હદીસ રિવાયત કરવામાં આવી છે. પરંતુ છેવટે 'વન્નાસે અજમઈન' નો શબ્દ વધારે છે- એટલે કે તેનાં માબાપ, ઔલાદ અને બધાજ લોકોથી વધારે મહેબુબ ન થઈ જાઉં.

૧૪.હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જે માણસમાં ત્રણ વાતો મૌજુદ હશે, તેને ઈમાનની મિઠાસ મળશે. ખુદા અને રસુલ (સલ્લ.) તેને દુનિયાની દરેક વસ્તુથી વધારે મહેબુબ હોય, જે કોઈનાથી દોસ્તી હોય, ફક્ત ખુદાના માટે જ હોય કુફ્રની તરફ પાછા ફરવું એવું ખરાબ સમજે, જેવું કે આગમાં પડવાનું ખરાબ સમજે છે.

૧૫.હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું અન્સારથી મોહબ્બત કરવી ઈમાનની ઓળખાણ છે. અને અન્સારથી દુશ્મની રાખવી મુનાફિક હોવાની નિશાની છે.

૧૬.હઝરત ઉબાદા બિન સામિત (રદી.) કહે છે (એક વખત) હુઝુર (સલ્લ.) ની આજુબાજુ સહાબા (રદી.)ની એક જમાઅત બેઠેલી હતી, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, મારાથી આ શરતો પર બૈઅત કરો કે ખુદાની સાથે કોઇને ભાગીદાર નહિ બનાવો. ચોરી અને ઝિના (વ્યભિચાર) નહિ કરો, પોતાની ઔલાદને કત્લ નહિ કરો, (કોઈ પર) પોતાના તરફથી ખુલ્લી તહોમત (આરોપ) નહિ મુકો, અને નેક કામથી નાફરમાની ન કરશો. જે માણસ આ વાતોને પૂરી કરશે તેનો સવાલ ખુદા પર છે. અને જે માણસ આ ચિઝોમાંથી કોઈ પણ ચિઝને કરશે અને દુનિયામાં તેને સજા આપી દેવામાં આવશે તો તેના માટે કફ્ફારો થઇ જશે, અને જો કોઈએ બતાવેલ કામ કર્યાં અંતે અલ્લાહ તઆલાએ તેના ભેદને છુપાવી દીધા તો તે ખુદાને હવાલે છે. ચાહે માફ ફરમાવે કે અઝાબ આપે. (રાવિનું બયાન છે) અમે આ પર હુઝુર (સલ્લ.)ની બૈઅત કરી.

૧૭.હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાયું કે તે સમય નજીક છે જ્યારે કે માણસ પોતાની બકરીઓ પહાડની ટોચ ઉપર અને વરસાદની જગ્યાઓ ઉપર લઇને ફરશે જેથી પોતાના દિનને ફિત્નાઓથી બચાવીને રાખી શકે.

૧૮.હઝરત આઈશા (રદી.) કહે છે કે હુઝુરે કરમ (સલ્લ.) જ્યારે લોકોને હુકમ આપતા તો ફકત એટલો જેટલી તેમની તાકાત હોય. લોકો કહેતા

હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે આપની જેમ તો નથી (કારણકે આપને વધારે આમાલની જરૂરત નથી. અમોને તો વધારે આમાલની જરૂરત છે) આપના બધા આગળના પાછળના ગુનાઓ અલ્લાહ તઆલાએ માફ ફરમાવી દીધા છે. હુઝુર (સલ્લ.) આ પર ગુસ્સે થતા ત્યાં સુધી કે ... અસર આપના ચહેરા પર જાહેર થવા લાગતી. ફરી ફરમાવતા હું તમારાથી વધારે ખુદાથી ડરવાવાળો અને તમારાથી વધીને ખુદાને જાણવાવાળો છું.

૧૯. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જન્નતી જન્નતમાં અને દોઝખી દોઝખમાં દાખલ થઇ જશે. તેના પછી અલ્લાહ તઆલા ફરમાવશે. જેના દિલમાં રાયના બરાબર પણ ઈમાન છે તેને દોઝખથી કાઢી લો. આ લોકો જયારે (અલ્લાહ તઆલાના હુકમના પ્રમાણે) દોઝખથી કાઢવામાં આવશે, તે વખતે તેમનાં બદન કાળાં હશે. તેના પછી તેમને 'નહેરે હયાતમાં' નાંખવામાં આવશે. જેનાથી આ રીતે ઉગશે જેવી રીતે પુરના કિનારે દાણો ઉગે છે. જુઓ પુરના કિનારે પીળા દાણા વચ્ચે વચ્ચે તરોતાજા ઉગે છે.

૨૦. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કે હું સુઈ રહ્યો હતો (ખ્વાબમાં મેં જોયું કે લોકો મારી સામે પેશ કરવામાં આવી રહ્યા છે. જેમણે કુર્તા પહેરેલા છે. અમુક લોકોના કુર્તા સીના (છાતી) સુધી અને અમુકના તેનાથી પણ ઓછા (ટૂંકા) છે જ્યારે હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)ને પેશ કરવામાં આવ્યા તો તેમનો કુર્તો (એટલો લાંબો હતો) કે તેઓ તેને ખેંચીને ચાલતા હતા. સહાબા (રદી.) એ અર્ઝ કરી કે હુઝુર (સલ્લ.) એ આનો શો અંજામ તાબીર બતાવી ફરમાવ્યું, દિનદારી.

૨૧ હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એક અન્સારી માણસના તરફથી પસાર થયા. તે પોતાના ભાઇને હયા (શરમ) ના વિશે શિખામણ આપી રહ્યો હતો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. આ ઝિકને છોડો હયાતો ઈમાનનો હિસ્સો છે.

૨૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ.)એ ફરમાવ્યું. મને હુકમ આપવામાં આવ્યો છે કે હું લોકોથી મુલાકાત કરું જેથી તેઓ આ વાતના માનવાવાળા થઈ જાય કે ખુદાના સિવાય બીજો કોઈ

ઇબાદતને લાયક નથી અને હઝરત મોહંમદ (સલ્લ.) તેના રસુલ છે. નમાઝ સારી રીતે પઢે અને ઝકાત આપે. જો તેઓ આવું કરી લેશે તો મારાથી ઈસ્લામના હકના સિવાય પોતાના જીવ અને માલને સલામત કરી લેશે. અને પછી તેમનો હિસાબ અલ્લાહ તઆલા પર છે.

૨૩.હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે (એક વખત) રસુલે અકરમ (સલ.)થી પુછવામાં આવ્યું કે કયો અમલ સૌથી વધારે સારો છે. ફરમાવ્યું અલ્લાહ અને તેના રસુલ પર ઈમાન લાવવું. આ પછી પુછવામાં આવ્યું કે તેના પછી (કયો સૌથી સારો અમલ છે?) ફરમાવ્યું, ખુદાના રસ્તામાં જેહાદ કરવો. અર્ઝ કરવામાં આવ્યું પછી (કયો અમલ બેહતર છે?) ફરમાવ્યું મકબુલ હજ્જ.

૨૪.હઝરત સઅદ બિન વકકાસ (રદી.)થી રિવાયત છે કે હું બેઠેલો હતો તે સમયે હુઝુર (સલ્લ.)એ એક જમાઅતને કંઈક ભેટ કર્યું અને એક માણસને છોડી દીધો. (તેને ન આપ્યું તે માણસ મને સૌથી વધારે પસંદ હતો. મેં પુછયું હે અલ્લાહના રસુલ (સલ.)! ફલાણા માણસને હુઝુરે શા માટે છોડી દીધો? મને તો ખુદાની કસમ, તે મોમિન જણાય છે. ફરમાવ્યું (મોમિન) ન કહો, પરંતુ મુસલમાન કહો (કારણકે) ઈમાન દિલથી સંબંધ રાખે છે. ખુદાના સિવાય તેને કોઈ જાણતું નથી. હા, ઇસ્લામને લોકો જાણી શકે છે. હું ચૂપ થઇ ગયો. પરંતુ થોડીવાર પછી મારાથી રહી શકાયું નહિ તો મેં તે જ વાત બીજી વખત અર્ઝ કરી. હુઝુર (સલ્લ.) એ તેને શા માટે છોડી દીધો? ખુદાની કસમ! હું તો તેને મોમિન જાણું છું. (ઓળખું છું). ફરમાવ્યું (મોમિન) ન કહો પરંતુ મુસલમાન કહો. હું ચૂપ થઈ ગયો. પરંતુ મારાથી રહી શકાયું નહિ. તો પછી અમુક સમય પછી તે જ વાત ફરીથી અર્ઝ કરી હુઝુર (સલ્લ.)એ તે જ જવાબ આપ્યો. તેના પછી ફરીથી ફરમાવ્યું. સઅદ! હું કદી લોકોને પણ આપું છું કે તેમનાથી વધારે મને બીજા લોકો મહેબુબ હોય છે. હું ડરું છું કે કયાંય ખુદા તેઓને દોઝખમાં ન નાખી દે (એટલે કે કંઈક ન મળવાના કારણે આ ઈસ્લામથી ફરી જાય અને દોઝખમાં નાખી દેવામાં આવે.)

૨૫.હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુરે ફરમાવ્યું કે મને દોઝખ બતાવવામાં આવી. તેમાં વધારે સંખ્યા ઓરતોની હતી જે નાફરમાની કરતી હતી. અર્ઝ કરવામાં આવ્યું કે શું? ખુદાની નાફરમાની

કરતી હતી ? ફરમાવ્યું શૌહરની નાફરમાની કરતી હતી અને એહસાનને ઈન્કાર કરતી હતી. (તેઓનો નિયમ છે) કે જો તમે પુરી ઉંમર તેઓની સાથે એહસાન કરો, કંઈ એક વાત તમારાથી તેઓને નાપંસદ આવે તો કહેવા લાગે છે કે મેં તમારાથી કદી સારો વર્તાવ જોયો નથી.

૨૬. હઝરત અબુજર ગિફારી (રદી.) કહે છે કે (એક વખત) એક માણસથી મારે ગાલી-ગ્લૌચ (ગાળા ગાળી) થઈ. મેં તેને માની ગાળ આપી. આ પ્રસંગે હુઝુરે ફરમાવ્યું અબુજર ! શું તમે તેને માની ગાળ આપી છે ? તારામાં હજુ સુધી જાહિલિયતની અસર છે. તમારી ખિદ્મત કરવાવાળા તમારા ભાઈ છે. અલ્લાહ તઆલાએ તેઓને તમારા તાબામાં કરી દીધા છે, એટલા માટે જે માણસનો ભાઈ તેના તાબામાં હોય, તેને જોઇએ કે જે પોતે ખાય, તેને પણ ખવડાવે, જે પોતે પહેરે તેને પણ પહેરાવે અને એવા કામના માટે તેને તકલીફ ન આપો જે તેની તાકાત બહારની હોય, જો તેનાથી એવું કામ લેવાનો પ્રસંગ ઊભો થાય તો તેમાં તેની મદદ કરો.

૨૭. હઝરત અબુબક્ર (રદી.) કહે છે. મેં હુઝુર (સલ્લ.)ને ફરમાવતાં સાંભળ્યા, જ્યારે બે મુસલમાન તલવારો લઈને આપસમાં એકબીજાથી ટકરાય તો કાતિલ અને મકતુલ (કતલ થનાર) બન્ને દોઝખી છે. મેં અર્ઝ કર્યું હે અલ્લાહના રસુલ (સલ્લ) ! કાતિલ તો ગુનો કરવાવાળો છે, પરંતુ મકતુલ (કતલ થનાર)એ શું ગુનો કર્યો છે ? ફરમાવ્યું તે પોતાના મુકાબલાના (મુસલમાન) ને કતલ કરવાની લાલચ કરતો હતો.

૨૮. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે જ્યારે આયાત 'અલ્લજીન આમનુ વલમ યલબસુ ઈમાનુહુમ બિ જુલ્મિન' નાઝીલ થઈ તો સહાબા (રદી.) એ પુછ્યું, શું અમારામાંથી તો કોઈએ જુલ્મ કર્યો નથી ? તે સમયે અલ્લાહ તઆલાએ નાઝીલ ફરમાવી કે 'શિર્ક' ચોક્કસ (યકીનન) મોટો જુલ્મ છે.

..હઝરત અબુ હુરૈરહ (રદી.)નું કહેવું છે કે હુઝૂર (સલ્લ.) એ ફ..માવ્યું, મુનાફિકની ત્રણ નીશાનીઓ છે. જ્યારે તે વાયદો કરે, તો તેને પુરો ન કરે. વાત કરે તો જૂઠું બોલે (તેની પાસે) અમાનત રાખવામાં આવે તો ખિયાનત કરે.

૩૦.હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી-) કહે છે કે હુઝુરે ફરમાવ્યું, જે માણસમાં આ ચાર વાતો હોય, તેઓ પાકા મુનાફિક છે. અને જેમાં એક વાત હોય તેમાં નિફાક (મુનાફિકહોવા) ની એક આદત છે. ત્યાં સુધી કે તેને છોડી દે. (૧) જ્યારે (તેની પાસે) અમાનત રાખવામાં આવે તો ખિયાનત કરે. (૨) જ્યારે વાત કરે તો જૂઠું બોલે (૩) જ્યારે વાયદો કરે તો તેની વિરુદ્ધ કરે. (૪) જ્યારે લડાઈ થાય તો ગાળો બકવા લાગે.

૩૧.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જે માણસ શબેકદ્રમાં ઈમાનની સાથે સાથે સવાબની ઇચ્છા માટે કિયામ નમાઝ પઢે તો તેના આગળના ગુનાઓ બક્ષી દેવામાં આવે છે.

૩૨.હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે હુઝુરે ફરમાવ્યું, જે માણસ ખુદાના રસ્તામાં (જેહાદના માટે) નિકળે, અલ્લાહ પર ઈમાન અને રસુલોની તસ્દીક (કબુ માનવું)ના સિવાય બીજી કોઇ ચિઝે તેને (ઘરથી બહાર) ન નિકાળ્યો હોય, તો ખુદાએ તેના માટે નક્કી કરી દીધું છે. યા તો સવાબનો અજ્ર (બદલો) અનો ગનીમત આપીને તેને અસલ હિરહમ વાપસ કરી આપશે અથવા તેને જન્નતમાં દાખલ કરશે. જો મને મારી ઉમ્મત પર બોજ નાખવાનો ડર નહોતો તો હું (મુજાહિદિનના) કોઈ લશ્કરથી પાછળ ન રહેતો, અને તેને પસંદ કરતો કે અલ્લાહ તઆલાના રસ્તામાં મારવામાં આવે, ફરીથી જીવતો કરવામાં આવે, ફરીથી મારવામાં આવે, ફરથી જીવતો કરવામાં આવે, ફરીથી મારવામાં આવે.

૩૩.હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે. હુઝૂર (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ રમઝાનમાં ઈમાનની સાથે સવાબની ઇચ્છાના માટે કિયામ નમાઝ પઢે છે, તેના પાછલા ગુનાઓ માફ કરી દેવામાં આવે છે.

૩૪.હઝરત બરાઅ બિન આઝિબ (રદી-) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) જ્યારે પહેલી વખત મદીના તશરીફ લાવ્યા તો અન્સારના ત્યાં પોતાની નનિહાલમાં રોકાયા અને ૧૬-૧૭ મહિના બૈતુલ મુકદ્દસની તરફ નમાઝ પઢી. (પરંતુ) આપને આ વાત પસંદ હતી કે આપનો કિબ્લો બૈતુલ્લાહ હોય. આ બાબતમાં સૌથી પહેલાં આપે અસ-

રની નમાઝ પઢી. નમાજમાં એક જમાઅત આપની સાથે શામેલ હતી જમાઅતમાં શામેલ લોકોમાંથી નમાઝના બાદ એક માણસ (મસ્જિદથી) નિકળ્યો અને એક મસ્જિદની તરફથી પસાર થયો. તો ત્યાં લોકો, રૂકુઅમાં હતા. અને બૈતુલ મુકદ્દસની તરફ રૂકુઅ હતો. આ માણસ કહેવા લાગ્યો કે ખુદાની કસમ! મેં (અત્યારે) રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે મક્કાની તરફ મોં કરીને નમાઝ પઢી છે. (આ સાંભળીને) લોકો તે જ હાલતમાં કાબાની તરફ ફરી ગયા. જ્યારે આપ બૈતુલ મુકદ્દસની તરફ નમાઝ પઢતા હતા તો આ વાત યહુદીઓ અને બીજા કિતાબવાળાઓને પસંદ ન હતી. પરંતુ જ્યારે બૈતુલ્લાહની તરફનો હુકમ આપવામાં આવ્યો તો તેઓએ આનો ઇન્કાર કરી દીધો.

૩૫.હઝરત અબુ સઇદ ખુદરી (રદી-) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતા સાંભળ્યા કે જ્યારે બંદો મુસલમાન થાય છે અને તેનું ઈસ્લામ સાચું (તે પાકું) થઇ જાય છે તો અલ્લાહ તઆલા તેના બધા પાછલા ગુનાહો માફ કરી દે છે. અને તેના પછી તેની દરેક નેકીનો બદલો (દસ) ૧૦ ગણાથી સાતસો (૭૦૦) ગણા સુધી કરી દે છે. અને બુરાઈનો બદલો બુરાઇ જેટલો હોય છે. પરંતુ આ કે અલ્લાહ તઆલા આનાથી દરગુજર ફરમાવે.

૩૬.હઝરત આઈશા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) (એક વખત) મારા ત્યાં તશરીફ લાવ્યા. મારી પાસે એક ઓરત મૌજુદ હતી. હુઝુરે ફરમાવ્યું, આ કોણ છે? મેં અર્ઝ કરી. ફલાણી ઔરત છે. જેની નમાઝની જ્યાદતીની (વધારે) પઢવાની ચર્ચા થઈ રહી છે. ફરમાવ્યું, રોકાઈ જાવ. પોતાના પર એટલો જ બોજ ઉઠાવો, જેટલો તમારી તાકાતમાં હોય. કારણ કે ખુદાની કસમ! જ્યાં સુધી તમે પોતે પોતાને તકલીફમાં ન નાંખો, ખુદા તમોને તકલીફમાં નથી નાખતો, હઝરત ઉમ્મુલ મોમિનીન ફરમાવે છે કે હુઝુરને તે જ દિની વાત પસંદ હતી જેની માણુસ હંમેશા પાબંદી કરી શકે.

૩૭.હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણુસ 'લાઈલાહા ઈલ્લલ્લાહ' ને માનતો હોય અને તેના દિલમાં જવ બરાબર નેકી હોય, તે દોઝખથી નિકાળમામાં આવશે અને જે માણુસ 'લાઈલાહા ઇલ્લલ્લાહ' કહે અને તેના દિલમાં જ ઘઉં જેટલી નેકી હોય તેને પણ દોઝખથી નિકાળી લેવામાં આવશે.

૩૮. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) કહે છે કે એક યહુદીએ મારાથી કહ્યું કે હે અમીરૂલ મોમિનીન! તમારી કિતાબમાં એક આયત છે. જેની તમે તિલાવત હુ કરો છો. જો તે અમારા પર (યહુદીઓ) નાઝીલ થતી તો અમે તે દિવસને ઇદ તરીકે મનાવતા. મેં કહ્યું કે કઈ આયત છે? તે કહેવા લાગ્યો 'અલ યૌમ અકમલતુ લકુમ દીનકુમ' (છેવટ સુધી) મેં કહ્યું, અમે પણ તે દિવસ અને તે જગ્યાને જાણીએ છીએ, જયારે કે હુઝુર પર આ આયત નાઝિલ થઇ હતી. આપ જુમ્આના દિવસે (તે સમયે) અરફાતના સ્થળે ઉભા રહ્યા હતા.

૩૯. હઝરત તલ્હા બિન ઉબેદુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં એક નજદી હાજર થયો. તેના બાલ વિખરાયેલા હતા. અમને તેના અવાજની ગણગણાહટ તો સંભળાતી હતી. પરંતુ સમજમાં કંઇ આવતું ન હતું. જયારે તે પાસે આવ્યો તો (ખબર પડી) કે ઇસ્લામના વિષે પુછી રહ્યો છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું દિવસ રાતમાં પાંચ નમાઝો છે. તેણે અર્ઝ કર્યું શું મારા પર આના સિવાય કોઇ બીજી (નમાઝ) પણ છે? આપે ફરમાવ્યું, નહિ. પરંતુ તમે જો નફિલો પઢો (તો સારુ) પછી આપે ફરમાવ્યું. અને રમઝાનના રોઝા પણ છે. તેણે અર્ઝ કર્યું. શું મારા પર તેમના સિવાય બીજા (રોઝા) પણ છે? આપે જવાબ આપ્યો, નહિ. પરંતુ આ કે તમે નફ્લી રોઝા રાખો (તો સારું છે.) રિવાયત કરવાવાળાનું બયાન છે કે તેના પછી તે માણસ પીઠ ફેરવીને આ કહેતાં કહેતાં ચાલ્યો ગયો કે ખુદાની કસમ! ન તેના પર વધારો કરીશ, ન કમી. (આ સાંભળીને) હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જો તેણે સાચું કહ્યું છે તો તેની કામિયાબી હાસિલ થઇ ગઇ.

૪૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ ઇમાનની સાથે અને સવાબની આશાથી કોઈ મુસલમાનના જનાઝા સાથે જાય અને નમાઝ અને દફનથી ફારિગ થવા સુધી તેની સાથે રહે તો તે બે કિરાત સવાબ લઇને પાછો ફરશે. દરેક કિરાત ઓહદના પહાડની બરાબર હશે. અને જે માણસ નમાઝ પઢીને દફનના પહેલાં પાછો આવી જશે, તે એક કિરાત લઈને પાછો આવશે (એટલે કે આટલો સવાબ મલશે.)

૪૧. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) થી રિવાયત છે કે

હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મુસલમાનોને ગાળો દેવી ફિસ્ક (ગુનો) છે. અને તેને કતલ કરવો કુફ્ર છે.

૪૨. હઝરત ઉબાદા બિન સામિત (રદી.) થી રિવાયત છે કે (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) શબે કદ્રની ખબર આપવા માટે (મકાનથી) નિકળ્યા. બે મુસલમાન બહાર ઝગડી રહ્યા હતા. આપે ફરમાવ્યું. હું તમને શબે કદ્રની ખબર આપવા નિકળ્યો હતો. પરંતુ ફલાણા ફલાણા માણસો આપસમાં ઝગડી રહ્યા હતા જેથી તે ભુલાવી દેવામાં આવી અને આશા છે કે તે તમારા માટે બહેતર હશે. તેને સત્તાવીસમી, પચ્ચીસમી, ઓગણત્રીસમી તારીખોમાં શોધો.

૪૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલે અકરમ (સલ્લ.) એક દિવસ લોકોના પાસે આવ્યા. એક માણસે આવીને પુછયું કે ઇમાન શું વસ્તુ છે? આપે ફરમાવ્યું. ઇમાન આ છે કે તમે ખુદા પર તેના ફરિશ્તાઓ પર અને (કયામતમાં) તેના હિસાબ, કિતાબ વગેરે પર અને તેના રસુલો પર દિલથી યકીન રાખો. અને મરવા પછી જીવતા થવાનું સાચું માનો. તેણે અર્ઝ કર્યું. ઇસ્લામ શું વસ્તુ છે? ફરમાવ્યું. ઇસ્લામ આ છે કે તમે ખુદાની સાથે કોઈને ભાગીદાર ન બનાવો. તેની જ ઇબાદત કરો. નમાઝ સારી રીતે પઢો. ઝકાતનું ફર્ઝ અદા કરો. અને રમઝાનના રોઝા રાખો. તેણે અર્ઝ કર્યું. ખૂબી શું છે? ફરમાવ્યું. ખૂબી આ છે કે તમે અલ્લાહની એ રીતે ઇબાદત કરો જાણે ખુદાને જોઈ રહ્યા છો. જો આ મરતબો હાસિલ ન થાય તો એટલું (તો હોય) કે ખુદા તમને જોઇ રહ્યો છે. તેણે અર્ઝ કર્યું કયામત કયારે થશે? ફરમાવ્યું. જેનાથી પુછી રહ્યા છો તે પુછવા-વાળાથી વધારે કયામતના વિષે જાણતો નથી. હા, હું તમને તેની નિશાનીઓની જાણકારી આપું છું. જયારે બાંદી પોતાના માલિકને જણશે, જયારે ઊંટોના ચરાવવાવાળા ઊંચી ઊંચી ઇમારતો બનાવશે, (તે સમયે કયામત નજીક હશે). (કયામતનું ઇલ્મ) તે વસ્તુઓમાંથી એક છે જેઓને અલ્લાહ તઆલાના સિવાય બીજું કોઈ જાણતું નથી. પછી આપે આ આયત તિલાવત કરી. 'ઇન્નલ્લાહ ઇન્દહુ ઇલ્મુસ્સાઅત' (છેવટ સુધી) તેના પછી તે માણસ જતો રહ્યો. આપે ફરમાવ્યું તેને પાછો બોલાવો. પરંતુ લોકોને તે ન મળ્યો. આપે ફરમાવ્યું, આ જીબ્રઈલ હતા જે લોકોને દિનની તાલિમ આપવા આવ્યા હતા.

૪૪. હઝરત નોઅમાન બિન બશીર (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા. હલાલ પણ ખુલ્લું છે અને હરામ પણ સ્પષ્ટ છે. અને આ બન્નેની વચ્ચે શકની વસ્તુઓ છે જેને ઘણા ખરા લોકો જાણતા નથી. જે શકથી બચતો રહ્યો તેણે દિન અને આબરુને બચાવી લીધી. અને જે શકમાં પડી ગયો તે જાનવરની જેમ છે જે (ચરવાની જગ્યા) વાડીની આસપાસ ચરે છે. ઘણુંજ શક્ય છે કે આ વાડીમાં પ્રવેશી જાય. તમને આ વસ્તુની જાણ હોવી જોઈએ કે દરેક બાદશાહના કાનુન (હુકમ)ની એક હદ હોય છે. અને ખુદાના હુકમોની હદમર્યાદા મના કરેલી વસ્તુઓ છે. આ પણ યાદ રાખો કે શરીરમાં એક ટુકડો છે કે જો તે સારો છે તો બધુંજ શરીર ઠીક છે. જો તે બગડી ગયો તો પૂરું શરીર બગડી જાય છે. તો સાંભળો તે ટુકડો દિલ છે.

૪૫. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે જ્યારે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં અબ્દુલ કૈસનું વફદ (પ્રતિનિધિમંડળ) આવ્યું, તો આપે ફરમાવ્યું, ખુશ ! આમદીદ ! તમારા માટે ! ન તમે રૂસ્વા (માન વિહોણા) છો, ન શરમિંદા. તેઓએ અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.), અમારા અને હુઝુરના વચ્ચે મુઝર ખાનદાનના કુફ્ફારો જાહિલ છે. એટલા માટે અમે આ મહિના (હરામ)ના સિવાય તો હાજર થઈ શકતા નથી. આપ અમને એવી સારી વાત બતાવી દો કે અમે અમારા બીજા માણસોને આની ખબર આપી દઈએ અને બધા જન્નતમાં દાખલ થઈ શકે. (એટલે કે આખેરતમાં અમારો છૂટકારો થઈ જાય.) તેના પછી તેમણે શરાબના વિષે પુછયું, હુઝુરે આ ચાર વસ્તુઓને કરવાનો હુકમ આપ્યો અને આ ચાર વસ્તુઓથી મના ફરમાવ્યું. તેઓને એક અલ્લાહ પર ઈમાન લાવવાનો, નમાઝ સારી રીતે પઢવાનો, ઝકાત અદા કરવાનો, રમઝાનના રોઝા રાખવાનો અને ગનિમતના માલમાંથી પાંચમો ભાગ આપવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું, તમે જાણો છો કે ઈમાનનો શો મતલબ છે ? તેમણે અર્ઝ કર્યું કે અલ્લાહ અને અલ્લાહના રસુલ સારી રીતે જાણે છે. આપે ફરમાવ્યું કે ઈમાન આ વાતની ગવાહી આપવાનું નામ છે કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તેનો કોઈ ભાગીદાર નથી. અને હઝરત મોહંમદ (સલ્લ.) અલ્લાહના રસુલ છે. જે ચાર વસ્તુઓથી મના ફરમાવ્યું છે તે આ છે. લિલા રોગનના બરતનથી, કદુની તાંબાની લાકડીના પ્યાલા અને તાબિર (કોહેલું લાકડું) રાલની

પાલિશવાળાં બરતન (આ ચાર વસ્તુઓથી ના ઉપયોગથી પરહેઝ કરો) પછી તેઓએ યાદ કરી લીધી અને પોતાના લોકોને આ ઉપરોક્ત વાતોની માહિતી આપી.

૪૬ હઝરત અબુ મસઉદ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યુ જો માણસ પોતાના ઘરવાળાઓ (બિવી, બચ્ચાં) પર નેક નૈયતી અને સવાબની નૈયતથી ખર્ચ કરે, તો આ તેના માટે સદકો છે.

૪૭ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.)ના હાથ પર નમાઝ પઢવાની, ઝકાત અદા કરવાની અને દરેક મુસલમાન સાથે ભલાઈ કરવાની બૈઅત કરી.

૪૮ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હું હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કર્યું. હું હુઝુર (સલ્લ.)ના ઈસ્લામ પર બૈઅત કરું છું. આપે દરેક મુસલમાન સાથે ભલાઈની શરત મૂકી અને મેં તે શરતો પર બૈઅત કરી લીધી.



# ઈલ્મના બયાન વિષે

૪૯.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) મજલિસમાં લોકોની સામે હદીસ બયાન ફરમાવી રહ્યા હતા કે એક ગામડિયો આપની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરવા લાગ્યો. કયામત કયારે થશે? (પરંતુ આપ) લગાતાર હદીસ બયાન કરતા રહ્યા. અમુક લોકોએ વિચાર કર્યો કે હુઝુર (સલ્લ.)એ સાંભળી તો લીધું, પરંતુ આપને પસંદ ન પડયું, (એટલા માટે જવાબ ન આપ્યો). અમુકનો ખ્યાલ હતો કે હુઝુરે સાંભળ્યું જ નથી. ખૈર! જ્યારે આપ વાત પુરી કરી ચુકયા તો ફરમાવ્યું. કે કયામતના વિષે પુછવાવાળો કયાં છે? ગામડિયાએ અર્ઝ કર્યું, હું હાજર છું. આપે ફરમાવ્યું. જ્યારે અમાનત ખત્મ થવા લાગે તો કયામતનો ઈંતિઝાર રાખો. ગામડિયાએ અર્ઝ કર્યું, અમાનતનું ખત્મ થવું કેવું? ફરમાવ્યું, જ્યારે દિનનું કામ એવા લોકોને સોંપાય જે તેના લાયક ન હોય. તો કયામતનો ઈંતેઝાર કરો.

૫૦.હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે એક સફરમાં અલ્લાહના રસુલ (સલ્લ.) અમારાથી પાછળ રહી ગયા. થોડા સમય પછી આપ અમારા લોકો સુધી પહોંચી ગયા. નમાઝનો સમય જો કે નજીક આવી ગયો હતો એટલા માટે અમે લોકો વુઝુ કરી રહ્યા હતા (જલ્દીના કારણે) અમે પગો પર પાણી ફક્ત હાથ પલાડી તેને ફેરવતા

રહ્યા. આપે ઊંચા અવાજથી ફરીથી ઈરશાદ ફરમાવ્યો કે એડીઓના માટે દોઝખનો ભાગ વેલ છે એટલે કે એડીઓ જો કોરી રહી જાય તો દોઝખમાં સળગાવવામાં આવશે.

૫૧ હઝરત ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે. હુઝુરે ફરમાવ્યું ઝાડમાં એક એવું ઝાડ છે જેનાં પાંદડાં પડતાં નથી અને આજ મિસાલ મુસલમા-

નોની છે. બતાવો તે કયું ઝાડ છે? (આ સાંભળીને) લોકો જંગલના ઝાડના વિષે વિચારવા લાગ્યા. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે મારા દિલમાં આવ્યું હતું કે તે ખજૂરનું ઝાડ છે. (કહેતાં) મને શરમ આવી-છેવટે લોકોએ કહ્યું કે હુઝુર જ બતાવી દે. આપે ફરમાવ્યું. તે ખજૂરનું ઝાડ છે.

૫૨. હઝરત અનસ (રદી.) કહે છે, અમે લોકો આપની સાથે મસ્જિદમાં બેઠેલા હતા. એક માણુસ ઊંટ પર આવ્યો, ઊંટને મસ્જિદમાં બેસાડીને કોઈ વસ્તુથી બાંધી દીધો. અને પછી કહેવા લાગ્યો. તમારામાંથી મોહંમદ (સલ્લ.) કોણુ છે? હુઝુર (સલ્લ.) તે સમયે તકીયો લગાવીને બેઠેલા હતા. અમે બતાવ્યું કે આ માણુસ જે સફેદ તકીયો લગાવીને બેઠા છે તે મોહંમદ (સલ્લ.) છે. તે કહેવા લાગ્યો, હે ઈબ્ને અબ્દુલ મુત્તલિબ, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જી, હું સાંભળી રહ્યો છું. તેણે કહ્યું કે હું આપનાથી કંઈક પુછીશ અને પુછવામાં સખ્તીથી કામ લઈશ. આપ મારા તરફથી દિલમાં કંઈ ખ્યાલ ન કરશો. ફરમાવ્યું. નહિ. જે કંઈ પુછવું હોય તો પુછો. તે કહેવા લાગ્યો, આપને આપના પરવરદિગાર અને પહેલા લોકોના પરવરદિગારની કસમ! મને બતાવો કે શું અલ્લાહ તઆલાએ આપને બધા લોકોના માટે પૈગંબર બનાવીને મોકલ્યા છે? આપે અલ્લાહ તઆલાને ગવાહ બનાવીને ફરમાવ્યું. હા. પછી તેણે કહ્યું, હું આપને ખુદાની કસમ આપું છું કે શું અલ્લાહે આપને દિવસ રાતમાં પાંચ નમાઝોનો હુકમ આપ્યો છે? આપે ખુદાને ગવાહ કરીને ફરમાવ્યું, હા. પછી તેણે કહ્યું કે આપને ખુદાની કસમ! શું આપને ખુદાએ હુકમ આપ્યો છે કે સદકો માલદારોથી વસુલ કરીને ગરીબોમાં વહેંચી દો? આપે ખુદાને ગવાહ બનાવીને ફરમાવ્યું, હા. તે સમયે તે માણુસ કહેવા લાગ્યો કે આપ જે કંઈ લઈને આવ્યા છો, હું બધા પર ઈમાન લઈ આવ્યો. હું મારી કોમનો કાસિદ છું. અને મારું નામ જમામ બિન સલબા છે જે બનિ સઅદ બિન વક્કાસના ભાઈ છે.

૫૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ બેહરૈનના સરદારના નામે એક માણુસના હાથે કાગળ મોકલ્યો. બેહરૈનના હાકિમે તે કાગળ કિસરાને મોકલી દીધો. જ્યારે કિસરાએ તેને પઢયો તો (ગુસ્સે થઈને) ટુકડે ટુકડા કરી નાખ્યા. હુઝુર (સલ્લ.)ને જ્યારે આ ખબર પડી તો તેના માટે બદદુઆ કરી કે તેના પણ ટુકડે ટુકડા કરી

નાખવામાં આવે. તો ખરેખર કિસરાને તેના બેટાએ કત્લ કરી દીધો.

૫૪. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુરે એક કાગળ લખ્યો અથવા લખવાનો ઇરાદો ફરમાવ્યો. આપનાથી અર્ઝ કરવામાં આવ્યું કે તે લોકો મુહર (સિક્કો) વગર કાગળ પઢતા નથી. એટલા માટે આપે ચાંદીની વીંટી બનાવડાવી. મને તેની સફેદી આપના મુબારક હાથમાં હજુ સુધી જણાઈ રહી છે.

૫૫. હઝરત અબુ વાકિદ લેસી (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) (એક વખત) મસ્જિદમાં તશરીફ રાખેલા હતા અને લોકો પણ આપની સાથે હતા કે એકાએક ત્રણ માણસો આવ્યા. બે તો રસુલુલ્લાહ (સલ્લ.) ની તરફ આવ્યા અને એક ચાલ્યો ગયો. પછી આ બન્નેમાંથી એક આપની સામે ઉભો રહી જમાઅતની અંદર જગ્યા જોઇને બેસી ગયો અને બીજો લોકોની પાછળ બેસી ગયો. બાકી ત્રીજો પીઠ ફેરવીને ચાલ્યો જ ગયો હતો. તેના પછી આપ જ્યારે ફારિગ થયા તો ફરમાવ્યું, શું હું આ ત્રણે માણસોની હાલતની તમને જાણકારી આપું ? (તો સાંભળો (એક તો અલ્લાહ તઆલાનો સહારો માગ્યો તો ખુદાએ પણ તેને પનાહ આપી. બીજાએ શરમ કરી. ખુદાએ પણ તેનાથી શરમ કરી અને ત્રીજાએ પીઠ ફેરવી લીધી. ખુદાએ પણ પીઠ ફેરવી લીધી.

૫૬. હઝરત અબુબક (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર ઊંટ પર તશરીફ રાખેલા હતા. એક માણસ તેની નકીલ અથવા લગામ પકડેલ હતો. આપે ફરમાવ્યું આજે શું દિવસ છે? અમે બધા આ ખ્યાલથી ચૂપ રહ્યા કે કદાચ આપ તેના નામના સિવાય કોઇ બીજું નામ બતાવે. આપે ફરમાવ્યું કે શું આજ કુરબાનીનો દિવસ નથી? અમે અર્ઝ કર્યું, જી હા. પછી આપે ફરમાવ્યું, કયો મહિનો છે? અમે એ ખ્યાલથી ચૂપ રહ્યા કે (કદાચ) આપ બીજું નામ બતાવશો., આપે ફરમાવ્યું. જિલહજ્જ નથી? અમે અર્ઝ કર્યું જી, હા. આ પર હુઝુરે ફરમાવ્યું, તમારુ ખૂન, માલ અને આબરુ તમારા આપસમાં એવી રીતે હરામ છે જેવી રીતે આ દિવસે, આ મહિને અને આ શહેરમાં હરામ છે (આ પૈગામ) જરૂરી છે જે હાજર છે તેઓ તેઓને પહોંચાડી દે જે અહીંયાં હાજર નથી, કારણ કે શકય છે કે જે માણસને પૈગામ પહોંચાડવામાં આવે તે હાજર રહેવાવાળાઓથી વધારે યાદ રાખવા વાળો હોય.

૫૭.હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) અમોને કોઈ કોઈ દિવસ વાજ (નસીહત) ફરમાવ્યા કરતા હતા. કારણકે આપ અમારા પર તકલીફ નાખવાને ખરાબ સમજતા હતા.

૫૮-હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. આસાની પૈદા કરો. દુશ્વારી (કઠણતા) પૈદા ન કરો. ખુશખબરીઓ આપો અને નફરત ન આપો.

૫૯.હઝરત મુઆવિયા (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.)ને ફરમાવતાં સાંભળ્યા કે અલ્લાહ તઆલા જે માણસની ભલાઈ ચાહે છે તેને દિનની સમજ અતા ફરમાવે છે. હું ફક્ત વહેંચવાવાળો છું. બાકી ખુદા આપે છે. મોહંમદ (સલ્લ.)ની આ ઉમ્મત હંમેશાં અલ્લાહ તઆલાના હુકમ પર કાયમ રહેશે. આપની મુખાલેફત (વિરોધ) કરવાવાળા માણસો તેઓને નુકસાન પહોંચાડી શકશે નહિ. ત્યાં સુધી કે ખુદાનો હુકમ (એટલે કે કયામતનો દિવસ) આવી જશે.

૬૦.હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અમે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર હતા. એક ખજૂરનું ઝાડ લાવવામાં આવ્યું અને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ઝાડમાં એક ઝાડ એવું છે. તેના પછી ઇબ્ને ઉમર (રદી) પાછલી પુરી હદીસ બયાન કરી અને અહીંયા આ વધારે ઉમેર્યું કે જો કે હું જમાઅતમાં નાનો હતો એટલા માટે ચૂપ રહ્યો.

૬૧.હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે જો ઈર્ષા જાઈઝ હોતી તો બે માણસો પર હોતીઃ એક તે માણસ જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો અને અલ્લાહ તઆલાએ તેના માલને હકના રસ્તામાં ખર્ચ કરવાની તૌફીક આપી હોય. બીજો તે માણસ જેને અલ્લાહ તઆલાએ હિકમત આપી હોય અને તે તેના પ્રમાણે ફેંસલા કરતો હોય અને તાલિમ આપતો હોય.

૬૨.હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ મને સીનાથી લગાવીને ઇરશાદ ફરમાવ્યો. ઈલાહી આને કુરઆનનું ઈલ્મ અતા ફરમાવ–એટલે કે 'અલ્લાહુમ્મ અલ્લિમહુલ કિતાબ.'

૬૩.હઝરત અબ્બાસ (રદી.) કહે છે કે હું ખચ્ચરી પર સવાર થઈને (આપની ખિદમત)માં આવ્યો. હું તે સમયે જવાન થવાના નજીક હતો. હુઝુર (સલ્લ.) તે સમયે મિનાના મકાનમાં (સ્થળે) આગળ દિવાલ

વગરની જગ્યાએ નમાઝ પઢી રહ્યા હતા. મેં એક સફના સામે થઈને ખચ્ચરીને છોડી દીધી અને હું જાતે સફમાં દાખલ થઈ ગયો. પરંતુ અલ્લાહના રસુલ (સલ્લ.)એ મારા પર નારાજગી જાહેર ન ફરમાવી.

૬૪.હઝરત મહમુદ બિન રબીઅ (રદી.) કહે છે કે મને યાદ છે જ્યારે હું પાંચ વર્ષનો હતો તો હુઝુર (સલ્લ.)એ ડોલથી (પાણી લઈને) મારા ચહેરા પર કોગળો નાંખ્યો હતો.

૬૫.હઝરત અબુ મુસા (રદી.) કહે છે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે જે ઇલ્મ અને હિદાયતની સાથે મને મોકલાવામાં આવ્યો છે તેની મિસાલ વધારે વરસાદ થવાની જેમ છે. જે જમીન પર પડે છે. જે જમીન સાફ અને ઉમદા હોય છે તે પાણીને કબુલ કરી લે છે, અને લીલું ઘાસ ઉગાડે છે; જે જમીન કઠણ હોય છે તે પાણીને રોકી લે છે અને ખુદા તેનાથી લોકોને ફાયદો પહોંચાડે છે. તે પીએ છે,ઝાડ વગેરેને સિંચે છે, ખેતી કરે છે અને જે જમીન વેરાન અને ચટિયલ હોય છે તે ન પાણીને રોકે છે, ન ઘાસ ઉગાડે છે. આ મિસાલ તે માણસની છે જે દિનનો ફકીહ છે. જે કંઈ હું લઈને આવ્યો છું તેનાથી ખુદા તેને ફાયદો પહોંચાડે છે અને પોતે પણ શીખે છે. અને બીજાઓને પણ શીખવાડે છે. બાકી જેણે તેને પ્રાપ્ત કરવા માટે કોશિશ ન કરી તે ખુદાની તે હિદાયતને કબુલ નથી કરતો જેને હું લઈને મોકલવામાં આવ્યો છું.

૬૬.હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. ઇલ્મનું ઊઠી જવું, જહાલત (અજ્ઞાનતા)નું કાયમ થઈ જવું, શરાબનું પીવું, ઝિનાનું ખુલ્લમ ખુલ્લા થવું કયામતની નિશાનીઓમાંથી છે.

૬૭.હઝરત અનસ (રદી.) કહે છે કે હું તમને એક હદીસ સંભળાવું છું. મારા પછી તેમને તે કોઈ નહિ સંભળાવશે. મેં હુઝુર (સલ્લ..) ને ફરમાવતાં સાંભળ્યા છે કે કયામતની નિશાનીઓમાંથી છે— ઇલ્મની કમી, અજ્ઞાનતા અને ઝિનાનું જાહેર થવું, સ્ત્રીઓનું વધારે હોવું અને મર્દોની કમી ત્યાં સુધી કે એક મર્દ પચાસ સ્ત્રીઓનો સરપરસ્ત (સંભાળ રાખનાર) હશે.

૬૮.હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.)ને ફરમા. વતાં સાંભળ્યા કે (એક દિવસ) હું સુઈ રહ્યો હતો. મારી પાસે દૂધનો

પ્યાલો લાવવામાં આવ્યો. મેં એટલું પીધું કે મને તેની ભિનાશ મારા નખોથી નિકળતી હજુ સુધી જણાઈ રહી છે. પછી વધેલું દૂધ હઝરત ઉમર (રઝી.)ને આપી દીધું. લોકોએ અર્ઝ કર્યું. પછી હુઝુર (સલ્લ.) એ આની શું તાબીર આપી ? ફરમાવ્યું 'ઈલ્મ.'

૬૯. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રઝી.) કહે છે કે વિદાઈ હજ્જમાં હુઝુર મિનાના સ્થળે લોકોને (તાલીમ આપવા માટે) રોકાઈ રહ્યા. લોકો આપનાથી કેટલાક મસલાઓના વિષે પુછી રહ્યા હતા જેથી એક માણસે અર્ઝ કર્યું, કે મે બેખબરીમાં ઝિબ્હના પહેલાં માથું મુંડાવી લીધું. આપે ફરમાવ્યું. કંઈ વાંધો નહિ, (હવે જ્યારે જિબ્હ કરી લો) હવે રમી કરો. (રિવાયત કરવાવાળાનું બયાન છે)કે તેના પછી હુઝુરથી જે કામના વિષે પુછવામાં આવ્યું. ચાહે તેને પહેલાં હોય કે બાદમાં કરી લેવામાં આવ્યું આપે એ જ ફરમાવ્યું, હવે કરી લો, કોઈ નુકસાન નથી.

૭૦. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે ઈલ્મ કબ્જે કરી લેવામાં આવશે; જહાલત (અજ્ઞાનતા, ખુલ્લમ ખુલ્લા થઇ જશે અને ફિત્ના વધારે થઈ જશે. અર્ઝ કરવામાં આવ્યું હે અલ્લાહના રસુલ ! ફિત્ના કેવા ? હુઝુરે પોતાના મુબારક હાથથી ઈશારો કરીને બતાવ્યો જેનો મતલબ કિતાલ (લડાઇ) હતો.

૭૧. હઝરત અસ્મા બિન્તે અબુબક્ર (રઝી.) કહે છે કે હું હઝરત આઈશા (રઝી.)ની પાસે ગઈ. આપ નમાઝ પઢી રહ્યા હતા. મેં કહ્યું, લોકોને શું થઈ ગયું છે (કે આટલા ગભરાઇ રહ્યા છે ?)હઝરત આઈશા (રઝી.)એ આસમાનની તરફ ઈશારો કર્યો. મેં જોયું કે નમાઝે (સૂર્ય ગ્રહણ) પઢવા માટે ઉભા છે. પછી હઝરત આઈશા (રઝી.)એ ફરમાવ્યું. સુબ્હાનલ્લાહ ! મેં કહ્યું, આ તો (અઝાબની ઓળખ છે.) તેમણે માથાથી ઈશારો કર્યો એટલે કે હા હું પણ નમાઝ પઢવા માટે ઉભી થઇ પરંતુ મને ચક્કર આવી ગયાં, (એટલા માટે) હું મારા માથા પર પાણી નાંખવા લાગી. તેના પછી અલ્લાહના રસુલ (સલ્લ.)એ ખુદાની હમ્દ અને સના કરી અને ફરમાવ્યું, જે ચીઝ મેં પહેલાં જોઇ ન હતી તે આ સ્થળે જોઈ લીધી. ત્યાં સુધી કે જન્નત અને દોઝખ (જોઇ લીધાં) મને 'વહી' થઈ છે કે કબરોમાં તમારું ઈમ્તેહાન મસીહુલ દજ્જાલના ઈમ્તેહાનની જેમ લેવામાં આવશે. અને પુછવામાં આવશે કે

આ માણુસના વિષે શું જાણો છો ? ઈમાનદાર અથવા યકીન રાખવાવાળો માણુસ.જવાબ આપશે, મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) છે. અમારી પાસે ખુલ્લમ ખુલ્લી સ્પષ્ટ નિશાનીઓ અને હિદાયત લઇને આવ્યા હતા. અમે આપને કબુલ કર્યા અને આપની પેરવી કરી હતી. (આ મોહંમદ સલ્લ.) છે. આ શબ્દ ત્રણ વખત કહેશે તે સમયે તે માણુસથી કહેવામાં આવશે. આરામ અને ચૈનથી સુઈ રહો, બાકી મુનાફીક અને શક કરવાવાળો કહેશે મને કઈ જાણકારી નથી. લોકોને જે કહેતાં સાંભળ્યા હતા મેં પણ તે કહી દીધું હતું.

૭૨. હઝરત ઉકબા બિન હારિસ (રદી.) કહે છે મેં અબુ અહહાબની બેટીથી નિકાહ કર્યા. તેના પછી મારાથી એક સ્રી આવીને કહેવા લાગી કે મેં તમને અને આ છોકરીને દૂધ પીવડાવ્યું છે. જેની સાથે તમે નિકાહ કર્યા છે. મેં જવાબ આપી દીધો મને ખબર નથી કે તમે મને દૂધ પીવડાવ્યું હતું. અને ન (આના પહેલાં) તમે મને આવી જાણ કરી. આના પછી હું સવાર થઈને મદીના તૈયબામાં હઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો અને આપનાથી મસલો પુછયો. ફરમાવ્યું કેવી રીતે (નિકાહ બાકી રહી શકે છે?) જો કે તમારાથી કહી દેવામાં આવ્યું કે (તમે તેના દૂધ શરીક ભાઈ છો). મેં તેને (અલગ) જુદી કરી દીધી અને તે છોકરીએ બીજા એક માણુસથી નિકાહ કરી લીધા.

૭૩. હઝરત ઉમર (રદી.) કહે કે હું અને મારો એક પડોશી જે હુમય્યા બિન જૈદ કુટુંબનો હતો અને મદીનાની પાસેનો રહેવાવાળો હતો, વારા ફરતી હુઝુરની ખિદમતમાં હાજર થતા હતા. એક દિવસ તે જતો હતો અને એક દિવસ હું જતો હતો. જે દિવસે હું હાજર થતો હતો તે દિવસની 'વહી'ની ખબર લાવતો હતો. (અને તેનાથી કહી દેતો હતો) અને જ્યારે તે જતો તો તે પણ એવું જ કરતો હતો. એક દિવસ મારો અન્સારી મિત્ર પોતાની વારીના દિવસે આવ્યો અને જોર જોરથી મારા દરવાજાને ખટખટાવવા લાગ્યો અને કહેવા લાગ્યો, શું ઉમર (રદી.) છે ? હું ગભરાઈને નીકળ્યો તો તે બોલ્યો. મોટો બનાવ (હાદસા) બની ગયો. તે એ કે હું હફસા (રદી.) (હઝરત ઉમર (રદી.ની બેટી)ની પાસે ગયો હતો. તો તે રડી રહી હતી. મેં તેમનાથી પુછ્યું કે શું તમને અલ્લાહના રસુલુલ્લાહ (સલ્લ.) એ તલાક આપી દીધી ? તેમણે કહ્યું. મને ખબર નથી. (હઝરત ઉમર (રદી.)

કહે છે). આ સાંભળીને હું હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કર્યું, કે શું આપે ઓરતોને તલાક આપી દીધી? આપે ફરમાવ્યું, નહિ, મેં કહ્યું. 'અલ્લાહુ અકબર' (જો કે કેટલાક દિવસો માટે હુઝુર (સલ્લ.) ઓરતોથી (બિવીઓથી) અલગ થઈ ગયા હતા. એટલા માટે અન્સાર સમજ્યો કે આપે તલાક આપી દીધી. કારણ કે જહેલિયત (અજ્ઞાનતા)ના જમાનામાં અમુક દિવસો માટે બિવીથી સંબંધ ખત્મ કરી દેવાથી તલાક થઈ જતી હતી.)

૭૪.હઝરત અબુ મુસા મસઉદ અન્સારી (રદી.) કહે છે કે (એક વખત) એક માણુસે હાજર થઈને અર્ઝ કર્યું. કે હે અલ્લાહના રસુલુલ્લાહ (સલ્લ.)! ફલાણો ઈમામ નમાઝને લાંબી કરી દે છે. એટલા માટે હું જમાઅતથી નમાઝમાં શરીક થતો નથી. (કારણ કે) હું કમજોર છું. રિવાયત કરવાવાળાનું બયાન છે કે મેં વઅઝમાં તે દિવસથી વધારે કદી આપને ગુસ્સામાં જોયા નથી. આપે ફરમાવ્યું. તમે યકીનન નફરત પેદા કરો છો. જે માણુસ લોકોને નમાઝ પઢાવે, તેને જોઈએ કે નમાઝ નાની કરે, કારણ કે તેમાં બિમાર, ઘરડા અને જરૂરતવાળા બધા હોય છે.

૭૫.હઝરત જૈદ બિન ખાલિદ જુહની (રદી.) કહે છે કે એક માણુસે પડેલી વસ્તુના વિષે હુઝુર (સલ્લ.)ને પૂછયું. આપે ફરમાવ્યું. તેની બાંધણી અને દેખાવને ઓળખી લો. અને પછી એક વર્ષ સુધી તેનો પ્રચાર કરો. તેના પછી તેનો ઉપયોગ કરો. (આની વચ્ચે) જો તેનો માલિક આવી જાય તો આપી દો. તેણે પૂછયું કે શું ખોવાયેલું ? ઊંટ? (આ સાંભળીને) આપ ગુસ્સે થયા, ત્યાં સુધી કે આપનો ચહેરો લાલ થઈ ગયો. પછી ફરમાવ્યું. તારે આનાથી શું મતલબ છે? તેની મશક અને જુતાં (પગરખાં) તેની સાથે છે. પાણી પીશે. ઝાડ ખાશે. (પાંદડાં ખાશે) એટલા માટે તેને છોડી દો. તેણે અર્ઝ કર્યું, અને ખોવાયેલી બકરીઓ? (શું કરવામાં આવે?) આપે ફરમાવ્યું. તે તમારા માટે છે અથવા તમારા ભાઈ માટે અથવા વાઘ માટે.

૭૬.હઝરત અનસ (રદી.) કહે છે કે જ્યારે હુઝુર (સલ્લ.) કોઈ વાત કહેતા હતા તો ત્રણ વખત દોહરાવતા હતા. જેથી સમજી લેવામાં આવે. (ક્યાંક) ટોળામાં જતા હતા તો ત્રણ વખત સલામ કરતા હતા.

૭૭.હઝરત અબુ હુરૈરહ (રદી.) પોતાના બાપથી રિવાયત કરે છે કે

હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે ત્રણ માણુસો માટે બેવડું ઈનામ છે: એક તો તે કિતાબી માણુસ જે પોતાના નબી પર ઈમાન લઈ આવ્યો અને પછી મોહમ્મદ (સલ્લ.) પર પણ ઈમાન લઈ આવ્યો; બીજો તે ગુલામ જેણે ખુદાનો પણ હક અદા કર્યો અને પોતાના માલિકનો પણ; (ત્રીજો) તે માણુસ જેની પાસે કોઈ બાંદી હોય અને તેણે તેને ઘણો અદબ શિખવાડયો હોય, તાલીમ આપી હોય, પછી મુક્ત કરીને તેનાથી નિકાહ કરી લીધા હોય, તો તેના માટે પણ બેવડું ઈનામ છે.

૭૮. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક વખત હુઝુર (સલ્લ.) (ઇદનાં દિવસે સફોના વચ્ચેથી) નીકળ્યા અને આપને ખ્યાલ આવ્યો કે ઓરતો આપનું વઆઝ સાંભળી શકી નથી એટલા માટે આપે તેઓને નસિહત કરી અને સદકો આપવાનો હુકમ કર્યો. (હુકમના પ્રમાણે) કોઈ સ્ત્રી તો (કાનની) વાળી નાંખવા લાગી અને કોઈ વીંટી અને હઝરત બિલાલ (રદી.) ખોળામાં લેતા જતા હતા.

૭૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે મેં અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! કોણ માણુસ કયામતના દિવસે બીજા લોકોના મુકાબલામાં આપની શફાઅતથી વધારે કામિયાબ થશે? ફરમાવ્યું, 'અબુ હુરૈરહ', મારો ખ્યાલ હતો કે આ વાતને તમારા પહેલાં કોઈ પૂછશે નહિ. કારણ કે હું જોઉં છું કે તમને હદીસ હાસિલ કરવાની મોટી તલબ છે. મારી શફાઅતમાં બીજા લોકોના મુકાબલામાં તે માણુસ વધારે કામિયાબ થશે જેણે સાચા દિલથી કે મનથી લાઇલાહા ઇલ્લલ્લાહ કહ્યું.

૮૦. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ને ફરમાવતાં સાંભળ્યા કે ખુદા ઇલ્મને એવી રીતે તો કબ્જે કરશે નહિ (જેવી રીતે બંદાઓના દિલોથી નિકાળી લે છે) પરંતુ ઉલ્માઓને ઉઠાવી લેશે. અને જયારે કોઈ આલિમ બાકી રહેશે નહિ તો લોકો જાહિલોને સરદાર બનાવી લેશે અને તેમનાથી મસલાઓ પુછવામાં આવશે. તેઓ જાણ્યા પૂછ્યા વગર ફતવાઓ આપશે. પોતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે.

૮૧. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે (એક વખત) ઓરતોએ પુછ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મર્દો તો હુઝુરની

ખિદમતમાં અમારા કરતાં વધારે આવે છે. અમારા માટે પણ કોઈ દિવસ નક્કી કરી દો. આપે તેઓનાથી મુલાકાત કરવા માટે એક દિવસ નક્કી કરી દીધો અને (તે દિવસે) આપે તેઓને નસીહત ફરમાવી, હુકમો બતાવ્યા. તે બધી વાતોમાંથી, જે આપે તાલીમ ફરમાવી, એક આ પણ હતી કે જો તમારામાંથી કોઈ સ્ત્રી ત્રણ બાળકો આગળ અલ્લાહના ત્યાં મોકલી દે, તો તેના માટે તે બાળકો દોઝખથી આડ બની જશે. એક સ્ત્રીએ અર્ઝ કર્યું. જો બે હોય? (તો પણ આજ હુકમ છે.) હઝરત અબુ હુરૈરહ (રદી.)ની રિવાયત છે કે શરત એ છે કે તે બાળકો બાલીગ ન થયા હોય.

૮૨. હઝરત આઈશા (રદી.) થી રિવાયત છે, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે જેનાથી હિસાબ લેવામાં આવ્યો, તે અઝાબમાં સપડાયો. આઈશા (રદી.) એ કહ્યું શું અલ્લાહ તઆલાએ નથી ફરમાવ્યું કે જલ્દીથી તેનાથી આસાન હિસાબ લેવામાં આવશે? (પછી કેવી રીતે?) આપે ફરમાવ્યું કે આનાથી મુરાદ આમાલને પેશ કરવાનું છે પરંતુ જેના હિસાબમાં પુછપરછ કરવામાં આવી તે હલાક થઈ જશે.

૮૩. હઝરત અબુ શુરૈહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ એવી વાત ફરમાવી જેને મારા કાનોએ સાંભળી, મારા દિલે યાદ કરી અને મારી આંખોએ જોઈ. મક્કાના વિજયના દિવસે જ્યારે હુઝુર (સલ્લ.)એ તકરીર કરવાનું શરૂ કર્યું તો અલ્લાહ તઆલાની હમ્દ અને સના પછી ઈરશાદ ફરમાવ્યો કે મક્કાને ખુદાએ ઈજ્જતવાળું બનાવ્યું છે પરંતુ લોકો આને ઈજ્જતવાળું સમજયા નથી. એટલા માટે જે માણસ ખુદા અને કયામત પર ઈમાન રાખતો હોય, તેને જોઈએ કે ત્યાં ન ખૂન વહેડાવે, ન ત્યાંનાં ઝાડ કાપે. અને જો કોઈ માણસ અલ્લાહના રસુલ (સલ્લ.)થી લડાઈ કરવાથી (આને) કારણ હોવાને દલીલ લાવે, તો તેને કહી દો કે ખુદાએ તેના રસુલને રજા આપી હતી. તમને રજા આપી નથી અને મારા માટે પણ એક દિવસમાં ફકત એક ઘડીના માટે રજા હતી. તેની હાલત એવી જ છે જેવી પહેલાં હતી અને જોઈએ કે દરેક હાજર, ગેરહાજર માણસોને (આ હુકમ) પહોંચાડી દે.

૮૪. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.)ની ઈચ્છા વિરૂદ્ધ વાતો પુછવામાં આવી. (હુઝુર ચૂપ રહ્યા.) જ્યારે વધારે પુછવામાં આવ્યું તો આપ ગુસ્સે થયા અને ફરમાવ્યું, હવે જે ચાહો

તે મારાથી પૂછો. એક માણસે પૂછ્યું કે મારો બાપ કોણ છે? આપે ફરમાવ્યું, તારો બાપ હુજાફા છે. પછી બીજો માણસ ઊભો થયો અને બોલ્યો. મારો બાપ કોણ છે? આપે ફરમાવ્યું તારો બાપ સાલીમ શબીહનો ગુલામ છે. હઝરત ઉમરે જ્યારે આપના ચહેરા પર ગુસ્સો જોયો તો અર્ઝ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે ખુદાથી તૌબા કરીએ છીએ.

૮૫. હઝરત અલી (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે મારા પર જૂઠ ન બોલો. જે માણસ મારા પર જૂઠ બોલે, તેને તેનું સ્થાન દોઝખમાં કરી લેવું જોઈએ.

૮૬. હઝરત સલમા બિન અકવઅ (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે જેણે મારા તરફથી તે વાતો કહી. જે મેં નથી કીધી તો તેને તેનું ઠેકાણું (સ્થાન) દોઝખમાં કરી લેવું જોઈએ.

૮૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે મારા નામ પર નામ રાખી લો. મારી અટક પર અટક ન રાખો. જેણે મને ખ્વાબ (સ્વપ્ન)માં જોયો, તેણે મને જોયો કારણ કે શયતાન મારા જેવી સૂરતવાળો નથી થઈ શકતો. જે માણસ મારા પર જૂઠ બાંધશે તેને તેનું સ્થાન દોઝખમાં બનાવી લેવું જોઈએ.

૮૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છેકે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું કે ખુદાએ હાથીવાળાઓને મક્કાથી રોકી રાખ્યા અને તેઓના પર પોતાના રસુલને મુસલ્લાત ફરમાવ્યા. હે ઈમાન રાખવાવાળા! સાવચેત થઈ જાઓ કે મક્કા મારા પહેલાં ન કોઈના માટે હલાલ થયું અને ન થઈ શકે છે. સાંભળો, મક્કા મારા માટે ફક્ત એક દિવસમાં એક ઘડીના માટે હલાલ થયું. પરંતુ યાદ રાખો કે તે હવે હરામ છે ન ત્યાંના કાંટા કાપવામાં આવે, ન ત્યાંનાં ઝાડ, ન ત્યાંની પડેલી વસ્તુ ખબર આપવાવાળા સિવાય કોઇ બીજું ઉઠાવે. જો કોઈનો કોઇ રિશ્તેદાર (અઝીઝ) મારવામાં આવે તો તેને બે વાતોનો અધિકાર છે. યા દિયત (કિમંતના રૂપમાં બદલો) આપવામાં આવે યા બદલો. આના પછી એક યમની માણસ આવીને કહેવા લાગ્યો, હે અલ્લાહના રસુલુલ્લાહ (સલ્લ.)! મને આ લખી આપો. આપે ફરમાવ્યું. ફલાણાના બાપ! સવાલ કરવાવાળાને આ લખીને આપો. આ પર એક કુરેશી માણસ

બોલ્યો (હુઝુર) અઝખર ઘાસ અને મરસીયા ગંધને આનાથી અલગ રાખતા, કારણ કે અમે લોકો આને અમારાં ઘરો અને કબરોમાં ઉપયોગ કરીએ છીએ. આપે ફરમાવ્યું. હા, (ઈઝખર માટે છૂટ છે).

૮૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે, જયારે નબીએ કરીમ (સલ્લ.) ને દર્દ તેજ થયું (વધી ગયું) તો આપે ફરમાવ્યું, મારી પાસે કાગળ લાવો. જેથી હું તમને એવી તહરીર (લખાણ) લખી દઉં, જેના પછી તમે ગુમરાહ ન થાઓ. હઝરત ઉમર (રદી.) બોલ્યા, હુઝુર પર દર્દનો વધારો છે. અને અમારી પાસે ખુદાની કિતાબ છે. જે અમારા માટે પુરતી છે. આ પર લોકોમાં વિરોધ પૈદા થઈ ગયો અને ઘણો શોર થયો. આપે (આ જોઈને) ફરમાવ્યું, મારી પાસેથી જતા રહો. મારી પાસે લડાઈ ન કરો.

૯૦, હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે કે એક રાત્રે હુઝુર (સલ્લ.) જાગ્યા અને ફરમાવ્યું. 'સુબ્હાનલ્લાહ'! આજ રાત્રે કેટલો અઝાબ અને રહમતનું ઉતરવું છે? હુજરાવાળીઓને જગાડી છે, કારણ કે દુનિયામાં સારા સારા પહેરવેશ પહેરવાવાળાં આખેરતમાં નગ્ન હશે.

૯૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે પોતાની છેવટની ઉમરમાં હુઝુર (સલ્લ.) એ અમોને ઈશાની નમાઝ પઢાવી. જયારે સલામ ફેરવી ચૂકયા તો ફરમાવ્યું, વારું, જુઓ તો આ રાતથી ૧૦૦ વર્ષ બાદ ધરતી પર રહેવાવાળાઓથી કોઇ બાકી રહેશે નહિ.

૯૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક રાત્રે હું મારી માસી મેમુના બિન્તે હારિસ (રદી.) નબી (સલ્લ.) ની બિવી) ના ઘેર રહ્યો. હુઝુર (સલ્લ.) તે રાત્રે તેમની પાસે જ હતા. જયારે આપ ઈશાની નમાઝ પઢી ચુકયા તો મકાનમાં આવીને ચાર રકઅતો પઢી પછી સુઈ ગયા. પછી ઉઠીને ફરમાવ્યું, છોકરા, સુઈ ગયો ? (અથવા એવી જ રીતનો બીજો કોઈ શબ્દ ફરમાવ્યો.) તેના પછી (નમાઝના માટે) ઉભા થયા. હું પણ વુઝુ કરીને આપની ડાબી બાજુ ઉભો થઈ ગયો. આપે મને જમણી બાજુ કરી દીધો. પછી પાંચ રકઅતો પઢી. પછી બે પઢી અને પછી તેના બાદ સુઇ ગયા ત્યાં સુધી કે મેં આપના નસકોરાંનો અવાજ સાંભળ્યો. (સુઈ રહેવાના પછી સવારે) આપ નમાઝના માટે મસ્જિદમાં તશરીફ લઈ ગયા.

૯૩.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે લોકોનું કહેવું છે, અબુ હુરૈરહ (રદી.) હદીસો ઘણી જ બયાન કરે છે. જો ખુદાની કિતાબમાં બે આયતો નહોતી તો હું એક હદીસ પણ બયાન ન કરતો. તેના પછી આપે આ આયત તિલાવત કરી. 'ઇન્નલ લઝીન યકતુમુન મા અન્ઝલના મિનલ બય્યિનાતિ વલ્હુદા' (છેવટ સુધી) (પછી કહેવા લાગ્યા) અમારા મુહાજીર ભાઈ બજારોમાં તાળીઓ લગાવવામાં હતા અને અન્સારી ભાઇ પોતાના ધંધામાં લાગેલા હતા. અબુ હુરૈરહ (રદી.) જ રસુલુલ્લાહ (સલ્લ.) ને વળગી રહતો હતો. કારણ કે તે પેટ ભર એટલે કે (ખુદા પર પૂરો ભરોસો કરવાવાળો) હતો. તે જગ્યાએ હાજર રહેતો હતો જ્યાં તે લોકો હાજર નહોતા અને તે વસ્તુને યાદ રાખતો હતો, જે વસ્તુને તેઓ યાદ રાખતા ન હતા.

૯૪.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.)થી બે વાતો (લઈને) યાદ રાખી. એક ને તો હું (લોકોની સામે) કહી ચૂકયો અને રહી બીજી તો જો હું તેને બયાન કરી દઉં તો આ ગળું કાપી નાખવામાં આવે. (એટલે કે મારેફતની વાતો).

૯૫.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે મેં અર્ઝ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું આપનાથી ઘણી જ હદીસો સાંભળુ છું અને પહોંચાડું છું. ફરમાવ્યું, તમારી ચાદર (ફેલાવો) પહોળી કરો. મેં ફેલાવી દીધી. આપે ખોબો ભરીને એમાં કંઈ મૂકયું. પછી ફરમાવ્યું. આને બંધ કરી લો. મેં બંધ કરી લીધી. તેના પછી કંઇ પણ ન ભૂલ્યો.

૯૬.હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હજ્જની વિદાય વેળાએ હુઝુર (સલ્લ.) એ મારાથી ફરમાવ્યું, લોકોને ચૂપ કરી દો. પછી ફરમાવ્યું, મારા પછી કુફ્ફાર (કાફીર) ન બની જાઓ કે એક બીજાને કતલ કરવા લાગો.

૯૭.હઝરત ઉબઈ બિન કાબ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે હઝરત મુસા (અલૈ.) ખુત્બો પઢવા ઉભા થયા. (ખુત્બાની વચ્ચે) તેમનાથી પૂછવામાં આવ્યું કે લોકોમાં સૌથી મોટો આલીમ કોણ છે? હઝરત મુસા (અલૈ.) એ કહ્યું, હું સૌથી મોટો આલીમ છું. અલ્લાહ તઆલાએ આ કારણે તેમના પર ઇતાબ (ગુસ્સો) ફરમાવ્યો. કારણ કે તેમણે ઈલ્મની નિસ્બત ખુદાના તરફ ન કરી. તેના

પછી તેમની પાસે અલ્લાહે 'વહી' મોકલી કે મારા બંદાઓમાં મજમઉલ બહરૈન (બે દરિયાઓનો સંગમ)માં એક બંદો તમારાથી મોટો આલીમ છે. મુસા (અલૈ.) એ અર્ઝ કર્યું કે ઈલાહી! હું તેને કેવી રીતે મળી શકું છું? હુકમ થયો જંબીલ (થેલી)માં માછલી રાખી લો. જ્યાં માછલી રસ્તામાં ગુમ થઇ જાય તે તે જ જગ્યાએ હશે. હઝરત મુસા (અલૈ.) (હુકમના પ્રમાણે) ચાલી નીકળ્યા, અને પોતાના ખાદિમ યુશા બિન નુનને સાથે લીધો. એક માછલી જંબીલ (થેલી)માં નાખી દીધી. જ્યારે (ચાલતાં ચાલતાં) એક મોટા પથ્થરની પાસે પહોંચ્યા તો (ત્યાં રોકાઇને) તેને સિરહાને (ઓશીકે) મૂકીને બંને સૂઈ ગયા. પરંતુ માછલી જંબીલ (થેલી)થી ગાયબ થઇ ગઇ હતી. અને નદીમાં રસ્તો બનાવીને ચાલી ગઈ હતી. આ વાત મુસા (અલૈ.) અને તેમના ખાદિમના માટે ઘણી વિચિત્ર હતી. પરંતુ મુસા (અલૈ.)ને તેની ખબર રહી નહિ. ખૈર! બન્ને પૂરો દિવસ અને રાતના બાકી વધેલા ભાગમાં ચાલતા રહ્યા. જ્યારે સવાર થઈ મુસા (અલૈ.) એ પોતાના ખાદિમથી કહ્યું, નાસ્તો લાવો. કારણ કે આપણે મુસાફરી કરવાથી થાકી ગયા છીએ. (હવે જરા ખાઇ પીને તાજાદમ થઈ જઈએ) જો કે મુસા (અલૈ.)એ તે સમય સુધી કોઈ તકલીફ ઉઠાવી ન હતી, જ્યાં સુધી નક્કી થયેલ જગ્યાએથી પસાર ન થઇ ગયા. છેવટે તેમના નોકર યુશાએ કહ્યું. સાંભળો, જ્યારે આપણે મોટા પથ્થરની પાસે રોકાયા હતા તો માછલી તો હું ત્યાં ભૂલી ગયો. હઝરત મુસા (અલૈ.)એ કહ્યું તે જ સ્થળની આપણે શોધમાં હતા. એટલા માટે પગલાંના નિશાન પર પાછા ફરો. જ્યારે મોટા પથ્થર પર પહોંચ્યા તો એક માણસ કપડું ઓઢેલો મળ્યો. (બેઠો છે) જ્યારે હઝરત (અલૈ.) સલામ કરી, હઝરત ખિજરે કહ્યું. આપના દેશમાં સલામનો રિવાજ શું છે? હઝરત (અલૈ.)એ કહ્યું, હું મુસા છું. હઝરત ખિજર બોલ્યા, શું બની ઈસ્રાઈલના મુસા? તેમણે કહ્યું, જી, હા. પછી મુસા (અલૈ.) કહેવા લાગ્યા. શું હું આપની સાથે ચાલી શકું છું? પરંતુ શરત આ છે કે આપ મને તે હિદાયત અને હક શીખવાડો જે આપને શીખવાડવામાં આવ્યું છે. હઝરત ખિજરે કહ્યું, તમે મારી સાથે રહીને સબ્ર કરી શકશો નહિ, કારણ કે જે ઈલ્મ મને ખુદાએ આપ્યું છે તે આપને આપ્યું નથી અને જે ઈલ્મ આપને આપ્યું છે, તેને હું જાણતો નથી. હઝરત મુસા (અલૈ.)એ કહ્યું કે

ઈન્શા અલ્લાહ, આપ મને સબ્ર કરવાવાળો અનુભવશો. હું આપના કોઈ પણ હુકમની નાફરમાની કરીશ નહિ. ખૈર! બન્ને દરિયાના કિનારે કિનારે ચાલી નિકળ્યા. કોઈ હોડી તેમની પાસે ન હતી. એક હોડી ત્યાંથી પસાર થઈ તો હોડીવાળાથી તેમણે સવાર થઈ જવા કહ્યું. હઝરત ખિજર (અલૈ.) ઓળખી લેવામાં આવ્યા અને વગર ભાડે બન્નેને સવાર કરી લેવામાં આવ્યા. (અચાનક) એક ચકલી આવી. અને હોડીના કિનારે બેસી ગઈ અને ચાંચ બે ચાંચ દરિયામાંથી પાણી લીધું. (આ જોઇને) હઝરત ખિજર(અલૈ.) બોલ્યા, મુસા! મારા અને આપના ઈલ્મથી ખુદાના ઈલ્મમાં પણ કોઈ કમી થતી નથી. (મારું અને આપનું ઈલ્મ ખુદાના ઇલ્મના મુકાબલામાં) ફક્ત એટલું જ છે જેટલું એક ચકલીની ચાંચમાં પાણી છે. તેના પછી હઝરત ખિજરે હોડીના પાટીયામાંથી એક પાટીયું કાઢી લીધું, હઝરત મુસા (અલૈ.) કહેવા લાગ્યા. આ લોકોએ તો આપણને વગર ભાડે આના પર સવાર કરી લીધા અને આપે હોડીવાળા-ઓને ડુબાડવાના માટે હોડીને જ તોડી નાંખી! હઝરત ખિજર (અલૈ.) એ કહ્યું (જુઓ) શું મેં તમારાથી કહી દીધું ન હતું કે મારી સાથે આપને સબ્ર થશે નહિ. મુસા (અલૈ.)એ કહ્યું (હું ભૂલી ગયો) આપ મારી ભૂલની પકડ ન કરો અને તમારી સાથે લઈ જવામાં મારા પર તકલીફો ન નાખો. આ હઝરત મુસા (અલૈ.)થી પહેલી વખત ભૂલ થઈ હતી. ખૈર, બન્ને ચાલતા રહ્યા. અચાનક એક છોકરો બીજા છોકરાઓ સાથે રમી રહ્યો હતો. હઝરત ખિજરે તેનું માથું પકડીને અને મરડીને તોડી નાખ્યું. હઝરત મુસા (અલૈ.) કહેવા લાગ્યા કે આપે એક માસુમ જીવને બેગુનાહ કત્લ કર્યો. હઝરત ખિજર બોલ્યા (જુઓ) મેં કહ્યું ન હતું કે આપ મારી સાથે રહી શકશો નહિ, ખૈર! પછી બન્ને ચાલતા રહ્યા. એક ગામમાં પહોંચ્યા. ગામવાળાઓથી ખાવાનું માગ્યું પરંતુ (ન આપ્યું) મહેમાનદારીથી ઇન્કાર કર્યો. મુસા અને ખિજર (અલૈ.) એ જોયું કે દિવાલ તૂટવાના નજીક છે. હઝરત ખિજર (અલૈ.)એ હાથના ઈશારાથી તેની સિધી કરી દીધી. મુસા (અલૈ.) (આ જોઈને) બોલ્યા કે (આ શકય હતું) જો આપ દિવાલ સીધી જ કરવાનો બદલો ચાંહતા તો લઇ લેતા. હઝરત ખિજર (અલૈ.) એ કહ્યું (હવે બસ) આ જ મારા અને તમારા જુદા થવાનું કારણ છે. (અલ્લાહના રસુલ (સલ્.) ફરમાવે છે કે ખુદા મુસા (અલૈ.) પર પોતાની રહમત ફરમાવે. કાશ! તે થોડી વધારે સબ્ર કરતા કે આપણને તે બન્નેના

કિસ્સાઓ ખબર પડતા.

૯૮.હઝરત અબુ (રદી.) કહે છે કે એક માણસે હુઝુર! (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કર્યું. હે અલ્લાહના! રસુલ (સલ્લ.) અલ્લાહના રસ્તામાં લડવાનું કોને કહેવામાં આવે છે? કારણ કે અમારામાંથી કેટલાક માણસો તો ગુસ્સાના કારણે લડે છે. અને કેટલાક તઅસ્સુબ (ઈર્ષા)ના લીધે. આપે ફરમાવ્યું જે માણસ અલ્લાહનો કલ્મો બુલંદ કરવા માટે લડે તે ખુદાના માટે લડેલી લડાઈ છે.

૯૯.હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે. હું અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે મદીનાના ખંડેરોમાં ફરી રહ્યો હતો. આપની પાસે ખજૂરની લાકડી હતી જેને આપ ટેકતા જતા હતા. (અચાનક) આપ યહુદના એક ટોળાની પાસેથી પસાર થયા. યહુદી આપસમાં કહેવા લાગ્યા કે તેમનાથી રૂહ (આત્મા)ના વિષે પુછો. એક બોલ્યો, નહિ. પૂછો નહિ. કયાંક એવો જવાબ ન આપી દે કે તમને ખરાબ જણાય. બીજો બોલ્યો, અમે તો તેમનાથી જરૂર પુછીશું. આના પછી એક માણસ ઊભો થઇને કહેવા લાગ્યો. અબુલ કાસિમ! રૂહ શી વસ્તુ છે? આપ ખામોશ (ચૂપ) થઈ ગયા. મેં વિચાર્યું કે આપની પાસે 'વહી' આવી રહી છે જેથી હું ઉભો રહ્યો. જયારે 'વહી'થી ફારિગ થઈ ગયા તો ફરમાવ્યું 'યસ અલુનકઅનિરુંહ કુલિરુહ મિન અમ્રિ રબ્બી વમાઉતી તુમ મિનલ ઇલ્મિ ઈલ્લા કલીલા (હે પૈગંબર! આપનાથી લોકો રૂહના વિષે સવાલ કરે છે. આપ કહી દો. રૂહ મારા રબનો હુકમ છે. અને તમને આની જાણકારી ઘણી જ ઓછી આપવામાં આવી છે.)

૧૦૦.હઝરત અનસ (રદી.) કહે છે. રસુલ્લાહ (સલ્લ.)ના સાથી હઝરત મઆજ (ઊંટ)ના કાઠડા પર સવાર હતા. હુઝુરે તેમનાથી ફરમાવ્યું, મઆજ! તેમણે જવાબ આપ્યો. હાજર છું હે અલ્લાહના રસુલ, ફરીથી આપે ફરમાવ્યું. મઆજ! તેમણે ફરમાવ્યું, હાજર છું, મોજુદ છું. ફરીથી આપે ત્રીજી વખત આ જ ફરમાવ્યું અને મઆજે આ જ જવાબ આપ્યો. તેના પછી હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું જે માણસ સાચા દિલથી લાઈલાહા ઈલ્લલ્લાહ 'મોહંમદુર્રસુલુલ્લાહ' કહેશે. તેના પર અલ્લાહ તઆલા દોઝખ હરામ કરી દેશે. મઆજ (રદી.)એ અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હુ લોકોને આની જાણકારી ન આપી દઉં કે તેઓ ખુશ થઈ જાય! ફરમાવ્યું. તેઓ શાંતિથી બેસી રહેશે. કિસ્સો બયાન કર્યો.

૧૦૧. હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે કે ઉમ્મે સુલૈમ (રદી.) હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ખુદા હક વાતથી શરમાતો નથી. જો ઔરતને એહતલામ થઇ જાય તો ગુસલ જરૂરી છે? આપે ફરમાવ્યું. જ્યારે ઔરત પાણી જોઈ લે. (ગુસલ જરૂરી છે.) મેં (આ સાંભળીને) મારો ચહેરો છુપાવી લીધો અને અર્ઝ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું ઔરતને પણ એહતલામ થાય છે? ફરમાવ્યું. હા, તારો જમણો હાથ માટીવાળો થાય (જો એહતલામ ન થતું) તો તેનું બાળક તેના જેવું કેવી રીતે હોતું?

૧૦૨. હઝરત અલી (રદી.) ફરમાવે છે કે મને ઘણીજ મઝી થતી હતી. એટલા માટે મેં મિકદાદ (રદી.)ને હુકમ આપ્યો કે તે રસુલુલ્લાહ (સલ્લ) ને આના વિષે પુછે. જેથી તેમણે પુછયું. આપે ફરમાવ્યું. મઝીમાં વુઝુ જરૂરી છે.

૧૦૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે એક માણસે મસ્જિદમાં ઉભા રહીને અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને કયાંથી એહરામ બાંધવાનો હુકમ છે? આપે ફરમાવ્યું. જ્યારે મદીનાના લોકો (હજ્જ કરવા જાય) તો જુલહુલેફાના સ્થળેથી એહરામ બાંધે અને 'શામ'ના લોકો જોહફાથી અને નજદના લોકોનું સ્થળ કર્ન છે. ઈબ્ને ઉમર (રદી.) એ કહ્યું કે લોકોનું આ ગુમાન છે કે હુઝુરે ફરમાવ્યું અને યમનના લોકો યલમલમથી પરંતુ હું રસુલુલ્લાહ (સલ્લ.)ની વાતથી આ સમજયો નહિ.

૧૦૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે માણસે હુઝુર (સલ્લ.)થી પુછયું. એહરામ બાંધવાવાળો શું પહેરે? આપે ફરમાવ્યું, કુર્તા (ઝભ્ભો), પાઘડી, પાયજામો અને પાટલુન. કોટ ન પહેરવામાં આવે અને જરસ (એક યમની પીળું ઘાસ) અને જાફરાનમા રંગેલું કપડું પણ ન પહેરે. જો તેને જુતાં ન મળે તો મોજાં પહેરી લે. પરંતુ તેને કાપી લે જેથી ટખનાંથી (ઘુંટીઓથી) નીચે થઈ જાય.

# વુઝુના બયાન વિષે

૧૦૫ હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે જ્યાં સુધી વગર વુઝુવાળો વુઝુ ન કરીલે તે સમય સુધી તેની નમાઝ મકબુલ નથી. કબીલા હજર મુતના એક માણસે હઝરત અબુ હુરરૈહ (રદી.) થી પુછયું. વુઝુ કઇ ચીઝોથી તૂટે છે? આપે જવાબ આપ્યો. પાદ, ચાહે અવાજથી હોય કે અવાજ વગર હોય.

૧૦૬ હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે મારી ઉમ્મત કયામતના દિવસે બોલાવવામાં આવશે. વુઝુના કારણે તેની પેશાની (કપાળ) ચમકદાર હશે. તમારામાંથી જે માણસ પેશાની (કપાળ)ની રોશની વધારી શકે તે વધારે.

૧૦૭ હઝરત અબ્દુલ્લાહ બિન યઝીદ અન્સારી (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) થી તે માણસની હાલત બયાન કરી જેને આ ખ્યાલ થઈ જાય છે કે નમાઝમાં કંઈક હવા વગેરે (ખારીજ થઈ જાય છે) જણાય છે. આપે ફરમાવ્યું. તે નમાઝ ન દોહરાવે જ્યાં સુધી અવાજ ન સાંભળી લે અથવા બદબુ ન જણાય.

૧૦૮ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે (એક વખતે) રસુલુલ્લાહ (સલ્લ.) સુઈ ગયા. અને આપના શ્વાસનો અવાજ આવવા લાગ્યો. પછી આપે નમાઝ પઢી લીધી. રિવાયત કરવાવાળાનું એ પણ કહેવાનું છે કે હુઝુર (સલ્લ.) સુઈ ગયા અને શ્વાસનો અવાજ આવવા લાગ્યો. પછી આપે ઉઠીને નમાઝ પઢી લીધી.

૧૦૯ હઝરત ઉસામા બિન ઝૈદ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) અરફાતના સ્થળથી નિકળ્યા. જ્યારે શઅબના સ્થળે પહોંચ્યા તો ઉતરીને પેશાબ કર્યો. પછી હલ્કુ વુઝુ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! નમાઝ (કયાં પઢીશુ?) ફરમાવ્યું. નમાજ આગળ ચાલીને. પછી આપ સવાર થઈ ગયા. જ્યારે મુઝદલ્ફામાં પહોંચ્યા તો ઉતરીને પૂરું વુઝુ કર્યું.

નમાઝના માટે તકબીર કહેવામાં આવી. આપે મગરિબની નમાઝ પઢી. તેના પછી દરેક માણસે પોતપોતાનાં ઊંટ પોતપોતાની જગ્યાએ બેસાડયાં અને ઈશાની તકબીર કહેવામાં આવી. આપે તેને અદા કરી અને મગ્રિબ અને ઈશાના વચ્ચે બીજી નમાઝ ન પઢી.

૧૧૦.હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) જ્યારે (સંડાસ) જાજરૂ જતા તો ફરમાવતા 'અલ્લાહુમ્મ ઇન્ની અઉઝુબિક મિનલ ખુબસે વલ ખબાઇસ.'

૧૧૧ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) સંડાસમાં દાખલ થયા. મેં આપના માટે વુઝુનું પાણી મૂકી દીધું. આપે ફરમાવ્યું કોણે રાખ્યું છે? આપને બતાવવામાં આવ્યું. આ પર આપે ફરમાવ્યું. ઈલાહી! આને દિનનો ફકીહ બનાવ.

૧૧૨ હઝરત અબુ ઐયુબ અન્સારી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું. જ્યારે તમે સંડાસમાં જાઓ તો કિબ્લાની તરફ મોઢું ન કરો, પાછળ, પરંતુ પૂર્વ કે પશ્ચિમની તરફ મોંઢુ કરો–(મદીના મક્કાથી ઉત્તરના તરફ છે.)

૧૧૩.હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે લોકો કહયા કરે છે. જ્યારે જરૂરત પૂરી કરવા માટે બેસો તો ન કિલ્લાની તરફ મોંઢું કરીને બેસો, ન બૈતુલ મુકદ્દસની તરફ. એક દિવસ હું મારી કોઠરીની છત પર ચઢયો તો મેં હુઝુર ( સલ્લ. )ને બૈતુલ મુકદ્દસની તરફ મોંઢું કરીને જરૂરત પૂરી કરવા માટે (સંડાસ માટે) બેસેલા જોયા.

૧૧૪ હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.)ની બિવી-ઓ જ્યારે પેશાબ, સંડાસ જતી હતી તો જંગલમાં રાત્રે જતી હતી અને તે જંગલ મોટું અને સાફ હોતું. આ પર હઝરત ઉમર (રદી.) કહ્યા કરતા હતા કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપની બિવીઓને પડદો કરાવો. પરંતુ આપ કરાવતા ન હતા. એક રાત્રે સૌદા બિન્તે જમઆ નબી (સલ્લ. ) ની બિવી જરૂરત પૂરી કરવા માટે નિકળી. તેમનું કદ લાંબું હતું. ઉમર (રદી.) એ જો જોયું તો પુકારીને કહ્યું. જુઓ સૌદા! મેં તમને ઓળખી લીધા. આ કહેવાનો મકસદ એ હતો કે હઝરત ઉમર (રદી.) ને પડદાનો હુકમ નાઝીલ થવાની ઘણી જ ઈચ્છા હતી. તે સમયે પડદાની આયાત નાઝીલ થઈ.

૧૧૫.હજરત અનસ (રઝી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) જ્યારે કજાએ હાજત (સંડાસ) જતા તો હું અને એક બીજો છોકરો પાણીનું બરતન લઈને આવતા હતા કારણ કે આપ પાણીથી ઈસ્તિન્જા કરતા હતા. એક રિવાયતમાં છે કે અમે (માટી તોડવાનો આંકડો) લઈને આવતા હતા.

૧૧૬.હજરત અબુ કતાદા (રઝી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જ્યારે તમારામાંથી કોઇ માણસ (કંઇક) પીએ તો (તેમાં) ફૂંક ન મારે, જો સંડાસ જાય તો પેશાબની જગ્યાને જમણા હાથથી ન અડે અને ન જમણા હાથથી સાફ કરે.

૧૧૭.હજરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) સંડાસ જવા માટે નિકળ્યા. હું પાછળ થઇ ગયો. પરંતુ આપે ફરમાવ્યું. મારા માટે પથ્થર શોધી લાવો. ઇસ્તિન્જા કરીશ. પરંતુ હાડકુ અને છાણુ ન લાવતા. હું આપની પાસે એક કપડાના ખૂણામાં ઘણા જ પથ્થર લઇ આવ્યો અને આપની બરાબર રાખી દીધા. અને આપના તરફથી મોંઢું ફેરવી લીધું અને જ્યારે આપ ફારીગ થઈ ચુક્યા તો તેઓનો બાદમાં ઉપયોગ કર્યો.

૧૧૮.હજરત ઈબ્ને મસઉદ (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) સંડાસ માટે તશરીફ લઈ ગયા. અને મને હુકમ આપ્યો કે ત્રણ પથ્થર લાવો. મને બે પથ્થર તો મળી ગયા અને ત્રીજો શોધ્યો તો ન મળ્યો (તેના બદલામાં) મેં ગોબર (છાણુ) લીધું અને લઈને ખિદમતમાં હાજર થયો. આપે બન્ને પથ્થરોને તો લઇ લીધા. અને છાણુ ફેંકી દીધું અને ફરમાવ્યું આ પલીદ છે.

૧૧૯.હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ વુઝુ એક-એક વખત કર્યું. (એટલે કે દરેક અવયવ) ને એક એક વખત ધોયો.)

૧૨૦.હઝરત અબ્દુલ્લાહ બિન જૈદ અન્સારી (રઝી.)થી રિવાયત છે, હુઝુર (સલ્લ.) એ બે-બે વખત વુઝુ કર્યું. (એટલે કે દરેક ઉજ્વ (અવયવ) ને બે-બે વખત ધોયો).

૧૨૧.હઝરત ઉસ્માન બિન અફફાન (રઝી.)થી રિવાયત છે કે તેમણે (પાણી)નું એક વાસણ મંગાવ્યું અને પોતાના બંને હાથ પર ત્રણ

વખત પાણી નાખીને ધોયા. પછી જમણો હાથ વાસણમાં નાંખીને કુલ્લી કરી અને નાકમાં પાણી નાખીને નાકને સાફ કર્યું. તેના પછી ત્રણ વખત મોંઢાને અને ત્રણ વખત કોણીઓ સમેત હાથ ધોયા, પછી માથા પર મસોહ કર્યો. અને ત્રણ વખત ટખનો (ઘુંટીઓ) સુધી પગ ધોયા. તેના પછી કહ્યું: હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું છે કે જે માણસ મારા વુઝુની જેમ વુઝુ કરે, પછી બે રકઅત નમાઝ પઢે, જેમાં કંઈ ખ્યાલ દિલમાં ન પકાવે (લાવે). તેના પાછલા ગુનાઓ માફ કરી દેવામાં આવશે.

૧૨૨. એક બીજી રિવાયતમાં આવ્યું છે કે હઝરત ઉસ્માને ફરમાવ્યું. શું હું તમારાથી એવી હદીસ બયાન કરું કે અલ્લાહની કિતાબની જો એક આયત 'ઇન્નલ્લઝીન યકતુમુના માઅન્ઝલ્ન' ન હોતી તો હું બયાન કરતો? મેં હુઝુરને ફરમાવતાં સાંભળ્યા કે જે જે માણસ સારી રીતે વુઝુ કરીને નમાઝ પઢે છે તેના વુઝુ અને નમાઝના વચ્ચેના ગુનાઓ માફ કરી દેવામાં આવે છે ત્યાં સુધી કે તે આ નમાઝને અદા કરી ચૂકે.

૧૨૩. હઝરત અબુ હુરરૈહ (રદી.) કહે છે કે જે માણસ વુઝુ કરે, તેણે નાક સાફ કરવું જોઈએ અને જે ઈસ્તિન્જા કરે તેઓ તાક (કજોડ) કરી લે (ત્રણ વખત કે પાંચ વખત.)

૧૨૪. હઝરત અબુ હુરૈરહ (રદી.)નું કહેવું છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. જયારે તમારામાંથી કોઈ વુઝુ કરે તો નાકમાં પાણી જરૂર નાંખે અને તેને સાફ કરે અને જયારે પથ્થર વગેરેથી ઈસ્તન્જા કરે તો તાક (કજોડ) કરે અને જયારે નિંદથી જાગે તો વાસણમાં હાથ નાખતા પહેલાં ધોઈ લે કારણ કે તેને આ ખબર નથી કે રાત્રે કયાં કયાં રહ્યો.

૧૨૫. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ને પૂછવામાં આવ્યું કે આપ (હજ્જના મૌકા પર) ફક્ત બન્ને રૂકને યમાની (એટલે કે રૂકને અસવદ અને રૂકને યમાની) અડકતા વગર બાલોના જૂતાં પહેરો છો અને પીળો રંગ વાપરો છો અને લોકો તો ચાંદ જોઈ ને એહરામ બાંધી લે છે. પરંતુ આપ મક્કામાં હોઓ છો તો આઠમી તારીખના પહેલાં એહરામ બાંધતા નથી? હઝરત અબ્દુલ્લાહ (રદી.)એ જવાબ આપ્યો કે રૂકનોના વિશે તો આ છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)ને જોયા કે આપ ફક્ત આ બન્ને રૂકનોને અડકતા હતા. બાકી જુતાં ના વિશે આ છે કે મેં હુઝુર(સલ્લ.)ને બાલો વગર જુતાં પહેરતાં જોયા. જેમાં આપ વુઝુ કર્યા કરતા હતા

એટલા માટે હું પણ તેઓને જ પહેરવાનું પસંદ કરું છું. રહી પીળા રંગની વાત. તો મેં હુઝુર (સલ્લ.)ને પીળો રંગ રંગતા જોયા છે. એટલા માટે હું પણ આ રંગને પંસદ કરું છું એહરામના વિષે આ છે કે જ્યાર સુધી હુઝુર (સલ્લ.)ની સવારી આપને ન ઉઠાવી લેતી હતી (એટલે કે સવાર થઈ જતા ન હતા) તે સમય સુધી મેં આપને એહરામ બાંધતા જોયા નથી.

૧૨૬. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.) ને જુતાં પહેરવાનું, કંગી કરવાનું, પાકી હાસિલ કરવાનું અને બધાં (સારાં) કામોને જમણી તરફથી શરૂ કરવાનું પસંદ હતું.

૧૨૭. હુઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે (એક વખત) અસરની નમાઝનો સમય આવી ચૂકયો હતો. લોકોએ વુઝુના માટે પાણી શોધ્યું, પરંતુ ન મળ્યું. તે સમયે હુઝુર (સલ્લ.)ની પાસે (પાણીનું) એક વાસણ લાવવામાં આવ્યું. આપે આપનો હાથ તેની પર રાખી લીધો. અને લોકોને વુઝુ કરવાનો હુકમ આપ્યો. મેં જોયું કે આપની આંગણીઓની નિચેથી પાણી નીકળી રહ્યું હતું ત્યાં સુધી કે બધાંએ વુઝુ કર્યું.

૧૨૮. હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાનું માથું મુંડાવ્યું તો અબુ તલ્હા (રદી.) પહેલા માણસ છે જેમણે આપના મુબારક બાલ લીધા.

૧૨૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે જો કૂતરું કોઈના વાસણમાં (મોંઢું નાખીને) પી લે તો તેને સાત વખત ધોવું જોઈએ.

૧૩૦. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)ના સમયમાં મસ્જિદમાં કૂતરાં આવી જતાં હતાં અને લોકો આના કારણે પાણી છાંટતા ન હતા

૧૩૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યાર સુધી બંદો મસ્જિદમાં રહીને નમાઝનો ઇન્તિજાર કરે છે નમાઝમાં જ રહે છે. શરત આ છે કે વુઝુ ન તૂટી જાય.

૧૩૨. હઝરત ઝૈદ બિન ખાલિદ (રદી.) કહે છે કે મેં હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદી.)થી પૂછયું કે જે જિમાઅ (સંભોગ) કરે અને મની (વીર્ય)ન નીકળે (તો શો હુકમ છે?) આપે ફરમાવ્યું, જેવી રીતે

નમાઝના માટે વુઝુ કરે છે એવી જ રીતે વુઝુ કરી અને પેશાબની જગ્યાને ધોઈ લે. કારણ કે મેં રસુલુલ્લાહ (સલ્લ.)થી આજ સાંભળ્યું છે. (રાવીનું બયાન છે) પછી મેં હઝરત અલી (રઝી.) થી, હઝરત ઝુબૈર (રઝી.) થી, હઝરત તલ્હા (રઝી.) થી અને હઝરત ઉબઈ બિન કઅબથી આ જ વાત પૂછી તો તેમણે આ જ હુકમ (જવાબ) આપ્યો.

૧૩૩.હઝરત અબુ સઈદ ખુદરી (રઝી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.) એ એક અન્સારીને બોલાવ્યા. તે આવ્યા તો તેમના માથાથી પાણી ટપકી રહ્યું હતું (તરત જ ગુસલ કરીને આવી રહ્યા હતા) આપે ફરમાવ્યું, કદાચ અમે તમારા પર જલ્દી કરી. તેમણે કહ્યું જી, હા. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપે ફરમાવ્યું, જ્યારે કોઈ કારણ સર તમારા પર જલ્દી કરવામાં આવે અથવા ઇન્ઝાલ ન થાય તો તમારા પર વુઝુ જરૂરી છે.

૧૩૪.હઝરત મુગીરા બિન શોબા (રઝી.) કહે છે, એક સફરમાં હુઝુર (સલ્લ.)ની સાથે હતો. હુઝુર (સલ્લ.) સંડાસ તશરીફ લઈ ગયા. અને મેં આપ પર પાણી નાખવાનું શરુ કર્યું. હુઝુર (સલ્લ.) એ વુઝુ કર્યું, ચહેરો અને બન્ને હાથ ધોયા, સરનો–માથાનો મસોહ કર્યો અને બન્ને મોજાં પર પણ મસોહ કર્યો.

૧૩૫.હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે એક રાત્રે હું હઝરત મૈમુના (રઝી.) નબી (સલ્લ.)ની બિવીની પાસે રહ્યો. મૈમુના (રઝી.) ઇબ્ને અબ્બાસ (રઝી.)ની માસી હતાં. હું બિસ્તરની અર્જમાં (પહોળાઈમાં) સૂઈ ગયો. અને હુઝુર અને આપની બિવી તેના તૂલમાં (લંબાઈમાં) સૂઈ ગયાં. અડધી રાતના સમયે અથવા કઇંક પછી અથવા અમુક પહેલાં આપ સૂઇ રહેવાથી જાગ્યા અને બેસીને આંખો મસળી. પછી 'સુરએ આલે ઈમરાન'ની છેલ્લી દસ આયતો તિલાવત કરી. તેના પછી ઉભા થઈને તે મશકથી જે (ત્યાં) લટકેલી હતી, ઘણી જ સારી રીતે વુઝુ કર્યું. અને નમાઝ પઢવા માટે ઉભા થઇ ગયા. હું પણ ઉભો થઈ ગયો અને જેવું આપ કરતા હતા, હું પણ કરતો હતો. તેના પછી હું ચાલીને આપના બરાબર જઈને ઉભો થઈ ગયો. આપે આપનો જમણો હાથ મારા માથા પર રાખ્યો અને મારો જમણો કાન પકડીને મસળવા લાગ્યા. પછી બે રકઅતો અદા કરીને બે બીજી પઢી, પછી બે બીજી પઢી, પછી બે બીજી પઢી, પછી બે બીજી પઢી, પછી બે બીજી પઢી, પછી

(વિત્ર પઢી (નમાઝથી ફારીગ થઈને) તેના બાદ આપ સૂઇ ગયા. ત્યા સુધી કે આપની પાસે મોઅઝ્ઝીન આવ્યો, તો આપે ઉઠીને બે નાની રકઅતો પઢી અને નિકળીને સવારની નમાઝ પઢી. આ હદીસ પહેલાં આવી ગઈ છે. પરંતુ હરેકમાં એક બીજાથી જુદો મજમુન (વિષય) છે. એટલા માટે વર્ણન કરી દીધું.

૧૩૬.હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદી.) કહે છે કે મારાથી એક માણસે કહ્યું. શું તમે મને બતાવી શકો છો કે રસુલુલ્લાહ (સલ્લ.) કેવી રીતે વુઝુ કરતા હતા ? મેં કહ્યું હા, (આ કહીને) મેં પાણી મંગાવ્યું અને પોતાના હાથ પર રેડયું તેના પછી ત્રણ વખત મોંઢું ધોયું. અને બે વખત કોણીઓ સુધી બન્ને હાથ ધોયા. પછી માથાનો મસોહ એવી રીતે કર્યો કે માથાના આગલા ભાગના બન્ને હાથોને પાછળ લઈ લીધા અને ગુદ્દી (ગરદન) સુધી ખતમ કરીને બીજી વખત તે જ જગ્યા સુધી પાછા લઈ ગયા જ્યાંથી શરુ કર્યું હતું. આના પછી બન્ને પગ ધોયા.

૧૩૭.હઝરત અબુ હુઝૈફા (રદી.) કહે છે કે બપોરના સમયે હુઝુર (સલ્લ.) અમારી પાસે તશરીફ લાવ્યા. પાણીનું વાસણ લાવવામાં આવ્યું. આપે વુઝુ કર્યું. લોકો આપના બચેલા પાણીને પોતાના બદન પર મસળવા લાગ્યા. પછી આપે જોહરની બે અને અસરની બે રકઅતો પઢી, તે સમયે આપની સામે (સુતરાના માટે) લાઠી ખુંપવામાં આવી હતી.

૧૩૮.હઝરત સાઇબ બિન યઝીદ (રદી.) કહે છે કે (એક વખત) મારાં માસી મને અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં લઇ ગયાં અને અર્ઝ કર્યું કે મારા ભાણિયાના પગોમાં દર્દ છે. આપે માથા પર હાથ ફેરવ્યો અને મારા માટે બરકતની દુઆ કરી. પછી આપે વુઝુ કર્યું. મેં આપનું બચેલું પાણી પીધું અને પાછળ ઉભો થઇ ગયો. મેં આપના બન્ને ખભાઓની વચ્ચે નબુવ્વતની મોહર જોઈ.

૧૩૯.હઝરત ઇબ્ને ઉમર (રદી.)નું બયાન છે કે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં મર્દ, ઓરતો ભેગાં વુઝુ કર્યા કરતાં હતાં.

૧૪૦.હઝરત જાબિર (રદી.) કહે છે કે (એક વખત) હું બિમાર હતો, મને હોશ ન હતો કે અલ્લાહના રસુલ (સલ્લ.) મારી ખબર પુરસી માટે તશરીફ લાવ્યા છે. આપે વુઝુ કર્યું અને વુઝુનું બચેલું પાણી મારા ઉપર નાખ્યું. તો મને હોશ આવી ગયો. મેં અર્ઝ કર્યું. હે અલ્લાહના

રસુલ (સલ્લ.)! મિરાસ કોના માટે છે? ન મારે પુત્ર છે, ન બાપ, તો તે સમયે ફરાઇઝ (મિરાસ)ની આયત નાઝીલ થઈ.

૧૪૧ હઝરત અનસ (રદી.) કહે છે કે (એક વખત) નમાઝ તૈયાર થઈ. જે મસ્જિદના નજીક હતા, તેઓ ઉભા થઈ ગયા. અને કેટલાક લોકો બાકી રહી ગયા. (તે સમયે) આપની પાસે એક પથ્થરનું વાસણ લાવવામાં આવ્યું, જેમાં પાણી હતું. જો કે તે નાનું હતું. એટલા માટે આપ હાથ પહોળા કરીને દાખલ ન કરી શકયા. (તે જ વાસણથી વુઝુ કરી લીધું.) અનસ (રદી.)થી પૂછવામાં આવ્યું કે આપ લોકો કેટલા હતા? તો ફરમાવ્યું, એંસી (૮૦)થી થોડાક વધારે.

૧૪૨ હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ એક પ્યાલો મંગાવ્યો. પ્યાલામાં પાણી હતું. આપે આપના બન્ને હાથ અને મોંઢું તેમાં ધોઈ લીધું. અને કુલ્લી પણ તેમાં જ કરી.

૧૪૩ હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.)ને બિમારી વધી ગઇ અને દર્દ સખ્ત થઇ ગયું તો આપે બિવીઓથી ઈજાજત માગી કે બિમારીના સમયમાં મારા ઘરમાં રહે. ઈજાજત આપી દેવામાં આવી. આપ અબ્બાસ (રદી.) અને એક માણુસના વચ્ચે (આધારે ઉભા રહીને) નિકળ્યા. આપનાં કદમ (કમજોરીના કારણે) ઘસડાયે જતાં હતાં. હુઝુર (સલ્લ.) જ્યારે મારા ઘેર તશરીફ લાવ્યા તો ફરમાવ્યું કે મારા પર સાત મશકો પાણી વહાવો (રેડો) જેના બંદ (મોંઢાં) પણ ખોલવામાં ન આવ્યાં હોય. (એટલે કે પૂરેપૂરાં ભરેલાં હોય) જેથી મને કંઈક કમી જણાય અને હું લોકોને વસીયત કરી શકું. જેથી આપને હઝરત હફસાના તશતમાં બેસાડવામાં આવ્યા અને અમે આપ પર (ભરેલી) મશકો રેડવા લાગ્યા ત્યાં સુધી કે હુઝુરે અમારી તરફ ઈશારો કરીને ફરમાવ્યું, તમે નાંખી ચૂકયા? પછી બહાર તશરીફ લઇ ગયા.

૧૪૪ હઝરત અનસ (રદી.) કહે છે કે એક વખત અલ્લાહના રસુલ (સલ્લ.) એ પાણીનું વાસણ મંગાવ્યું જેથી એક મોટો પ્યાલો લાવવામાં આવ્યો. પ્યાલામાં થોડુંક પાણી હતું. આપે તેમાં આપની આંગળીઓ નાંખી દીધી, હું જોઈ રહ્યો હતો, પાણી આપની આંગળીઓથી નિકળી રહ્યું હતું. તેનાથી વુઝુ કરવાવાળાઓની મેં ગણતરી કરી તો સિત્તેર એંસી માણસો હતા.

પાંચ મુદ (લગભગ ૪થીપ લિટર) સુધી પાણી ગુસલમાં વાપરતા હતા અને એક મુદ (લગભગ ૧ લીટર)થી વુઝુ કરતા હતા.

૧૪૫.હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.)નું કહેવું છે કે હુઝુર (સલ્લ.)એ મોજાં પર મસેહ કર્યો છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)એ જ્યારે ઉમર (રદી.)થી આ વાત પુછી તો ફરમાવ્યું, હા, ઠીક છે. જ્યારે સઅદ (રદી.) તમારાથી કોઈ વાત બયાન કરી દે તો બીજા કોઈથી ન પુછ્યા કરો.

૧૪૬.હઝરત અમ્ર બિન ઉમય્યા જુમરી (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ને મોજાં પર મસેહ કરતાં જોયા છે.

૧૪૭.હઝરત મુગીરહ બિન શોબા (રદી.) કહે છે કે હું એક સફરમાં હુઝુર (સલ્લ.)ની સાથે હતો. આપનાં મોજાં ઉતારવા માટે હું જો નમ્યો તો આપે ફરમાવ્યું, તેઓને રહેવા દો, મેં પાકી પર પહેર્યાં છે. પછી આપે તેના ઉપર મસેહ કર્યો.

૧૪૮.હઝરત અમ્ર બિન ઉમય્યા જુમરી (રદી.)નું બયાન છે કે મેં જોયું, હુઝુર (સલ્લ.) બકરીનું ગોશ્ત કાપી રહ્યા હતા. કે આપને નમાઝના માટે બોલાવવામાં આવ્યા; આપે છરી ફેંકી દીધી અને (નવું) વુઝુ કર્યા વગર નમાઝ પઢી લીધી.

૧૪૯.હઝરત સુવેદ બિન નોમાન (રદી.) કહે છે કે હું ખૈબરના વર્ષે હુઝુર (સલ્લ.)ના સાથે નિકળ્યો. જ્યારે અમે સહબાના સ્થળે (જે ખૈબરથી નીચે છે) પહોંચ્યા તો આપે અસરની નમાઝ પઢી અને ખાવાનું મંગાવ્યું, પરંતુ સત્તુના સિવાય આપને કોઈએ કશું આપ્યું નહિ. આપે હુકમ આપ્યો. પાણીમાં સત્તુને ઓગળાવામાં આવ્યું. આપે ખુદ પણ ખાધું અને અમે પણ ખાધું. પછી કુલ્લી કરીને આપ મગ્રિબની નમાઝ માટે ઉભા થયા અને અમે પણ (નવું) વુઝુ કર્યા વગર નમાઝ પઢી.

૧૫૦.હઝરત મૈમુના (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.)એ મારી પાસે (બકરીના) ખભાનું ગોશ્ત ખાઈને (નવું) વુઝ કર્યા વગર નમાઝ પઢી.

૧૫૧.હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ દૂધ પીને કુલ્લી કરી અને ફરમાવ્યું. આમાં ચિકનાહટ છે.

૧૫૨.હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.)એ ઇરશાદ ફરમાવ્યો તમારામાંથી જો કોઇને નમાઝ પઢવામાં ઊંઘ આવી જાય

તો સુઈ જવું જોઇએ જેથી ઊંઘની (હાલત) જતી રહે કારણ કે જો નમાઝની હાલતમાં ઊંઘતો રહેશે તો ખબર નથી મગ્ફિરત માગવાના બદલે પોતાને ગાળો બકવા લાગે.

૧૫૩. હઝરત અનસ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.)એ ઈરશાદ ફરમાવ્યો, જ્યારે તમારામાંથી કોઇને ઊંઘ આવી જાય, તો સુઈ જાય જેથી તેને ખબર પડે કે નમાઝમાં શું પઢી રહ્યો છું.

૧૫૪. હઝરત અનસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.) દરેક નમાઝના માટે (તાજું) વુઝુ કરતા હતા અને અમારા લોકો માટે જ્યાર સુધી હદસ (વુઝુ તૂટવું) ન થઈ જાય એક જ વુઝુ પુરતું હોતું હતું.

૧૫૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.) મદીના કે મક્કાના બગીચા તરફથી પસાર થયા. ત્યાં બે માણસોનો અવાજ સાંભળ્યો જેઓને કબરમાં અઝાબ આપવામાં આવી રહ્યો હતો. આપે ફરમાવ્યું. (અહીં)બે માણસોને અઝાબ આપવામાં આવી રહ્યો છે પરંતુ કોઈ મોટી વાત પર નહિ. અર્ઝ કરવામાં આવ્યું, પછી શા માટે ? ફરમાવ્યું, એક માણસને તો પેશાબના સમયે પર્દો કરતો ન હતો. અને બીજો ચુગલખોરી (ચાડી) કરતો હતો. (એટલા માટે તેઓના પર અઝાબ થઈ રહ્યો છે.) પછી આપે લીલી ડાળી મંગાવી બે ટુકડા કરીને એક એક ટુકડો દરેકની કબર પર મૂકી દીધો. અર્ઝ કરવામાં આવ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! હુઝુરે આવું શા માટે કર્યું ? ફરમાવ્યું, જ્યાં સુધી ડાળીઓ સુકાઈ ન જાય ત્યાં સુધી કદાચ તેઓના પર અઝાબની કમી રહે.

૧૫૬. હઝરત અનસ (રદી.) કહે છે કે જ્યારે હુઝુર (સલ્લ.) કઝાએ હાજત (સંડાસ)માટે તશરીફ લઇ જતા હતા તો હું આપના માટે પાણી લઇને જતો હતો. આપ તેનાથી ઇસ્તિન્જા કરતા હતા.

૧૫૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે (એક વખત) એક ગામડીઓ મસ્જિદમાં ઉભો રહીને પેશાબ કરવા લાગ્યો. લોકોએ તેને પકડી લીધો હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. તેને છોડી દો. અને પેશાબ પર પાણીની એક ડોલ વહાવી દો. તમે આસાની કરવાવાળા (બનાવીને) મોકલવામાં આવ્યા છો, નહીં કે મુશ્કેલી પૈદા કરવાવાળા.

૧૫૮. હઝરત હુઝૈફા (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.)નું લોકોનો કચરો ભેગા થવાની જગ્યા ઉકરડા (કુડી) પર પસાર થવાનું

થયું. આપે (ત્યાં) ઉભા રહીને પેશાબ કર્યો. પછી પાણી માગ્યું, હું પાણી લઈને હાજર થયો. આપે વુઝુ કર્યું.

૧૫૯.હઝરત હુઝૈફા (રદી.)થી બીજી રિવાયતમાં આ પણ છે કે હું આપની પાસેથી હટી ગયો. આપે મને ઇશારો કર્યો તો હું હાજર થયો અને આપની એડિયોની પાસે ઉભો થઈ ગયો ત્યાં સુધી કે આપ ફારીગ થઈ ગયા.

૧૬૦.અસ્મા (રદી.) કહે છે કે એક ઔરત આપની ખિદમતમાં હાજર થઈ અને અર્ઝ કર્યું કે જો કોઇ સ્રીને કપડામાં હૈઝ થઈ જાય તો બતાવો તે શું કરે? આપે ફરમાવ્યું. મસળીને ખુરચ (ખંખેરી)નાખે. પછી પાણી નાખીને નિચોવે અને આજ કપડામાં નમાઝ પઢે.

૧૬૧.હઝરત આઇશા (રદી.) કહે છે કે ફાતિમા બિન્તે અબુ હુબીશ (રદી.) હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈ અને ફરમાવ્યું. મને ઇસ્તિહાઝા (ખૂન આવવાની) બિમારી છે, પાક થતી જ નથી. શું નમાઝને છોડી દઉ? ફરમાવ્યું. નહિ, આ (એક નસનું ખૂન છે.) હૈઝ નથી. જ્યારે તમને હૈઝ હોય તો નમાઝ છોડી દો. જ્યારે જતું રહે તો ખૂન ધોઈને નમાઝ પઢો અને દરેક નમાઝના માટે વુઝુ કરો, ત્યાં સુધી કે બીજો સમય આવી જાય.

૧૬૨.હઝરત આઈશા (રદી.) કહે છે કે હું હુઝુર (સલ્લ.)ના કપડાં પરથી (વીર્યનો ડાઘ) ધોયા કરતી હતી. અને પાણીનું નિશાન આપના કપડા પર હોતું હતું. તો આપ નમાઝ માટે તશરીફ લઈ જતા હતા.

૧૬૩.હઝરત અનસ (રદી.) કહે છે કે કકલ (એક જગ્યા) અથવા ઉરૈનાના કેટલાક માણસો આવ્યા અને મદીનામાં તેઓને પેટની બિમારી થઇ ગઈ. અલ્લાહના રસુલ (સલ્લ.)એ તેઓને ઊંટડીઓમાં જવાનું અને તેઓનો પેશાબ તથા દૂધ પીવાનો હુકમ કર્યો જેથી તેઓ ગયા.

અને જ્યારે તંદુરસ્ત થઈ ગયા તો હુઝુરના ચરવાહાને કતલ કરીને ઊંટડીઓને હાંકીને લઈ ગયા. જ્યારે સવારે આ જાણ આપને થઈ તો આપે તેઓની પાછળ માણસો દોડાવ્યા. સૂરજ ચઢતાં જ તેઓ લોકો (પકડીને) લાવવામાં આવ્યા. આપે હુકમ આપ્યો કે તેઓના હાથ–પગ કાપી નાખવામાં આવે અને સીસું પીગળાવીને તેઓની આંખોમાં નાખવામાં આવે અને હુર્રના સ્થળ પર તેઓને ફેંકી દેવામાં આવે. તે લોકો

પાણીની (તરસ)થી પાણી માંગતા હતા. પરંતુ તેઓને આપવામાં આવતું ન હતું.

૧૬૪.હઝરત અનસ (રદી.) કહે છે કે મસ્જિદના બનવાના પહેલાં હુઝુર (સલ્લ.) બકરીઓ બાંધવાની જગ્યામાં નમાઝ પઢતા હતા.

૧૬૫.હઝરત મૈમુના (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.)થી તે ઘીના વિષે પુછવામાં આવ્યું જેમાં કોઈ ઉંદર પડી જાય? તો આપે ફરમાવ્યું. તેની આજુબાજુના ઘીને ફેંકી દો અને બાકીનું ઘી ખાઈ લો.

૧૬૬.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું મુસલમાન ખુદાના રસ્તામાં જે જખમ ખાય છે, તે કયામતના દિવસે તે રીત પર હશે જે રીતે લાગવાના સમયે હતો; તેનાથી ખૂન વહેતું હશે અને મુશ્કની ખુશ્બુ તેનાથી આવતી હશે.

૧૬૭.હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે એવું ન થાય કે તમારામાંથી કોઈ માણસ રોકાયેલા અને ન વહેવાવાળા પાણીમાં પેશાબ કરે અને તેમાં ગુસલ પણ કરે.

૧૬૮.હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.) ખાનએ કાબાની પાસે નમાઝ પઢી રહ્યા હતા. અબુ જહલ અને તેના સાથીઓ બેઠેલા હતા. તેઓમાંથી એક માણસ બોલ્યો કે ફલાણા કબીલાનાં ઊંટોની હોજરી કોણ લાવીને સિજદાની હાલતમાં તેમની પીઠ પર રાખી શકે છે? (આ સાંભળીને) એક બદબખ્ત ઉઠયો અને હોજરી લાવીને ઈંતેજાર કરતો રહ્યો. જ્યારે આપ સિજદામાં ગયા તો આપના બન્ને ખભાઓની વચ્ચે, પીઠ પર તેને રાખી દીધી. હું જોઇ રહ્યો હતો અને કંઈ કરી શકતો ન હતો. કાશ! મારામાં (રોકવાની) તાકાત હોતી. પછી કાફીરો આપસમાં હસવા લાગ્યા અને (મજાક કરવાના તૌર પર) એક બીજા પર હોજરી નાખવાની નિસ્બત (સબંધી) વાતો કરતા રહ્યા અને હુઝુર (સલ્લ.) સિજદામાં પડયા હતા. માથું ઉઠાવી શકતા ન હતા. એટલામાં હઝરત ફાતિમા તશરીફ લાવી અને આપની પીઠથી તેને ગિરાવી, આપે માથું ઉઠાવ્યું અને ફરમાવ્યું ખુદાવન્દા! કુરૈશની પકડ કર. ત્રણ વખત આ જ ફરમાવ્યું. તેઓને (કાફીરોએ) આ વાત ખરાબ લાગી કારણ કે તેઓને આ વાતની જાણકારી હતી જ આ શહેરમાં દુઆ કબુલ થાય છે. પછી આપે નામ લઈને ફરમાવ્યું, ઈલાહી! અબુ જહલને, ઉત્બા બિન

રબીઆને, શૈબા બિન રબીઆને, વલિદ બિન ઉત્બાને, ઉમય્યા બિન ખલ્ફને અને ઉકબા બિન અબી મુહિતને પકડ. સાતમા માણસનું નામ રાવી ભૂલી ગયા. રાવી કહે છે કે તે ખુદાની કસમ! જેના તાબામાં મારો જીવ છે, જે લોકોને હુઝુરે ગણ્યા હતા, તેઓ બધા બરબાદ થઈ ગયા અને 'બદર'ના કૂવામાં ફેંકી દેવામાં આવ્યા.

૧૬૯.હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) પોતાના કપડામાં થુંકયા છે.

૧૭૦.હઝરત સહલ બિન સઅદ સઈદી (રદી.) કહે છે કે મારાથી લોકોએ પુછયું, અલ્લાહના રસુલ (સલ્લ.)ના જખમની શી દવા કરવામાં આવી? મેં કહ્યું કે મારાથી વધારે જાણવાવાળો આ વાતનો કોઈ નથી રહ્યો. હઝરત અલી પોતાની મશક લાવતા હતા, જેમાં પાણી ભરેલું હતું. અને હઝરત ફાતિમા (રદી.) ચહેરા મુબારકથી ખૂન ધોતી જતી અને એક ચટાઇને જલાવીને આપના જખમને તેનાથી ભરવામાં આવ્યો.

૧૭૧.હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હું હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો. મેં જોયું કે આપ આપના હાથથી મિસ્વાક કરે જતા હતા અને આપ આ કરતા હતા. મિસ્વાક આપના દહને મુબારકમાં (મોંઢામાં) હતી. (એવું જણાતું હતું) કે આપ ઈસ્તિફરાગ (કે–ઉલ્ટી) ફરમાવશે. હઝરત હુઝૈફા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ) જ્યારે રાત્રે ઉઠતા તો મોંઢામાં મિસ્વાક કરતા હતા.

૧૭૨.હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે કે (એક વખત) હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, હું જાણું છું કે હું મિસ્વાક કરી રહ્યો હતો. એટલામાં બે માણસો આવ્યા જેમાં એક માણસ મોટો હતો. મેં નાનાને મિસ્વાક આપી તો મારાથી કહેવામાં આવ્યું કે મોટાને આપો. મેં મોટાને આપી.

૧૭૩.હઝરત બરાઅ બિન આઝિબ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જ્યારે તમે ખ્વાબગાહ (સુઈ રહેવાની જગ્યામાં) જાઓ તો નમાઝના વુઝુની જેમ વુઝુ કરો. પછી જમણા પાસે (કરવટ) સુઈ રહીને પઢો. 'અલ્લાહુમ્મ અસ્લમ્તુ વજહી ઈલૈક વલ જઅતુ જહરી ઇલૈક રગબતન વ રહબતન ઇલૈક લામલજઅ વલા મન્જઅ મિનક ઇલ્લા ઈલૈક અલ્લાહુમ્મ આમનતુ બિકિતાબી કલ્લઝી

અન્ઝલત વનબિયી કલ્લઝી અરસલત ' (હુઝુર સલ્લ.)એ ફરમાવ્યું જો તમે એ જ રાતે મરી જશો તો ઈસ્લામ પર મરશો અને આને સુઈ રહેવાના સમયે છેલ્લો કલામ બનાવજો (એટલે કે આ દુઆને પઢવાના બાદ કલામ (વાત ચીત ન કરવી) રિવાયત કરવાવાળો કહે છે કે મેં આને આપના સામે દોહરાવી—' આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલત ' ના પછી ' વરસુલુક પઢયું આપે ફરમાવ્યું ' વનબીયિ-કલ્લઝી અરસલત ' કહો.

# ગુસલના બયાન વિષે

૧૭૪. હઝરત આઇશા (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) જ્યારે જનાબત (નાપાકી) નું ગુસલ કરતા તો પહેલા હાથ ધોતા, પછી વુઝુ કરતા, જેવી રીતે નમાઝના માટે, વુઝુ કરીએ છીએ, પછી આંગળીઓ પાણીમાં નાંખી બાલોના મુળમાં ખિલાલ કરતા, તેના પછી ત્રણ ખોબા પાણી વહાવીને પુરા બદન પર પાણી નાંખતા.

૧૭૫. હઝરત મૈમુના (રદી.) અલ્લાહના રસુલ (સલ્લ.) ની બીવીથી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ નમાઝના વુઝુની જેમ વુઝુ કર્યું. પરંતુ પગ ન ધોયા પેશાબની જગ્યાને ધોઈ, જયાં નજાસત (નાપાકી) લાગી હતી. તેને ધોઈ, પછી આપે ઉપર પાણી વહાવી લીધું. છેવટે હટીને પગ ધોયા હુઝુર (સલ્લ.) નું આ ગુસલ જનાબતનું હતું.

૧૭૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે હું અને અલ્લાહના રસુલ (સલ્લ.) એક વાસણમાં એક પ્યાલાથી (પાણી લઇને) ગુસલ કર્યા કરતા હતાં. આ પ્યાલાને 'ફ્રક' કહે છે.

૧૭૭. હઝરત આઇશા (રદી.) થી રસુલુલ્લાહ (સલ્લ.)ના ગુસલના વિષે પૂછવામાં આવ્યું, તો આપે એક વાસણ મંગાવ્યું જેનું પ્રમાણ લગભગ એક સાઅ (લગભગ ચાર કિલો) હતું પછી પોતે ગુસલ કર્યું. અને આપના (માથા) સર પર પાણી નાંખ્યું સવાલ કરવાવાળા અને હઝરત આઈશાની વચ્ચે તે સમયે પર્દાની આડ હતી.

૧૭૮ હઝરત જાબિર (રદી.) થી ગુસલના વિષે પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું. તમને એક સાઅ (લગભગ ચાર કિલો) પાણી પૂરતું છે. સવાલ કરવાવાળો કહેવા લાગ્યો કે મારા માટે ફક્ત એક સાઅ (લગભગ ચાર કીલો) પાળી પૂરતું થઇ જતું હતું, જે તમારાથી વધારે બાલવાળા અને તમારાથી વધારે બેહતર હતા. (તમારે કેમ પૂરતું ન થશે ?) પછી હઝરત જાબિરે બધાને એક કપડામાં નમાઝ પઢાવી.

૧૭૯. હઝરત જુબૈર બિન મુતઈમ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. હું તો મારા માથા પર ત્રણ વખત પાણી વહાવું છું. અને હુઝુર (સલ્લ) એ પોતાના હાથોથી બતાવ્યું (કે કેવી રીતે વહાવું છું.)

૧૮૦. હઝરત આઈશા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જ્યારે ગુસલે જનાબત કરતા, તો કોઈ વાસણ જેવું હલાવ (લગભગ) સવા ત્રણ શેર પાણી આવી જવા લાયક વાસણ મંગાવતા પહેલાં બન્ને હાથ ધોતા, પછી માથાની જમણી તરફથી શરૂ કરતા, પછી ડાબી તરફ (ધોતા) અને બન્ને હાથોથી લઇને વચ્ચે માથા પર (પાણી) નાખતા.

૧૮૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે હું અલ્લાહના રસુલ (સલ્લ.)ને ખુશ્બુ લગાવી દીધા કરતી હતી. પછી આપ આપની બીવીઓમાં ફરવાં ચાલ્યા જતા હતા. અને સવાર થતી તો આપ એહરામની હાલતમાં હોતા (અને ખુશ્બુની ચીઝ છોડાવી દેતા હતા.)

૧૮૨. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) રાત દિવસના એક જ કલાકમાં બધી જ બીવીઓના ચક્કર લગાવી લેતા હતા. અને આપની બીવીઓ અગિયાર હતી. રિવાયતમાં છે કે નવ હતી. હઝરત અનસ (રદી.) થી પૂછવાંમાં આવ્યું કે શું હુઝુર (સલ્લ.) ને આટલી ઓરતોની તાકાત હતી. ? તો આપે જવાબ આપ્યો કે અમે આપસમાં વાતચીત કરતા હતા કે હુઝુરને ત્રીસ માણસોની તાકાત આપવામાં આવી છે.

૧૮૩. હઝરત આઈશા (રદી.) કહે છે કે એહરામની હાલતમાં જે હુઝુર (સલ્લ.) ની પોથીમાં ખુશ્બુની ચમક (નિશાની) હોતી હતી, તે મારી નજરમાં હજુ સુધી છે.

૧૮૪. હઝરત આઇશા (રદી.) થી રિવાયત છે કે જ્યારે હુઝુર (સલ્લ.) જનાબતનું ગુસલ કરતા હતા, તો બન્ને હાથ ધોતા, નમાઝના વુઝુની જેમ વુઝુ કરતા, પછી ગુસલ કરતા, તેના પછી બાલોમાં ખિલાલ કરતા. પછી જ્યારે હુઝુર (સલ્લ.) ને ખ્યાલ થતો કે હવે પુરા બદન પર પાણી પહોંચી ગયું હશે, ત્યારે હુઝુર (સલ્લ) ત્રણ વખત પાણી વહાવતા (રેહતા.)

૧૮૫ હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે (એક વખત) જમાઅત તૈયાર થઈ ગઈ. ઉભા ઉભા અમારી સફો દુરુસ્ત થઈ ગઈ. હુઝુર (સલ્લ.) તશરીફ લાવ્યા. મસલ્લા પર જઈને ઉભા રહ્યા તે સમયે આપને યાદ આવ્યું કે નાપાક છું તો અમારાથી ફરમાવ્યું પોત પોતાની જગ્યાએ રોકાઈ જાઓ. પોતે પાછા જઈને ગુસલ કર્યું. અને પછી તશરીફ લાવ્યા તે સમયે આપના બાલોથી પાણી ટપકી રહ્યું હતું, તકબીર કહેવામાં આવી. અને અમે આપની સાથે નમાઝ અદા કરી.

૧૮૬ હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું બની ઇસ્રાઈલ નગ્ન થઈને ગુસલ કર્યા કરતા હતા. અને એક બીજાને જોતા જતા હતા. પરંતુ મુસા (અલૈ.) એકલા ગુસલ કરતા હતા. એ કારણે બની ઈસ્રાઈલ કહેવા લાગ્યા કે મુસા (અલૈ.) ના ફોતા (ખુશીયા) મોટા છે. આ જ કારણ છે કે આપણી સાથે ગુસલ કરતા નથી. અચાનક એક વખત હઝરત મુસા (અલૈ.) ગુસલ કરવા લાગ્યા. પત્થર પર કપડાં (ઉતારીને) મુકયા. પત્થર કપડાં લઈને ભાગ્યો (નાસ્યો) હઝરત મુસા (અલૈ.) તેની પાછળ આ કહેતાં દોડયા, કે મારાં કપડાં પાછા! આપ જ્યારે બની ઈસ્રાઈલે મુસા (અલૈ) ને જોઈ લીધા તો કહેવા લાગ્યા ખુદાની કસમ! મુસા (અલૈ) માં તો ખરાબી નથી. મુસા (અલૈ.) એ પોતાનાં કપડાં લઈ લીધાં અને પત્થરને પીટવા લાગ્યા. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે ખુદાની કસમ! મારવાના કારણે પત્થરમાં છ-સાત નિશાન પડી ગયાં હતાં.

૧૮૭ હઝરત ઉમ્મે હાની બિન્તે અબુ તાલિબ (રદી.) કહે છે કે હું મક્કાના વિજયના વર્ષે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈ. તે સમયે આપ ગુસલ કરી રહ્યા હતા, ફાતેમા (રદી.) આપની આડ કરેલાં હતાં, ફરમાવ્યું, કોણ છે? મેં અર્ઝ કરી. હું ઉમ્મે હાની છું

૧૮૮ હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.) મને મદીનાના એક રસ્તામાં મળ્યા. મને ગુસલ કરવાની જરૂરત હતી એટલા માટે હું આપનાથી હટીને ચાલ્યો ગયો. અને ગુસલ કરીને હાજર થયો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. અબુ હુરૈરહ (રદી.)! તમે કયાં હતા? મેં અર્ઝ કરી, હું નાપાક હતો. એટલા માટે હુઝુરની

પાસે બેસવાને મકરૂહ ખ્યાલ કર્યો. આપે ફરમાવ્યું: સુબ્હાનલ્લાહ, ઈમાનદાર માણુસ નાપાક હોતો નથી.

૧૮૯. હઝરત ઉમર બિન ખત્તાબ (રઝી.) કહે છે કે અમે હુઝુર (સલ્લ.)થી પુછયું કે શું અમારામાંથી કોઈ નાપાકીની હાલતમાં સુઈ શકે છે? આપે ફરમાવ્યું, હા, જ્યારે વુઝુ કરે તો નાપાકીની હાલતમાં સુઈ રહે.

૧૯૦. હઝરત અબુ હુરૈરહ (રઝી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું જ્યારે મર્દ ઔરતના ચાર આઅઝાઓના વચ્ચે બેસે અને ઔરતને (તકલીફમાં) મશક્કતમાં નાંખે તો ગુસલ વાજીબ થઇ જાય છે.

# તયમ્મુમના બયાન વિષે

૧૯૧. હઝરત આઈશા (રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ સલ્લ.)ની સાથે એક સફરમાં ગયા, જ્યારે બીદાર કે જાતુલ જૈશના સ્થળ પર પહોંચ્યાં તો મારો હાર તૂટીને નિકળી ગયો. રસુલુલ્લાહ (સલ્લ.) તેને શોધવા માટે રોકાઈ ગયા. અને બીજા માણુસોને પણ પોતાની સાથે રોકી લીધા પરંતુ પાણી (ના સ્થળ) પર રોકાયા ન હતા. લોકો હઝરત અબુબક (રદી.)થી આવીને કહેવા લાગ્યા કે જુઓ તો હઝરત આઈશા (રદી.)એ શું કર્યું ? રસુલુલ્લાહ (સલ્લ.)ને પણ રોક્યા અને બીજા માણુસોને પણ ન પાણી પર રોકાવવાનું થયું છે અને ન સાથે પાણી છે ? હઝરત અબુબક (રદી.) (આ સાંભળીને) મારી પાસે આવ્યા અલ્લાહના રસુલ (સલ્લ.) મારી સાથળ પર માથુ મુકીને સુઈ ગયા હતા, અને આવીને કહેવા લાગ્યા. તેં રસુલે ખુદા અને બધા માણુસોને રોકી લીધા, એમ છતાં પણ કે ન અહીંયાં પાણી છે અને ન (પાણી) સાથે છે. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હઝરત અબુબક (રદી.) મારી પર નારાજ થયા અને જે કંઈ ખુદાની મરજી હતી તે કહ્યું, અને કુખમાં ગોદા મારવા લાગ્યા. પરંતુ જો કે રસુલુલ્લાહ (સલ્લ.)નું માથુ મારી સાથળ પર હતું, એટલા માટે હું હલી શકતી ન હતી, પછી હુઝુર (સલ્લ.) સવાર થતાં જ ઉઠયા પરંતુ પાણી ન હતું તે સમયે 'ફતયમ્મમુ' આયત નાઝીલ થઈ હઝરત ઉસૈદ બિન હુઝેર (રદી.) બોલ્યા, હે આલે અબુબક ! તમારી આ પહેલી જ બરકત નથી. (આના પહેલાં તમારા કારણે બીજી પણ બરકતો થઈ ચૂકી છે.) હઝરત આઈશા (રદી.) કહે છે કે જે ઊંટ પર હું સવાર હતી, જ્યારે અમે તેને ઉઠાડયો તો તેના નીચેથી હાર મળ્યો.

૧૯૨. હઝરત્ત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મને પાંચ વસ્તુઓ એવી આપવામાં આવી છે. જે

મારાથી પહેલાં કોઇને આપવામાં આવી નથી. એક મહિનાના અંતર સુધી મારા રૌબ (દબદબા)થી મારી મદદ કરવામાં આવી છે. (એટલે કે એક મહિનાના અંતર (ફાસલા) સુધી મારો રૌબ (દબદબો) લોકોના દિલો પર છે) પુરી જમીન મારા માટે મસ્જિદ અને પાકીનો જરીયો બનાવી દેવામાં આવી છે. એટલા માટે મારી ઉમ્મતમાં જે માણસને કોઇ જગ્યાએ નમાઝનો સમય આવી જાય તો તે નમાઝ પઢી લે. મારા માટે ગનીમતના માલ હલાલ કરવામાં આવ્યા. મારા પહેલાં કોઈના પણ માટે હલાલ કરવામાં આવ્યા નથી. મને શફાઅતનો હક આપવામાં આવ્યો મારા પહેલાં દરેક નબી કોઈ ખાસ રીતે પોતાની કોમના માટે મોકલવામાં આવતો હતો અને હું પુરી દુનિયાના માટે નબી બનાવવામાં આવ્યો છું,

૧૯૩ અમ્માર બિન યાસિર (રદી.) કહે છે કે મારાથી (એક વખત) હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)એ કહ્યું, શું તમને યાદ નથી કે હું અને તમે એક સફરમાં હતા. તમે (પાણી ન મળવાના કારણે) નમાઝ ન પઢી અને મેં જમીનમાં આળોટીને નમાઝ પઢી લીધી હતી અને અલ્લાહના રસુલ (સલ્લ.)થી આનો ઝિક્ર કર્યો તો આપે ફરમાવ્યું કે તમોને (ફક્ત) આટલુ પુરતુ હતું. પછી આપે બન્ને હાથ જમીન પર માર્યા, તેઓને ફુંકયા અને ચહેરો અને બન્ને હાથો પર ફેરવી લીધા.

૧૯૪ હઝરત ઇમરાન બિન હુસૈન ખુઝાઈ (રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે એક સફરમાં હતા. અને રાત્રે ચાલ્યા હતા, જ્યારે પાછલી રાત થઇ તો ઘણી જ ગાઢ નિંદથી સુઈ ગયા અને મુસાફર માટે આનાથી વધારે ખુશગાર કોઇ બીજી વસ્તુ હોતી પણ નથી. (ઔર) સુરજની ગરમીથી સવારે જાગ્યા. પહેલાં ફલાણો માણસ જાગ્યો પછી ફલાણો, પછી ફલાણો પછી ચોથા નંબર પર હઝરત ઉમર (રદી.) હતા અને (આ નિયમ હતો) કે જ્યારે નબી કરીમ (સલ્લ.) ખ્વાબમાં હોતા હતા તો અમે આપને જગાડતા ન હતા. જ્યાં સુધી કે આપ પોતે જાગી ન જાય. કારણ કે ખબર નહિ ઉંઘમાં કશું નવી વાત બની છે. હઝરત ઉમર જો કે સખ્ત માણસ હતા, જ્યારે તે જાગી ગયા અને લોકોની હાલત જોઈ તો ઉંચા અવાજથી તકબીર પઢી અને જોર જોરથી તકબીર પઢતા રહ્યા, ત્યાં

સુધી કે તેમની અવાજથી હુઝુર (સલ્લ.) જાગી ગયા. જ્યારે હુઝુર (સલ્લ.) જાગ્યા તો લોકોએ હુઝુરથી પોતાની તકલીફ બયાન કરી. (એટલે કે નમાઝનું કઝા થવાનું જાહેર કર્યું) આપે ફરમાવ્યું, કોઈ વાંધો નથી. અથવા આ ફરમાવ્યું કે કંઈ નુકસાન થશે નહિ. તેના પછી લોકો ચાલ્યા. કેટલાક દૂર ચાલ્યા હશે કે આપ ઉતરી પડયા, વુઝુનું પાણી મંગાવ્યુ. નમાઝના માટે અઝાન આપવામાં આવી, અને આપે લોકોને નમાઝ પઢાવી જ્યારે નમાઝથી ફારીગ થયા તો આપે જોયું કે એક માણસે જમાઅતથી નમાઝ પઢી નથી. આપે ફરમાવ્યું, શા માટે, કયા કારણે તમે જમાઅતના સાથે નમાઝ ન પઢી ? તેણે અર્ઝ કરી. હું નાપાક થઈ ગયો છું. અને પાણી નથી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, પાક માટીને ઇસ્તેમાલ કરો, તે તમારા માટે પુરતુ છે. તેના પછી લોકોએ આપથી તરસની ફરીયાદ કરી તો આપે ઉતરીને હઝરત અલી (રઝી.) અને એક બીજા માણસને બોલાવ્યા અને ફરમાવ્યું જાઓ પાણી શોધો. બન્ને ચાલ્યા. (રસ્તા)માં એક ઔરત મળી જેની પાસે ઊંટ પર પાણીની બે મશકો હતી. તેમણે તેનાથી પુછયું કે પાણી કયાં છે ? તેણે જવાબ આપ્યો કે કાલે આ સમયે હું પાણી પર હતી અને અમારા માણસો પાછળ છે. તેમણે કહ્યું સારૂં ચાલો તો તે બોલી, કયાં ? તેમણે કહ્યું, અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં, તેણે કહ્યું, શું તેમના પાસે જેમને 'સાબી' કહે છે ? આ બોલ્યા, હા. તેમની પાસે જ ચાલ. જેને તુ સમજી રહી છે. છેવટે બન્ને હઝરાત તેને હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં લાવ્યા. અને આપથી પુરો કિસ્સો બયાન કરી દીધો. આપે ફરમાવ્યું આ ઔરતને ઊંટથી ઉતારી લો. તેના પછી આપે એક વાસણ મંગાવ્યું મશકોના ઢાંકણોથી (મોંઢાથી) થોડુ જ પાણી લઈ ને તેમનાં ઢાંકણ બંધ કરી દીધાં અને નીચેનું મોઢું ખોલી દીધું પછી લોકોમાં એલાન કરાવી દીધું કે પીવો અને પિવડાવો જેને પિવું હતુ તેણે પી લીધું. અને જેણે પિવરાવવા ઇચ્છયું તેણે પિવરાવી દીધું. છેવટે જેને ગુસલની જરૂરત હતી તેને પાણીનું એક વાસણ (ભરીને) આપ્યું અને ફરમાવ્યું જા, આને તારી ઉપર રેડી દે. ઔરત ઉભી જોઈ રહી હતી કે તેના પાણીનું શું થઈ રહ્યું છે ? ઔરતનું પાણી તો રોકી લેવામાં આવ્યું હતુ. પરંતુ ખુદાની કસમ ! અમારો ખ્યાલ હતો કે પાણી પોતાની પહેલાંવાળી હાલતથી વધારે છે. તેના પછી હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યુ, આના

માટે ( ચંદો-ફંડ ) ભેગો કરો. લોકોએ ખજુરો, લોટ, અને સત્તુ ભેગું કર્યું. જ્યારે બધું ખાવાનું ભેગું થઈ ગયું, અને તેને એક કપડામાં બાંધીને તેના સામે મુકી દીધું તો હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, કે તુ આ જાણે છે કે અમે તારૂં પાણી કંઈ પણ ઓછું કર્યું નથી. પરંતુ અલ્લાહ તઆલાએ અમને સૈરાબ ( તરસ ખતમ થવી ) કરી દીધા તે સ્ત્રી ( તેના પછી ) પોતાના ઘરવાળાઓ પાસે ચાલી ગઈ પરંતુ જો કે તેને મોડું થઈ ગયું હતુ, એટલા માટે તેના ઘરવાળાએ તેનાથી પુછયું કે કયાં રોકાઈ રહી હતી ? તેણે જવાબ આપ્યો કે મને એક વિચિત્ર વાત પેશ આવી ગઈ હતી મને બે માણસો ( રસ્તામાં ) મળ્યા અને એક માણસની પાસે લઈ ગયા. જેને 'સાબી' કહયા છે. અને તેણે આવું કહ્યું, ખુદાની કસમ ! તે આસમાન અને જમીનમાં સૌથી વધારે જાદુ જાણવાવાળા છે. (આસમાન અને જમીનની તરફ) તે સ્ત્રીએ પોતાની વચલી અને શહાદતની આંગળી ઉઠાવીને ઇશારો કર્યો, હતો જેનાથી મુરાદ આસમાન અને જમીન હતી. શબ્દોમાં આસમાન અને જમીન કહ્યું ન હતું. અથવા તેનો મતલબ આ જ હતો કે ખુદાના સાચા રસુલ છે. તેના પછી મુસલમાનોએ આસપાસના મુશરીકોને લુંટવાનું શરૂ કર્યું. પરંતુ જે મકાનમાં તે ઓરત હતી, તેની પાસે પણ જતા ન હતા એક દિવસે તે ઓરતે પોતાની કૌમથી કહ્યું, મારો ખ્યાલ છે કે આ લોકો તમને જાણી જોઇને છોડી ગયા છે. તો શું તમે ઈસ્લામની ઇચ્છા રાખો છો ? તે લોકોએ ઓરતનુ કહેવું માની લિધું અને મુસલમાન થઈ ગયા.

# નમાઝના બયાન વિષે

૧૯૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે, અબુઝર બયાન કરતા હતા કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હું મક્કામાં હતો કે મારા મકાનની છત ફાટી ગઇ. જીબ્રઈલ નાઝીલ થયા મારો સિનો ચાક કર્યો તેને ઝમઝમના પાણીથી ધોયો. પછી સોનાની એક રકાબી હિકમત અને ઈમાનથી ભરેલી લાવ્યા. તેને મારા સિના પર વહાવી અને પછી સિનાને મિલાવીને બંધ કરી દીધો. પછી મારો હાથ પકડીને દુનિયાના આસમાનની તરફ લઈ ચાલ્યા. જ્યારે હું આસમાન સુધી પહોંચ્યો તો જીબ્રઇલ ( અલૈ. ) એ તે આસમાનના દારોગા (દરબાન)થી કહ્યું, ખોલો, દારોગા (દરબાન) બોલ્યો, કોણ છે? તેમણે કહ્યું, હું જીબ્રઇલ છું. અને મારી સાથે હઝરત મોહંમદ (સલ્લ.) અલ્લાહના રસુલ છે. દારોગા (દરબાન) એ કહ્યું શું તે રસુલ બનાવવામાં આવ્યા છે? જીબ્રઇલ બોલ્યા, હા. દારોગાએ દરબાન (દરવાજો) ખોલી દીધો. અમે આસમાન પર ચઢ્યા. ત્યાં એક માણુસ બેઠેલો હતો જેના જમણી-ડાબી બાજુએ રૂહો હતી. જ્યારે તે જમણી તરફ જોતો હતો, તો હસતો હતો અને ડાબી તરફ જોતો હતો તો રડતો હતો. (મને જોઇને તે માણુસ બોલ્યો ) ભલે પધારો હે નેક નબી અને હે નેક બેટા! મેં જીબ્રઈલ (અલૈ.) થી પુછ્યું આ કોણ છે? જીબ્રઇલ (અલૈ.) એ કહ્યું આ હઝરત આદમ (અલૈ.) છે. તેમની જમણી-ડાબી બાજુએ રૂહો છે. જે તેમની ઓલાદ છે. જમણી તરફવાળા જન્નતી છે. અને ડાબી તરફવાળા દોઝખી, એટલા માટે જ જ્યારે તે જમણી તરફ જુએ છે તો હસે છે અને ડાબી બાજુ જોવા પર રડે છે. તેના પછી મને બીજા આસમાનની તરફ લઇ ગયા. અને જેવી રીતે પહેલાં કહ્યું હતું, અહિંયા પણ કહ્યું. દારોગા (દરબાન) એ દરવાજો ખોલી નાંખ્યો. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મેં

આસમાનોમાં હઝરત આદમ (અલૈ.)ને ઇદ્રીસ (અલૈ.) ને ઈસા (અલૈ) ને અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને જોયા, પરંતુ આપે તે નહિ બતાવ્યું કે તેઓના મરતબા શું શું હતા. ફક્ત એટલું ફરમાવ્યું કે હઝરત આદમ (અલૈ.) ને પહેલા આસમાનમાં જોયા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને છઠ્ઠા આસમાનમાં.

૧૯૬. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જ્યારે જીબ્રાઇલ (અલૈ.) મને લઈને હઝરત ઈદરીસ (અલૈ.) ની તરફ પસાર થયા તો હઝરત ઈદરીસે કહ્યું, ભલે પધારો, હે નેક નબી, હે ભાઈ! મેં કહ્યું, આ કોણ છે? જીબ્રાઇલ (અલૈ.) બોલ્યા. આ હઝરત ઈદરીસ (અલૈ.) છે. ( એવી જ રીતે હઝરત મુસા (અલૈ.) ના પાસેથી પણ પસાર થવાનું થયું ) તેના પછી હઝરત ઇસા (અલૈ.)ની તરફથી પસાર થવાનું થયું તો પણ આ જ બોલ્યા, ભલે પધારો હે નેક નબી, હે નેક ભાઈ ! મેં પુછ્યું આ કોણ છે! જીબ્રાઇલ (અલૈ. એ કહ્યું, આ હઝરત ઇસા (અલૈ.) છે. પછી મારે હઝરત ઇબ્રાહીમ (અલૈ) પાસેથી પસાર થવાનું થયું. તો તેમણે કહ્યું, ભલે પધારો હે નેક નબી અને નેક બેટા! મેં કહ્યું આ કોણ છે! જીબ્રાઇલ (અલૈ.) એ જવાબ આપ્યો, આ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે. ઈબ્ને અબ્બાસ (રદી.) કહ્યા કરતા હતા કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જીબ્રાઇલ મને ઉપર ચઢાવીને લઇ ગયા અને અમે એક ઊંચી સપાટ જગ્યાએ પહોચ્યા. જ્યાં મને કલમ (પેન) ના ચાલવાની અવાજ સંભળાતી હતી હઝરત અનસ બિન માલિક (રદી.)નું કહેવું છે કે આપે ફરમાવ્યું હતું. અલ્લાહ તઆલાએ મારી ઉમ્મત પર પચાસ ટાઈમની નમાઝો ફર્ઝ કરી હતી. પરંતું જ્યારે ( હું પાછો આવીને ) મુસા (અલૈ.)ના પાસેથી પસાર થયો તો તેમણે પુછ્યું કે અલ્લાહ તઆલાએ આપની ઉમ્મત પર શું ફર્ઝ કર્યું છે? મેં કહ્યું કે પચાસ ટાઇમની નમાઝો, તે કહેવા લાગ્યા, તમારા પરવરદિગારની પાસે જાઓ, કારણ કે તમારી ઉમ્મતમાં આની તાકાત ન હશે મેં જઇને મારા રબથી ઓછી કરાવી તો અલ્લાહ તઆલાએ અડધી ઓછી કરી દીધી. જ્યારે હઝરત મુસા (અલૈ.) ની પાસે આવ્યો, અને તેમને કહ્યું કે અડધી ઓછી કરી દેવામાં આવી તો તેમણે કહ્યું ફરીથી તમારા રબની પાસે જાઓ( તમારી ઉમ્મતમાં આની પણ તાકાત ન હશે મેં ખુદાથી બીજી (વધારે) ઓછી કરાવી

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું. કે પાંચ ટાઇમની (નમાઝો) ફર્ઝ રહી અને તે સવાબમાં પચાસની બરાબર છે. મારા ત્યાં હુકમનો ફેરફાર થતો નથી તેના પછી જ્યારે હઝરત મુસા (અલૈ.) ની તરફ પાછો ફર્યો તો તેમણે કહ્યું, હવે ફરીથી તમારા રબની પાસે જાઓ. મેં કહ્યું હવે ફરીથી મને મારા રબથી શરમ આવે છે. તેના પછી જીબ્રઇલ મને વાધારે ઉપર ) લઈ ચાલ્યા ત્યાં સુધી કે 'સિદરતુલ મુન્તહા'ના સ્થળ સુધી પહોંચ્યા, અહિંયા કેટલીએ જાતના રંગ તેને ઘેરેલા હતા. મને ખબર નથી તે શું હતા. પછી મને જન્નતમાં દાખલ કર્યો, તો મેં ત્યાં 'મોતિઓના હાર' અને 'મુશ્કની માટી' જોઇ

૧૯૭. હઝરત આઇશા (રદી.) કહે છે કે અલ્લાહ તઆલાએ જ્યારે નમાઝ ફર્ઝ કરી તો બે બે રકઅતો સફર અને વતનમાં ફર્ઝ કરી હતી. સફરની નમાઝ તો એવી જ રહી અને વતનની નમાઝમાં વધારો કરી દેવામાં આવ્યો.

૧૯૮. હઝરત ઉમર બિન અબી સલમા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ (એક વખત) એક કપડું પહેરીને નમાઝ પઢી. જેના બન્ને (છેડા) કિનારા (ખભાઓ) પર આમ તેમ નાખ્યા હતા.

૧૯૯. હઝરત ઉમ્મે હાની બિન્ત અબુતાલિબ (રદી.)થી મક્કાના વિજયના દિવસની પાછલી હદીસ રિવાયત કરવામાં આવી છે. પરંતુ તેમણે એટલો બીજો વધારો કર્યો, આપે એક કપડું પહેરીને આઠ રકઅતો પઢી જ્યારે ફારીગ થયા તો મેં અર્ઝ કર્યું. કે મારી મા,ના પુત્ર અલી (રદી.) (બિન અબી તાલિબ)નો ખ્યાલ છે કે જેને હું પનાહ આપી ચુકી છું. તેઓ તેને કતલ કરી નાંખે આપે ફરમાવ્યું, ઉમ્મે હાની (રદી.) જેને તમે પનાહ આપી ચુક્યા, તેને અમે પણ પનાહ આપી હઝરત ઉમ્મે હાની (રદી.) કહે છે કે આ ચાશતના સમયનો ઝિક્ર છે.

૨૦૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસે હુઝુર (સલ્લ.)થી એક કપડું પહેરીને નમાઝ પઢવાના વિષે પુછયું. આપે ફરમાવ્યું. શું તમારામાંથી દરેકની પાસે બે કપડાં છે. ?

૨૦૧. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે. હુઝુર (સલ્લ.)

એ ફરમાવ્યું, તમારામાં કોઈ માણસ એક કપડામાં નમાઝ ન પઢે. તે સમય સુધી કે તેના ખભાઓ પર કંઈ ન હોય.

૨૦૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હું ગવાહી આપું છું કે મેં રસુલુલ્લાહ (સલ્લ.)ને ફરમાવતા સાંભળ્યા કે જે માણસ એક કપડું પહેરીને નમાઝ પઢે, તેને જોઈએ કે બન્ને કિનારા (છેડા) (ખભાઓ) પર આમ-તેમ નાંખી દે.

૨૦૩. હઝરત જાબિર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)ની સાથે એક સફરમાં નિકળ્યો, એક રાત્રે જ્યારે હું કોઈક કામના માટે આપની ખિદમતમાં હાજર થયો તો આપને મેં નમાઝ પઢતાં જોયા હું (તે સમયે) એક કપડું ઓઢેલો હતો, મેં તેને લપેટીને આપની એક તરફ ઉભો થઈ ગયો. અને નમાઝ શરુ કરી દીધી. જ્યારે આપ નમાઝથી ફારીગ થયા તો ફરમાવ્યું, જાબિર ! રાત્રે શા માટે આવ્યા છો ? મેં મારી જરૂરત બતાવી જ્યારે મેં અર્ઝ કર્યું કે યા રસુલુલ્લાહ (સલ્લ.) મારી પાસે ફક્ત એક જ કપડું હતું. ફરમાવ્યું, જો વધારે હોય તો તેમાં જ લપેટી જાયા કરો. (એટલે કે સમેટી લીધા કરો.) અને જો તંગ હોય તો તેહબન્દ (લુંગી) બનાવી લીધા કરો.

૨૦૪. હઝરત સહલ (રદી.) કહે છે કે અમુક માણસો પોતાની ગરદનોમાં લુંગીયો બાંધીને હુઝુર (સલ્લ.)ની સાથે બાળકોની જેમ નમાઝ પઢયા કરતા હતા, અને ઔરતોથી કહેવામાં આવતું હતું કે (તે સમય સુધી) માથુ ન ઉઠાવો જ્યાં સુધી મર્દ સિધા બેસી ન જાય.

૨૦૫. હઝરત મુગીરહ બિન શોઅબા (રદી.) કહે છે કે એક સફરમાં હું હુઝુર (સલ્લ.)ની સાથે હતો, આપે ફરમાવ્યું, મુગીરહ ! વાસણ પકડી લે મેં પકડી લીધું. આપ (ત્યાંથી) ચાલ્યા ત્યાં સુધી કે મારી નજરોથી સંતાઇ ગયા. (ત્યાં જઈને) સંડાસ કરી જો કે આપ શામી ઝભ્ભો પહેરેલ હતા, એટલા માટે હાથ બાંયોથી નિકાળવા લાગ્યા. પરંતુ બાંયો તંગ હતી. એટલા માટે આપે હાથ નીચે નિકાળ્યો મેં આપના હાથ પર પાણી રેડયું. આપે નમાઝની જેમ વુઝુ કર્યું. મોજાં પર મસાહ કર્યો અને નમાઝ પઢી.

૨૦૬. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)

એ આવી રીતે કપડું લપેટવાથી મના ફરમાવ્યું છે. જેનાથી હાથ પગ નિકાળવાનો રસ્તો ન રહે અથવા માણુસ એક કપડું પહેરીને એવી રીતે ગઠરી બનીને બેસે કે તેની શર્મગાહનો પડદો ન હોય.

૨૦૭. હઝરત અબુ હુરૈરહનો (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ બે જાતના વેચાણથી મના ફરમાવ્યું. બૈઅલમાસ અને બૈઉલયાજ બૈઅલમાસ આ છે કે ખરીદાર કોઈ ચીઝ છોડી દે તો તેના પર કબુલ કરવું જરૂરી થઇ જાય. બૈઉલયાજ આ છે કે બાયેઅ (વેચવાવાળો) મુશ્તરી (ખરીદવાવાળા)ની માગેલી ચીઝ તેની તરફ ફેંકી દેતો તો તેનું કબુલ કરવું ફરજીયાત થઇ જતું. અને આવી રીતે કપડુ લપેટવાથી (મના ફરમાવી છે) જેનાથી હાથ–પગ નિકાળવાનો રસ્તો ન રહે અને તેનાથી પણ (મના ફરમાવી છે) માણુસ એક કપડામાં ગઠરી બની બેસે

૨૦૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત અબુબક (રદી.)એ હજજના જમાનામાં મને એલાન કરવાવાળાની સાથે મિલાવીને મોકલ્યો જે આ એલાન કરતા હતા કે આ વર્ષના પછી કોઇ મુશરીક હજજ ન કરે. તેના પછી રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત અલી (રદી.)ને સવાર કરીને પાછળ મોકલ્યા અને હુકમ આપ્યો કે 'સુરએ બરાત'નું એલાન કરી દે. અબુ હુરેરહ (રદી.) કહે છે કે દસમી (જલહજ્જા એ હઝરત અલી (રદી.)એ મિનામાં એલાન કર્યું કે આ વર્ષના પછી કોઈ મુશ્રીક હજજ ન કરે અને ન કોઇ નગ્ન થઈ ને ખાનએ કાબાનો તવાફ કરે.

૨૦૯. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ખૈબરની લડાઈમાં હતા. અને અમે જંગના મુકામના કરીબ જ અંધારામાં સવારની નમાઝ પઢી. તેના પછી રસુલુલ્લાહ (સલ્લ.) સવાર થયા. હું આપની પાછળ બેઠો હતો, હુઝુર (સલ્લ.) ખૈબરના કુચોમાં (ગલીઓમાં) ( પોતાની સવારી) ચાલવતા જતા હતા. અને મારો ઢિંચણ આપની સાથળમાં લાગતો હતો આપે આપની લુંગી ખોલી દીધી અને હું આપની સાથળને જોઇ રહ્યો હતો, જ્યારે આપ ગામમાં દાખલ થયા તો ફરમાવ્યું. 'અલ્લાહુ અકબર'! ખૈબર વેરાન વેરાન થઇ ગયું અમે જ્યારે કોઈ કોમના આંગણામાં દાખલ થતા, તો ડરેલા

લોકોની ( સવાર ખરાબ થઈ જાય છે. ( એટલે કે કાફિરો બરબાદ થઇ જાય છે. ) આ શબ્દો આપે ત્રણ વખત ફરમાવ્યા. રિવાયત કરવાવાળો કહે છે કે લોકો પોતાના કામે જઈ રહ્યા હતા. ( જોઇને કહેવા લાગ્યા ) મોહમ્મદ ( સલ્લ. ) અને ( તેમનું ) લશ્કર છે. આવી રીતે અમે ખેબરને જબર જસ્તી હાસિલ કર્યું તેના પછી કેદી ભેગા કરવામાં આવ્યા. વહયા (રદી.) એ આવીને કહ્યું, હે અલ્લાહના રસુલ ( સલ્લ ) કેદીઓમાંથી એક લોંડી મને ઈનાયત ફરમાવો આપે ફરમાવ્યું, જા, એક લોંડી લઈ લે. તેમણે સફીયા બિન્તે હુયીને લઈ લીધી આ પર એક માણસે ખિદમતમાં હાજર થઈને અર્ઝ કર્યું. હે અલ્લાહના રસુલ ( સલ્લ. ) આપે સફીયા બિન્તે હુયી વહયાને ઈનાયત ફરમાવી દીધી. તે તો કુરેજા અને નજીરની સરદાર છે. અને ફકત આપના માટે યોગ્ય છે. ફરમાવ્યું, વહયા ને બોલાવો જ્યારે વહયા હાજર થયા તો આપે સફીયાને જોઇ તો ફરમાવ્યુ, આના સિવાય કોઈ બીજી લોંડી લઈ લે તેના પછી હુઝુર ( સલ્લ. )એ સફીયાને આઝાદ કરીને તેમની સાથે નિકાહ કરી લીધા. અને તેમની આઝાદીને મોહર કરાર આપી હુઝુર ( સલ્લ. ) રસ્તામાં જ હતા કે હઝરત ઉમ્મે સુલેમ (રદી.)એ હઝરત સફીયાને બનાવી સંવારી ને રાત્રે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં પેશ કર્યા સવાર થઈ તો હુઝુર ( સલ્લ.) દુલ્હા હતા, આપે ફરમાવ્યું, જો કોઈની પાસે કંઈ હોય, લઇને આવી જાય. અને દસ્તરખાન બિછાવી દીધું. લોકો ખજુરો અને ઘી લાવવા લાગ્યા મારો ખ્યાલ છે કે રિવાયત કરવાવાળાએ સત્તુનો પણ ઝિક્ર કર્યો છે ખેર લોકોએ હસીં ( એક જાતનું ખાવાનું હોય છે ) તૈયાર કર્યું બસ અલ્લાહના રસુલ ( સલ્લ. )નો આજ વલીમો હતો.

૨૧૦. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) ફજરની નમાઝ પઢયા કરતા હતા અને ઈમાનદાર ઓરતો ત્યાં ચાદરમાં છુપી ઢંકાયેલી હતી, અને ( નમાઝથી ફારિગ થઇને ) ઘરો તરફ પાછી જતી રહેતી હતી કે કોઇ તેમને ઓળખતું ન હતું )

૨૧૧. હઝરત આઇશા ( રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ.) એ એક નકશીવાળી ચાદર ઓઢીને નમાઝ પઢી અને ( નમાઝમાં ) નકશીને એક વખત જોઈ જ્યારે ફારીગ થયા તો ફરમાવ્યું આ ચાદરને અબુ

જહમની પાસે લઇ જાઓ અને નકશી વગરની ચાદર લઇ આવે કે આ નકશીએ મને આ સમયે નમાઝથી ગાફીલ કરી દીધો.

૨૧૨. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત આઈશા (રદી.) ની પાસે એક પડદો હતો. જેને આપે આપના મકાનથી જ એક તરફ લગાવી દીધો હતો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. પોતાનો આ પડદો મારા સામેથી હટાવી દો. નમાઝમાં આની તસ્વીર મારા સામે આવે છે.

૨૧૩. હઝરત ઉકબા બિન આમિર (રદી.) કહે છે; (એક વખત) એક રેશમની લાંબી શેરવાની ભેટ તરીકે હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં આવી. આપે તેને પહેરીને નમાઝ પઢી જ્યારે નમાઝથી ફારીગ થયા તો તેને તે સખ્તીની સાથે ઉતારી ફેંકી જેનાથી તેની નાગવારી (નાખુશી) હોવાનું જણાતું હતું અને ફરમાવ્યું, પરહેઝગારોના માટે આ યોગ્ય નથી.

૨૧૪. અબુ હુઝૈફા (રદી) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ચામડાના કુબા (તંબુ)માં જોયા. બિલાલ (રદી) આપના વુઝુનું પાણી લઈ અને લોકો આ પાણીના તરફ એકબીજાથી આગળ વધી રહ્યા હતા. જે માણસના હાથે કંઈક પાણી આવી જતું હતું તે તેને બદન પર ચોપડી લેતો હતો અને જેના હાથે કંઈ ન આવતું હતું. તે પોતાના સાથીના હાથોની ભિનાશ લઈ લેતો બિલાલ (રદી.)ને મેં જોયા કે તેમણે એક નાનો ભાલો લઈને જમીનમાં ખુંપી દીધો. અને હુઝુર (સલ્લ.) લાલ લિબાસ પહેરેલા ખોળો ઉઠાવીને નિકળ્યા. લાકડીની તરફ મોંઢું કરીને બે રકઅતો પઢાવી. (તે સમયે) હું જોઈ રહ્યો કે માણસો અને જાનવરો ભાલાના આગળથી પસાર થતા હતા.

૨૧૫. હઝરત સહલ બિન સઅદ (રદી.)થી પુછવામાં આવ્યું કે હુઝુર (સલ્લ) ના ) મિમ્બર કઈ વસ્તુનો હતો. કહેવા લાગ્યા કે હવે લોકોમાં આ વાતનો મારાથી વધુ જાણવાવાળો કોઈ બાકી નથી રહ્યો. મિમ્બર ગાવહ નામી જગ્યાના ભાઉનો બનાવેલ હતો. જેને ફલાણો માણુસે જે ફલાણી ઓરતનો ગુલામ હતો હુઝુર (સલ્લ.)ના માટે તૈયાર કર્યો હતો. જ્યારે તૈયાર થઈ ગયો. તો તે સમયે આપ કિબ્લાની તરફ મોં રાખીને ઉભા થયા. ‘અલ્લાહુ અકબર’ કહ્યું લોકો

આપની પાછળ ઉભા હતા. આપે કિરાત પઢી. રૂકુઅ કર્યું લોકોએ પણ આપની પાછળ રૂકુઅ કર્યું પછી આપે માથું ઉઠાવ્યું પાછળ ફર્યા ત્યાં સુધી કે જમીન પર સિજદો કર્યો મિમ્બરનો આજ કિસ્સો છે.

૨૧૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે મારી દાદી મૈકા (રદી.) એ રસુલુલ્લાહ (સલ્લ.) ની દાવત કરી ખાવાનું તૈયાર કર્યું. આપે ખાધું તેના પછી ઇરશાદ ફરમાવ્યો. ઉઠો. હું તમને નમાઝ પઢાઉં હઝરત અનસ (રદી.) કહે છે કે એક ચટાઈ હતી જે વધારે ઉપયોગ થવાના કારણે કાળી થઇ ગઈ હતી. મેં તેના પર પાણી છોડયું અને ઉભો થઈ ગયો. અલ્લાહના રસુલ (સલ્લ.) આગળ ઉભા થયા. મેં અને એક યતીમ છોકરાએ સફ બાંધી અને અમારી પાછળ ઘરડી સ્ત્રી હતી હુઝુર સ. અ વ. એ બે રકઅતો પઢાવી અને પાછા તશરીફ લઈ ગયા.

૨૧૭. હઝરત આઈશા (રદી.) નબી (સલ્લ.)ની બીવી કહે છે કે હું અલ્લાહના રસુલ (સલ્લ.) ની સામે સુઇ જતી હતી. મારા બંને પગ આપના કિબ્લાની તરફ હોતા હતા. જ્યારે આપ સિજદો કરતા તો મને ઇશારો ફરમાવતા હું પગ સમેટી લેતી જ્યારે આપ ઉભા થઈ જતા તો પગ ફેલાવી દેતી હઝરત આઈશા (રદી.) કહે છે કે તે દિવસોમાં ઘરમાં ચિરાગ ન હતો.

૨૧૮ હઝરત આઈશા (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) નમાઝ પઢતા હોતા અને હું આપના અને કિબ્લાની વચ્ચે જનાઝાની જેમ પહોળાઈમાં આપના ઘરવાળાના બિસ્તર પર પડી રહેતી હતી.

૨૧૯. હઝરત અનસ (રદી.) કહે છે કે અમે હુઝુર (સલ્લ) ની સાથે નમાઝ પઢ્યા કરતા હતા તો કેટલાક લોકો સખત ગરમીને કારણે કપડાનો ખોળો સિજદાની જગ્યાએ રાખી લેતા હતા.

૨૨૦. હઝરત જરીર બિન અબ્દુલ્લાહ(રદી.)એ પેશાબ કરીને વુઝુ કર્યું મોઝા પર મસાહ કર્યો પછી ઉભા થઇને બે રકઅતો નમાઝ પઢી પુછવામાં આવ્યું, તો કહેવા લાગ્યા મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ને આવું જ કરતાં જોયા છે. લોકોને આ વાતથી આશ્ચર્ય થયું, કારણ કે જરીરી (રદી.) પાછળના મુસલમાનોમાંથી છે.

૨૨૧. હઝરત અબ્દુલ્લાહ બિન બુહૈના (રદી.) કહે છે કે હુઝુર

(સલ્લ.) જ્યારે નમાઝ પઢતા હતા, તો બન્ને હાથોને એટલા ફેલાવીને રાખતા હતા કે આપની બગલોની સફેદી જણાવવા લાગતી હતી.

## કિબ્લાની તરફ રૂખ કરવું

૨૨૨. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું જે માણસ અમારા જેવી નમાઝ પઢે અમારા કિબ્લાને રૂખ કરે અને અમારા ઝુબાહ કરેલાને ખાય, તે મુસલમાન છે. તેના માટે ખુદા અને તેના રસુલનો જીમ્મો છે. એટલા માટે તમે ખુદાના જીમ્મોને ન તોડો.

૨૨૩. હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી પુછવામાં આવ્યું કે એક માણુસે ઉમરાનો તવાફ કર્યો, પરંતું સફા અને મરવાના વચ્ચે દોડ ન લગાવી શું તે પોતાની બીવીની પાસે આવી શકે છે? કહેવા લાગ્યા. અલ્લાહુના રસુલ (સલ્લ.) (એક વખત) તશરીફ લાવ્યા. સાત વખત કાબાનો તવાફ કર્યો. મકામે ઇબ્રાહીમ પાછળ બે રકઅત નમાઝ પઢી. અને સફા અને મરવાના દરમિયાન દોડ લગાવી તમારા માટે રસુલુલ્લાહ (સલ્લ.) ની પેરવી કરવી એક બેહતરીન તરીકો છે.

૨૨૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) ખાનએ કાબામાં દાખલ થયા. તેના દરેક ખુણામાં દુઆ કરી. પરંતુ નમાઝ ન પઢી જ્યારે બહાર નિકળી આવ્યા તો કાબાની તરફ (મોંઢું કરીને) બે રકઅત નમાઝ પઢી અને ફરમાવ્યું. આ જ કિબ્લા છે.

૨૨૫. હઝરત બરા (રદી.) કહે છે રસુલુલ્લાહ (સલ્લ.)એ ૧૬-૧૭ મહીના બૈતુલ મુકદ્દસની તરફ (રૂખ) કરીને નમાઝ પઢી આ રિવાયત પહેલાં પણ આવી ગઈ છે. બન્નેમાં ફક્ત શબ્દોનો તફાવત છે.

૨૨૬ હઝરત જાબિર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) સવારી પર બેસીને (નફલ) નમાઝ પઢયા કરતા હતા. ચાહે સવારીનું રૂખ કોઈ પણ તરફ હોય પરંતુ જ્યારે ફર્ઝ નમાઝનો ઈરાદો કરતા તો ઉતરી આવતા હતા અને કિબ્લાની તરફ રૂખ કરતા હતા.

૨૨૭. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ (એક વખત) નમાઝ પઢી. જ્યારે સલામ ફેરવી તો

આપથી અર્જ કરવામાં આવ્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું નમાઝમાં કોઈ વાત પૈદા થઇ ગઈ છે.! ફરમાવ્યું તે શું? અર્જ કર્યું. આપે આટલી રકઅતો પઢી છે. (એટલે કે વધારે કે ઓછી) આપે તરત જ આપના પગ વાળ્યા; કિબ્લાની તરફ મોંઢુ કર્યું, બે સિજદા કર્યા અને સલામ ફેરવી દીધી. જ્યારે અમારી તરફ મોંઢુ કર્યું તો ફરમાવ્યું, જો નમાઝમાં કોઈ નવી વાત બનતી તો હું તમને બતાવી દેતો પરંતુ હું તમારી જેમ માણસ છું. જેવી રીતે તમારાથી ભૂલ થઇ જાય છે મારાથી પણ થઇ જાય છે. હું ભૂલી જાઉં તો મને યાદ અપાવ્યા કરો જો તમારામાંથી કોઈને તેની નમાઝમાં શક થઈ ગયા કરે તો જોઇએ અમરે હકની સાચી વાત વિચારે. અને તે જ પ્રમાણે (નમાઝ) પૂરી કરે. પછી સલામ ફેરવી દે અને સિજદા કરે.

૨૨૮. હઝરત ઉમર (રદી.) કહે છે કે મેં મારા પરવર–દિગારની ત્રણ વાતોમાં મુવાફેકત (તરફદારી) કરી છે. (પહેલી આ કે) મેં અલ્લાહના રસુલ (સલ્લ.) થી અર્જ કર્યું, કાશ આપણે મકામે ઇબ્રાહીમને નમાઝની જગ્યા નક્કી કરી લેતા તે સમયે આયત 'વત્તખજુ મિમ્મકામિ ઇબ્રાહીમ મુસલ્લા' નાઝીલ થઈ (બીજી આ કે) મેં અર્જ કર્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! કાશ! હુઝુર પોતાની બિવીઓને પડદો કરી લેવાનો હુકમ આપતા કારણ કે તેમનાથી સારા ખરાબ (દરેક જાતના માણસો) વાતો કરે છે. તે સમયે પડદાની આયત નાઝીલ થઇ (ત્રીજી આ કે રસુલુલ્લાહ (સલ્લ.)ની તમામ બિવીઓ આપથી નારાજ થઈ ગઈ.

મેં તેમને કહ્યું કે હુઝુર (સલ્લ.) તમને તલાક આપી દે તો ઉમ્મીદ છે અલ્લાહ તઆલા આપને તમારાથી વધુ સારી બિવીઓ અતા ફરમાવી દે. જે મુસલમાન હશે. તે સમયે આ જ આયત નાઝીલ થઈ.

૨૨૯. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ કિબ્લાની તરફ થુંક પડેલું જોયું, તો આપને આ વાત નાગવાર જણાઈ અને આ નાગવારી આપના ચહેરાથી જણાવવા લાગી પછી આપે આપના મુબારક હાથથી તેને વખોડ્યું. અને ફરમાવ્યું, જ્યારે તમારામાંથી કોઈ નમાઝના માટે ઉભો થાય છે તો પોતાના પરવરદિગારથી મુખાતબ

(સંશોધન કરનાર) હોય છે. અને પરવરદિગાર તેના અને કિબ્લાના વચ્ચે હોય છે એટલા માટે તમારામાંથી કોઈ માણસ કિબ્લાની તરફ ન થુકે હા, જમણી-ડાબી કે કદમોની નીચે થુંકી લે. પછી આપે આપની ચાદરનો ખુણો લઇને તેમાં થુંક્યું અને મસળી દીધું અને ફરમાવ્યું. આવું કરી લીધા કરે.

૨૩૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) અને હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) થી આ થુંક વાળી હદીસ રિવાયત કરવામાં આવી છે. પરંતુ તેમાં એટલો વધારો છે કે જમણી બાજુ પણ ન થુકે.

૨૩૧. હઝરત અનસ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ(સલ્લ.)એ ફરમાવ્યું મસ્જિદમાં થુકવું ગુનોહ છે. અને તેને દફન કરી દેવું તેનો કફ્ફારો છે.

૨૩૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે આ સમજો છો કે મારું ધ્યાન ત્યાં છે? ખુદાની કસમ! મારાથી તમારો ખુશુઅ (ઈખલાસ) અને રૂકુઅ છુપાયેલ નથી હું તમોને મારી પીઠના પાછળથી જોઈ શકું છું.

૨૩૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) એ તે ઘોડાઓને શરત પર દોડાવ્યા જેઓને દુબળા કરવું જરૂરી હતું. દોડની શરુઆત હફ્યા સ્થળથી થઇ અને સનીયતુંલ વિદાંપર ખતમ થઈ અને જે ઘોડાઓને દુબળા કરવાનો હેતુ ન હતો. તેઓને સનીયાના સ્થળથી મસ્જિદે બની જરીક સુધી દોડાવ્યા અને આગળ નિકળી જવાવાળા લોકોમાંથી અબ્દુલ્લાહ (એટલે કે હું) પણ હતો.

૨૩૪ હઝરત અનસ (રદી.) કહે છે કે (એક વખત) દરેક વખતથી વધારે માલ બેહરૈનથી હુઝુર (સલ્લ)ની પાસે આવ્યો ફરમાવ્યું, આને મસ્જિદમાં વેરી દો જયારે આપ નમાઝ માટે નિકળ્યા તો તેની તરફ ધ્યાન પણ ન આપ્યું, નમાઝ અદા કરી ચુકયા તો તશરીફ લાવીને બેસી ગયા અને જે માણસને જોતા તેને અતા (આપતા હતા) ફરમાવતા હતા, એટલામાં હઝરત અબ્બાસ (રદી.)આવ્યા. અને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મને પણ આપો, કારણ કે મેં મારો પણ ફિદીયો આપ્યો છે. અને અકીલનો પણ, આપે ફરમાવ્યું, લો અને

ખોબો ભરીને તેમના કપડામાં નાખી દીધો. પરંતુ તેમની નજરમાં આ ઓછો હતો. એટલા માટે રોકી ન શકયા અને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આમાંથી કોઈ ને હુકમ આપો કે (પોતાનો ભાગ) ઉઠાવીને લાવે ફરમાવ્યું, નહિ. હઝરત અબ્બાસ (રદી.)એ અર્ઝ કરી, તો પછી આપ જ ઉઠાવીને લાવો. ફરમાવ્યું નહિ. તેના પછી આપે તેમને કંઈક વધારે આપ્યું. પરંતુ તેમની નજરમાં ઓછું હતું, એટલા માટે કહેવા લાગ્યા, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આમાંથી કોઈ ને હુકમ આપો કે (તેનો ભાગ) મારી પાસે ઉઠાવીને લાવે. ફરમાવ્યું નહિ. તેના પછી આપે અબ્બાસ (રદી.) ને એટલું આપ્યું કે તેમના ઉપર મુકી દીધું અને તેમના ખભા પર મુકી દીધું. અબ્બાસ (રદી.) ચાલ્યા હુઝુર (સલ્લ.) તેમની લાલચના કારણે આશ્ચર્યની સાથે તેમની સામે જોતા રહયા, ત્યાં સુધી કે તે નજરથી ગાયબ થઈ ગયા. અલ્લાહના રસુલ (સલ્લ.) તે જગ્યાએથી તે સમયે ઉઠયા, જયારે એક દિરહમ પણ બાકી ન રહ્યો.

૨૩૫. હઝરત મહમુદ બિન રૂબીઅ અન્સારી (રદી.) કહે છે કે ઉત્બાન બિન માલિક (રદી) (આ બદ્રી સહાબી છે) હુઝુર (સલ્લ)ની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) હું આંધળો થઈ ગયો છું. અને મારી કૌમને નમાઝ પઢાવું છું પરંતુ જયારે વરસાદ થવા લાગે છે. તો આ નાળુ વહેવા લાગે છે. જે મારા અને તેમના વચ્ચે છે. એટલા માટે તેમને નમાઝ પઢાવવામાં તેમની મસ્જિદમાં જઈ શકતો નથી. હું ચાહું છું કે હુઝુર (સલ્લ.) મારા ઘેર તશરીફ લાવીને નમાઝ અદા કરે જેથી હું હુઝુર (સલ્લ) ના મસલ્લાને મસલ્લો નામ આપું. આપે ફરમાવ્યું, જલ્દીથી હું આવું કરીશ, ઈન્શા અલ્લાહ ઉત્બાન (રદી.) કહે છે કે સવારે અલ્લાહના રસુલ (સલ્લ.) અને અબુબક્ર (રદી.) મારે ત્યાં તશરીફ લાવ્યા સૂરજ ઊંચો થઈ ગયો હતો, આવીને રજા માગી મેં રજા આપી. આપ ઘરમાં દાખલ થયા. પરંતુ બેસ્યા નહિ અને ફરમાવ્યું, તમે મારાથી કયાં નમાઝ પઢાવવા ચાહો છો? મેં મકાનનો એક ખૂણો બતાવી દીધો. આપે ઉભા થઈને તકબીર કહી, અમે પણ ઉભા રહીને સફ બનાવી લીધી આપે બે રકઅતો પઢીને સલામ ફેરવી. મેં આપને ખઝીરહ. (એક જાતનું ખાવાનું) ખાવા માટે રોકી લીધા. જે આપના માટે

તૈયાર કર્યું હતું, તેના પછી બીજા કેટલાક ઘરવાળાં આવી ગયાં અને બધાં ભેગા થઈ ગયાં. તેમાંથી કોઇ માણસે કહ્યું, માલિક બિન વખ્શન ક્યાં છે? બીજો બોલ્યો, તે મુનાફીક છે. ખુદા અને રસુલથી તેને મોહબ્બત નથી. ફરમાવ્યું, એવું ન કહો, શું તમને ખબર નથી કે મેં 'લાઈલાહા ઇલ્લલ્લાહ' કહી દીધું છે અને આનાથી ખુદાની ઝાતના સિવાય કોઇ બીજો મતલબ નથી. તેઓ બોલ્યા, ખુદા અને રસુલ સારી રીતે જાણે છે. પછી તેમણે અર્ઝ કરી, અમે જોઈએ છીએ કે તેનું રૂખ અને ખૈરખ્વાહી (ભલાઈ) મુનાફીકોના તરફ છે, આપે ફરમાવ્યું જે માણસ 'લાઈલાહા ઇલ્લલ્લાહ' કહે અને તેનાથી અલ્લાહની ખુશીના સિવાય કોઈ બીજો મતલબ ન હોય, તો તેને ખુદાએ દોઝખ પણ હરામ કરી દીધી છે.

૨૩૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે (એક વખતે) ઉમ્મે હબીબા (રદી.) અને ઉમ્મે સલ્મા (રદી.) હુઝુરે અકરમ (સલ્લ.)થી એક દેવળનું વર્ણન કર્યું. જેમાં તસ્વીરો (ફોટા) હતા અને હબ્શામાં બન્ને હઝરાતે તેને જોયું હતું. આપે કહ્યું (ફરમાવ્યું) એ લોકોમાં જ્યારે નેક માણસ મરી જતો તો તેની કબ્ર ઉપર મસ્જિદ બનાવી લેતા હતા અને આ તસ્વીરો (ફોટા) બનાવતા હતા, કિયામતના દિવસે આ લોકો ખુદાની નજીક બધી જ મખ્લુકથી વધારે ખરાબ હશે.

૨૩૭. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એક કુટુંબમાં જેને બનુ ઉમર બિન ઔફ કહેવામાં આવતું હતું, મદીનામાં આવ્યા અને ચૌદ રાત ત્યાં રોકાયા પછી બની નજ્જારના કુટુંબ પાસે કોઇકને મોકલ્યો એ લોકો તલવારો લટકાવીને હાજર થયા. (મને જાણ થઇ રહી છે) કે આપ સવારી ઉપર હતા, હઝરત અબુબક (રદી.) આપના પાછળ સવાર હતા. અને બની નજ્જારનું ટોળું આપની આસપાસ હતું (તેના પછી આપ ચાલ્યા) હઝરત અબુ ઐયુબ (રદી)ના આંગણામાં આપે સામાન ઉતાર્યો આપને એ વાત પસંદ હતી કે જ્યાં નમાઝનો સમય થઇ જાય ત્યાં જ નમાઝ પઢી લે અને બકરીયો બાંધવાની જગ્યાએ પઢે. આપે મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો, બનુ નજ્જારને બોલાવીને કહ્યું, તમે મને તમારો બાગ વેચી દો, તેમણે કહયું કે અલ્લાહના રસુલ (સલ્લ.) અમે અલ્લાહ તઆલાની ખુશી સિવાય તેની કોઈ કિંમત ચાહતા નથી હઝરત અનસ (રદી.)

કહે છે કે તમને બતાઉં, તેમાં શું શું હતું ? મુશ્રિકોની કબ્રો ઉખેડી નાખી, ખંડેર બરાબર કરી દીધાં ખજુરનાં ઝાડ કાપીને વ્યવસ્થિત કિબ્લા તરફ ઉભા કરી દીધાં તેની બન્ને તરફ પત્થર લગાવી દીધા અને લોકોએ મોટા મોટા પત્થર લાવવાનું શરુ કર્યું અને શાયરીઓ પઢયે જતા હતા, હુઝુર (સલ્લ.) પણ તેઓના સાથે હતા, અને કહેતા જતા હતા ઈલાહી ! આખેરતની ભલાઇ સિવાય કોઇ ભલાઇ નહિ, (ઈલાહી) અન્સાર અને મુહાજીરીનને બક્ષી દે. ( માફ કરી દે.)

૨૩૮. હઝરત ઇબ્ને ઉમર (રદી.)ના વિષે રિવાયત છે કે તે પોતાના ઉંટ ઉપર નમાઝ પઢી લેતા હતા. અને કહેતા હતા કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ને આવું જ કરતા જોયા છે.

૨૩૯. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુરે ( સલ્લ. ) કહયું પોતાના ઘરોમાં નમાઝ પઢો, પરંતુ તેમાં કબર ન બનાવો.

૨૪૦ હઝરત આઇશા (રદી.) અને ઇબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.)ની મૌતનો સમય નજીક હતો તો આપ મુબારક ચહેરા ઉપર કાળી ચાદર ઓઢવા લાગ્યા, પરંતુ જયારે અયોગ્ય થયું તો ખોલી દીધી અને કહ્યું. યહુદ અને નસારા ઉપર ખુદાની લાનત હો તેઓએ પોતાના નબીઓ ( અલૈ. )ની કબરોને મસ્જિદ બનાવી રાખી છે. (હુઝુર સલ્લ.) આ કામથી લોકોને બચાવવા ચાહતા હતા.

૨૪૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે અરબના એક કુટુંબની હબ્શી બાંદી હતી. તેઓએ તેને આઝાદ કરી દીધી. પરંતુ છતાં પણ તે તેઓના સાથે રહેતી હતી (અચાનક) તે લોકોની એક નાની છોકરી બહાર નીકળી છોકરીએ ચામડાની ફીતોથી બનેલી લાલ હુમૈલ પહેરેલી હતી હુમૈલ તેણે કયાંક ફેંકી દીધી અથવા ખુદ કયાંક પડી ગઈ સમડી આવી અને તેણે સમજયું કે ગોશ્ત છે. ઉઠાવીને લઇ ગઈ લોકોએ (ઘણીજ) શોધી પરંતુ ન મળી લોકોએ તે બાંદી ઉપર ઇલ્ઝામ ( આરોપ ) લગાવ્યો અને શોધવા લાગ્યા. અને છેવટે તેના ખાસ મકાનમાં શોધી હઝરત આઇશા (રદી.) કહે છે કે મને બાંદીએ કહ્યું ખુદાની કસમ ! હું ત્યાં જ ઊભી હતી કે સમડી આવી અને હુમૈલ નાખી ગઈ મેં કહ્યું, કે લો આ રહી જેની તોહમત તમે

લોકોએ મારા ઉપર લગાવી હતી. તમારી માન્યતા ( જુઠી ) હતી. હું તેનાથી પાક હતી, હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે પછી તે છોકરી હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને મુસલમાન થઈ ગઈ મસ્જિદમાં તેનો તંબુ હતો. મારી પાસે આવીને વાતો કરતી રહેતી હતી. પરંતુ જ્યારે મારી પાસે આવીને બેસતી તો આ શેર પઢતી (શેરનો મતલબ ) હુમેલવાળો દિવસ પણ ખુદાની અજીબ ચીઝોમાંથી હતો ખુદાએ મને કુફ્રની આબાદીથી છુટકારો આપ્યો. મેં એક દિવસ તેને કહ્યું કે આખીર આ શી વાત છે કે જ્યારે તું મારી પાસે આવીને બેસે છે તો શેર જરૂર પઢે છે તો તેણે આ કિસ્સો સાંભળાવ્યો.

૨૪૨. હઝરત સહલ બિન સાદ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એક વખતે હઝરત ફાતેમા (રદી.)ના મકાનમાં તશરીફ લઇ ગયા. હઝરત અલી (રદી.)ને ન જોયા, તો ફરમાવ્યું મારા કાકાનો છોકરો કયાં છે? હઝરત ફાતેમા (રદી.) એ જવાબ આપ્યો મારા અને તેમના વચ્ચે કોઇક વાત થઈ ગઇ હતી, તે મારા ઉપર ગુસ્સે થયા અને બહાર જતા રહ્યા. મારી પાસે દિવસે આરામ પણ કર્યો નહિ. આપે એક માણસથી ફરમાવ્યું જુઓ તો કયાં છે? તે માણસ ( પાછો ) આવ્યો અને કહયું કે મસ્જિદમાં સુઇ રહ્યા છે. હુઝુર ( સલ્લ. ) મસ્જિદમાં તશરીફ લાવ્યા હઝરત અલી (રદી.) એક પાસા પર સુઇ રહયા હતા. જો કે ચાદર ખસી ગઈ હતી. તેથી માટી પાસાને લાગી ગઈ હતી. રસુલુલ્લાહ ( સલ્લ.) માટી લુછતા જતા હતા અને ફરમાવતા હતા, અબુ તુરાબ ઉઠો.

હઝરત અબુ કતાદા સલમા (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું તમારામાંથી જ્યારે કોઇ મસ્જિદમાં દાખલે થાય તો બેસવા પહેલાં બે રકાત ( તહીયતુલ મસ્જિદ ) પઢી લે.

૨૪૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામા મસ્જિદ કાચી ઇંટોની હતી. ખજુરની ડાળીઓની છત હતી; અને ખજુરના જ લાકડીના થાંભલા હતા, પછી હઝરત અબુબક્ર (રદી.) એ પણ તેમાં કોઇ વાધારો કર્યો નહિ. હઝરત ઉમર (રદી.) એ તેમાં વધારો કર્યો. પરંતુ તેનો પાયો તે જ રહેવા દીધો. જે હુઝુર (સલ્લ.)ના જમાનામાં હતો, કાચી ઇંટો અને ખજુરની

ડાળીઓથી તેને બનાવ્યું અને થાંભલા લાકડીનાજ રાખ્યા. પછી હઝરત ઉસ્માન(રદી,એ તેને બદલી નાખ્યું તેમાં ઘણો વધારો કર્યો હતો દિવાલો નકશીવાળા પત્થરોની અને ચૂનાની બનાવરાવી, થાંભલા નકશીવાળા પત્થરોના અને છત છાલની બનાવરાવી.

૨૪૪. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) એક દિવસ હદીસ બયાન કરી રહ્યા હતા. અચાનક મસ્જિદની તામીરની વાત આવી તો કહેવા લાગ્યા કે અમે એક એક ઈંટ ઉઠાવતા હતા અને અમ્માર (રદી.) બે બે ઈંટો નબીએ કરીમ ( સલ્લ. ) એ અમ્માર (રદી) ને જોયા તો આપ તેમની માટી લુછવા લાગ્યા અને ફરમાવ્યું કે અમ્મારને એક ગદ્દાર ( બાગી ) જમાત કતલ કરશે. આ તેમને જન્નતની તરફ બોલાવશે અને તે તેઓને દોઝખની તરફ અમ્માર(રદી ) કહેવા લાગ્યા કે હું ફિત્નાઓથી પનાહ માગું છું.

૨૪૫. હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદી ) કહે છે કે મેં મસ્જિદ બનાવરાવી તો લોકો મારા ઉપર એતેરાઝ કરવા લાગ્યા. મેં કહ્યું તમે લોકો બહુ એતેરાજ કરો છો જો કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને ફરમાવતા સાંભળ્યા છે કે જે માણસ અલ્લાહ તઆલાની ખુશી મેળવવા માટે મસ્જિદ બનાવે, તેના માટે ખુદા જન્નતમાં મકાન બનાવશે.

૨૪૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે એક માણસ તીર લઈને મસ્જિદમાંથી પસાર થયો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું તેની ધારોને રોકી લો.

૨૪૭. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ અમારી કોઇ મસ્જિદ અથવા બજારમાં તીર લઇને પસાર થાય છે તો તેણે ધારો પકડી લેવી જોઈએ. એવું ન થાય કે કોઈ મુસલમાનને ઝખ્મી કરી દે.

૨૪૮. હઝરત હસ્સાન બિન સાબિત (રદી ) એ ( એક વખત ) હઝરત અબુ હુરૈરહ (રદી.) ને ગવાહ ( સાક્ષી ) બનાવીને કહ્યું તેમને ખુદાની કસમ આપીને હું પુછૂં છું કે તમે અલ્લાહના રસુલ (સલ્લ) ને ફરમાવતાં સાંભળ્યા છે કે હે હસ્સાન ! અલ્લાહના રસુલની તરફથી

જવાબ આપ હે ખુદા! જીબ્રાઈલથી તેની મદદ ફરમાવ અબુહુરૈરહ (રદી.) બોલ્યા. હાં (ઠીક છે.)

૨૪૯. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને આપ હુજરાના દરવાજા ઉપર જોયા. હબ્શી લોકો મસ્જિદમાં રમી રહ્યા હતા. રસુલુલ્લાહ (સલ્લ.) મને એમની ચાદરથી છુપાવી રહ્યા હતા. અને હું તેઓની રમતને જોઈ રહી હતી બીજી રીવાયતમાં છે કે હું તેઓની નકલી લડાઈ જોઇ રહી હતી.

૨૫૦. હઝરત કાબ બિન માલિક (રદી.) કહે છે કે મારુ થોડું દેવું ઈબ્ને અબી હદરદ ઉપર હતું મેં મસ્જિદમાં તેમના ઉપર ઉઘરાણી કરી. ત્યાં સુધી કે મારી અને તેમની અવાજ ઉંચી થઇ ગઇ અને રસુલુલ્લાહ (સલ્લ.) એ એમના ઘરમાં તેને સાંભળી લીધી આપ અમને હુજરાનો પડદો ઉઠાવીને બાહર નિકળ્યા અને ફરમાવ્યુ, કાબ! મેં કહ્યું લબ્બેક યા રસુલુલ્લાહ (સલ્લ.) ફરમાવ્યું તારા દેવામાંથી આટલુ માફ કરી દે અને તે પ્રમાણની તરફ ઈશારો કર્યો એટલે કે અડધુ મેં કહ્યું હુઝુર મેં માફ કરી દીધું તેના પછી આપે ફરમાવ્યું ( અબુ હદરદ રદી. ) ઉઠ અને બાકીનું દેવું (અદા) પૂરું કરી દે.

૨૫૧. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે એક કાળો મર્દ યા ઔરત મસ્જિદમાં સફાઈ કરતો હતો. તેનો ઇન્તેકાલ થઈ ગયો. જ્યારે હુઝુર (સલ્લ.) એ તેના વિષે પુછયું તો લોકોએ કહ્યું તેનો ઇન્તેકાલ થઈ ગયો આપે ફરમાવ્યું તમે મને જાણ કેમ ન કરી? મને તેની કબર બતાવો. આપ તેની કબર પર તશરીફ લઈ ગયા. તેના પર નમાઝ પઢી.

૨૫૨. હઝરત આઈશા (રદી.) કહે છે કે જ્યારે વ્યાજ વિષે સુરએ બકરની આયતો નાઝિલ થઈ તો હુઝુર મસ્જિદની તરફ નિકળ્યા અને લોકોના સામે તે આયતો પઢી તેના પછી શરાબના વેપારને હરામ ફરમાવ્યો.

૨૫૩. હઝરત અબુહુરૈરહ (રદી) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું પાછલી રાત્રે એક શયતાન જેણે મને હેરાન કર્યો જેથી

મારી નમાઝ ખરાબ કરી દે પરંતુ ખુદાએ મને તેના ઉપર કામયાબી આપી. મેં ઈરાદો કર્યો કે મસ્જિદના કોઈક થાંભલાથી તેને બાંધી દઉં જેથી સવારના ટાઈમે તમે પણ તેને જોઈલો પરંતુ મને મારા ભાઈ સુલેમાન (અલૈ) ની વાત યાદ આવી કે હે ખુદા! મને બક્ષી દે અને મને એવી હુકુમત આપ કે મારા પછી કોઈને યોગ્ય ન હોય

૨૫૪. હઝરત આઇશા (રદી.) એ મસ્જિદમાં તંબુ ખેંચાવ્યો જેથી નજીક રહીને તેમની અયાદત કરતા રહે. પરંતુ લોકોને કંઈ ગભરાટ (ભય ડર) ન હતી. મસ્જિદમાં બની ગિફારનો એક બીજો તંબુ હતો જેમાં (હઝરત સાદ રદી.) નું ખૂન વહીને પહોંચતું હતું આથી તે લોકો બોલ્યા હે તંબુવાળાઓ! આ શું અમારી તરફ તમારા પાસેથી શું આવે છે? (લોકોએ જોયું) તો તેમના ઝખ્મથી ખૂન વહી રહ્યું હતું. જેના કારણે તે તંબુમાં તેમનો ઈન્તેકાલ થઈ ગયો.

૨૫૫. હઝરત અનસ (રદી) કહે છે કે હુઝુર (સલ્લ.) ના બે સહાબી એક અંધારી રાત્રે આપની પાસેથી પાછા ફર્યા બન્નેની સાથે બે દિવાઓની જેમ (કુદરતી રોશની) હતી જ્યારે (રસ્તામાં) એક બીજાથી જુદા થયા તો દરેકની સાથે એક એક થઇ ગઈ ત્યાં સુધી કે તેઓ તેમના ઘરે પહોંચી ગયા.

૨૫૬. હઝરત ઉમ્મે સલ્મા (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) થી મારી બિમારીની શિકાયત કરી. આપે ફરમાવ્યું કે લોકોના પાછળ સવાર રહીને તવાફ કરી લો. મેં તવાફ કરી લીધો. (તે સમયે) આપ અલ્લાહના ઘરના એક ખૂણામાં નમાઝ પઢવામાં લાગેલા હતા. અને સુરએ તૂર પઢી રહ્યા હતા.

૨૫૭. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ. એ ખુત્બો પઢયો અને ફરમાવ્યું. ખુદાએ તઆલાએ તેના એક બંદાને દુનિયામાં અને તે ચીઝોમાં અધિકાર આપ્યો જે તેના પાસે હાજર છે (કે જેને ચાહે તે પસંદ કરે) તેણે ખુદાના પાસેની ચીઝો પસંદ કરી હઝરત અબુબક્ર (રદી.) (આ સાંભળી) રોઈ ગયા. મેં મારા દિલમાં કહ્યું આ બુઝુર્ગને રડવાનું શું કારણ છે? અગર એક બંદાને દુનિયામાં અને તેના પાસેની ચીઝોમાં અધિકાર આપી દીધો અને તેણે ખુદાના પાસેની ચીઝોને પસંદ કરી લીધી (તો તેનું શું નુકશાન

થયું ) પરંતુ પછી ખબર પડી કે તે બંદો અલ્લાહના રસુલ (સલ્લ.) છે. અને હઝરત અબુબક્ર (રઝી.) જો કે લોકોથી વધારે જાણવાવાળા હતા, ( તેથી તે સમજી ગયા કે હુઝુર (સલ્લ.) ની વફાત નજીક છે ) પછી આપે ફરમાવ્યું અબુબક્ર (રઝી.) ન રડો જેના સાથે અને જેના માલનો સૌથી વધારે એહસાન મારા ઉપર છે તે અબુબક્ર (રઝી.) છે. જો હું મારી ઉમ્મતમાંથી કોઈને દોસ્ત બનાવતો તો હઝરત અબુબક્ર (રઝી.) ને બનાવતો પરંતુ ઈસ્લામી મોહબ્બત અને ભાઈચારો કાફી (પૂરતો) છે. અબુબક્ર (રઝી.) ના દરવાજા સિવાય મસ્જિદમાં કોઇનો દરવાજો ખુલ્લો ન રહે. બધા જ બંધ કરી દેવામાં આવે

૨૫૮. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે તે બીમારીમાં જેમાં રસુલલ્લાહ (સલ્લ.) ઇન્તેકાલ ફરમાવી ગયા. આપ માથા પર પટ્ટી બાંધીને નિકળ્યા મિમ્બર ઉપર બેઠા. અલ્લાહ તઆલાની તારીફ (વખાણ) અને સના કરી. પછી ફરમાવ્યુ લોકોમાં કોઇ એવો માણસ નથી જેની દોસ્તી અને જેના માલનો એહસાન મારા ઉપર અબુબક્ર બિન કહાફા (રઝી) થી વધારે હોય. જો હું લોકોમાંથી કોઈને દોસ્ત બનાવતો તો અબુ બક્ર (રઝી.)ને બનાવતો પરંતુ ઈસ્લામી ભાઈચારો તેનાથી સારો છે. અબુબક્ર (રઝી.) ની બારીના સિવાય મસ્જિદમાં જે બારી છે મારા તરફથી બંધ કરી દો.

૨૫૯. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) મક્કામાં તશરીફ લાવ્યા અને હઝરત ઉસ્માન બીન તલ્હાને બોલાવ્યા દરવાજો ઉઘાડયો તો અલ્લાહના રસુલ (સલ્લ.) હઝરત બિલાલ (રઝી.) હઝરત ઉસામા બિન જૈદ (રઝી.) અને ઉસ્માન બિન તલ્હા (કાબામાં) દાખિલ થયા. પહેલો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો. થોડી વાર રોકાયા પછી બધાજ લોકો નીકળી આવ્યા. મેં આગળ વધીને બિલાલ (રઝી.) થી પૂછયું તો તેમણે જવાબ આપ્યો કે ત્યાં નમાઝ પઢી. મેં પૂછયું કયાં ? તો કહ્યું, બન્ને થાંભલાઓની વચ્ચે ઇબ્ને ઉમર (રઝી.) કહે છે. મારાથી એ વાત રહી ગઇ કે હું તેમનાથી પૂછતો કેટલી રકઅતો પઢી. ?

૨૬૦. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) કહે છે કે હુઝુર મિમ્બર પર હતા. એક માણસે પૂછયુ કે રાતની નમાઝોના વિષે હુઝુર (સલ્લ.)

નો શો હુકમ છે. ? ફરમાવ્યું બે રકઅતો હોવી જોઈએ અને જ્યારે સવાર થઈ જવાનો ડર હોય તો એક રકઅત પઢે. જેથી આ પઢેલી રકઅત ( બન્ને રકઅતોને ) વિત્ર બનાવી દે. ઈબ્ને ઉમર (રદી) કહેતા હતા કે રાતના સમયે છેલ્લી નમાઝ વિત્ર પઢયા કરો કારણકે હુઝુરે તેનો હુકમ આપ્યો છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઝેદ (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ) ને મસ્જિદમાં સુઈ રહેલા એક પગને બીજા પગ ઉપર રાખેલા જોયા.

૨૬૧. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જમાઅતની નમાઝ ઘરની અને બજારની નમાઝથી પચ્ચીસ ગણી વધારે છે. જો કોઈ માણસ તમારામાંથી સારી રીતે વુઝુ કરે અને ફક્ત નમાઝના ઇરાદાથી મસ્જિદમાં આવે તો જે કદમ ઉઠાવશે તો અલ્લાહ તઆલા તેનો એક દરજો વધારશે અને એક ગુનોહ ઓછો કરશે ફરી જ્યારે મસ્જિદમાં દાખિલ થશે તો જ્યાં સુધી નમાઝના કારણે રોકાશે નમાઝમાં જ હશે અને જ્યાં સુધી નમાઝની જગ્યાએ બેસેલો રહેશે, ફરિશ્તા તેના માટે દુઆ કરતા રહેશે કે ઇલાહી! ઇલાહી આને બક્ષી દે. ઇલાહી! આના ઉપર રહમ ફરમાવ અને આ હાલત પાછા ફરવા સુધી હશે.

૨૬૨. હઝરત અબુ મુસા (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ઈમાનદાર બીજા ઈમાનદારના માટે ઇમારતની જેમ હોય છે. જેનો થોડો ભાગ થોડા ભાગને રોકી રહે છે. પછી હુઝુર (સલ્લ.) એ પોતાના એક હાથની આંગળીઓ બીજા હાથની આંગળી-ઓમાં ગોઠવી દીધી.

૨૬૩. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ અમોને મગરીબ અથવા ઈશાની બે રકઅતો પઢાવી પછી એ લાકડીના પાસે જઈને ઉભા રહી ગયા જે મસ્જિદમાં રાખી હતી. તેના પર ટેક લગાવી એવું લાગતું હતું કે આપે ગુસ્સાની હાલતમાં જમણો હાથ ડાબા હાથ ઉપર મૂકયો. આંગળીઓમાં આંગળીઓ મુકી. જમણો રૂખ્સાર (ગાલ) ડાબા હાથની પાછળ મૂકયો. ઉતાવળીયા માણસો મસ્જિદના દરવાજાથી નિકળવા લાગ્યા અને કહેવા લાગ્યા નમાઝ ટૂંકી થઇ ગઈ. માણસોમાં હઝરત અબુબક્ર (રદી.) અને ઉમર (રદી.) પણ

હાજર હતા. પરંતુ અલ્લાહના રસુલ (સલ્લ.) થી વાત કરવાથી તેઓને ડર જણાયો, એટલા માટે કંઈ કહી ન શકયા પરંતુ જમાઅતમાં એક માણસ લાંબા હાથવાળો હતો જેને જુલયદૈન કહેવામાં આવતુ હતું. તેણે કહ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.) આપ ભૂલી ગયા કે નમાઝ ટૂંકી થઈ ગઈ? ફરમાવ્યું ન હું ભૂલ્યો ન નમાઝ ટૂંકી થઈ. પછી ફરમાવ્યું. શું ખરેખર આ રીતે છે જેવું કે જુલ યદૈન કહે છે? (એટલે શું ખરેખર મેં બે રકઅતો પઢી છે?) લોકોએ કહ્યું જી, હા (આ સાંભળીને) આપ આગળ વધ્યા છૂટેલી નમાઝ અદા કરી. મામુલી સિજદાની રીતે અથવા તેનાથીં વધારે લાંબા સિજદો કર્યા પછી સર (માથું) ઉઠાવ્યું, અલ્લાહુ અકબર કહ્યું. અને મામુલી સિજદાની રીતે અથવા તેનાથી વધારે મોટો સિજદો કર્યો તેના પછી સર (માથુ) ઉઠાવ્યું અલ્લાહુ અકબર કહ્યું અને સલામ ફેરવી દીધી.

૨૬૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ના વિશે રિવાયત છે કે તેઓ કોઈક જગ્યાઓ પર રસ્તામાં નમાઝ પઢયા કરતા હતા. અને કહેતા હતા કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને આ જગ્યાઓમાં નમાઝ પઢતા જોયા છે.

૨૬૫. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) જ્યારે હજ્જ યા ઉમરા કરતા તો ઝુલ હુલૈફાના મકામમાં તે જગ્યા, જ્યાં મસ્જિદ છે. બાવળના ઝાડની નીચે ઉતરતા હતા. અને જ્યારે હજ્જ યા ઉમરા યા તે લડાઈથી પાછા આવતા જે હોતી, તો વાદી (જંગલ) ના વચ્ચેથી નિકળીને બત્હામાં રોકાતા, જે વાદી (જંગલ) શરકિયાના કિનારા પર છે. જ્યાં સુધી કે ત્યાં સવાર થઈ જતી પરંતુ હુઝુર (સલ્લ.) ન તે મસ્જિદના પાસે નમાઝ અદા કરતા જે હજારાના મકામે (સ્થળે) છે ન તે ટેકરી પર જેના ઉપર મસ્જિદ છે. પરંતુ ત્યાં એક નાળું (વહેણ) છે. જેની અંદર રેતીની ઢગલીઓ છે. તે સ્થળે રસુલુલ્લાહ (સલ્લ.) નમાઝ પઢતા હતા (હઝરત અબ્દુલ્લાહ રદી પણ તેની પાસે નમાઝ પઢતા હતા, પરંતુ જોકે પૂર આવ્યું એટલા માટે તે સ્થળ છુપાઈ ગયુ, જ્યાં અબ્દુલ્લાહ (રદી.) નમાઝ પઢતા હતા. અબ્દુલ્લાહ (રદી.) નું બયાન છે કે નબી (સલ્લ.) એ તે સ્થળે પણ નમાઝ પઢી છે. જ્યાં શર્ફે રૌહા નામે સ્થળની મસ્જિદના સિવાય એક વધુ નાની મસ્જિદ છે.

અબ્દુલ્લાહ (રદી.) તે સ્થળને જાણતા હતા. જ્યાં હુઝુરે નમાઝ પઢી છે. અને કહેતા હતા કે જ્યારે મસ્જિદમાં નમાઝ પઢવા ઉભા હો તો તે સ્થળ તમારી જમણી બાજુએ હશે. અને જ્યારે તમે મક્કા જાઓ તો તે મસ્જિદ રસ્તાની જમણી બાજુએ હશે.તેના અને મોટી મસ્જિદના વચ્ચે લગભગ એક પત્થર ફેંકવાનું અંતર છે. અબ્દુલ્લાહ (રદી.) તે અર્ક (એક પહાડી છે) ના પાસે પણ નમાઝ પઢતા હતા. જે રૌહા ના છેવટના ભાગની પાસે છે. તે અર્કનો છેલ્લો કિનારો રસ્તાના કિનારાથી મળેલો છે. અને તે મસ્જિદની નજીક છે. જે મક્કા જતાં રૌહા અને મુન્સરિફના દરમિયાન પડે છે. હવે ત્યાં એક મસ્જિદ બનેલી છે. અબ્દુલ્લાહ (રદી.) તે મસ્જિદમાં નમાઝ પઢતા ન હતા, પરંતુ તેની ડાબી અને પાછળની તરફ છોડીને અર્કની તરફ નમાઝ પઢતા હતા. જ્યારે અબ્દુલ્લાહ (રદી.) રૌહાના સ્થળેથી ચાલતા તો તેજ સ્થળે પહોંચીને ઝુહર પઢતા. અને જ્યારે મકકાથી આવતા. તો તે સ્થળે સવારથી કંઈક પહેલાં પહોંચી જતા, તો ત્યાં ઉતરી નજીક સવારની નમાઝ અદા કરતા હતા. અબ્દુલ્લાહ (રદી.) નું બયાન છે કે રૂશિયા ગામની નજીક એક મોટા ઝાડની નીચે રસ્તાની જમણી અને સામેની પહાળી અને નર્મ સ્થળે રસુલુલ્લાહ (સલ્લ.) ઉતરી આરામ ફરમાવતા હતા. ત્યાં સુધી કે તે ટેકરીથી નીકળી જતા હતા જે જુદે રૂશિયા નામના ગામના રસ્તાથી બે માઈલ નજીક છે. તે ઝાડના (જેના નિચે હુઝુર આરામ ફરમાવતા હતા) ઉપરનો ભાગ તૂટેલો છે. અને વચ્ચે વળેલો છે. તેના થડમા રેતીના ઢગલા ભરેલા છે. અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુરે ઊરુજ ગામની પાછળ એક વહેણના કિનારા ઉપર નમાઝ પઢી જો પહાડની બાજુએ જાઓ તો ત્યાં એક મસ્જિદ છે. જેની પાસે બે ત્રણ કબરો છે કબરો ઉપર મોટા મોટા પત્થરો મુકેલા છે. તે પત્થરો અને બાવળના ઝાડોની વચ્ચે ઊરૂજ,ગામ છે ( જ્યારે સૂરજ આથમી જતો તો હઝરત અબ્દુલ્લાહ (રદી.) ઊરૂજ ગામથી ચાલ્યા કરતા હતા અને ઝોહરની નમાઝ તે જ મસ્જિદમાં પઢતા હતા.

અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) હરશૌ નામની ટેકરીના નિચે રસ્તાની ડાબી બાજુએ ઝાડોની પાસે એક તીરનું અંતર છે. અબ્દુલ્લાહ (રદી.) તે ઝાડની બાજુએ પણ નમાઝ પઢયા કરતા

હતા, જે રસ્તાની ઘણી જ નજીક અને બધા ઝાડોથી લાંબુ છે. અને કહેતા હતા, કે નબી (સલ્લ.) જ્યારે સફરથી નિકળતા હતા, તો તે વહેણ પર રોકાતા હતા જે મરુંજજહરાનના સ્થળથી ઘણું જ નજીક અને મદીનાની બાજુએ પડે છે. હુઝુર (સલ્લ.)ની આરામગાહ મક્કા જતાં રસ્તાની ડાબી બાજુએ રહેતી હતી આરામગાહ અને રસ્તામાં ફક્ત એક પત્થર ફેંકવાનું અંતર રહેતું હતું જ્યારે હુઝુર (સલ્લ.) મક્કાની તરફ આવતા તો જીતુવાના સ્થળે ઉતરતા હતા. રાત ત્યાં જ પસાર કરતા હતા, સવારની ફજરની નમાઝ અહિંયા જ પઢતા હતા, હુઝુરનો મુસલ્લો તે મસ્જિદમાં ન હતો જે ત્યાં બનેલી છે. પરંતુ તેના નીચે કઠણ ટેકરી ઉપર હતો, અબ્દુલ્લાહ (રદી.) બયાન કરતા હતા, નબી (સલ્લ.)એ તે પહાડની બન્ને રસ્તાઓની બાજુએ ધ્યાન આપ્યું, જે તેની અને લાંબા પહાડની વચ્ચે છે. કાબાની તરફ! તો આપે તે મસ્જિદને જે ત્યાં બનાવેલી છે. તે મસ્જિદની ડાબી બાજુએ મુકયો. જે ટેકરીના કિનારા ઉપર છે. અને નબી (સલ્લ.)ની જ નમાઝગાહ તેની નિચે કાળી ટેકરી ઉપર હતી (પહેલાં ટેકરીથી દસ ગજ છોડીને અથવા તો તેની નજીક) તો તમને તે પહાડના બન્ને રસ્તાઓની બાજુએ નમાઝ પઢવી જોઈએ. જે તમારા અને કાબાની દરમિયાન છે.

૨૬૬. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે જ્યારે હુઝુર (સલ્લ.) ઈદની નમાઝના માટે નિકળતા, તો અમોને લાકડી લેવાનો હુકમ આપતા અમે લાકડી લઈને હુઝુર (સલ્લ.)ની સામે મુકી દેતા આપ તેની તરફ નમાઝ પઢી લેતા. અને બધા લોકો આપની પાછળ રહેતા હતા. સફરમાં આપ આવી રીતે કરતા હતા, એટલા માટે માલદારોએ લાકડી બનાવવાનું અપનાવ્યું.

હઝરત અબુ હુઝેફા (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સ.અ.વ.) એ બતહાના સ્થળે લોકોને બે રકઅતો ઝોહરની અને અસરની પઢાવી તે વખતે આપની સામે ડંડો અથવા લાઠી (સુતરાના તૌર પર) હતી સ્ત્રીઓ અને ગધેડાં આપની સામેથી પસાર થઈ જતાં હતાં.

હઝરત સુહેલ (રદી.) કહે છે કે હુઝુરનો મુસલ્લો અને દિવાલના બકરીના પસાર થવાના જેટલો ફાસલો હતો.

૨૬૭. હઝરત અનસ (રદી.) કહે છે કે જ્યારે હુઝુર (સલ્લ.)

જાજરૂ તશરીફ લઈ જતા, તો હું અને બીજો છોકરો પાછળ પાછળ જતા હતા. અમારી સાથે એક લાકડી અને (પાણીનું) બરતન હોતું જ્યારે આપ ફારીગ થઈ જતા, તો પાણીનું બરતન અમે આપને આપી દેતા હતા.

૨૬૮. હઝરત સલ્મા બિન અકવઅ (રદી.) તે થાંભલાની પાસે (મસ્જિદે નબ્વીમાં) નમાઝ પઢયા કરતા હતા, જે મસહફની પાસે છે તેમનાથી પુછવામાં આવ્યું કે અબુ સલ્મા ! શું વાત છે કે તમે જાણી જોઈ ને આ થાંભલાની પાસે નમાઝ પઢો છો ? જવાબ આપ્યો, મેં રસુલુલ્લાહ (સલ્લ.)ને જાણી જોઈ ને આ થાંભલાની પાસે નમાઝ પઢતા જોયા છે.

૨૬૯. હઝરત ઈબ્ને ઉમર (રદી.) એ અલ્લાહના રસુલ (સલ્લ.)ને કાબામાં દાખિલ થવાનો કિસ્સો બયાન કર્યો. પછી ફરમાવ્યું જ્યારે બિલાલ (રદી.) અંદરથી નિકળી આવ્યા તો મેં તેમનાથી પુછયું કે હુઝુર (સલ્લ.) એ અંદર શું શું કર્યું ? તેમણે જવાબ આપ્યો કે હુઝુર (સ. અ. વ.) એ એક થાંભલો પોતાની જમણી બાજુએ છોડયો અને એક ડાબી બાજુએ અને ત્રણ થાંભલા પાછળ કર્યા (ખાનએ કાબા તે વખતે ૬ થાંભલાઓ ઉપર ઉભું હતું) બીજી રીવાયતમાં છે કે બે થાંભલા જમણી બાજુએ કર્યા.

૨૭૦. હઝરત ઈબ્ને ઉમર કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) પોતાની ઉંટડીને આડી કરી લેતા અને તેની તરફ નમાઝ પઢી લેતા હતા. નફેઅ (રદી.) થી કહેવામાં આવ્યું કે જ્યારે સામેથી સવારીઓ ચાલી રહી હોતી તો હુઝુર નમાઝ કઈ બાજુ પઢતા હતા ફરમાવ્યું કે હુઝુર કાઠડાને લઇને યોગ્ય રીતે ચોઢવી લેતા હતા પછી તેના પાછલા ભાગની તરફ નમાઝ પઢી લેતા હતા. હઝરત ઈબ્ને ઉમર (રદી.) પણ એવું જ કરતા હતા.

૨૭૧. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે તમે અમોને કૂતરા અને ગધેડાની બરાબર કરી દીધા. જોકે મને યાદ છે કે હું તખ્ત ઉપર સુઈ રહેલી હતી. હુઝુર (સલ્લ.) તશરીફ લાવતા હતા. મને આ ખરાબ લાગતું હતું કે આપના સામે હું પડી રહું એ માટે હું ધીરે ધીરે

પાછલા બે પાયા તરફ સરકીને લીહાફથી નીકળી જતી હતી.

૨૭૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) (એક વખત) જુમ્આના દિવસે એક એવી ચીજ તરફ મોં કરી નમાઝ પઢી રહ્યા હતા. જે લોકોથી તેને છુપાવેલું હતું. (એટલે કે સુતરો હતો) તે વખતે કબીલા અબુમુઈતના એક જવાને આપની સામેથી પસાર થવાનો ઇરાદો કર્યો. પરંતુ અબુ સઈદે તેને સીનાની તાકાતથી ધકેલી દીધો. એ જવાને (અહીં તહીં) જોયું પરંતુ સામેના સિવાય પસાર થવા માટે બીજી કોઈ જગ્યા ન મળી છેવટે ફરીથી પાછો ફર્યો અબુ સઈદ (રદી.) એ તેને પહેલી વખત કરતાં વધારે ધકેલ્યો. આ પર અબુ સઈદ (રદી)થી નિરાશ થઈ મરવાનની પાસે આવ્યો અને અબુ સઈદ (રદી.) થી જે તકલીફ થઈ તેની ફરીયાદ કરી. અબુ સઈદ (રદી.) જ્યારે મરવાનની પાસે આવ્યા. તો મરવાને કહ્યું. અબુ સઈદ ! તમારો અને તમારા ભત્રીજાનો શું મામલો છે ? ફરમાવ્યું કે મેં રસુલ (સલ્લ..) ને ફરમાવતાં સાંભળ્યા છે કે જો તમારામાંથી કોઈ, કોઈ વસ્તુ તરફ મોં કરી નમાઝ પઢી રહ્યો હોય (એટલે કે સુતરાની તરફ) અને કોઈ માણસ સામેથી પસાર થવાનો ઈરાદો કરે તો તેને જોઈએ કે તેને ધક્કો મારે જો તે રોકાઈ ન જાય તો તેનાથી મુકાબલો કરે કારણ કે તે શયતાન છે.

૨૭૩. હઝરત અબુ જુહૈમ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જો નમાઝીના સામેથી પસાર થવાવાળો જાણતો કે તેના પર શું ગુનો છે તો ચાલીસ દિવસ અથવા મહિનો અથવા એક વર્ષ રોકાઇ રહેવું સામેથી પસાર થવાથી (તેના ગુમાનમાં) સારું થતું. રિવાયત કરવાવાળા કહે છે કે મને યાદ નથી. હુઝુર (સલ્લ.) ૪૦ દિવસ ફરમાવ્યું અથવા ચાલીસ મહિના અથવા ચાલીસ વર્ષ.

૨૭૪. હઝરત આઈશા (રદી.) કહે છે કે હું બિસ્તરા ઉપર સુઈ રહેલી રહેતી હતી. અને હુઝુર (સલ્લ) નમાઝ પઢયા કરતા હતા. જ્યારે આપ વિત્ર પઢવાનો ઈરાદો ફરમાવતા હતા, તો મને જગાડી દેતા હું પણ તેમની સાથે વિત્ર પઢતી હતી.

# નમાઝના સમયના બયાનમાં

૨૭૫. હઝરત અબુ મસઉદ અન્સારી (રદી.) કહે છે કે (એક વખતે) હઝરત મુગીરા બિન શેઅબા (રદી.) એ ઈરાકમાં મોડું કરીને નમાઝ પઢી. મેં તેમને જઈને કહયું. મુગીરા! શું તમને ખબર નથી કે (એક વખતે) હઝરત જીબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા. અને નમાઝ પઢી. હુઝુર (સલ્લ.)એ નમાઝ પઢી પછી (ચોથી વખત) બન્ને એ નમાઝ પઢી. પછી (પાંચમી વખત પણ) બન્ને હઝરાતે નમાઝ અદા કરી. તેના પછી જીબ્રઈલ (અલૈ.) એ ફરમાવ્યું. મને આનો હુકમ આપવામાં આવ્યો છે.

૨૭૬. હઝરત હુઝૈફા (રદી.) કહે છે કે અમે હઝરત ઉમર (રદી.)ની પાસે બેઠેલા હતા. આપે ફરમાવ્યું તમારામાંથી કોઈ ને અલ્લાહુના રસુલ (સલ્લ.) એ ત ફરમાન આપ્યું છે. જે હુઝુરે ફિત્નાના વિષે ફરમાવ્યું હતુ, મેં કહ્યું મને એવી જ રીતે તે ફરમાન યાદ છે. જેવી રીતે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું હતું. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું હતું કે માલ, બાલ બચ્ચાં અને પાડોશીઓને કારણે જે ફિત્નામાં માણસ ફસાઈ જાય છે તેને નમાઝ, રોઝા, સદકો, અને અમ્ર અને નહીનું પાલન કરવું (મતલબ કે નેકીનો હુકમ આપવો અને બુરાઈથી રોકવું.) મિટાવી દે છે. અને તું તેના મુકાબલામાં નિડર હોઈશ, હઝરત ઉમર (રદી.) એ ફરમાવ્યું, મારો મતલબ એ નથી કે પરંતુ તે ફિત્નો મુરાદ છે. જે દરિયાની જેમ જોશ આપવાવાળો હશે. મેં જવાબ આપ્યો અમીરૂલ–મોઅમેનિન! આપને તો તેનાથી પણ નુકસાન થશે નહિ. આપના અને તે ફિત્ના દરમિયાન દરવાજા બંધ છે. હઝરત ઉમર (રદી.) બોલ્યા તે દરવાજો તૂટી જશે. (અથવા ખૂલી જશે) ફરમાવ્યું તો કદી બંધ નહિ થાય. હુઝૈફા (રદી.)થી પુછવામાં આવ્યું કે શું હઝરત ઉમર (રદી.) તે દરવાજાને જાણતા હતા, તો જવાબ

આપ્યો, જેવી રીતે આજ રાત પછી કાલે સવાર થવી ચકીની છે. તેવી રીતે હઝરત ઉમર (રદી.) તેને જાણતા હતા. મેં તેમનાથી એક હદીસ બયાન કરી હતી, જે ગલત નથી, તો જવાબમાં એમણે કહ્યું હતું કે તે દરવાજો ઉમર (રદી.) છે.

૨૭૭. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે એક માણસે (એક વખત) કોઈ અજાણી સ્ત્રીનું ચુંબન લીધું પછી હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈ કિસ્સો બયાન કર્યો. તે વખતે આયત 'અકિમસ્સલા ત ત ર ફઈન્નહાર વ જુલ્ફમ મિનલ્લૈલિ ઈન્નલ હસનાતિ યુઝ હિબ્નસ્સયિયઆત' નાઝિલ થઈ અને તે માણસે કહ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું આ હુકમ ફક્ત મારા માટે જ છે? ફરમાવ્યું (નહિ પરંતુ) મારી બધી ઉમ્મતના માટે છે. બીજી રિવાયતમાં છે કે આ હુકમ તેના માટે છે જે મારી ઉમ્મતમાં તેના પર અમલ કરે.

૨૭૮. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) થી પુછયું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ખુદાને સૌથી વધારે કયુ અમલ પસંદ છે? ફરમાવ્યું. વક્તની પાબંદીની સાથે નમાઝ, મેં પૂછયું તેના પછી કયું? ફરમાવ્યું, મા-બાપ સાથે સારી રીતે વર્તન કરવું. મેં પૂછયું તેના પછી કયું, ફરમાવ્યું, અલ્લાહના રસ્તામાં જેહાદ કરવો, રાવિ કહે છે - આ ફરમાન રસુલ (સલ્લ.) નું છે. (મે તેના પછી રસુલ (સલ્લ.) થી કંઈ પુછયું નથી.) જો હું વધારે કઈ પૂછતો તો આપ બીજુ વધારે ફરમાવતા.

૨૭૯. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે મેં રસુલ (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા (લોકો) તમને ખબર છે. જો કોઇના દરવાજા આગળ નહેર હોય અને તે દરરોજ તેમાં પાંચ વખત ગુસલ કરે, તો શું કંઈ મેલ બાકી રહી શકે છે? લોકોએ કહ્યું નહિ. ફરમાવ્યું આ જ પાંચ વખતની નમાઝની મિસાલ છે.

૨૮૦. હઝરત અનસ (રદી) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. સિજદામાં વ્યવસ્થિત રહો. (કોઈ માણસ કુતરાની જેમ બાજુઓ ન ફેલાવે.) જો થુંકવુ હોય તો સામે અથવા જમણી તરફ ન થુકો. કારણ કે (નમાઝમાં) અલ્લાહ તઆલાથી મુનાજાત કરે છે.

૨૮૧. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જ્યારે ગરમી સખત પડવા લાગે, તો નમાઝોને ઠંડી કરો. (ઠંડા સમયમાં પઢો) કારણ કે ગરમીની તેજી જહન્નમનો એક લપટ છે. આગે (અગ્નિએ) પરવરદિગારથી ફરિયાદ કરી હતી અને કહ્યું હતું. હે ખુદા! મારો અમુક ભાગ અમુક ભાગને ખાઈ રહ્યો છે. તો તેને બે શ્વાસોની રજા આપવામાં આવી. એક શ્વાસ શિયાળામાં અને એક ઉનાળામાં તે સખ્ત ગરમી જેનો તમને અનુભવ થાય છે તે જહન્નમની છે, અને તે સખ્ત સર્દી (ઠંડી) જે તમને લાગે છે, જમહરીરની છે.

૨૮૨. હઝરત અબુઝર ગિફારી (રદી.) કહે છે કે એક સફરમાં અમે હુઝુર (સલ્લ.) ની સાથે હતા. જ્યારે મોઅઝ્ઝિને ઝોહરની અઝાન આપવાનો ઈરાદો કર્યો, તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. ઠંડક થઈ જવા દે. (ફરીથી) જ્યારે તેમણે ફરીથી અઝાનનો ઈરાદો કર્યો તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ઠંડક થઈ જવા દે. (ત્રીજી વખત) જ્યારે તેમણે ફરીથી અઝાનનો ઈરાદો કર્યો તો આપે ફરીથી ફરમાવી દીધું, ઠંડક થઈ જવા દે, ત્યાં સુધી કે અમે ટેકરીઓનો છાંયડો જોઈ લીધો તે વખતે અઝાન થઈ.

૨૮૩ હઝરત અનસ (રદી.) કહે છે કે (એક વખતે) અલ્લાહના રસુલ (સલ્લ.) સૂરજ ઢળ્યા (નમ્યા) પછી નિકળ્યા. ઝોહરની નમાઝ પઢી, પછી મિમ્બર ઉપર ઉભા થઈને કિયામતનો ઝિક્ર (વર્ણન) કર્યું અને ફરમાવ્યું, કિયામતમાં મોટી મોટી વાતો થશે. જે માણસ કંઈ પુછવા માગે, પુછી લે, કારણ કે જે કંઈ તમે પુછશો હું તમને તે સમય સુધી બતાવીશ, જ્યાં સુધી આ સ્થળે ઉભો છું. લોકો બહુ રડ્યા. પરંતુ આપ વારંવાર એજ ફરમાવતા રહ્યા, કે પુછો, જો કે અબ્દુલ્લાહ બિન ખજાફા સહમી (રદી.) એ ઉભા થઇને કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ)! મારો બાપ કોણ છે? ફરમાવ્યું, તારો બાપ ખજાફા છે. તેના પછી ફરીથી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, પુછો! હઝ. ઉમરે બે ઝાનુ (કાયદામાં) બેસીને કહ્યું, કે અમે અલ્લાહ તઆલાને રબ હોવાનો, ઈસ્લામને દીન (હક) હોવાનુ, અને મોહંમદ (સલ્.)ની નુબુવ્વતનો દિલથી ઈકરાર કરીએ છીએ. આપ ખામોશ (ચુપ) થઇ ગયા. ફરી થોડીવાર પછી ફરમાવ્યું, અત્યારે આ બાગના

સહનમાં મારી સામે જન્નત અને દોઝખને પેશ કરવામાં આવ્યું મેં ( જન્નતની ) જેમ ભલાઈ અને દોઝખની જેમ શર ( બુરાઈ ) જોઇ નથી આ હદીસનો થોડો ભાગ ઇલ્મના બયાનમાં હઝરત અબુ મુસા (રદી.)ની રિવાયતમાં બયાન કરી દેવામાં આવ્યો છે. પરંતુ આ રિવાયતમાં થોડો થોડો વધારો અને શબ્દોનો ફેરફાર છે.

૨૮૪. હઝરત બરઝા (રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ. ) સવારની નમાઝ તે વખતે પઢતા હતા, જ્યારે અમારામાંથી દરેક માણસ પોતાના સાથીને ઓળખી શકતો હતો, આપ તેમાં ૬૦ થી ૧૦૦ આયતો સુધી પઢતા હતા, અને ઝોહરની નમાઝ સૂરજ નમ્યા પછી પઢતા હતા બાકી અસરની નમાઝ એવા વખંતે પઢતા હતા, જ્યારે કે અમારામાંથી કોઈ માણસ ( નમાઝ પઢીને ) મદીનાની પાસે પાડોશમાં ચાલ્યો જતો અને પાછો પણ આવી જતો હતો. તો પણ સૂરજ બાકી રહેતો હતો મગરિબના વિષે રાવિ ભૂલી ગયા છે. ( ઇશાના વિષે ) રાવીએ કહ્યું કે હુઝુર ( સલ્લ. ) ઇશાને ત્રીજા ભાગની રાત સુધી મોડું કરવામાં કોઈ વાંધો સમજતા ન હતા, પરંતુ અડધી રાત સુધી.

૨૮૫ હઝરત અબુ બરજહ (રદી.)ની એક બીજી રિવાયતમાં છે કે હઝરત અબુ બરજહ ( રદી.) એ ઇશાનું બયાન કર્યા પછી કહ્યું કે હુઝુરે અકરમ ( સલ્લ.) ઇશાના પહેલાં સુઈ રહેવાનું અને ઇશાના પછી વાતો કરવાનું ખરાબ ( બુરું ) માનતા હતા.

૨૮૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ( એક વખત ) મદીનામાં અસર અને ઝોહર અને મગરિબ અને ઇશાની સાત અને આઠ રકઅતો પઢી ( એટલે ) કે ઝોહર અને અસરની મિલાવીને આઠ અને મગરીબ અને ઇશાની ભેગી કરીને સાત.)

૨૮૭. હઝરત અનસ ( રદી. ) કહે છે કે અમે અસરની નમાઝ ( એવા સમયે ) પઢતા કે નમાજના પછી માણસ કબિલા બની ઉમર બિન ઔફની તરફ ચાલ્યો જતો હતો. અને તેઓને અસરની નમાઝ પઢતા જોતો હતો.

૨૮૮. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) અસરની નમાઝ એવા સમયે પઢતા હતા કે સૂરજ ઉંચો હોતો હતો

અને જવાવાળો અવાલી મદીનાની તરફ ચાલ્યો જતો હતી. અને એવા સમયે પહોંચી જતો હતો કે સૂરજ ઉંચો જ હોતો હતો. અવાલી મદીનાનો થોડો ભાગ મદીનાથી લગભગ ચાર માઇલના અંતરે છે.

૨૮૯. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણુસની અસરની નમાઝ જતી રહી, જાણે કે તેનું ઘરબાર લૂંટી લેવામાં આવ્યું.

૨૯૦. હઝરત બુરીદા (રદી.) એ એક વાદળવાળા દિવસે ફરમાવ્યું અસરની નમાઝ જલ્દી પઢી લો. કારણ કે હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, જેણે અસરની નમાઝ છોડી તેનો આમાલ (કાર્યો) બરબાદ થઈ ગયાં.

૨૯૧. હઝરત જરીર (રદી.) કહે છે કે અમે એક રાત હુઝુર સલ્લ. ની પાસે બેઠેલા હતા. આપે ચાંદ જોઈને ફરમાવ્યું. તમે જલ્દીથી પોતાના પરવરદિગારને એવી રીતે જોશો, જેવી રીતે આ ચાંદને જોઈ રહ્યા છો, તમને કોઇને જોવામાં કંઈ શક રહેશે નહિ. જો તમારા માટે શકય હોય કે કોઇ નમાઝ તમારાથી ન રહે, ન સુરજ નિકળવા પહેલા અને ન ડૂબયા પછી, તો એવું કરો, તેના પછી હુઝુર (સલ્લ) એ તિલાવત ફરમાવી વ સબ્બિહ બિહમ્દિ રબ્બિક કબ્લ તુલુઇશ્શમ્સિ વ કબ્લ વ ગુરુબિહા'!

૨૯૨. હઝરત અબુહુરૈહરી (રદી.)થી રીવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, રાત-દિવસના ફરિશ્તા તમારી પાસે એક રહે છે. નમાઝે ફજર અને અસરમાં બધા ભેગા થઇ જાય છે. રાતે રહેવાવાળા ફરીશ્તા જયારે આસમાન તરફ ચઢે છે. તો અલ્લાહ તઆલા તેઓનાથી પુછે છે; તમે મારા બંદાઓને કઇ હાલતમાં છોડયા? તેઓ કહે છે કે અમે નમાઝ પઢતાં છોડયા અને જયારે અમે તેઓની પાસે ગયા ત્યારે પણ તેઓ નમાઝમાં લાગેલા હતા.

૨૯૩ હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું તમારામાંથી જો કોઈને અસરની નમાઝનો સિજદો સૂરજ ડુબયા પહેલાં મળી જાય તો જોઇએ કે નમાઝ પૂરી. એ રીતે જો

સવારની નમાઝમાં સુરજ નિકળયા પહેલાં એક સિજદો મળી જાય તો નમાઝ પૂરી કરી લે.

૨૯૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ને ફરમાવતાં સાંભળ્યા કે (લોકો) પાછલી કોમોના મુકાબલામાં તમારી જીંદગી અસર અને મગરીબના વચ્ચેના સમયની બરાબર છે. અહલે તૌરત ને તૌરેત આપવામાં આવી અને તેમણે તેના ઉપર અમલ કર્યો. જ્યારે બપોર થઈ ગઈ ત્યારે તે લોકો લાચાર થઈ ગયા. એ માટે તેઓને એક–એક કિરાત(સવાબ) આપવામાં આવ્યો, પછી અહલે ઈન્જીલ ને ઈન્જીલ આપવામાં આવી અને તેમણે અસરની નમાઝ સુધી અમલ કર્યું. પરંતુ તેઓ પણ લાચાર થઇ ગયા. અને તેઓને પણ એક કિરાત (સવાબ) આપવામાં આવ્યો તેના પછી આપણને કુરઆન મજીદ આપવામાં આવ્યું. અને સુરજ ડૂબતાં સુધી પુરું કર્યું આપણને બે–બે કિરાત (સવાબ) આપવામાં આવ્યો એ ઉપર આ કિતાબવાળાઓએ અર્ઝ કર્યું. ખુદાવન્દા ! આમને તેં બે–બે કિરાત (સવાબ) આપ્યો, અને અમોને એક–એક કિરાત, જો કે અમારાં અમલ તેઓનાથી વધારે હતા, ખુદા તઆલાએ ફરમાવ્યું કે મેં તમારા સવાબમાંથી કંઇ ઓછું કર્યું છે ? તેઓએ અર્ઝ કર્યું, નહિ. હુકમ થયો તો એ મારો ફઝલ છે. જેને ચાહું છું તેને આપું છું.

૨૯૫. હઝરત રાફેઅ બિન ખદીજ (રદી.) કહે છે કે અમે લોકો હુઝુર (સલ્લ.)ની સાથે મગરીબની નમાઝ પઢીને એવા સમયે પાછા ફરતા હતા કે અમારાં તીરો પડવાની જગ્યા અમને માલુમ થઇ શકતી હતી.

૨૯૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.)થી રિવાયત છે કે આ હઝરત (સલ્લ.) ઝોહરની નમાઝ બપોરે અને અસરની નમાઝ એવા સમયે અદા ફરમાવતા હતા, કે સૂરજ સાફ હોતો હતો, અને મગરીબની તે સમયે જ્યારે સૂરજ ડૂબી જતો હતો, અને ઈશાની ક્યારેક જલ્દી ક્યારેક મોડી પઢતા હતા. જ્યારે આપ જોતા કે લોકો ભેગા થઈ ગયા છે. તો જલ્દી પઢતા અને જ્યારે જોતા કે લોકોને મોડું થઈ ગયું છે, તો આપ પણ મોડું કરી દેતા બાકી સવારની નમાઝ અંધારામાં પઢતા હતા.

૨૯૭. હઝરત અબ્દુલ્લાહ મુજની (રદ્દી.) કહે છે કે હુઝુર (સ૦ અ૦ વ૦)એ ફરમાવ્યું, ગામડાના લોકો મગરિબ શબ્દમાં તમારી (વાત ચીત) પર ગાલિબ ન થઈ જાય. કારણ કે તેઓ મગરિબના નમાઝ ને ઈશાની નમાઝ કહે છે. એટલે મગરિબ શબ્દ કહેવાથી તમે ધોખામાં ન પડી જતા ગામડાના લોકો મગરિબ બોલીને ઈશા સમજે છે અને એ માટે તેઓ મોડેથી પઢે છે.

૨૯૮. હઝરત આઈશા (રદ્દી) કહે છે કે ઈસ્લામના ઉદય (ફેલવા) પહેલાં એક વખત હુઝુર (સ૦ અ૦ વ૦) એ ઈશાની નમાઝમાં મોડું કર્યું અને (બહાર) તશરીફ ન લાવ્યા, છેવટે હઝરત ઉમર (રદ્દી.) ને કહ્યું, સ્ત્રીઓ ને બાળકો તો સુઈ ગયા, આપે મસ્જિદના માણસોથી ફરમાવ્યું, જમીનના બધાં રહેવાવાળોમાં તમારા સિવાય આ નમાઝનો ઈન્તેઝાર કોઈ બીજું કરતુ નથી.

૨૯૯. હઝરત અબુ મુસા (રદ્દી.) કહે છે કે હુ અને મારો સાથી જે મારી સાથે કશતીમાં આવ્યા હતા, બતહાના રણના મેદાનમાં રોકાયા હુઝુર(સ.અ.વ.) તે સમયે મદીનામાં હુતા અને દરરોજ ઈશાની નમાઝના સમયે આપની ખિદમતમાં હરેક ટોળી વારા ફરતી હાજર થતી હતી, હું અને મારો સાથી પણ આપની ખિદમતમાં પહોંચ્યા. આપ કોઈ કામમાં મશગુલ હતા, એટલા માટે આપે (ઈશા)ની નમાઝમાં મોડું કર્યું હતું, જ્યારે અડધી રાત પસાર થઈ ગઈ તો હુઝુર (સ૦ અ૦ વ૦) આવ્યા અને લોકોને નમાઝ પઢાવી જ્યારે નમાઝ પૂરી કરી ચૂક્યા તો હાજર રહેલા લોકોથી ફરમાવ્યું, રોકાઇ જાવ,–તમારે રાજી થવું જોઇએ કે તમારા પર ખુદાની નેઅમત છે કે આ સમયે તમારા સિવાઈ કોઈ બીજો માણુસ નમાઝ નથી પઢતો અથવા કોઇ માણસે નમાઝ પઢી નથી. (રાવીને શક છે કે હુઝુર (સ૦ અ૦ વ.)એ કયો શબ્દ ફરમાવ્યો) હઝરત અબુ મુસા (રદ્દી.) કહે છે કે અમે આ સાંભળીને ખુશખુશ ઘેર ગયા.

૩૦૦. હઝરત આઇશા (રદ્દી.)ને ઉપરની ઇશાની માંડીવાળી રિવાયતમાં એટલું વધારે ઉમેર્યું છે, લોકો સૂરજ ડૂબવાના પછી એક તિહાઇ રાત સુધી નમાઝ પઢતા હુતા.

૩૦૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.)એ રિવાયત કરી છે કે મને અત્યાર સુધી તે કિસ્સો નજર સામે આવી રહ્યો છે કે હુઝુર (સ૦ અ૦વ૦) આવ્યા. આપના માથામાંથી પાણી ટપકી રહ્યું હતું. એક હાથ આપ માથા પર રાખેલા હતા, પછી ફરમાવ્યું હતું કે જો મને ઉમ્મતની તકલીફનો ડર ન હોત તો, હું તેઓને હુકમ આપતો કે ઇશાની નમાઝ આ સમયે પઢયા કરે.

૩૦૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) ને હુંઝુર (સ૦ અ૦ વ૦) ના માથા પર હાથ મૂકવાની (રીત) બયાન કરીને કહયું કે હુઝુર (સ૦ અ૦ વ૦) એ પોતાની આંગળીઓ ફેલાવીને માથાની તરફ તેઓના પોરવા રાખ્યાં, પછી બંધ કરીને ફેરવતા તે ભાગ સુધી લઈ ગયા, જ્યાં ચહેરો, દાઢી અને કાનની જળ મળેલી છે, દાઢીના કિનારે આપ એ જ રીતે પકડતા અને નિચોવતા હતા.

૩૦૩ હઝરત અબુ મુસા (રઝી.) કહે છે કે હુઝુર (સ૦ અ૦ વ૦) એ ફરમાવ્યું, જે માણસ (બે ઠંડી નમાઝો) એટલે કે ફજર અને અસરની નમાઝ પઢશે, જન્નતમાં દાખિલ થશે.

૩૦૪. હઝરત અનસ (રઝી.) કહે છે કે ઝેદ બિન સાબિત (રઝી.) એ મારાથી બયાન કર્યું કે મેં હુઝુર (સ. અ. વ.) ના સાથે સેહરી ખાધી, પછી અમે નમાઝના માટે ઊભા થઈ ગયા, હઝરત અનસ (રઝી.) કહે છે કે મેં પૂછયું નમાઝ અને સેહરીમાં કેટલો ફરક હતો. ઝેદ એ જવાબ આપ્યો ૫૦-૬૦ આયતો જેટલો.

૩૦૫. હઝરત સહલ બિન સઅદ (રઝી.) કહે છે કે હું મારા ઘેર સેહરી ખાતો હતો, પરંતુ મને હુઝુર (સ૦ અ૦ વ૦)ના સાથે ફજરની નમાઝમાં શામેલ થવાની ઉતાવળ થતી હતી.

૩૦૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે મારી સામે સારા માણસોએ ગવાહી આપી અને સૌથી વધારે ભરોસો કરવાના લાયક મારી નજીક હઝરત ઉમર (રઝી.) છે કે અલ્લાહના રસુલ (સ.અ.વ.) એ ફજરના બાદ સૂરજ નીકળવા પહેલાં નમાઝ પઢવાથી ના પાડી છે (આ જ રીતે) અસરના બાદ સૂરજ ડૂબવાના પહેલાં પણ ના પાડી છે.

૩૦૭. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) કહે છે અલ્લાહના રસુલ

( સ. અ. વ. ) એ ફરમાવ્યું, સૂરજ નીકળવાના અને ડૂબવાના પહેલાં નમાઝ પઢવાનો ઈરાદો ન કરો. જ્યારે સૂરજનો કિનારો નીકળવા લાગે, તો તે સમય સુધી રાહ જુઓ, જ્યાં સુધી સૂરજ ઊંચો થઈ જાય અને જ્યારે સુરજનો કિનારો ડૂબી જાય, તે સમય સુધી ઇન્તેજાર કરો કે બીલકુલ ગાયબ થઈ જાય.

૩૦૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ ( સ૦ અ૦ વ૦ ) એ બે સમયે નમાઝોથી ના પાડી છે પહેલું ફજરની નમાઝ બાદ સુરજ નીકળવાના પહેલાં નમાઝ પઢવાથી, બીજુ અસરની નમાઝ બાદ સુરજ ડૂબવાના પહેલાં નમાઝ પઢવાથી.

૩૦૯. હઝરત મુઆવિયા (રદી.) કહે છે કે તમે લોકો આ નમાઝ પઢો છો. અમે અલ્લાહના રસુલ ( સલ્લ.)ની સાથે રહેતા હતા, પરંતુ અમે અલ્લાહના રસુલ ( સલ્લ.) ને આ નમાઝ પઢતાં જોયા નથી. પરંતુ આપે આનાથી ના પાડી છે. એટલે કે અસરની નમાઝ બાદ બે રકઅતો.

૩૧૦. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે કસમ છે એ ઝાતની જે હુઝુર (સલ્લ.)ને દુનિયાથી લઇ ગઈ આપે આ બન્નેને કાગળ મળવા સુધી છોડયું નહિ. અને ખુદાથી હુઝુર ( સલ્લ;)ની મુલાકાત તે સમયે થઇ, ( એટલે કે ઇન્તેકાલ એ સમયે થયો ) કે નમાઝના કારણે આપના ( પગ ) પર સોજા આવી ગયા હતા. અને આપ આ બન્ને રકઅતોને ખાસ કરીને બેસીને પઢતા હતા, પરંતુ મસ્જિદમાં એ કારણે કરતા ન હતા; કે લોકોને તકલીફ થશે. ( એટલે કે આ બે રેકઅતોની પાબન્દી લોકોના માટે મુશ્કીલ થશે.)

૩૧૧. હઝરત અબુ કતાદા (રદી.) કહે છે કે એક રાત્રે અમે હુઝુર (સલ્લ.) ના સાથે ચાલ્યા. ( જ્યારે રાતનો છેલ્લો ભાગ થયો.) તો એક માણસે કહ્યું. કાશ ! હુઝુર (સલ્લ.) આખેરી રાતમાં આરામ ફરમાવી લેતા આપે ફરમાવ્યું, મને ડર છે કે તમે લોકો નમાઝના સમયે સુઈ રહેલા રહો, બિલાલ (રદી.) બોલ્યા. હું તમને બધાંને જગાડી દઈશ. ખૈર બધા ઉંઘી ગયા. બિલાલ (રદી.) એ પોતાની પીઠ ઉટણીથી લગાંવી દીધી. અને તે પણ ( અચાનક ) ઉંઘી ગયા જ્યારે હુઝુર (સલ્લ.) જાગ્યા તો સુરજનો કિનારો ઊંચો થઈ ગયો

હતો. આપે ફરમાવ્યું, બિલાલ (રદી.)! તમે તમારૂ કહેલું પુરૂં કેમ ન કર્યું? બિલાલ (રદી.) એ કહ્યું (જેવી ઉંઘ રાત્રે મને આવી) એવી ઊંઘ કદી આવી નથી. ફરમાવ્યુ, અલ્લાહ તઆલા જ્યારે ચાહે છે વાપસ કરી દે છે. બિલાલ (રદી) ઉઠો અને નમાઝના માટે અઝાન આપો તેમણે વુઝુ કર્યું જ્યારે સૂરજ ઊંચો થઈ ગયો અને સારી રીતે પ્રકાશીત થયો. તે સમયે આપ ઉઠયા અને નમાઝ પઢી.

૩૧૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે ખન્દકની લડાઈના દિવસે હઝરત ઉમર (રદી) સુરજ ડૂબ્યા પછી કુરૈશના કાફિરોને ખરાબ કહેતા આવ્યા અને કહ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.) મેં હજુ સુધી અસરની નમાઝ પઢી નથી. હવે સૂરજ લગભગ ડૂબી ગયો. આપે ફરમાવ્યું મે પણ પઢી નથી. પછી હુઝુરે વુઝુ કર્યું. અમે પણ વુઝુ કર્યું. અને સૂરજ ડૂબવાના પછી બતહાના રણમાં અસરની નમાઝ પઢી. અને તેના પછી મગરિબ પઢી.

૩૧૩. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જો કોઇ માણસ નમાંઝ પઢવાનું ભૂલી જાય તો જ્યારે યાદ આવે. તેને પઢી લે. તેનો કફફારો ફક્ત આ જ છે. તે 'અકિમિસ્સલાત લિઝિક્રી' એટલે કે મારી યાદના સમયે નમાઝ પઢો.

૩૧૪. હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જ્યાં સુધી નમાઝના ઈન્તજારમાં રહેશો. નમાઝમાંજ રહેશો.

૩૧૫. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી નકલ કરવામાં આવ્યું છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસો આ જમીનની સપાટી પર મૌજુદ છે. સો વર્ષમાં અલ્લાહ તઆલા તેઓને ખતમ કરી દેશે.

૩૧૬. હઝરત અબ્દુલ્લાહ બિન અબુબક્ર (રદી.) કહે છે કે અસ્હાબે સુફફા ફકીર માણસો હતા. હુઝુર (સલ્લ.) એ ફરમાવી દીધું હતું કે જે માણસની પાસે બે માણસોનું ખાવાનું હોય, તે ત્રીજાને લઇ જાય. જો ચારનું હોય તો પાંચમાને લઈ જાય. અને જો પાંચનું હોય તો છઠ્ઠાને લઈ જાય. (એક વખત) હઝરત અબુબક્ર (રદી.) ત્રણ માણસોને પોતાના ઘરે લઈને આવ્યા. અને પોતે હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં જતા રહ્યા. અને આપની પાસે જ તેમણે સાંજનું ખાવાનું

ખાઈ લીધું પછી ત્યાં જ રોકાઇને અસરની નમાઝ પઢી. જ્યારે નમાઝ થઈ ગઇ તો (હુઝુર (સલ્લ.) ની સાથે) પાછા ફર્યા અને ત્યાં સુધી રોકાઈ રહ્યા જ્યાં સુધી હુઝુર (સલ્લ.) એ ખાવા ખાધું. રાતનો અમુક ભાગ પસાર થઈ જવા પછી (ઘેર) આવ્યા. તેમની બિવી (પત્નિ) બોલ્યા. તમે તમારા મહેમાનોથી અથવા મહેમાનથી શા માટે (અત્યાર સુધી) અલગ રહ્યા. હઝરત અબુબક્ર (રદી.) એ કહ્યું શું તમે તેઓને ખાવા ખવરાવ્યું નહિ? બિવીએ જવાબ આપ્યો, ખાવાતો તેઓના સામે મૂકવામાં આવ્યું હતું, પરંતુ તેમણે તે સમય સુધી (ખાવાથી) ઇન્કાર કર્યો, જ્યાં સુધી તમે ન આવી જાઓ. રાવી કહે છે (આ સાંભળીને) હું જઈને (ડરના કારણે) સંતાઇ ગયો. અબુબક્ર (રદી.) એ કહ્યું, હે જાહિલ (કયાં છે?) અને મને બુરુ ભલુ કહ્યું, અને ફરમાવ્યું, ખાવા ખાઓ, પરંતુ ખુશ ગવાર ન હોય. તેના પછી ફરમાવ્યું, ખુદાની કસમ! હું ખાઇશ નહિ. (રાવીનું બયાન છે.) અમે જે કોળીયો લેતા જતા હતા, તેના નીચેથી તેનાથી વધારે બીજુ પૈદા થઈ જતું હતું ત્યાં સુધી કે બધા ધરાઇ ગયા. અને ખાવાનું પહેલાંથી વધારે વધ્યું અબુબક્ર (રદી.) એ જ્યાર જોયું કે ખાવાનું એટલુ, પરંતુ તેનાથી વધારે બાકી છે, તો બિવીએ ફરમાવ્યું, આ શી વાત છે? તેમણે કહ્યું, મને મારી આંખની ઠંડકની કસમ! આ ખાવાનું તો પહેલાંથી ગણુ ગણું છે. હઝરત અબુબક્ર (રદી) એ તેમાંથી થોડુક ખાધું અને ફરમાવ્યું, તે કસમ શયતાનની તરફથી હતી. તેના પછી એક કોળીયો વધારે ખાધો અને પછી ઉઠાવીને હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં લઇ ગયા. (રાવી કહે છે) અમારા અને એક કૌમના વચ્ચે અમુક સમજૂતી હતી. અને સમજુતીની મુદ્દત ખતમ થઈ ગઈ. એટલા માટે અમે બાર માણુસો અલગ કર્યા. તેઓમાંથી દરેકની સાથે (ખાવાનું ખાવા માટે) કેટલાએ માણુસો થઈ ગયા અને બધાએ મળીને તે ખાણું ખાધું



# અઝાનના બયાન વિષે

૩૧૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવ્યા કરતા હતા, મુસલમાન જ્યારે મદીનામાં આવ્યા હતા. તો બધા ભેગા થઈને નમાઝના સમયનો અંદાજો લગાવ્યા કરતા હતા. અઝાન આપવામાં આવતી ન હતી. એક દિવસ બધાએ આ વિષે વાતચીત કરી. કોઈએ કહ્યું, નસારાઓની જેમ નાકુસ (શંખ) બનાવીલો કોઈક બોલ્યું યહુદીઓના સીંગ (શીંગડું) ની જેમ ફુંકવાનું કંઈક બીજું બનાવી લો. હઝરત ઉમર (રદી.) એ ફરમાવ્યું કોઈ માણસને નક્કી શા માટે કરી લેવામાં આવતો નથી. કે નમાઝના માટે અવાજ આપ્યા કરે? હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું બિલાલ (રદી,) ઉઠ અને લોકોને નમાઝોના માટે અવાજ આપ.

૩૧૮. હઝરત અનસ (રદી.) કહે છે કે બિલાલ (રદી.) ને હુકમ આપવામાં આવ્યો હતો કે અઝાન બે વખત કહે અને 'કદકામતિ-કસલાત' ના શબ્દ સિવાય ઈકામત (તક્બીર) એક વખત કહે.

૩૧૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જ્યારે નમાઝના માટે અઝાન આપવામાં આવે છે તો શયતાન પાછળ નાસે છે. જેથી અઝાન ન સાંભળે. અને તેનું ગૂજ (પાછળની હવા) નિકળતું જાય છે. જ્યારે અઝાન પૂરી થઈ જાય છે તો પાછો આવી જાય છે, પરંતુ જ્યારે નમાઝના માટે ફરીથી એલાન કરવામાં આવે છે. તો પાછળની તરફ નાસે છે. અને પછી જ્યારે એલાન ખત્મ થઈ જાય છે તો બીજી વખત આવી જાય છે. અને ઈન્સાનોના દિલોમાં વસવસા (ઝંઝાળ) પૈદા કરે છે. કે ફલાણી વાત યાદ કરો (તેને તે બધી વાત યાદ કરાવે છે) જે તેને યાદ કરાવે છે) જે તેને યાદ હોતી નથી. ત્યાં સુધી કે માણસને ખબર રહેતી નથી કે કેટલી રકઅતો પઢી.

૩૨૦. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે મોઅઝઝીનની અવાજનો ખેંચાવ જ્યારે કોઈ જીન્નાત અથવા ઇન્સાન સાંભળે છે અથવા કોઇ બીજી વસ્તુ સાંભળે છે, તો દરેક હાલતમાં કિયામતના દિવસે આ બધાં તેના ગવાહ (સાક્ષી) હશે.

૩૨૧. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) જ્યારે અમોને લઇને કોઇ કૌમથી જેહાદ કરતા તો સવારના પહેલાં જેહાદ કરતા ન હતા. જ્યારે સવાર થઈ જતી અને અઝાનની અવાજ આપ સાંભળી લેતા તો જેહાદથી બંધ થઈ જતા. અને જો અઝાનની અવાજ ન સાંભળતા તો તેઓને બરબાદ (હલાક) કરતા હતા.

૩૨૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જ્યારે તમે અઝાન સાંભળો, જેવી રીતે મોઅઝ-ઝીન કહે છે તમે પણ કહો,

૩૨૪. હઝરત મુઆવિયા (રદી.) થી પણ એજ રીતે રિવાયત છે. પરંતુ (એટલો ફર્ક છે કે) જ્યારે મોઅઝઝીન 'હૈયા અલસ્સલાત' કહે તો તમે' 'લાહૌલ વ લા કૂવત ઈલ્લા બિલ્લાહ કહો મુઆવિયા રદી. કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) થી આ રીતે સાંભળ્યું છે.

૩૨૫. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસે અઝાન સાંભળીને આ દુઆ પઢી 'અલ્લા હુમ્મ રબ્બ હાઝી હિદ્ધા વતિત્તામ્મતિ વસ્સલાતિલ કાઈમતિ આતિ મુહમ્મદ નિલ્વસીલત વલ્ફઝીલ ત વબ્અસ્હુ મક્રામમ મહમૂદ નિલ્લજી વ અત્તહૂ' તો તેના માટે કિયામતના દિવસે મારી શફાઅત હલાલ થઈ ગઈ.

૩૨૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે અલ્લાહના રસુલ (સલ્લ.) ને મેં ફરમાવતાં સાંભળ્યા, જો લોકોને જાણ હોતી કે અઝાનમાં અને પહેલી સફમાં કેટલો સવાબ છે. તો જરૂર તેઓ અઝાન આપતા અને પહેલી સફમાં શરીક થતાં (જોડાઈ જતાં) અને જો ચિઠ્ઠી નાખ્યા સિવાય આ વાત હાસિલ ન થઈ શકતી તો જરૂર ચિઠ્ઠી નાંખતા અને જો લોકો જાણતા કે શરૂઆતના સમયમાં નમાઝ

પઢવામાં કેટલો સવાબ છે તો જરૂર તેની રગબત ( શોખ ) કરતા અને જો લોકોને જાણકારી હોતી કે ઇશા અને ફજરની નમાઝોમાં કેટલો સવાબ છે તો જરૂર આવતા ચાહે ઘૂંટણે અથવા ચૂતળના બળે ( ઘસડીને) આવવાનુ થતું.

૩૨૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ ( સલ્લ. ) એ ફરમાવ્યું, બિલાલ (રદી.) રાતથી અઝાન આપે છે. તમે ઈબ્ને મકતૂમ (રદી.)ના અઝાન આપવા સુધી ખાધા-પિધા કરો ઇબ્ને નકતૂમ નાબિના ( આંધળા ) હતા તે સમય સુધી અઝાન આપતા ન હતા જ્યાં સુધી તેમનાથી એ ન કહી દેવામાં આવતું કે (ભાઈ) સવાર થઇ ગઈ. સવાર થઈ ગઇ.

૩૨૮. હઝરત હફ્સા (રદી.) કહે છે કે જ્યારે સવાર થઈ જતી અને મોઅઝઝીન અઝાન આપવા ઉભો થતો, રસુલ ( સલ્લ.) જમાઅત ઉભી થવાના પહેલાં બે સરળ (હલ્કી) રકઅતો પઢયા કરતા હતા.

૩૨૯. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ ( રદી. ) કહે છે, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, બિલાલ (રદી.)ની અઝાનથી કોઇ માણસ સેહરી ખાવાથાં ન રૂકે ( બંધ ન થાય ) કારણ કે તેઓ રાતથી અઝાન આપે છે જેથી તહજજૂદ પઢવાવાળો માણસ પોતાના ઘેર પાછો જતો રહે અને સુઈ રહેલાઓને જગાડી દે અને એ કહેવા લાગે ફજર અથવા સવાર થઈ (ગઈ) હુઝુર (સલ્લ.)એ પોતાની આંગળીઓથી ઈશારો કર્યો ઉપરની તરફ ઉઠાવી પછી નીચે નમાવી. ( સુબહ કાઝિબની તરફ આનાથી ઇશારો હતો.) પરંતુ આ રીતે કહે કે ( સુબહ સાદીક થઇ ગઇ ) હુઝુર ( સલ્લ.) એ પોતાની બન્ને શહાદતની આંગળીઓ એક બીજા ઉપર રાખી અને પછી પહોળી કરીને ( જમણી-ડાબી ) લઈ ગયા. આનાથી સુબહ સાદીક તરફ ઈશારો છે.

૩૩૦. હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ (રદી.) થી રિવાયત છે. હુઝુર (સલ્લ.) એ ત્રણ વખત ફરમાવ્યું, ખ્વાહીશમંદ ( ઈચ્છા રાખનારાઓ માટે ) દરેક બે અઝાનો દરમિયાન નમાઝ છે. બીજી રિવાયતમાં આ રીતે આવ્યું છે. દરેક બે અઝાનો દરમિયાન નમાઝ છે.

પછી ત્રીજી વખત ફરમાવ્યું. જે ઈચ્છે તે અઝાન અને તકબીરના પછી પઢી શકે છે.

૩૩૧. માલિક બિન હુવેરિસ (રદી.) કહે છે હું મારી કૌમના અમુક માણુસોની સાથે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો. અને ૨૦ (વીસ) દિવસ સુધી રહ્યો. જો કે આપ નરમ દીલ અને રહમવાળા હતા. અને બાલ-બચ્ચાનો શોંખ હુંઝુર (સલ્લ) એ અમરામાં જોયો તો ઈરશાદ ફરમાવ્યો તમે લોકો પાછા ચાલ્યા જાઓ એ લોકોને તાલીમ આપો, નમાઝ પઢો. જ્યારે નમાઝનો સમય થઈ જાય તો તમારામાંથી કોઈ માણુસ અઝાન આપે અને તમારામાંથી જે વધારે સારો હોય તે ઈમામત કરે.

૩૩૨. હઝરત માલિક બિન હુવેરિસ (રદી.) થી રિવાયત છે બે માણસોને મુસાફરીનો વિચાર હતો. તેઓ હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયા. આપે ફરમાવ્યું. જ્યારે તમે બહાર ચાલ્યા જાઓ. તો અઝાન કહ્યા કરો. તકબીર પઢયા કરો અને જે તમારામાંથી મોટો હોય તે ઈમામત કરે.

૩૩૩. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) મોઅઝઝીનને અઝાન આપવાનો હુકમ આપતા હતા. પછી તેનાં બાદ તરત જ ફરમાવતા હતા. સાંભળો સફરમાં જે રાત્રે ઠંડી અથવા વરસાદ હોય, તો કજાવા (તંબુ) માં નમાઝ પઢી લીધા કરો.

૩૩૪. હઝરત અબુ કતાદા (રદી.) કહે છે. અમે હુઝુર (સલ્લ.) ની સાથે નમાઝ પઢી. રહ્યા હતા. અચાનક લોકોને કંઈક શોર બકોર સાંભળવામાં આવ્યો. જયારે આપ નમાઝ પઢી ચુકયા તો ફરમાવ્યું. શુ વાત છે? લોકોએ અર્ઝ કરી, અમે નમાઝના માટે ઉતાવળ કરી રહ્યા હતા. ફરમાવ્યું. એવું ન કર્યા કરો. જ્યારે નમાઝ માટે આવ્યા કરો. શાંતિ અને ઈતમીનાન રાખ્યા કરો. જેટલી નમાઝ મળી જાય એટલી પઢી લો. જે રહી જાય તેને બાદમાં પુરી કરી લીધા કરો.

૩૩૫. હઝરત અબુ કતાદા (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જ્યારે નમાઝની તકબીર કહેવામાં આવે, તો એ સમય સુધી ઉભા ન થાઓ, જયાં સુધી મને ન જોઈલો.

૩૩૬. હઝરત અનસ (રઝી.) થી રિવાયત છે કે (એક વખત) નમાઝના માટે તકબીર કહેવામાં આવી હુઝુર (સલ્લ.) તે સમયે મસ્જિદની એક તરફ એક માણસથી વાતો કરી રહ્યા હતા. આપ નમાઝના માટે ઉભા ન થયા ત્યાં સુધી કે લોકો સુઈ ગયા.

૩૩૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કસમ છે એ જાતની કસમ જેના તાબામાં મારો જીવ છે.! મેં ઈરાદો કરી લીધો છે કે (પહેલાં) લાકડીઓ સળગાવવાનો હુકમ આપીશ. પછી નમાઝ પઢવાનો હુકમ આપીશ. જ્યારે અઝાન થઈ જશે તો એક માણસને નક્કી કરી દઈશ કે ઈમામત કરે. તેના પછી એ લોકોની પાસે જઈશ. જે ઘેર બેસી રહ્યા અને નમાઝમાં શરીક ન થયા. અને ઘર સહીત તેઓને સળગાવી દઈશ તે ખુદાની કસમ જેના તાબામાં મારો જીવ છે! જો (લોકોને) ખબર હોત કે એક ખાલી હડડી અથવા બકરીની બે ખરીઓ મળશે તો જરૂર ઈશાની નમાઝમાં હાજર થતા.

૩૩૮. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે જમાઅતની નમાઝ એકલા નમાઝ પઢવાથી ૨૫ ગણી ફઝીલત રાખે છે. રાત અને દિવસના ફરિશ્તા ફજરની નમાઝમાં ભેગા થાય છે. તેના પછી 'અબુ હુરૈરહ (રઝી.) એ ફરમાવ્યું. જેટલુ ઈચ્છો કુરઆન પઢો, ઈન્ના કુરઆનલ ફજરી કાન મશ્હુદા.'

૩૩૯. હઝરત અબુ મુસા (રઝી.) કહે છે કે રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, નમાઝનો સૌથી વધારે સવાબ મેળવવાવાળો તે માણસ છે જે સૌથી વધારે દૂર હોય અને તેના પછી તે, જે તેનાથી ઓછું હોય, અને જે માણસ નમાઝની રાહ જોઈ રહે, જેથી ઈમામની સાથે નમાઝ પઢે. તેનો સવાબ એ માણસથી વધારે (મોટો) છે જે (એકલો) નમાઝ પઢીને સૂઈ જાય.

૩૪૦. હઝરત અબુ હુરૈરહ (રઝી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જો માણસ રસ્તામાં જતો હોય અને કોઈ કાંટાવાળી ડાળી રસ્તાથી હટાવીદે. તો ખુદા તેનો શુક્રગુઝાર થાય છે. અને તેને માફ કરી દે છે. તેના પછી ફરમાવ્યું, શહીદ છે પ્લેગમાં મરવાવળો કોલેરામાં મરવાવાળો, ડુબીને મરવાવાળો, દબીને મરવા-

વાળો, ખુદાની રાહમાં શહીદ થવાવાળો. બાકી હદીસ ઉપર આવી ગઈ.

૩૪૧. હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે કબીલા બની સલ્માએ ઈચ્છયું કે પોતાના મકાનોથી ઉઠીને રસુલ (સલ્લ.) ના નજીક રહેવા સહેવા લાગે. આપને આ વાત ખરાબ લાગી કે તે લોકો મદીનાને ખાલી કરી દે. આપે ફરમાવ્યું શું કદમોના નિશાનોને તમે લોકો સવાબ નથી સમજતા ?

૩૪૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ) એ ફરમાવ્યુ, મુનાફીકો ઉપર ફજર અને ઈશાની નમાઝથી વધારે બીજો કોઈ બોજ નથી. જો આ લોકોને આ બન્ને નમાઝોના સવાબની જાણકારી હોતી, તો બન્ને વખત જરૂર આવતા ચાહે છાતી ના બળે આવવું પડતું.

૩૪૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જે દિવસે ખુદાની મહેરબાનીના છાંયડા સિવાય બીજો કોઈ છાંયડો હશે નહિ. તે દિવસે સાત માણસોને અલ્લાહ તઆલા પોતાની રહમતના છાંયડામાં રાખશે. ઇન્સાફ પસંદ હાકિમ, તે માણસ જેણે અલ્લાહની ઇબાદતમાં ઉછર્યો હોય, તે માણસ જેનું દિલ મસ્જિદમાં અટકી રહ્યું હોય, તે બે માણસો જેઓમાં એક બીજામાં દોસ્તી ફક્ત ખુદાના માટે હોય, આ મુહબ્બતના કારણે ભેગા થાય અને એ ઉપર જુદા થતા હોય, તે ઈઝઝતદાર માણસ જેને કોઇ ખુબ સુરત સ્ત્રીએ બોલાવ્યો હોય, પરંતુ તેણે એ કહી દીધું હોય કે હું ખુદાથી ડરૂં છું તે માણસ જે એટલી છાની રીતે ખૈરાત કરતો હોય કે તેના ડાબા હાથને પણ ખબર ન હોય કે તેણે જમણા હાથથી શું ખર્ચ કર્યું. તે માણસ જે એકાંતમાં અલ્લાહનો ઝીક્ર કરતો હોય તો આંખોથી આંસુ વહી જાય છે.

૩૪૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે. કે રસુલ (સલ્લ) એ ફરમાવ્યું જે માણસ સવાર અને સાંજે મસ્જિદે જાય છે. તો જેટલું તે સવાર સાંજ જાય છે. તેટલી જ અલ્લાહ તઆલા તેના માટે જન્નતની મહેમાની તૈયાર રાખી મુકે છે.

૩૪૫. હઝરત અબ્દુલ્લાહ બિન માલિક બિન બહી ઉજદી (રદી) કહે છે કે જમાઅત ઊભી થઈ ગઈ પરંતુ હુઝુર (સલ્લ) એ એક

માણસને જોયો કે એ રકઅતો પઢી રહ્યો છે. જ્યારે આપે નમાઝ પુરી કરી તો લોકોએ તેને ઘેરી લીધો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું: સવારની ચાર પઢ. સવારની ચાર પઢ.

૩૪૬. હઝરત આઇશા (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) મૌતના મર્ઝમાં (દર્દમાં) પડયા હતા. એટલામાં નમાઝનો સમય થયો અઝાન આપવામાં આવી આપે ફરમાવ્યું, હઝરત અબુબક્ર (રદી.) ને હુકમ આપો કે લોકોને નમાઝ પઢાવે. અર્જ કરવામાં આવી અબુ-બક્ર (રદી.) બહુ જ નરમદિલ માણસ છે. હુઝુરની જગ્યા પર ઉભા થઈ ને નમાઝ પઢાવી શકશે નહિ. પરંતુ આપે ફરીથી એ જ ફરમાવ્યું અને લોકોએ એજ અર્જ કરી દીધું ફરીથી એ જ આપે તે કૌલ દોહરાયો (બેવડાવ્યો) ફરમાવ્યું કે ઓરતો ! બેશક તમે યુસુફ (અલૈ.) ના સાથવાળીઓ છો તેના પછી અબુબક્ર (રદી.) નિકળ્યા નમાઝ શરૂ કરી. એટલામાં અલ્લાહના રસુલ (સલ્લ.) નું દર્દ કંઈક હલ્કુ (આસાન) થયું. તો આપ બે માણસો પર સહારો આપીને નિકળ્યા. હજુ સુધી એ દૃશ્ય(મન્ઝર) મારી સામે છે કે હુઝુર(સલ્લ.) તકલીફના કારણે બન્ને પગ ખેંચીને ચાલી રહ્યા હતા અબુબક્ર (રદી.) એ પાછળ હટી જવાનો ઈરાદો કર્યો. પરંતુ આપે તેમને ઈશારાથી કહી દીધું કે પોતાની જગા ઉપર રહો. જ્યારે આપ ત્યાં સુધી પહોંચી ગયા તો અબુબક્ર (રદી) ની એકબાજુ બેસી ગયા. અને નમાઝ પઢવા લાગ્યા અબુબક્ર (રદી.) હુઝુર (સલ્લ.) ના મુવાફિક નમાઝ પઢતા હતા. અને બીજા માણસો અબુબક્ર (રદી.) ની પેરવી (અનુકરણ) કરતા હતા. બીજી રિવાયતમાં આવ્યું છે કે આપ હઝરત અબુબક્ર (રદી.) ના ડાબી તરફ બેસી ગયા. અને અબુબક્ર (રદી.) ઉભા થઈ ને નમાઝ પઢી રહયા હતા.

૩૪૭. હઝરત આઈશા (રદી.) ની એક રિવાયતમાં છે કે જ્યારે હુઝુર (સલ્લ.) સૂસ્ત પડી ગયા અને આપનું દર્દ વધી ગયું તો આપ આપની બીવીઓથી રજા ચાહી કે મારાજ ઘરમાં બિમારી ગુજારે આપને રજા મળી ગઇ બાકી હદીસ ઉપર આવી ગઈ.

૩૪૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) એ (એક વખત) લોકોની સામે ખુત્બો પઢયો. પછી મોઅઝઝીનને અઝાન આપવાનો હુકમ આપ્યો. વરસાદનો દિવસ હતો. જ્યારે મોઅઝઝીન 'હય્યઃ અલસ્સ-

લાત' પર પહોંચ્યો તો આપે ફરમાવ્યું (આજ) ઘરોં પર નમાઝ થશે. (આ સાંભળીને) લોકો એક બીજા તરફ જોવા લાગ્યા, જાણે કે આ વાત તેઓને પસંદ ન આવી ઈબ્ને અબ્બાસ (રદી) એ ફરમાવ્યું કદાચ તમને નાગવાર (પસંદ) ન હોય. આ વાત એ માણસે કરી છે જે મારાથી વધુ સારો હતો. એટલે કે નબી (સલ્લ) એ ફરમાવ્યું. છે કે મને પસંદ નથી કે તમોને મુશ્કેલીમાં નાંખું.

૩૪૯. હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે એક અન્સારી શખ્સ (વ્યકિત) બહુ જ જાડા હતા. અને રસુલુલ્લાહ (સ. અ. વ.) ના સાથે જમાઅતમાં હાજર થઇને નમાઝ પઢી શકતા ન હતા. તેઓ એ હુઝુર (સલ્લ.) ના માટે ખાવાનું તૈયાર કર્યું. અને આપને મકાનની અંદર બોલાવ્યો આપના માટે એક ચટાઇ બિછાવવામાં આવી. અને ચટાઈના એક તરફ પાણી છાંટી દીધું. આપે તેના પર બે રકઅતો નમાઝ પઢી.

કબીલા જારૂદના એક માણસે હઝરત અનસ (રદી.) થી પુછયું કે શું હુઝર (સલ્લ.) ચાશતની નમાઝ પઢયા કરતા હતા? આપે ફરમાવ્યું, મેં હુઝુરને એ જ દિવસે પઢતા જોયા છે.

૩૫૦. હઝરત આઈશા (રદી.) કહે છે. મને પુછવામાં આવ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.) મકાનની અંદર શું કર્યા કરતા હતા.? મેં જવાબ આપ્યો ઘરવાળાના કામ કર્યા કરતા હતા અને જયારે નમાઝનો સમય થઈ જતો તો નમાઝના માટે તશરીફ લઈ જતા હતા.

૩૫૧. હઝરત માલિક બિન હુવૈરિસ (રદી.) કહયા કરતા હતા કે હું તમારી સાથે ફકત નમાઝ જ પઢતો નથી. પરંતુ એ રીતે પઢું છું જેવી રીતે અલ્લાહના રસુલ (સલ્લ.) ને મેં જોયા છે. (હુઝુર (સલ્લ.) નું અનુકરણ પણ મારો મકસદ છે.)

૩૫૨. આઈશા (રદી.) ની તે હદીસ ઉપર આવી ગઈ જેમાં રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત અબુબક (રદી.) ને નમાઝ પઢાવવાનો હુકમ આપ્યો હતો આ રિવાયતમાં એટલુ વધારે છે કે હઝરત આઈશા (રદી.) એ અર્જ કરી કે અબુબક રદી.) જયારે આપની જગા પર ઉભા રહેશે તો રડવાના કારણે લોકોને કિરાત સંભળાવી શકશે નહિ.

એટલા માટે હુઝુર (સલ્લ.) હઝરત ઉમર (રદી. એ આ અર્જ કરી દીધી એ પર આપે ફરમાવ્યું, તમે યુસુફ (અલૈ.) ની સાથવાળીઓ છો હઝરત અબુબક્ર (રદી.) ને હુકમ આપો કે લોકોને નમાઝ પઢાવે. હઝરત હફ્સા (રદી.) મારાથી કહેવા લાગી કે તમારાથી ભલાઈ મેળવી શકતી નથી.

૩૫૩. હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)ની તે દર્દની હાલતમાં જેમાં આપે વફાત પાઇ હઝરત અબુબક્ર (રદી.) લોકોને નમાઝ પઢાવ્યા કરતા હતા. જ્યારે સોમવારનો દિવસ થયો અને લોકો નમાઝમાં સફ બાંધીને ઉભા હતા. કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ હુજરાનો પડદો ખોલ્યો અને અમોને ઉભા રહીને જોવા લાગ્યા. એવું માલુમ થતું હતું કે આપનો ચહેરો (સફેદ થઈ જવાના કારણે) કિતાબનું પાનું છે પછી હુઝુર (સલ્લ.) ખુશીથી હસી ગયા. અમે પણ હુઝુર (સલ્લ.) ને જોવાની ખુશીમાં નમાઝને તોડી નાખવાનો ઇરાદો કર્યો. હઝરત અબુબક્ર (રદી.) એડીઓ પર સરકીને પાછા ફર્યા. જેથી સફથી આવીને મળી જાય. અને તેઓને ખ્યાલ (વિચાર) થયો કે હુઝુર (સલ્લ.) નમાઝના માટે આવેલા છે. હુઝુર (સલ્લ.) એ ઇશારો કર્યો કે નમાઝ પુરી કરી લો. આ કહીને પડદો છોડી દીધો. અને એ જ દિવસે આપની વફાત થઈ ગઇ

૩૫૪. હઝરત સહલ બિન સઅદ સાઇદી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) કબીલા બની ઉમર બીન ઔફની પાસે તેઓની આપસની ઇસ્લાહ માટે તશરીફ લઇ ગયા. મોઅઝ્ઝીને હજરત અબુબક્ર (રદી.) ની ખિદમતમાં આવીને વિનંતી કરી કે શું તકબીર પઢવામાં આવે ? આપ લોકોને પઢવાશો ? આપે ફરમાવ્યુ, હા, હઝરત અબુબક્ર (રદી.) નમાઝ અદા કરવા લાગ્યા. એટલામાં અલ્લાહના રસુલ (સલ્લ.) અને કેટલાક બીજા માણસો નમાઝમાં આવ્યા. તો અબુબક્ર (રદી.) ખસીને પહેલી સફમાં આવીને ઉભા થઈ ગયા. લોકોએ તાળીઓ વગાડી પરંતુ અબુબક્ર (રદી. આમ-તેમ ધ્યાન ન આપ્યું. જ્યારે તાળીઓ વધારે થઈ અને હઝરત અબુબક્ર (રદી.) એ મોં ફેરવ્યું અને રસુલ (સલ્લ.) ને ઉભા જોયા હુઝુર (સલ્લ.) એ અબુબકર (રદી.) ને ઈશારો કર્યો કે પોતાની જગ્યાએ થોભ્યા રહો, હઝરત અબુબક્ર (રદી.) એ હાથોને ઉઠાવ્યા અને ખુદાની હમ્દ કહી જેવી રીતે કે અલ્લાહના

રસુલ (સલ્લ.) એ તેમને હુકમ આપ્યો હતો. પછી પાછળ ખસીને પહેલી સફના બરાબર થઈ ગયા. નમાઝ અદા કરી. નમાઝ ખત્મ કરી ચૂકયા તો ફરમાવ્યું અબુબક્ર (રઝી)! જ્યારે મેં તમને હુકમ આપ્યો હતો તો પછી કઇ ચીઝે તમને પોતાની જગ્યાએ કાયમ રહેવાથી રોકયા? ઈબ્ને અબિ કહાફાને યોગ્ય ન હતું કે રસુલ (સલ્લ,)ની સામે નમાઝ પઢાવે પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, આ શું વાત છે કે નમાઝમાં તમે લોકો ઇમામને બતાવવા માટે તાળિઓ વધારે વગાડો છો. જો નમાઝમાં કોઈ વાત પેશ આવી જાય તો જોઈએ કે 'સુબ્હાનલ્લાહ' કહે. જ્યારે 'સુબ્હાનલ્લાહ' કહેવામાં આવશે તો તેની તરફ ધ્યાન આપવામાં આવશે. તાળીઓ વગાડવી તો ઔરતોના માટે છે.

૩૫૪. હઝરત આઇશા (રઝી) ફરમાવે છે. જ્યારે બિમારીના કારણે રસુલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ઘણા જ વધારે અશકત થઈ ગયા. તો એક દિવસ ફરમાવવા લાગ્યા. શું લોકો નમાઝ પઢી ચૂકયા? અમે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હજુ સુધી તો નહિ, આપના ઈન્તેઝારમાં છીએ. ફરમાવ્યું. મારા માટે થાળીમાં પાણી મૂકો. અમે હુકમને પૂરો કર્યો. આપે ગુસલ કર્યું, પરંતુ જ્યારે ઉઠવાનો ઈરાદો કર્યો તો બેહોશી છવાઇ ગઈ. અમુક સમય પછી ઓછી થઈ તો ફરમાવ્યું. શું લોકો નમાઝ પઢી ચૂકયા? અમે અર્ઝ કરી કે, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હજુ સુધી તો નહિ, આપનો ઈન્તેઝાર કરી રહ્યા છીએ (આ સાંભળીને)ફરમાવ્યું. મારા માટે થાળીમાં પાણી મૂકો. (અમે હુકમનો અમલ કર્યો) આપ બેઠા થયા ગુસલ કર્યું. પરંતુ ઉઠવાનો ઈરાદો કર્યો તો અશક્તિ આવી ગઇ. અમુક સમય પછી હોશ આવ્યો. તો ફરમાવ્યું, શું લોકો નમાઝ પઢી ચૂકયા? અમે અર્ઝ કરી, નહિ હુઝુર (સલ્લ.) ના ઇન્તેજારમાં છીએ. ફરમાવ્યુ મારા માટે થાળીમાં પાણી મૂકો. થાળીમાં પાણી મુકી દીધું આપે બેસીને ગુસલ કર્યું પરંતું જ્યારે ઉઠવા લાગ્યા તો બેહોશ થઈ ગયા. હોશ આવ્યો. તો ફરમાવ્યું. શું લોકોએ નમાઝ પઢી લીધી. અમે અર્ઝ કરી, નહિ. હુઝુર (સલ્લ.) ના જ ઇન્તેઝારમાં છીએ અને હકિકતમાં લોકો મસ્જિદમાં બેઠેલા ઈશાની નમાઝ માટે હુઝુર (સલ્લ.) ના ઇન્તેઝારમાં હતા. તે સમયે હુઝુર (સલ્લ.) એ અબુબક્ર (રઝી.) ને કહેડાવી દીધું કે લોકોને નમાઝ પઢાવો.

કાસિદે (સમાચાર લઇ જનાર) હઝરત અબુબક્ર (રદી.) થી કહી દીધું કે અલ્લાહના રસુલ (સલ્લ.) આપને હુકમ આપે છે કે આપ નમાઝ પઢાવો. હઝરત અબુબક્ર (રદી.) નર્મ દીલ માણસ હતા. તેમણે હઝરત ઉમર (રદી.) થી કહ્યું ઉમર (રદી.)! તમે નમાઝ પઢાવો. ઉમર બોલ્યા. તમે આના વધારે યોગ્ય છો એટલા માટે તે સમયે હઝરત અબુબક્ર (રદી.) એ નમાઝ પઢાવી. બાકી હદીસ ઉપર આવી ચૂકી છે.

૩૫૬. હઝરત આઈશા (રદી.) થી તે હદીસ ઉપર આવી ગઇ છે. જેમાં મગરિબ થવાની હાલતમાં ઘરમાં નમાઝ પઢવાની રિવાયત હતી. તેમાં તેટલુ વધારે છે કે જયારે (ઈમામ બેસીને નમાઝ પઢે તો તમે પણ બેસીને પઢો.)

૩૫૭. હઝરત બરાઅ (રદી.) કહે છે કે જયારે અલ્લાહના રસુલ (સલ્લ.) 'સમેઅલ્લાહુ લીમન હમીદહુ' કહે તો અમારામાંથી કોઈ માથુ નમાવી રહેતો ન હતો. જયારે આપ સિજદામાં ચાલ્યા જતા તો અમે પણ આપના પાછળ સિજદામાં જતા.

૩૫૮. હઝરત અબુ હુરૈરહ (રદી) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું તમારામાંથી જે માણસ પણ ઈમામના પહેલાં (સિજદાથી) માથુ ઉઠાવે છે શું તેને ડર નથી કે અલ્લાહ તઆલા તેના માથાને ગધેડાના જેવું કરી નાંખે. અથવા તેની સૂરત ગધેડાની સૂરત (બનાવી દે)

૩૫૯ હઝરત અનસ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. (હાકીમની વાત) સાંભળો અને (તેના હુકમ) ને માનો જો કે તમારા ઉપર કોઇ હબ્શીને હાકીમ બનાવી દેવામાં આવે. જેનું માથુ સ્યાહી (કાળાશ) માં દ્રાક્ષની જેમ જણાતું હોય.

૩૬૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) નો ઈરશાદ છે. લોકો નમાઝ પઢાવે છે જો તેઓ સારી રીતે પઢાવે તો તેઓના અને તમારા બન્નેના માટે ફાયદાકારક છે. અને જો ભૂલ કરે તો તમારા માટે ફાયદાકારક છે અને તેઓના માટે નુકસાન કારક.

૩૬૧. હઝરત ઈબ્ને અબ્બાસે (રદી.) રિવાયત કરેલી તે હદીસ

પહેલાં આવી ચૂકી છે. જેમાં બયાન કરવામાં આવ્યું હતું કે ઈબ્ને અબ્બાસ (રદી.) એ પોતાની ખાલા (માસી) ના ઘેર રાત ગુજારી હતી આ હદીસમાં એટલી વાત વધારે છે કે હુઝુર (સલ્લ.) સુઈ ગયા અને આપના શ્વાસની અવાજ થવા લાગી. અને એ કાયદો પણ હતો. કે હુઝુર (સલ્લ.) સુઈ જતા હતા તો આપની શ્વાસની અવાજ થયા કરતી હતી. એટલામાં મોઅઝ્ઝીન આવ્યા હુઝુર (સલ્લ.) (જાગીને) ઉઠયા. નમાઝ પઢી. પરંતુ વુઝુ કર્યું નહિ.

૩૬૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) થી રિવાયત છે કે હઝરત મઆઝ બિન જબલ (રદી.) અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે નમાઝ પઢીને પાછા જઈને પોતાની કૌમની ઈમામત કર્યા કરતા હતા. એક દિવસે ઈશાની નમાઝ પઢી અને સૂરે: બકરની કિરાત હતી એક માણસ જમાઅતથી અલગ થઈ ગયો હઝરત મઆઝ (રદી.) આ ઉપર નુકતાચિની (ટીકા) કરવા લાગ્યા. આ ખબર અલ્લાહના રસુલ (સલ્લ.) ની પાસે પહોંચી આપે ફરમાવ્યું, તે ફિત્નો પૈદા કરવાવાળો છે. ફિત્નો પૈદા કર્યા કરશે ફિત્નો પૈદા કર્યા કરશે. ફિત્નો પૈદા કર્યા કરશે પછી આપે તેમને ઔસત આયત (ન મોટી ન નાની) બે સૂરતાને પઢવાનો હુકમ આપ્યો.

૩૬૩. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) થી રિવાયત છે કે એક માણસે (હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને) અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું ખુદાની કસમ? ફલાણો માણસ (ઈમામ) ના કારણે ફજરની નમાઝથી રહી જાઉં છું. કારણ કે કિરાત લાંબી કરે છે અબુ મસઉદ (રદી.) કહે છે કે મેં તે દિવસથી વધારે હુઝુર (સલ્લ.) ને ગુસ્સામાં જોયા નથી. આપે ફરમાવ્યું અમુક માણસો તમારામાંથી નફરત પૈદા કરે છે. તમારામાંથી જે માણસ નમાઝ પઢાવે તો જોઈએ કે નાની કરે કારણ કે તેઓમાં કમજોર અને ઘરડા અને જરૂરતવાળા બધા જ હોય છે.

૩૬૪. હઝરત જાબિર (રદી.) ની રિવાયત કરેલી હઝરત મઆઝ (રદી.) ની તે હદીસ આવી ગઈ આમાં એટલું બીજુ વધારે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું) તે 'સબ્બિહિસ્મ રબ્બિકલ આલા' અને વશ્શમ્સિ વદદુહા હા, અને 'વલ્લૈલિ ઈઝા યગ્શા' શા માટે ન પઢી!

૩૬૫. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) નમાઝને નાની અને પૂરી પઢયા કરતા હતા.

૩૬૬. હઝરત અબુ કતાદા (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું. હું ઉભો થાઉં છું તો ચાહું છુ કે નમાઝને લાંબી કરૂં પરંતુ બાળકની રડવાની અવાજ સાંભળું છું તો મને સારૂ લાગતું નથી કે તેની માને તકલીફ આપું. એટલા માટે નમાઝને નાની કરી દઉં છું.

૩૬૭. હઝરત નોમાન બિન બશીર (રદી.) થી રિવાયત છે રસુલ (સલ્લ.) એ ફરમાવ્યુ તમે સફોને જરૂર બરાબર ( વ્યવસ્થિત ) કરો નહિ તો અલ્લાહ તઆલા તમારી સૂરતોમાં ઈખ્તેલાફ પૈદા કરી દેશે.

૩૬૮. હઝરત અનસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, સફોને ઠીક ( વ્યવસ્થિત ) કરી લો અને આપસમાં મળીને ઉભા રહો હું તમને પીઠના પાછળથી પણ જોઈ લઉં છું.

હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) રાત્રે નમાઝ પોતાના હુજરામાં પઢયા કરતા હતા. હુજરાની દિવાલો જો કે નાની હતી. એટલા માટે ( એક દિવસ ) લોકોએ હુઝુર (સલ્લ.) ના જીસ્મ મુબારકને ( નમાઝ ) માં જોઈ લીધું તો નમાઝમાં આપનું અનુકરણ કરવા લાગ્યા સવાર થઈ લોકોએ આ કિસ્સો બયાન કર્યો. બીજી રાત્રે પણ હુઝુર (સલ્લ.) નમાઝના માટે ઉભા થયા. અને લોકો આપની સાથે નમાઝમાં શામેલ થયા બે અથવા ત્રણ રાતો લોકોએ આ પ્રમાણે કર્યુ તેના પછી રસુલુલ્લાહ (સલ્લ.) બેસી રહ્યા. અને ન નિકળ્યા જ્યારે સવાર થઇ અને લોકોએ આનો તઝકેરા (વર્ણન) કર્યુ તો આપે ફરમાવ્યું, મને ડર લાગ્યો કે ક્યાંક તમારા પર રાતની નમાઝ ફર્જ ન થઈ જાય.

હઝરત ઝૈદ બિન સાબિત (રદી.) ની રિવાયતના પ્રમાણે આ હદીસમાં એટલું બીજુ વધારેલું છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મેં તમારા લોકોનું આ કાર્ય જોયું તેને સમજી ગયો. તમે પોતાના ઘરોમાં નમાઝ પઢયા કરો. કારણ કે ફર્જ નમાઝ સિવાય બીજી નમાઝો ઘરમાં પઢવી બહેતર છે.

૩૬૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે જ્યારે રસુલુલ્લાહ (સ૦ અ૦ વ૦) નમાઝ શરુ કરતા હતા. તો બન્ને હાથોને ખભા સુધી ઉઠાવતા હતા અને જ્યારે રૂકુઅના માટે તકબીર કહેતા હતા. અથવા રૂકુઅથી માથુ ઉઠાવતા હતા, ત્યારે પણ એવી જ રીતે હાથ ઉઠવતા હતા. 'સમેઅલ્લાહુ લિમન હમિદહ રબ્બના લકલ હમ્દ ફરમાવતા હતા પરંતુ સિજદામાં આ કામ કરતા ન હતા.

૩૭૦, હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) અને અબુબક (રદી.) અને ઉમર (રદી.) નમાઝને અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમિન'થી શરુ કરતા હતા.

હઝરત સહલ બિન સઅદ (રદી.) થી રિવાયત છે કે લોકોને હુકમ આપવામાં આવતો હતો કે પોતાનો જમણો હાથ નમાઝમાં ડાબા હાથ પર રાખે.

૩૭૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ કિરાત અને તકબીરે તહરીમાના દરમિયાન કઇક ખામોશી ફરમાવતા હતા. મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મારા મા-બાપ હુઝુર પર ફિદા હો હુઝુર કિરાત અને તકબીરે તહરીમાના દરમિયાન જે ખામોશી ફરમાવો છો. તેમાં શું પઢો છો? ફરમાવ્યું, આ પઢું છું 'અલ્લાહુમ્મ બાઈદ બૈની વબૈન ખતાયાય કમા બા અત-મ બયનલ મશરીકી વલમગ્રિબી અલ્લાહુમ્મ તકજી મિનલ ખતાયા કમા યુનકક સ્સૌબિલ અબ્યજિ મિનદદનસે અલ્લાહુમ-મગ્સિલ ખતાયાઈ બિલ્માઈ વસ્સલજિત બરદિ એટલે કે ઇલાહી! મારા અને મારા ગુનાહોની વચ્ચે એટલું અંતર પૈદા કરી દે જેટલુ પૂર્વ અને પશ્ચિમની વચ્ચે અંતર છે. મને ગુનાહોથી એવો પાક કરી દે જેવું સફેદ કપડું મેલ કુચૈલથી સાફ હોય છો ઇલાહી! મારી ભુલોને પાણીથી બરફથી અને ઓલો (કરા)થી એટલે કે (પોતાની રહમતથી) ધોઇ નાંખ.

૩૭૨. હઝરત અસ્મા બિન્તે અબુબક (રદી) ના રિવાયતના મુતાબિક પાછલી હદીસો કુસુફમાં (સૂર્યગ્રહણમાં) એટલો બીજો વધારો છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું મારાથી જન્નત એટલી નજીક થઇ ગઈ કે જો હું હિંમત કરતો તો ત્યાંના ઝુમખાઓમાંથી એક ઝુમખુ તમારી પાસે લઈ આવતો અને દોઝખ પણ એટલી નજીક થઈ ગઇ કે

મેં અર્ઝ કરી ઈલાહી! શુ હું પણ આમની સાથે છું એટલામાં એક ઓરત જોઈ રાવીનું બયાન છે કહાચ હુઝુર (સલ્લ.) એ 'ફરમાવ્યુ કે ઔરતને એક બિલાડી કરડી રહી હતી મેં કહ્યુ તે ઔરતનો શું હાલ છે? ફરિશ્તાઓએ જવાબ આપ્યો, તેણે બિલાડીને બાંધી રાખી હતી. બિલાડી ભૂખી મરી ગઇ ન તો તેણે તેને ખાવાનું આપ્યું ન છોડી કે જમીનના કીડા મકોડામાંથી કઈક ખાતી ફરતી.

૩૭૩. હઝરત ખબ્બાબ (રદી) થી પૂછવામાં આવ્યું કે અલ્લાહ ના રસુલ (સલ્લ) ઝોહોર અને અસરની નમાઝમાં કંઈ પઢતા હતા? બોલ્યા, હા પૂછવામાં આવ્યું તેમને કેવી રીતે ખબર પડી? કહેવા લાગ્યા હુઝુર (સલ્લ.) ની દાઢી હલવાથી.

૩૭૪. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું લોકોની શી હાલત છે કે નમાઝમાં નિગાહો આસમાનની તરફ ઉઠાવે છે. તેના પછી આપનો કૌલ આ વિષે ઘણોજ સખ્ત બની ગયો. ત્યાં સુધી કે આપે ફરમાવી દીધું લોકોને આ હરકતથી બંધ થઈ જવું જોઈએ નહિ તો તેઓની નજર છિનવી લેવામાં આવી.

૩૭૫. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે. મેં નમાઝમાં અહીં તહીં જોવાના વિષે રસુલલ્લાહ (સલ્લ.) ને પૂછ્યુ તો આપે ફરમાવ્યું આ એક જાપટ છે કે શયતાન માણસની નમાજમાં તેને જપટી લે છે.

૩૭૬. હઝરત જાબિર બિન સમુરા (રદી.) કહે છે કે કૂફાના લોકોએ હઝરત સઅદ (રદી.) ની હઝરત ઉમર (રદી.) થી શિકાયત કરી. હઝરત ઉમર (રદી) એ સઅદ રદી. ને હટાવી લીધા અને હઝરત અમ્માર (રદી.) ને હાકિમ બનાવીને મોકલ્યા.

કુફીઓએ તેમની પણ શિકાયત કરી. પરંતુ ત્યાં સુધી કહ્યું કે આ નમાઝ ઠીક નથી પઢતા. હઝરત ઉમર (રદી.) એ તેમની પાસે કોઈકને મોકલીને કહેવડાવ્યું કે અબુ ઈસ્હાક! આ લોકોનો ખ્યાલ છે કે તમે નમાઝ સારી પઢતા નથી. હઝરત અમ્માર (રદી.) એ જવાબ આપ્યો. ખુદાની કસમ! હું તમને અલ્લાહના રસુલ (સલ્લ.) ના જેવી નમાઝ પઢાવું છું. તેમાં કંઇ ઘટાડો કરતો નથી. ઈશાની નમાઝ

પઢું છું. તો પહેલી બે રકઅતો મોટી પઢું છું. અને છેલ્લી બે રકઅતો આસાન (હલકી) કરી દઉં છું. (હઝરત ઉમર (રદી)ને જાણ થઈ તો ફરમાવ્યું) અબુ ઈસ્હાક ! મારો પણ તમારા વિષે આજ ખ્યાલ હતો. તેના પછી હઝરત ઉમર (રદી.) એ કુફામાં એક માણસને અથવા કેટલાક માણસોને મોકલ્યા. જેથી હઝરત અમ્માર (રદી)ના હાલાતની તપાસ કરે. તે લોકોએ જઈને કુફાવાળાઓથી હઝરત અમ્માર (રદી.)ના હાલાત પૂછયા. કોઈ મસ્જિદ પૂછયા વગર છોડી નહિ. પરંતુ બધાએ આપની ખૂબી જ બયાન કરી. જ્યારે કબીલા બની અબસની મસ્જિદમાં આ લોકો દાખલ થયા તો એક માણસ ઉઠયો. જેનું નામ ઉસામા બિન કતાદા હતું. અને કુન્નીયત (અટક) અબુ સાદા હતી. કહેવા લાગ્યો. જ્યારે તમે અમોને કસમ આપી છે તો સઅદની હાલત બતાવીએ છીએ. સઅદ ન તો કોઈ લશ્કરની સાથે લડાઈ પર જતા હતા. ન બરાબરીના સાથે માલ વહેંચતા હતા. અને ન ઈન્સાફની સાથે ફેંસલો કરતા હતા. સઅદ સાથે હતા. ગુસ્સામાં આવીને કહ્યું. સાવચેત થઈ જાવ. ત્રણ બદ દુઆઓ કરૂં છું. ઇલાહી ! જો તારો બંદો જુઠો છે અને ન ફકત બતાવવા અને ખ્યાતીની તલબ (પ્રાપ્તી) માટે ઉભો થયો છે તો તેની ઉમર લાંબી કર. તેનો ઇફલાસ (તંગી) વધારે કર અને ફિત્નાઓની સામે તેને પેશ કર. તેના પછી જ્યારે ઉસામા બિન કિતાદાથી પૂછવામાં આવતુ ( કે શું હાલ છે ? તો જવાબ આપતા, હું ઘણો જ ઘરડો છું ફિત્નામા ફસાયેલો છું. મને સઅદ (રદી.)ની બદદુઆ લાગી ગઇ. હઝરત જાબિરથી રિવાયત કરવાવાળાએ બયાન કર્યું કે મેં છેવટે ઉસામાને જોયા. ઘડપણના કારણે ભવા સુધી (સફેદ થઈ ગઇ હતી) આંખો પર આવી પડી હતી, તે રસ્તામાં પડયા હતા. છોકરીઓ તેમને આંગળીઓ ભોંકયા કરતી હતી,

૩૭૭ હઝરત ઉબાદા બિન સામિત (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જે સુરે : ફાતિહા ન પઢે તેની નમાઝ જ નથી,

હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) મસ્જિદમાં તશરીફ લાવ્યા. એક બીજો માણસ પણ આવ્યો. અને નમાઝ પઢીને હુઝુર (સલ્લ.) ને સલામ કરી. આપે સલામનો જવાબ

આપીને ફરમાવ્યું પાછો જા ફરી નમાઝ પઢ કારણ કે તેં (ઠીક) નમાઝ પઢી નથી. તેણે પાછો જઈને ફરી નમાઝ પઢી અને આવીને સલામ કરી. આપે જવાબ આપીને ફરમાવ્યું પાછોજા ફરી નમાઝ પઢ તેં ઠીક નમાઝ પઢી નથી. આજ રીતે હુઝુર (સલ્લ) એ ત્રણ વખત ફરમાવ્યું છેવટે તે માણસે અર્ઝ કરી. તે ખુદાની કસમ! જેણે આપને સચ્ચાઈની સાથે મોકલ્યા છે મને આનાથી વધુ સારી નમાઝ માલુમ (ખબર) નથી. ફરમાવ્યુ તું જ્યારે નમાઝના માટે ઉભો થયા કરે તો તકબીર કહે. જેટલું થઈ શકે એટલું કુરઆન પઢ. પછી રૂકુઅ કર. જ્યારે ઠીક રૂકુઅ કરી ચૂકે તો ઉઠ અને સીધો ઉભો રહે. આના પછી ઠીક કરી ઈતમીનાનની સાથે સિજદો કર, પછી માથું ઉઠાવ. ઈતમીનાન ની સાથે બેસ અને એવીજ રીતે પૂરી નમાઝમાં કર.

૩૭૮. હઝરત અબુ કતાદા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ઝોહરની પહેલી બે રકઅતોમાં સૂરે ફાતિહા અને બે સૂરતો બીજી નાની. ક્યારેક કોઈ આયત. સાંભળવામાં આવતી અને અસર ની નમાઝમાં સૂરે ફાતિહા અને બે સૂરતો વધારે પઢતા હતા. પહેલી રકઅત લાંબી પઢતા હતા. અને બીજી નાની એવીજ રીતે ફજરની નમાઝની પહેલી રકઅત લાંબી કરતા હતા. અને બીજીને નાની.

૩૭૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે ઉમ્મે ફજલ (મારી મા) એ મને વલ્મુર સલાતિ ઉરફન' પઢતાં સાંભળ્યું તો કહયું, બેટા તે તો ખુદાની કસમ આ સુરત પઢીને મને અલ્લાહના રસુલ (સલ્લ.) ની યાદ અપાવી દીધી. આ સૂરત એ સૂરતો માંથી આખેરી સૂરત છે. જે ને મગરિબની નમાઝમાં અલ્લાહના રસુલ (સલ્લ) ને પઢતાં સાંભળી છે.

૩૮૦. હઝરત ઝેદ બિન સાબિત (રદી.) કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ્લ.) થી સાભળ્યું કે આપ મગ્રિબની નમાઝમાં બે લાંબી (આયતો) પઢતા હતા. (આનાથી મુરાદ સૂરએ આરાફ છે.)

૩૮૧. હઝરત ઝુબૈર બિન મુતઈમ (રદી.) કહે છે. મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને મગ્રિબની નમાઝમાં સૂરએ તૂર પઢતાં સાંભળ્યા.

૩૮૨. હઝરત અબુ હુરરૈહ (રદી.) કહે છે, મેં અબુલ કાસીમ

(સલ્લ.) ની પાછળ ઈશાની નમાઝ પઢી. પછી આપે 'ઈઝસ્સમાઉન શક્કત' પઢી અને સિજદો કર્યો. પછી હું આના કારણે હંમેશાં સિજદો કરતો રહ્યો.

૩૮૩, હઝરત બરા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) એક સફરમાં હતા. ઈશાની નમાઝમાં આપે એક રકઅતમાં વત્તીને વઝ-ઝૈતૂન' પઢી બીજી રિવાયતમાં એટલું વધારે છે કે આપથી વધુ સારી મે સારા અવાજવાળો અને બેહતર કીરાતવાળો બીજો કોઇ જોયો નથી.

૩૮૪, હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે દરેક નમાઝમાં કિરાત કરવામાં આવે. જે નમાઝમાં અલ્લાહના રસુલ (સલ્લ) એ અમોને કિરાત સંભળાવી અમે પણ તમોને સંભળાવીશું. અને જે નમાઝમાં હુઝુર (સલ્લ.) એ કિરાત ધીમે પઢી અમે પણ ધીમે પઢીશું. તમે સૂરએ ફાતિહા પર વધારો ન કર્યો તો પુરતું છે. અને જો વધારો કર્યો તો બેહતર છે.

૩૮૫. હઝરત ઈબ્ને હલ્બી (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) અસ્હાબની જમાઅતની સાથે ઉકાજન બજારના ઈરાદાથી (એક વખત) ચાલ્યા. તે સમયે શયતાનોના અને આસમાની ખબરોના દરમિયાન આડ (પરદો) થઈ ગયો હતો. અને તેમના પર તારાઓ તૂટી તૂટીને પડવા લાગ્યા હતા. શયતાનોએ પોતાની કૌમથી જઈને પૂછયું કેમ શી વાત છે? તેઓ બોલ્યા અમારી અને આસ્માની ખબરોના વચ્ચે રૂકાવટ થઈ ગઈ અને અમે દરેક શિહાબ (સિતારો) છોડી જવા લાગ્યા. શયતાનો બોલ્યા હોય ન હોય કોઇ નવી વાત છે. સારુ પૂર્વ અને પશ્ચિમમાં ફરી ચાલીને આવ્યા. તો જોયું કે અલ્લાહના રસુલ (સલ્લ.) અને આપના સહાબાઓ ઉકાજનું બજારના ઈરાદાથી નિકળ્યા છે. તેમણે જે કુરઆન સાંભળ્યું તો કાન લગાવી દીધા અને કહેવા લાગ્યા એ જ વાત છે કે અમારી અને આસ્માની ખબરોના વચ્ચે રૂકાવટ થઈ ગઈ તેના પછી જ્યારે પોતાની કૌમની પાસે પાછા ગયા તો જઈને કહ્યું હે કૌમ! અમે અજીબ કુરઆન સાંભળ્યું. જે નેકીની હિદાયત કરે છે. અમે તે ઉપર ઈમાન લઈ આવ્યા. હવે પોતાના પરવરદિગારની કોઇને ભાગીદાર (શરીક) બનાવીશું નહિ. તે સમયે ખુદાએ હુઝુર

(સલ્લ.) પર વહી નાઝીલ ફરમાવી, 'કુલ ઊહી ય ઈલય–હુ અન હુસ્ત–મ–અ' અને ખરેખર હુઝુર પર કૌલે જીન્નના વહી મોકલવામાં આવી

૩૮૬. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે જે કંઈ પઢવાનો હુકમ હતો રસુલ (સલ્લ.)એ પઢ્યું અને જ્યાં ખામોશીનો હુકમ હતો ત્યાં આપે સુકુત ફરમાવ્યું તમારો પરવર દિગાર ભૂલવાવાળો નથી. તમારા માટે રસુલુલ્લાહ (સલ્લ.)ની અંદર ઘણી જ સારી પેરવી છે.

૩૮૭, હઝરત ઈબ્ને મસઉદ, (રદી.)ની પાસે એક માણસ હાજર થઈને કહેવા લાગ્યો મેં આજ રાત્રે એક રકઅતમાં મુફસ્સલ પઢી. આપે ફરમાવ્યું તમે વાઘની જેમ જલ્દી પઢો છો. હું આ એક જેવી સૂરતોને જાણુ છું. જેમાં અલ્લાહના રસુલ (સલ્લ.) ઈત્તિસાલ મિલાવટ (જોડ) કર્યા કરતા હતા, તેના પછી આપે વીસ સૂરતો ઝિક્ર કહી દરેક રકઅતમાં બે બે સૂરતો છે.

૩૮૮હઝરત અબુ કતાદા (રદી.)થી રિવાયત છે કે નબી (સલ્લ.) ઝોહારની બે રકઅતોમાં સૂરએ ફાતિહા અને બે સૂરતો બીજી પઢ્યા કરતા હતા અને પાછલી બે રકઅતોમાં સૂરએ ફાતિહા (ફક્ત) પઢતા હતા. કોઈ આયત પણ સંભળાવી દેતા હતા. અને પહેલી રકતમા બીજી રકઅતમાં બીજી રકઅતથી વધારે તૂલ (લાંબુ) કરતા હતા. એવી જ રીતે અસર અને ફજરમા કરતા હતા.

૩૮૯. હઝરત અબુ હુરૈરહ (રદી)થી રિવાયત છે, અલ્લાહના રસુલ (સલ્લ.)એ ફરમાવ્યું. જ્યારે ઈમામ 'આમીન' કહે તો તમે પણ 'આમીન' કહો, કારણ કે જેની 'આમીન' ફરિશ્તાઓની 'આમીન'ના મુઆફીક થઇ જશે તેઓના પાછલા ગુનાહો માફ કરી દેવામાં આવશે.

૩૯૦, હઝરત અબુ હુરૈરહ (રદી.) રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું. જ્યારે તમારામાંથી કોઈ આમીન કહે અને ફરિશ્તાઓ આસ્માન પર આમીન કહે, અને તેની આમીન તેઓની આમીનના મુવાફીક થઈ જાય તો તેના પાછલા ગુનાહો માફ થઈ જાય છે.

૩૯૧. હઝરત અબુબક (રદી.) કહે છે. હુ હુઝુર (સલ્લ.)ની

ખિદમતમાં હાજર થયો. આપ રૂકુઅની હાલતમાં હતા. હુ સફ સુધી પહોંચવાના પહેલાં જ આપ રૂકુઅમાં થઈ ગયો. અને બાદમાં હુઝુર (સલ્લ.)થી આનો તઝકેરો કર્યો આપે ફરમાવ્યું, અલ્લાહુ તઆલા તારી લાલચ વધારે કરે. આવુ ફરી ન કરતા.

૩૯૨. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી) કહે છે કે મેં બસરામાં હઝરત અલીની સાથે નમાઝ પઢી. હઝરત અલીએ ફરમાવ્યું આ માણસે અમને તે નમાઝની યાદ અપાવી જે અમે અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે પઢયા કરતા હતા પછી ઝિક્ર ફરમાવ્યો કે રસુલુલ્લાહ (સલ્લ.) ઉઠતા સમયે અને ઝુકતા (નમતા) સમયે તકબીર કહ્યા કરતા હતા.

૩૯૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જયારે અલ્લાહના રસુલ (સલ્લ.)નમાઝના માટે ઉભા થતા હતા, તો ઉભા થતા સમયે તકબીર કહેતા હતા. તેના પછી રૂકુઅ કરતા સમયે તકબીર કહેતા હતા, પછી જયારે રૂકુઅથી પીઠ સિધી કરતા હતા તો 'સમી અલ્લાહુ લીમન હમિદહુ' કહેતા હતા, અને સિધા ઊભા થવાની હાલતમાં 'રબ્બના લકલ હમ્દ' કહેતા.

૩૯૪. હઝરત સઅદ બિન અબી વકકાસ (રદી)ના બેટા મુસઅબે હઝરત સઅદ (રદી.)ના પહેલું (બાજુ)ની તરફ એક વખત નમાઝ પઢી મુસઅબ (રદી.) કહે છે કે મે હથેળીઓ બંધ કરી દીધી. પછી બન્ને હાથોને બન્ને ઝાનુઓના દરમિયાન મૂકયા (અને કાયદામાં બેસી ગયા) મારા વાલિદે મને આ કામથી ના પાડી દીધી અને હુકમ આપવામાં આવ્યો કે કાયદામાં હાથોને ઢીંચણ પર મૂકો.

૩૯૫. હઝરત બરાઅ (રદી) કહે છે કે કિયામ અને કાયદાના સિવાય અલ્લાહના રસુલ (સલ્લ.)નો રૂકુઅ સિજદો–બન્ને સિજદાઓ કિયામ દરમિયાનનું અંતર રૂકુઅથી ઉઠવાના બાદનો લગભગ બધા સરખા હોતા હતા.

૩૯૬. હઝરત આઈશા (રદી.)થી રિવાયત છે કે રસુલ (સલ્લ.) રૂકુઅ અને સિજદામાં ફરમાવ્યા કરતા હતા, 'સુબ્હાનક અલ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દીક અલ્લાહુમ્મગ ફિરલી'! હઝરત આઈશા (રદી.)થી

એક બીજી રિવાયતમાં આવેલું છે કે હુઝુર (સલ્લ.) કુરઆન પર અમલ કરતા હતા.

૩૯૭. હઝરત અબુ હુરૈરહ (રદી)થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યુ જ્યારે ઈમામ 'સમીઅલ્લાહુ લીમન હમિદહ' કહે, તો તમે 'અલ્લા હુમ્મ, રબ્બના લકલ હમ્દ' કહો તો કારણુ કે જેનો કૌલ ફરિશ્તાઓના કૌલની મુતાબીક થઈ જશે તેના પાછલા ગુનાહ માફ થઈ જશે.

૩૯૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) એ ફરમાવ્યું કે હું તમને અલ્લાહના રસુલ (સલ્લ.)ની નમાઝના જેવી જ (પઢીને) બતાવી દઈશ. હઝરત અબુ હુરૈરહ (રદી.) ઈશા અને ફજરની નમાઝમાં 'સમીઅલ્લાહુ લિમન હમિદહ' કહેવાના પછી 'કુનુત' પઢતા હતા. પછી મોમિનો માટે દુઆ અને કાફીરો પર લાનત કરતા હતા.

૩૯૯. હઝરત અનસ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) મગ્રિબ અને ફજરની નમાઝમાં દુઆએ કુનુત પઢતા હતા.

૪૦૦. હઝરત રિફાઆ બિન રાફેઅ જુરકી (રદી.) કહે છે કે એક દિવસ અમે રસુલુલ્લાહ (સલ્લ.) ની પાછળ નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે આપે રૂકુઅથી માથુ ઉઠાવ્યું તો ફરમાવ્યું. 'સમ અલ્લાહુ લિમન હમિદહ' (પાછળથી એક માણસે કહ્યું) 'રબ્બના લકલ હમ્દુ હમ્દન કસીરન ત્યયમ મુબારકન ફીહિ' નમાઝ પૂરી કરવાના પછી આપે ફરમાવ્યું કહેવાવાળો કોણ હતો? તે માણસે અર્જ કરી. હું ફરમાવ્યું. મેં જોયું ત્રીસથી વધારે ફરિશ્તાઓ આ કલિમાતોને લખવા માટે હોડ (હરિફાઈ) લઈ રહ્યા હતા.

૪૦૧. હઝરત અનસ (રદી.) રસુલુલ્લાહ (સલ્લ.) ની નમાઝની કેફીયત બયાન કરી રહ્યા હતા. કે આપ નમાઝમાં રૂકુઅના પછી માથુ ઉઠાવીને ઉભા થતા હતા. તો અમારો ખ્યાલ થતો હતો કે (કદાચ) આપ ભૂલી ગયા છો કે ઉભા છે અને સિજ્દો કરતા નથી.

૪૦૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે તો 'સમે અલ્લાહુ લિમન હમિદહ રબ્બના લકલ હમ્દ' ફરમાવતા હતા. લોકો ના માટે દુઆ કરતા હતા. અને તેઓનું નામ લેતા હતા અને કહેતા

હતા. ઈલાહી ! વલિદ બિન વલિદ ! સલ્મા બિન હિશામ (રદી.) ! આઈશા (રદી.) બીન અબી રબીઅ અને કમજોર મોમિનોને છૂટકારો (નજાત) આપ ઈલાહી કબીલા મુજરને સખ્તીથી કચડી નાંખ અને તેઓના પર યુસુફ (અલૈ.)ના વર્ષો સુધીના દુકાળને મુસલ્લત ફરમાવ તે ઝમાનામાં કબીલા મુજર । મશરીકી (પશ્ચિમી) લોકો આપના વિરુદ્ધ હતા.

૪૦૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. (એક વખત) લોકોએ હુઝુર (સલ્લ.) થી અર્ઝ કરી. અય અલ્લાહના રસુલ (સલ્લ.) ! શું કિયામતના દિવસે અમે અમારા રબને જોઈશું ? ફરમાવ્યું. શું તે ચૌદવી રાતના ચાંદમાં જેના પર વાદળ ન હોય, તમને કંઈ શક છે ? લોકોએ અર્ઝ કરી. નહિ, તો, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! આપે ફરમાવ્યું. શુ 'તે સૂરજમાં તમને કલામ (વાતચીત) થઇ શકે છે. જેના પર વાદળ ન હોય. અર્ઝ કરી. નહિ. હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! ફરમાવ્યું શક વગર એવી જ રીતે તમે તેને જોશો જયારે લોકો કિયામતના દિવસે ઉઠાડવામાં આવશે તો અલ્લાહ તઆલા ફરમાવશે. જે જે કોઈની પૂજા કરતો હોય, તેને તેની પેરવી કરવી જોઈએ જો કે કેટલાક તો સૂરજની પેરવી કરશે. કેટલાક ચાંદની અને કેટલાક શયતાનોની બાકી આ ઉમ્મત રહેશે. જેમાં મુનાફીક પણ હશે. તેઓના પર અલ્લાહ તઆલા તશરીફ લાવશે અને ફરમાવશે હું તમારો રબ છું તેઓ કહેશે. અમે અહિંયા રહીશું. ત્યાં સુધી કે અમારી પાસે આવી જશે તો અમે તેને ઓળખી લઈશું. તે સમયે ખુદાએ અઝઝ વ જલ્લ તેઓની પાસે તશરીફ લાવશે અને ફરમાવશે હું તમારો રબ છું તેઓ અર્ઝ કરશે તું અમારો રબ છે. અલ્લાહ તઆલા તેઓને (પુલ સિરાતની તરફ) બોલાવશે. જહન્નમની પીઠ પર પુલ મૂકવામાં આવશે. સૌથી પહેલાં હું મારી ઉમ્મતની સાથે તેના પરથી પસાર થઇશ તે દિવસે રસુલોના સિવાય (ખુદાએ તઆલાથી) બીજુ કોઈ વાતચીત કરી શકશે નહિ. રસુલ (સલ્લ.) કહેશે. ઈલાહી ! સલામતી આપ, સલામતી આપ, દોઝખમાં આકુડે (આંકડા) હશે. જે સાદાન (એક કાંદાદાર ઘાસ) ઘાસના કાંટાની જેમ હશે. તેમ સાદાનના (ઘાસનો) કાંટો જોયો છે ? લોકોએ અર્ઝ કરી, જી હા. ફરમાવ્યું, બસ તે સાદાનના (ઘાસ) કાંટાની જેમ હશે. પરંતુ તેમની લંબાઈ ખુદાના

સિવાય કોઈ બીજુ જાણતું નથી. આ બધું આંકુડા (આંકડા) લોકોને તેઓના આમાલના મુતાબક (પકડીને) ઘસીડશે અમુક માણસો તો પોતાના ખરાબ આમાલના કારણે બરબાદ થઈ જશે. અને અમુકનો ખિમો થઈ જશે. અને પછી તેનાથી છૂટકારો મળી જશે. જ્યારે અલ્લાહ તઆલા દોઝખીઓમાંથી કોઈના પર રહમત કરવા ચાહશે તો ફરિશ્તઓને હુકમ આપશે કે અલ્લાહ તઆલાની ઈબાદત કરવા-વાળાઓને કાઢો ફરિશ્તાઓ સિજદાઓના નિશાન ઓળખીને નિકાળીને લઈ જશે. કારણ કે અલ્લાહ તઆલાએ આગના માટે હરામ કરી કરી દીધું છે. કે તે સિજદાઓના નિશાનોને ખાઈ શકે. એટલા માટે તેઓ આગથી નિકળી આવશે. સિજદાઓના સિવાયની આદમીની દરેક ચીઝને આગ ખાશે. જ્યારે લોકો દોઝખથી નિકળશે તો સોખ્તા (સળગેલા) હશે. તેઓના પર આબે હયાત છાંટવામાં આવશે. અને તેઓ તે રીતે (તરો તાઝા) ઉગી જશે જેવી રીતે ગન્નારાના કાદવમાં બીજથી સબ્જી ઉગી આવે છે તેના પછી જયારે અલ્લાહ તઆલા બંદાઓના ફેંસલાથી ફારિગ થશે તો તે સમયે એક માણસ જન્નત અને દોઝખના દરમિયાન બાકી રહેશે. અને સૌથી છેલ્લે જન્નતમાં જશે તે સમયે તેનો ચહેરો આગની તરફ હશે અને (અલ્લાહ તઆલા) થી અર્ઝ કરશે. ઈલાહી! મારું મોં દોઝખની તરફથી ફેરવી દે. મને આની બદબુએ હલાક (બરબાદ) કરી દીધો. અને લપટે (જરોળે) જલાવી દીધો. અલ્લાહ તઆલા ફરમાવશે જો તારી સાથે એવું કરી દેવામાં આવે તો ઘણો જ જલ્દી તું બીજો કોઈ સવાલ કરવા લાગશે. તે અર્ઝ કરશે નહિ તારી ઈજ્જતની કસમ! અલ્લાહ તઆલા તેનાથી વાયદો લઈને તેની ઈચ્છા પુરી કરશે. અને તેનું મોં દોઝખથી ફેરવી દેશે.

જ્યારે તેનુ મોં જન્નતની તરફ થઈ જશે તો તેની સર સબ્જી અને શાદાબી (લિલોતરી) જોઈને અમુક દિવસ તો ચૂપ રહેશે પછી અર્ઝ કરશે ઈલાહી! મને જન્નતના દરવાજાની નજીક પહોંચાડી દે. અલ્લાહ તઆલા ફરમાવશે શું તે વાયદો કર્યો ન હતો. કે આ સવાલ પછી બીજો કોઈ સવાલ કરીશ નહિ? તે અર્ઝ કરશે. (આ એટલા માટે અર્ઝ કરી રહ્યો છું તા કે) તારી મખ્લુકમાં સૌથી વધારે બદબખ્ત ન રહું અલ્લાહ તઆલા ફરમાવશે જો તને આ આપી દેવામાં

આવે તો શક્ય નથી કે તેના સિવાય તું બીજો કોઈ સવાલ ન કરે તે અર્ઝ કરશે. તારી ઇઝઝતની કસમ બીજું કંઇ માગીશ નહિ. ખુદાએ તઆલા તેનાથી જેવી રીતે અહદ અને પયમાન ચાહશે લેશે. અને જન્નતના દરવાજા સુધી આગળ કરી દેશે. જ્યારે તે જન્નતના દરવાજા પર પહોંચી જશે તો અમુક પ્રમાણમાં ચૂપ રહેશે. પરંતુ જન્નતની બહાર (ફીઝા, વાતાવરણ) અને તરો તાજગી અને ભપકો (સુર) જોઈ ને અર્ઝ કરશે ઇલાહી મને જન્નતમાં દાખલ કરી દે, અલ્લાહ તઆલા ફરમાવશે હે ઇબ્ને આદમ! તારા હાલત પર અફસોસ છે. તું કેટલા પ્રમાણમાં ધોકાબાજ છે શું તેં આ વાતનો અહદ અને પયમાન ન હતો કર્યો કે જે કંઇ આપી દેવામાં આવશે. તેના સિવાય બીજુ કંઇ માગીશ નહિ. તે અર્ઝ કરશે. ખુદાવન્દા! તુ મને તારી મખ્લુકમાં સૌથી વધારે બદબખ્ત ન બનાવતો તે સમય અલ્લાહ તઆલા હસસે (અલ્લાહ તઆલાની ગઝબી (ગુસ્સા) ની હાલત રહેશે નહિ) અને તેને જન્નતમાં દાખલ થવાની ઇઝઝત આપી દેશે. અને ફરમાવશે પોતાની ઇચ્છાઓ બયાન કર તે તમન્નાઓ બયાન કરશે. જ્યારે તેની બધી તમન્નાઓ પૂરી થઇ જશે. ખુદાએ તઆલા તેને યાદ અપાવશે અને ફરમાવશે. આ તન્નાઓ વધારે કર. જ્યારે બધી ઇચ્છાઓ પૂરી થઇ જશે. તો ઇરશાદ થશે તારા માટે આ પણ છે. અને આટલુ બીજુ પણ અબુ સઇદ ખુદરી (રદી.) એ અબુ હુરૈરહ (રદી.) થી કહ્યું કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું હતું કે ખુદાએ તઆલા ફરમાવશે. તારે માટે આ પણ છે આનાથી દસ ગણું બીજું પણ હઝરત અબુ હુરૈરહ (રદી) એ જવાબ આપ્યો. મને તો ફકત એટલું યાદ છે કે ખુદાએ તઆલા ફરમાવશે. તારા માટે આ પણ છે અને આટલુ બીજું પણ અબુ સઇદ (રદી.) બોલ્યા મેં હઝરત (સલ્લ.) ને ફરમાવતા સાંભળ્યા કે તારા માટે આ પણ છે અને દસ ગણું બીજુ પણ.

૪૦૪ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે મને હુકમ આપવામાં આવ્યો છે કે જીસ્મના સાત ભાગ પર સિજદો કરું પેશાની (કપાળ) પર, અને આપે ઇશારો હાથ અને નાકની તરફ કર્યો. (અને ફરમાવ્યુ) નાક પર, બન્ને હાથોં પર બન્ને ઢીંચણ પર અને પંજાઓ પર અને હુકમ આપવામાં આવ્યો છે કે અમે કપડાં અને બાલને ભેગા ન કરીએ.

૪૦૫. હઝરત અનસ (રદી.) એ ફરમાવ્યું, જેવી નમાઝ મેં નબી (સલ્લ.) ને પઢતાં જોયા છે. તેવી પઢીશ તેમાં કમી કરીશ નહિ. બાકી હદીસ ઉપર આવી ચૂકી છે.

૪૦૬. હઝરત અનસથી રિવાયત છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું સિજદામાં સમમાણતા ( એતેદાલ ) રાખો તમારામાંથી કોઇ માણસ સિજદામાં કુતરાની જેમ કુણીઓ ન ફેલાવે ( એટલે કે કૂતરાની જેમ ન બેસે )

૪૦૭. હઝરત માલિક બિન હુવૈરિસ ( રદી. ) કહે છે મેં હુઝુર ( સલ્લ.) ને નમાઝ પઢતાં જોયા છે. જયારે હુઝુર (સલ્લ.) નમાઝની તાક રકઅતમાં હોતા હતા તો ઉઠતા હતા બરાબર ઠીક બેસી જતા હતા.

૪૦૮. હઝરત અબુ સઈદ ખુદરી ( રદી. ) એ અમોને નમાઝ પઢાવી તો માથાને સિજદાથી ઉઠાવતા સમયે, સિજદો કરતા સમયે અને બે રકઅતો પછી ઉભા થવાના સમયે અવાજથી તકબીર કહી. અને ફરમાવ્યુ મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને તે જ રીતે ( કરતાં ) જોયા છે.

૪૦૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) નમાઝમાં ચાર ઝાનુ બેસતા હતા. જ્યારે તેમણે પોતાના બેટાને આ રીતે કરતા જોયો તો ના પાડી. અને ફરમાવ્યું આજ સુન્નત છે. તું તારો જમણો પગ ઉભો રાખ અને ડાબા પગને વાળે. બેટાએ કહ્યું. આપ જો એવું કરો છો? ફરમાવ્યુ, મારા પગ મને ઉઠાવી શકતા નથી.

૪૧૦. હઝરત અબુ હુમૈદ સાયદી (રદી.) એ ફરમાવ્યું મને નબી (સલ્લ.) ની નમાઝ તમારા લોકોથી વધારે યાદ છે. હુઝુર (સલ્લ.) ને મેં નમાઝ પઢતા જોયા છે. જ્યારે આપ તકબીર ( તહરીમાં ) કહેતા હતા તો બન્ને હાથ બન્ને ઝાનુઓના સામે લઈ જતા હતા. જ્યારે રૂકુઅ કરતા હતા બન્ને હાથ ઢીંચણ પર રાખતા હતા, અને પીઠને નમાવી દેતા હતા. જયારે માથુ ઉઠાવતા હતા તો એટલા સિધા થઈ જતા હતા કે પછી સિજદો કરતા હતા. બન્ને હાથ જમીન પર રાખતા હતા. ન ફેલાવતા હતા ન મુઠ્ઠીની જેમ બંધ કરતા હતા.

બન્ને કદમોની આંગળીઓનું રૂખ કિબ્લાની તરફ હોતુ હતું. જ્યારે બન્ને રકઅતોના પછી બેસતા હતા. તો ડાબા પગ ઉપર બેસતા હતા. અને જમણા પગને ઉભો રાખતા હતા. અને જ્યારે છેવટની રકઅતમાં બેસતા હતા તો ડાબા પગને આગળ વધારીને બીજાને ઉભો કરીને બેસવાની જગ્યા પર બેસતા હતા.

૪૧૧. હઝરત અબ્દુલ્લાહ બિન બુહૈના (રદી.) (આ કબીલા અજદશનવાહથી છે. કબીલા અજદ બનુ અબ્દે મુનાફનો સાથી હતો) આપ સહાબી છે. કહે છે અમોને અલ્લાહના રસુલ (સલ્લ.)એ નમાઝ પઢાવી. પહેલી બે રકઅતોના બાદ બેઠા નહિ. પરંતુ ઉભા થઇ ગયા લોકો પણ આપની સાથે ઉભા થઈ ગયા. આપ (સલ્લ.) નમાઝ પૂરી કરી ચૂકયા અને લોકોએ સલામનો ઈન્તેઝાર કર્યો, તો આપ (સલ્લ.) એ બેઠા બેઠા તકબીર કહી સલામના પહેલાં બે સિજદા કર્યા પછી સલામ ફેરવી.

૪૧૨. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે. અમે જયારે અલ્લાહના રસુલ (સલ્લ) ની પાછળ નમાઝ પઢતા હતા, તો કાયદામાં 'અસ્સલામો અલા જીબ્રઈલ, વ મિકાઈલ અસ્સલામો અલા ફલાં ફલાં કહયા કરતાં હતા. (આ સાંભળીને) હુઝુર (સલ્લ.)એ અમારી તરફ ધ્યાન આપીને ફરમાવ્યું અલ્લાહ તઆલા તો પોતે સલામ છે. જ્યારે તમારામાંથી કોઇ નમાઝ પઢે તો આ કહેવું જોઈએ.

(તહીયાત) અત્તહીયાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તટિયેબાતુ અસ્સલામુ અલૈક અય્યુહન્નબીયુ વ રહમતુલ્લાહિ વબરકાતુહુ અસ્સલામુ અલૈના વ અલા ઈબાદિલ્લા હિસ્સા લેહીત' કારણ કે જ્યારે તમે આ કલિમાત કહેશો તો આસ્માન અને જમીનમાં દરેક જગ્યાએ ખુદાના દરેક નેક બંદાને આ પહુચી જશે. (ઉપરના કલિમાતના છેવટનો હિસ્સો આ છે) 'અશહદુ અલ લાઈલા-હ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન-ન મુહમ્મદન અબ્દુહુ વ રસુલુહુ.'

૪૧૩. હઝરત આઇશા (રદી.) નબી (સલ્લ.)ની બીવી ફરમાવે છે. હુઝુર નમાઝમાં આ દુઆ કરતા હતા. 'અલ્લાહુમ્મ ઈન્ની આઉઝુબિક મિન અઝાબિલ કબ્રિ વ અઉઝુબિક મિન ફિત્નતિલ મસીહિદ દજ-જાલી વ અઉઝુબિક મિન ફિત્નતિલ મહયા વ ફિત્નતિલ મમાતિ અલ્લા-

હુમ્મ ઇન્ની અઉઝુબિક મિનલ માસિમિ વલ મગ્રિમિ' એટલે કે ઈલાહી! હું કબ્રના અઝાબથી તારી પનાહ માગુ છું, એ અલ્લાહ! હું મસીહ દજ્જાલના ફિત્નાથી પનાહ માગું છું. અને જીંદગીના ફિત્નાથી અને મૌતના ફિત્નાથી પનાહ માગું છું. હે અલ્લાહ! હું ગુનાહોથી કર્ઝદારીથી તારી પનાહ ચાહું છું. એક માણસે અર્ઝ કરી આપ કર્ઝદારીથી કેટલી વધારે પનાહ ચાહો છો? ફરમાવ્યું જ્યારે માણસ કર્ઝદાર હોય છે તો વાત કહેવા સમયે જૂઠ બોલે છે અને વાયદો કરે છે તો તેના ખિલાફ કરે છે.

૪૧૪ હઝરત અબુબક્ર સિદ્દીક (રદી)એ એક વખત રસુલુલ્લાહ (સલ્લ)ની ખિદમતમાં અર્ઝ કરી મને કોઈ એવી દુઆ તાઅ્લીમ ફરમાવો (શિખવાડો) કે હું નમાઝમાં કર્યા કરું. આપે ફરમાવ્યું (આ) કહયા કરો 'અલ્લા હુમ્મ ઇન્ની ઝલમતુ નફ્સી ઝુલ્મન કસીરંવ વલા યગ ફેરુઝ ઝુનુબ ઈલ્લા અન્ત ફગફિરલી મગ્ફિરતમ મિન ઇન્દિક વર્હમની ઈન્નક અન્તલ ગફુરુરંહીમ એટલે કે ઈલાહી! મે મારી જાન પર જુલ્મ કર્યો છે. અને તારા સિવાય કોઇ ગુનાહોને માફ કરી શકતો નથી. (એટલા માટે) તુ તારી તરફથી મને બિલકુલ માફ કરી દે. અને મારા પર રહમ ફરમાવ તુ ગફુર અને રહીમ છે.

૪૧૫ તશહહુદના વિષે ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત કરેલી હદીસ ઉપર આવી ગઈ છે. બીજી રિવાયતમાં એટલુ બીજુ છે. લખેલું છે કે 'અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસુલુહું' કહેવાના પછી પોતાના માટે જે દુઆ બેહતરીન (સારી) સમજે તે કરે.

૪૧૬ હઝરત ઉમ્મે સલ્મા (રદી.)થી રિવાયત છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) સલામ ફેરવી દેતા તો પછી ઔરતો ઉભી થઈ ને ચાલી જતી હતી અને હુઝુર (સલ્લ.) ઉઠવાના પહેલાં થોડીવાર રોકાઈ જતા હતા.

૪૧૭ હઝરત ઉત્બાન (રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ (સલ્લ)ની સાથે નમાઝ પઢી અને જ્યારે આપે સલામ ફેરવી તો અમે પણ ફેરવી.

૪૧૮ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ

( સલ્લ. )ના સમયમાં જ્યારે લોકો ફર્ઝ નમાઝથી ફારીગ થતા હતા તો ઊંચા અવાજથી ઝિક્ર થતો હતો, અને મને તેનાથી (નમાઝને પૂરા થવાની ) ખબર પડી જતી.

૪૧૯ હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે ( એક વખત ) અમુક ગરીબ આદમી હુઝુર(સલ્લ. )ની ખિદમતમાં હાજર થયા અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ ( સલ્લ. )! મોટા મોટા માણસો ( માલદાર) તો ઊંચા ઊંચા દરજ્જાઓ સુધી પહોંચી ગયા અને અગણિત નેઅમતો તેઓને હાસિલ થઈ ગઈ અમારી જેમ નમાઝ પણ પઢે છે. અમારી જેમ રોઝા પણ રાખે છે. (તેના સિવાય ) તેઓને માલના કારણે આ ફઝીલત ( મોટાઈ) હાસિલ છે કે હજ્જ અને ઉમરા પણ કરે છે. જેહાદ કરે છે સદકા અને ખૈરાત કરે છે. આપે ફરમાવ્યુ. શું હું તમને એવી વસ્તુ ન બતાવી દઉં કે જેના પર જો તમે ચાલવા લાગો તો પાછલા લોકોના (મરતબા) તમોને મળી જાય. અને ભવિષ્યમાં તમારા મરતબા સુધી કોઈ પહોંચી શકશે નહિ. સિવાય એ લોકોના કે જેઓ તેના ઉપર અમલ કરે બધા તે માણસોથી તમે બેહતર થઈ જશો જેમાં તમે મૌજુદ છો. તમે દરેક નમાઝના બાદ ૩૩ વખત સુબ્હાનલ્લાહ, અલ્હમ્દો લિલ્લાહ અને અલ્લાહુ અકબર ' પઢયા કરો રાવિ કહે છે કે તેના પછી અમારામાં ઈખ્તેલાફ ( વિવાદ ) પૈદા થઈ ગયો કારણ કે એક માણસે કહ્યુ કે હું ' સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુ-લિલ્લાહ ' તો ત્રીસ ત્રીસ વખત પઢીશ. અને ' અલ્લાહુ અકબર ' ૩૪ વખત અમે આપની ખિદમતમાં પાછા વળીને હાજર થયા તો આપે ફરમાવ્યું કે ' સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ અને અલ્લાહુ અકબર ' દરેક ત્રીસ વખત પઢો.

૪૨૦ હઝરત મુગીરા બિન શોઅ્બા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) દરેક ફર્ઝ નમાઝના બાદ કહયા કરતા હતા, ' લાઈલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરી કલહૂ લહુલ્મુલ્કુ વલ હુલ્હમ્દુ વહુ-વ અલા કુલ્લિ શયઈન કદીર અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અતૈ-ત વલા મુઅતિ-ય લિમા મનઅ-ત વલા યન્ફઉ જલ્જદિદ મિન્કલ્જદ્દુ ' એટલે કે અલ્લાહના સિવાય કોઈ માઅ્બુદ નથી. તે એકલો છે. તેનો કોઈ ભાગીદાર નથી અને વખાણ તેના માટે છે. તે દરેક ચીઝ પર

તાકાત રાખે છે. ઇલાહી ! જે કંઈ તુ આપે, તેને કોઈ રોકી શકતું નથી. અને દૌલતવાળાને તેની દૌલત તારાથી બચાવી શકતી નથી.

૪૨૧. હઝરત સમુરા બિન જુન્દુબ (રદી.) કહે છે. જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ) નમાઝ પઢી ચુકતા, તો અમારી તરફ મોં ફેરવીને મુતવજ્જહ થતા હતા.

૪૨૨, હઝરત ઝેદ બિન ખાલિદ જુહની (રદી.) કહે છે. એક વખત રાત્રે વરસાદ થયો હતો. સવારે (ફજરની) નમાઝ હુઝુર (સલ્લ.) એ હુદેબિયામાં અમોને પઢાવી જ્યારે નમાઝ પૂરી કરી તો લોકોની તરફ મોં કરીને ફરમાવ્યું. શું તમને ખબર છે કે તમારા રબે શું ફરમાવ્યું ? લોકોએ અર્ઝ કરી ખુદા અને તેના રસુલ વધારે જાણે છે આપે ફરમાવ્યું (અલ્લાહ તઆલા ફરમાવે છે) કે મારા બંદાઓમાં અમુક લોકો મોમીન થયા. અને અમુક માણસો કાફીર થયા. જે લોકો કહે છે, અલ્લાહના ફઝલ અને રહમતથી વરસાદ થયો. તે તારાઓના સાચા અસરથી ઈન્કાર કરવાવાળા છે. અને મારા પર તેઓનું ઇમાન છે. અને જે લોકો કહે છે કે ફલાણા ફલાણા સિતારા (તારા)ના કારણે વરસાદ થયો. તેઓનું સિતારા (તારા) પર ઈમાન છે. અને મારો ઈન્કાર કરવાવાળા છે

૪૨૩. હઝરત ઉકબા (રદી.) કહે છે કે (એક વખત) મેં મદીનામાં અસરની નમાઝ હુઝુર (સલ્લ)ની પાછળ પઢી આપે સલામ ફેરવી અને તરત જ જલ્દીથી ઉઠીને લોકોને ગરદનો છલાંગ ભરતા કોઇ બીજાની હુજરાની તરફ તશરીફ લાવ્યા અને લોકો આ ઉતાવળથી કંઇક હેરાન થઇ ગયા. અમુક સમય પછી આવ્યા. અને લોકોને આ ઉતાવળ કરવાના કારણે તાજજુબમાં જોઈને ફરમાવ્યું, (નમાઝ)માં મને કંઇક સોનુ યાદ આવી ગયું. (કે મારી પાસે રાખેલુ છે) મને સારું માલુમ ન થયું કે (ખુદાના ઝિક્રમાં) તેના (વિચાર)થી કોઈ રૂકાવટ થાય. એટલા માટે મેં તેને તરત જ વહેંચી દેવાનો હુકમ કર્યો.

૪૨૪. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) એ (એક વખત) કહ્યું, તમારમાંથી કોઇ માણસ પોતાની નમાઝમાં શયતાનનો કોઈ હિસ્સો નક્કી ન કરે. એટલે કે આ ગુમાન (ધારણા) ન કરે કે

(નમાઝના બાદ) જમણી તરફે ફરવું વાજીબ છે. અને બીજી તરફ ફરવું ન જોઇએ કારણ કે મેં કેટલીએ વખત અલ્લાહના રસુલ (સલ્લ.)ને ડાબી તરફ પણ ફરતાં જોયા છે.

૪૨૫. હઝરહ જાબિર બિન અબ્દુલ્લાહ (રઝી.) થી રિવાયત છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ તે ઝાડ એટલે કે લસણ ખાય તે અમારી પાસે અમારી મસ્જિદમાં ન આવે. હઝરત જાબિર (રઝી.) થી પૂછવામાં આવ્યું કે આનાથી શું મુરાદ છે. ફરમાવ્યું મારો ખ્યાલ છે કે આપનો મતલબ કાચા (લસણ) થી હશે અમુક કહે છે કે આપે બદબુ મુરાદ લીધી છે.

૪૨૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રઝી) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ લસણ અથવા ડુંગળી ખાય તે અમારાથી અલગ અથવા અમારી મસ્જિદોથી દૂર રહે. અને પોતાના ઘેર બેઠો રહે. અને હકીકતમાં (એક વખત) હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાંડી લાવવામાં આવી. જેમાં કંઇક લીલી શાકભાજી હતી. આપને તેમાં કંઇક બદબુ જણાઇ તો પૂછયું (આમાં શું છે.) તેમાં કંઇક સાગ (સબ્જી) વિગેરે હતું, લોકોએ આપની અર્જ કરી દીધું આપે ફરમાવ્યું, ફલાણા સહાબીને આપી દો. જયારે આપે તેને ખોલીને જોયું તો તેને ખાવાથી નફરત કરી અને ફરમાવ્યું તમે ખાઓ કારણ કે હું તે જાતથી સરગોશી (ઇલ્તેજા) કરું છું. જેનાથી તમે કરતા નથી બીજી રિવાયતમાં છે કે આપના સામે તબાક (થાળી) લાવવામાં આવી જેમાં અમુક શાકભાજીઓ હતી

૪૨૭. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) થી રિવાયત છે કે (એક વખત) હુઝુર (સલ્લ.) એક (મોટા લાવારિસ બાળક) ની કબર પરથી પસાર થયા જે સૌથી અલગ હતી. (ત્યાં) આપ ઇમામ બન્યા અને લોકોએ તેના પર સફ બાંધી.

૪૨૮, હઝરત અબુ સઇદ ખુદરી(રઝી) કહે છે. હુઝુર ગુસલ સલ્લ). એ ફરમાવ્યું જુમ્આના દિવસે હરેક બાલિગ પર ગુસલ વાજીબ છે

૪૨૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) થી એક માણસે પૂછયું. અલ્લાહના રસુલ (સલ્લ.) ના બહાર તશરીફ લઇ જવાનાં સમયે શું આપ કોઇ વખત હાજર રહ્યા હતા? ફરમાવ્યું, હા. જો મારૂં સ્થાન

આપની નજરમાં ન હોત તો, હું નાની ઉમ્રવાળો હોવાના કારણે (સફરમાં) હાજર ન હોઈ શકતો એક વખત હુઝુર (સલ્લ.) તે નિશાનની પાસે તશરીફ લાવ્યા જે કસીર બિન સુલ્ત (રદી.) ના ઘરની પાસે છે. (ત્યાં) આપે ખુત્બો પઢયો પછી ઔરતોની પાસે તશરીફ લઈ જઈને તેઓને કંઈક તકરીર અને નસીહત કરી. અને સદકો આપવાનો હુકમ આપ્યો ઔરતો પોતાના હાથ પોતાની વાળીઓ (ઘરેણાં) ની તરફ લઈ જઈને (તેઓને કાઢીને બિલાલ (રદી.) ના કપડામાં નાખવા લાગી તેના પછી હુઝુર (સલ્લ.) બિલાલની સાથે ઘરમાં તશરીફ લઈ ગયા.

૪૩૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું, જો તમારી ઔરતો મસ્જિદમાં જવા માટે રાત્રે તમારાથી ઈજાઝત માગે તો આપી દો.



# જુમ્આના બયાન વિષે

૪૩૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. મેં અલ્લાહ રસુલ (સલ્લ.)ને ફરમાવતાં સાંભળ્યા કે અમે (દુનિયામાં સૌથી પાછળ છીએ. પરંતુ કિયામતના દિવસે સૌથી પ્હેલાં છીએ. ફકત એટલી વાત છે કે અમારા પહેલાં તેઓને કિતાબ આપવામાં આવી છે. અને આજ જુમ્આ ખુદાનો નક્કી કરેલો દિવસ છે. જેમાં તે લોકો તો આપસમા જુદા જુદા થઈ ગયા છે. અને અમોને અલ્લાહ તઆલાએ હિદાયત ફરમાવી દીધી. કારણ કે બીજા માણસો અમારાથી પાછળ રહી ગયા. યહુદ એક દિવસ અને ઇસાઈ બે દિવસ.

૪૩૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી) કહે છે કે હું ગવાહી આપું છું કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું હરેક બાલિગ પર જુમ્આના દિવસે ગુસલ અને મિસ્વાક કરવું વાજીબ છે. અને જો થઈ શકે તો ખુશ્બુ લગાવવું વાજીબ છે

૪૩૩. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસે જુમ્આના દિવસે ગુસ્લે જનાબત (નાપાકીનું ગુસલ) કર્યું અને નમાઝના ઇરાદાથી મસ્જિદે ચલ્યો, તો જાણે કે એક ઊંટની કુરબાની આપી અને જે બીજી ઘડીએ ગયો તો તેણે ગાયની કુરબાની કરી અને જો ત્રીજી ઘડીએ ગયો જાણે સીંગવાળા મેંઢાની કુરબાની કરી. અને જો ચોથી ઘડીમાં ગયો તો, તેણે જાણે મુરઘીની કુરબાની કરી. અને જ્યારે પાંચમી ઘડીએ ગયો, જાણે ઇંડાની કુરબાની કરી. તેના પછી જ્યારે ઇમામ (ખુત્બાના માટે) નિકળે છે. તો ફરિશ્તાઓ હાજર થઈને ઝિક્ર સાંભળે છે. અને પછી નમાઝના સવાબના સિવાય બીજો સવાબ મળતો નથી

૪૩૪. હઝરત સલ્માન ફારસી (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ જુમ્આના દિવસે ગુસલ કરે અને શકય હોય ત્યાં સુધી પાકી હાસલ કરે પછી પોતાનું તેલ અથવા ઘર કી ખુશબુ (ખુશબુનું નામ છે) લગાવે તેના પછી (નમાઝના માટે) નિકળે અને બે માણસોમાં તફરીક (તોડ, ફૂટ) ન કરે. (એટલે કે બે માણસોના વચ્ચે ઘૂસીને ન બેસે) પછી જ્યારે ઇમામ બોલવા લાગે તો ખામોશ બેસી જાય. તો તેના બીજા જુમ્આના તે જુમ્આ સુધીના ગુનાહ માફ કરી દેવામાં આવે છે

૪૩૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે. મારાથી લોકોએ બયાન કર્યું કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું છે. તમે જો નાપાક ન હોય તો પણ ગુસલ કરો માથાંને ધુઓ અને ખુશબુ લગાવો. મેં જવાબ આપ્યો ગુસલના વિષે તો ઠીક છે. પરંતુ ખુશબુનો હુકમની મને ખબર નથી.

૪૩૬. હઝરત ઉમર (રદી.) એ મસ્જિદના દરવાજા પર એક રેશમી જોટા (વેચતાં) જોયા તો અર્ઝ કરી. હે અલ્લાહના (રસુલ.) કાશ આને આપ ખરીદી લેતા અને જુમ્આના દિવસે અને તે દિવસે જ્યારે કે વફદ (જમાત) આવ્યા કરે છે પહેરી લીધા કરતા તો આપે ફરમાવ્યું આને એ જ માણસ પહેરે છે. જેનો આખિરતમાં કંઈ હિસ્સો ન હોય, તેના પછી હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં અમુક રેશમી જોટા આવ્યા. અને આપે તેઓમાંથી એક હઝરત ઉમર (રદી.) ને આપ્યો. હઝરત ઉમર (રદી.) એ અર્ઝ કરી. આપે અતારદન (રેશમની જાત)ના વિષે જે ફરમાવ્યું હતું તે શું હતું? (હવે) આપ આ મને પહેરાવો છો? ફરમાવ્યું કે મેં તમને એટલા માટે નથી આપ્યું કે તમે પોતે પહેરો. હઝરત ઉમર (રદી.) એ તે જોટો પોતાના મુશરીક ભાઈને આપી દીધો. જે મક્કામાં હતો.

૪૩૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જો મને મારી ઉમ્મત અથવા લોકોની તકલીફનો ખ્યાલ ન હોત, તો હું દરેક નમાઝના સમયે તેઓને મિસ્વાક કરવાનો હુકમ આપતો.

૪૩૮. હઝરત અનસ (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું મેં મિસ્વાક કરવાની ઘણી જ તાકીદ કરી છે.

૪૩૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) જુમ્આના દિવસે ફજરની નમાઝમાં અલીફ-લામ-મિમ તંઝીલ, 'હલ અતા અલલ ઈન્સાન' પઢયા કરતા હતા

૪૪૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે મે અલ્લાહના રસુલ (સલ્લ.)ને ફરમાવતા સાંભળ્યા કે તમારામાંથી દરેક હાકિમ છે. અને તમારામાંથી હર એક થી તેની રિઆયા (જવાબદારી) ના વિષે સવાલ કરવામાં આવશે. ઈમામ (ખલીફા) હાકિમ છે અને તેનાથી તેની રીયાયા (જવાબદારી) ના વિષે સવાલ કરવામાં આવશે. મર્દ પોતાના ઘરમાં હાકિમ છે. અને તેની રીઆયાનો (જવાબદારીનો) તેનાથી સવાલ કરવામાં આવશે. નોકર પોતાના માલિકના માલનો હાકિમ છે અને તેનાથી તેની રીઆયા (જવાદારી) ના વિષે સવાલ કરવામાં આવશે. રાવિ કહે છે મારો ખ્યાલ છે. હુઝુર (સલ્લ.) એ આ પણ ફરમાવ્યું હતું કે આદમી પોતાના બાપના માલનો હાકિમ છે. અને તેનાથી તેની રીઆયા (જવાબદારી) ના વિષે સવાલ કરવામાં આવશે. અને તમારામાંથી દરેક હાકિમ છે. જેનાથી રિઆયા (જવાબ દારી) ના વિષે સવાલ થશે.

૪૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) ની રિવાયત કરેલી તે હદીસ (જેમાં બયાન કરેલું હતું) કે અમે (દુનિયામાં) છેવટના છીએ. અને આખેરતમાં સૌથી આગળ તે આગળ આવી ગઇ છે અહિયાં એટલું બીજુ વધારેલું છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે હર એક મુસલમાન પર વાજીબ છે કે અઠવાડિયામાં એક દિવસ ગુસલ કરે. અને માથુ અને બદન ધુએ.

૪૪૨. હઝરત આઇશા (રદી.) કહે છે. જુમ્આના દિવસે લોકો એક એક કરીને પોત પોતાના મકાનોથી અને અવાલી મદીનાથી પશ્ચિમી તરફના ગામોથી આવ્યા કરતા હતા, (જો કે) ગરદો ગુબાર (ધૂળ અને કચરો) માં થઇને આવતા હતા. એટલા માટે ધૂળ તેઓના પર પડેલી રહેતી હતી, પરસેવો આવેલો રહેતો હતો. (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં એક માણુસ આવ્યો. આપ તે સમયે મારી પાસે તશરીફ રાખતા હતા, આપે ફરમાવ્યુ. કાશ! તમે લોકો આજના દિવસના માટે સારી રીતે પાકીઝગી હાસિલ કરી લેતા.

૪૪૩, હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે આ લોકો મહેનતુ મજદૂર હતા. જુમ્આમાં પણ જ્યારે જતા તો આ જ હાલમાં હોવા તો તેમનાથી કહેવામાં આવતુ હતું કાશ! તમે નાહી-ધોઈ લેતા (તો સારું હોતું.)

૪૪૪. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જુમ્આની નમાઝ સૂરજ નમ્યા પછી પઢયા કરતા હતા.

૪૪૫. હઝરત અનસ (રદી.) કહે છે કે જ્યારે ઠંડી વધારે હોતી તો અલ્લાહના રસુલ (સલ્લ.) (ઝોહોર) ની નમાઝમાં જલ્દી કરતા હતા. અને જો ગરમી સખ્ત હોતી હતી તો નમાઝમાં મોડું કરતા હતા, અને ઠંડક કરી લેતા હતા. આનાથી મુરાદ જુમ્આની નમાઝ છે.

૪૪૬. હઝરત અબુ અબસ (રદી.) કહે છે, હું જુમ્આની નમાઝના માટે જઈ રહ્યો હતો. મે સાંભળ્યું કે હુઝુર (સલ્લ.) ફરમાવી રહ્યા હતા જેના બન્ને કદમ અલ્લાહ તઆલાના રસ્તામાં ધૂળથી ભરાઇ જાય તેને અલ્લાહ તઆલા દોઝખ હરામ કરી દેશે.

૪૪૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ આ વાતથી ના પાડી છે કે આદમી પોતાના ભાઈને તો બેસેલાથી ઉઠાડે અને પોતે તેની જગ્યાએ બેસી જાય. પૂછવામાં આવ્યું (આ હુકમ) જુમ્આમાં છે. ફરમાવ્યું, જુમ્આ, જુમ્આ વગરના (બધા) માં છે.

૪૪૮. હઝરત સાઇબ બિન યઝીદ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) હઝરત અબુબક્ર (રદી.) અને હઝરત ઉમર (રદી.) ના ઝમાનામાં અઝાન તે સમયે થતી હતી, જ્યારે ઇમામ મીમ્બર પર બેસતા હતા. જ્યારે હઝરત ઉસ્માન ખલીફા થયા અને લોકો વધારે થવા લાગ્યા તો આપે મકામે ઝવરા (મદીનામાં મસ્જિદના નજીક એક જગ્યા હતી) એક ત્રીજી અઝાન વધારે કરાવરાવી.

૪૪૯. હઝરત સાઇબ બિન યઝીદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) નો ફક્ત એક મોઅઝઝીન હતો. અને જુમ્આના દિવસે જ્યારે ઇમામ મીમ્બર પર બેસતા હતા તો તે સમયે અઝાન આપવામાં આવતી હતી.

૪૫૦. હઝરત મુઆવિયા (રદી.) બિન અબુ સુફિયાન (રદી.) જુમ્આના દિવસે મીંમ્બર પર બેઠા મોઅઝઝીને અઝાન આપી અને કહ્યું 'અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર' પછી મોઅઝઝીને કહ્યું 'અશહદુ અન્ન લાઈલાહ ઈલ્લલ્લાહ' મુઆવીયા(રદી.) એ કહ્યું હું પણ (આજ) કહું છું મોઅઝઝીને કહ્યું 'અશહદુ અન્ન મુહમ્મદુર્રસુલુ-લ્લાહ મુઆવીયા (રદી.) એ કહ્યુ હું પણ (આજ) કહું છું જ્યારે મોઅઝઝીન અઝાન પૂરી કરી ચૂકયો તો મુઆવીયા (રદી.) બોલ્યા લોકો આ જ રીતની મજલિસમાં મોઅઝઝીને અઝાન આપી હતી તો મેં હુઝુરને તે જ (કલીમાત) કહેતાં સાંભળ્યા હતા. જે તમે મારી ઝુબાનથી સાંભળ્યા.

૪૫૧. હઝરત સહલ બિન સઅદ (રદી.)ની રિવાયત કરેલી તે હદીસ જે મીંમ્બર અને દુરૂદ પઢવાના વિષે હતી. તે પહેલાં બયાન કરી દેવામાં આવી. આમાં બીજી રિવાયતના એતેબાર (આધારે) એટલું બીજું વધારી દીધું છે કે હુઝુર(સલ્લ) જ્યારે ફારીગ થયા, તો લોકોના તરફ મોં કરીને ફરમાવ્યું લોકો, મેં તમારાથી આ એટલા માટે કહેલું છે કે તમે મારી નમાઝ શીખી લો અને મારી પેરવી કરો.

૪૫૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે એક થાંભલો હતો. જેનાથી અડીને હુઝુર (સલ્લ.) ઉભા થયા કરતા હતા. જ્યારે આપના માટે મીંમ્બર બનાવી દેવામાં આવ્યો તો અમે થાંભલાની અવાજ સાંભળી જેવી દસ મહિનાની હામિલા (સગર્ભા) ઊંટનીની (કરાહ) (કણસવું) હોય છે. છેવટે રસુલ (સલ્લ.) મીંમ્બરથી ઉતર્યા અને તે થાંભલા પર પોતાનો હાથ મુબારક મૂકયો.

૪૫૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ઉભા થઈને ખુત્બો પઢતાં હતા. પછી બેસી જતા હતા. પછી ઉભા થઇ જતા હતા. જેવી રીતે તમે અત્યારે કરો છો.

૪૫૪. હઝરત ઉમર બિન તગલબ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ)ની ખિદમતમાં (એક વખત અમુક) માલ (અથવા ગુલામ) લાવવામાં આવ્યા આપે એવી રીતે વહેંચ્યા કે અમુક લોકોને તો આપ્યા. અમુક ને છોડી દીધા આના પછી આપને ખબર મળી કે જેઓને આપે છોડી દીધા. તેઓ નારાજ થઈ ગયા છે. (આ સાંભળીને)

હુઝુર (સલ્લ.) એ અલ્લાહ તઆલાની હમ્દ વ સના પછી ફરમાવ્યું ખુદાની કસમ! હું અમુક માણસોને આપું છું અને અમુકને આપતો નથી તેઓ મને વધારે વ્હાલા હોય છે. પરંતુ અમુક લોકોના દિલોમાં અને બેચેની અને ગભરાહટ નજર આવે છે એટલા માટે તેઓને આપુ છું. અને તે લોકોને હું તે ગીના અને ખૈર ને સોંપી દઉં છું જે અલ્લાહ તઆલાએ તેઓના દિલોમાં પૈદા કરી છે. તેઓમાં ઉમર બિન તગલબ (રદી) છે. ઉમર બિન તગલબ (રદી.) એ કહ્યું હું અલ્લાહના રસુલ (સલ્લ.) ના એક વાકયના બદલામાં લાલ ઊંટ લેવાનો પસંદ કરતો નથી.

૪૫૫ હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે (એક વખત) હુઝુર (સલ્લ.) મીમ્બર પર તશરીફ લઈ ગયા અને આ છેલ્લીવાર હતું કે હુઝુર ખભા પર એક મોટી ચાદર નાખીને માથા પર કાળી પટ્ટી બાંધેલા તે જગ્યા પર બેઠેલા હતા. આપે હમ્દ વ સના કરી પછી ફરમાવ્યું. લોકો! મારી પાસે ભેગા થઈ જાઓ. લોકો નજીક આવીને ભેગા થઈ ગયા. આપે ફરમાવ્યું બીજા લોકો વધતા જશે. પરંતુ આ કબીલા અન્સાર કમ (ઓછા) થતા જશે. ઉમ્મતે મોહમ્મદીયામાંથી જે માણસ કોઈ વસ્તુનો મુતવલ્લી હો, તો જ્યાં સુધી નફો અથવા નુંકસાન પહોંચાડવાની તાકત હોય, મોહસિનના (એહસાન કરવાવાળાનો) એહસાનને કબુલ કરે. અને ભૂલોવાળાઓની ભૂલોથી માફ કરે.

૪૫૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) (એક વખત) જુમ્આના દિવસે લોકોને ખુત્બો સંભળાવી રહ્યા હતા. એટલામાં એક માણસ આવ્યો આપે ફરમાવ્યું હે માણસ શું તેં નમાઝ પઢી લીધી? તેણે અર્ઝ કરી નહિ ફરમાવ્યું. ઉઠ નમાઝ પઢી લે.

૪૫૭. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ના સમયમાં (એક વખત) લોકો દુકાળમાં સપડાયા. અલ્લાહના રસુલ (સલ્લ.) ખુત્બો પઢવા ઉભા થયા. (ખુત્બાની વચ્ચે) એક આરાબીએ ઉભા થઈને અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ)! બધો જ માલ (એટલે કે જાનવર) બરબાદ થઇ ગયો. અને બાળકો ભૂખે મરી

ગયાં. અમારા માટે ખુદાથી દુઆ કરી દો. આપે આપના બન્ને હાથ ઉઠાવ્યા. ( તે સમયે ) આસમાન પર વાદળનો ટૂકડો દેખાતો ન હતો, પરંતુ કસમ છે તે ખુદાની જેના કબ્ઝામાં મારો જીવ છે. પોતાના હાથ નીચે ન કર્યા હતા કે પહાડોની જેમ વાદળ ઉઠયુ અને મીમ્બરથી આપ ઉતરવા પામ્યા ન હતા કે આપની દાઢીથી વરસાદનું ( પાણી ) ટપકવા લાગ્યું. આખો દિવસ વરસાદ થયો. પછી બીજા, ત્રીજા અને ચોથા દિવસ સુધી થતી રહી ત્યાં સુધી કે બીજા જુમ્આ સુધી થઇ. આના પછી તે જ આરાબી અથવા બીજો કોઇ માણસ ઉભો થઈને અર્ઝ કરવા લાગ્યો, હે અલ્લાહના રસુલ ( સલ્લ. ) ઇમારતો પડવા લાગી. અને માલ ડૂબી ગયા. અલ્લાહ તઆલાથી દુઆ કરો કે ( વરસાદ બંધ થઇ જાય.) આ પર આપે બન્ને હાથ ઉઠાવ્યા અને કહ્યું, ઇલાહી! અમારી આસપાસ વરસાદ વરસાવ. અમારા પર ન વરસાવ. હુઝુર ( સલ્લ.) હાથથી જે તરફ ઈશારો ફરમાવતા હતા તે તરફનું વાદળ ખુલી જતું હતું મદીના બિલકુલ ફીઝાની જેમ પહોળુ થઈ ગયું. અને સહરાએ કિનાત ( કિનાતનું રણ )માં એક મહિના સુધી પાણી વહેતુ રહ્યું. અને જે તરફથી જે માણસ આવતો હતો, વરસાદનો વધારો બયાન કરતો હતો.

૪૫૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ ) એ ફરમાવ્યું ઈમામના ખુત્બો પઢવાના સમયે જો તમે પોતાના સાથીથી આ કહો કે ચૂપ થઈ જાઓ તો આ બેકાર વાત છે. ( એટલે કે આ પણ નાજાઇઝ છે.)

૪૫૯. હઝરત અબુ હુરૈરહ ( રદી.) કહે છે કે અલ્લાહના રસુલ ( સલ્લ.) એ જુમ્આના દિવસનો તઝકેરો ( બયાન ) કર્યો અને ફરમાવ્યું, એમાં એક ઘડી એવી છે કે જો બરાબર આ ઘડીમાં કોઈ મુસલમાન બંદો ઉભો થઈને નમાઝ પઢે અને અલ્લાહ તઆલાથી કંઈક માગે તો અલ્લાહ તઆલા તેને જરૂર આપે છે. આપે હાથથી ઈશારો ફરમાવ્યો કે તે ઘડી બહુ જ થોડી છે.

૪૬૦. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ( રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ ( સલ્લ.)ની સાથે નમાઝ પઢી રહ્યા હતા કે એક કાફલો અનાજથી ભરેલો આવ્યો બધા માણસો તેની તરફ મુતવજજહ ( ધ્યાન મગ્ન ) થઇ ગયા. ત્યાં સુધી કે અલ્લાહના રસુલ (સલ્લ.)ની

સાથે ફક્ત ૧૨ માણુસો રહી ગયા. તે વખતે આ આયાત નાઝીલ થઈ.

'વ ઈઝા રાઓ તિજારતન અવ લહ્વ-નિન્ફઝ્ઝુ ઈલૈહા વ તરકૂ કુ કાયમન.'

૪૬૧. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ઝોહરના પહેલાં બે રકઅતો અને તેના પછી રકઅતો ઘરમાં પઢતા હતા, ઈશાના બાદ પણ બે રકઅતો પઢતા હતા, અને જુમ્આના બાદ નમાઝ (ઝોહર) પઢતા નહતા જ્યારે ઘેર પાછા આવતા હતા તો ફક્ત બે રકઅતો પઢતા હતા.



# ડરની નમાઝના બયાન વિષે

૪૬૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હુ હુઝુર (સલ્લ.)ની સાથે નજદની તરફ જેહાદમાં ગયો જ્યારે અમે લોકો દુશ્મનના મુકાબલા પર ઉભા થયા. સફો બરાબર કરી તો તે સમયે અલ્લાહના રસુલ (સલ્લ.) એ અમોને નમાઝ પઢાવી. એક ટોળુ આપની સાથે ઉભુ થયું અને બીજુ દુશ્મનના મુકાબલા પર રહ્યુ અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાની સાથેના ટોળીની સાથે રૂકુઅ કર્યો અને બે સિજદા કર્યા તેના પછી આ લોકો ચાલ્યા ગયા. અને તે ટોળુ જેણે નમાઝ પઢી ન હતી, આપે તેની સાથે એક રૂકુઅ અને બે સિજદા કર્યા. અને સલામ ફેરવી દીધી. (મુકતદીઓમાંથી દરેક માણસ ઉભો થયો અને પોતાની રકઅત પૂરી કરી.)

૪૬૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) રસુલુલ્લાહ (સલ્લ.)થી રિવાયત કરે છે કે જો લોકો આનાથી વધારે હોયતો ઉભા થઈને અને સવારીની હાલતમાં નમાઝ પઢે.

૪૬૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) જ્યારે જંગે અહઝાબથી પાછા તશરીફ લાવી રહ્યા હતા તો ફરમાવ્યું. કે દરેક માણસ કબીલા બનુ કુરૈજામાં પહોંચીને અસરની નમાઝ પઢે જ્યારે અસરનો સમય રસ્તામાં થઈ ગયો તો અમુક લોકોએ કહ્યુ કે અમે તો ત્યાં પહોંચીને નમાઝ પઢીશુ અમુક કહેવા લાગ્યા કે અમે તો પઢી લઈએ છીએ હુઝુર (સલ્લ.) નો આ મતલબ તો ન હતો કે અસરની નમાઝનો સમય થઈ જાય તો પણ આપણે ત્યાં પહોંચીને નમાઝ પઢીશું અમુક કહેવા લાગ્યા કે અમે તો પઢી લઈએ છીએ. લોકોએ આપનાથી આનો ઝિક્ર કર્યો પરંતુ આપે કોઈનાથી નાગવારી (નાખુશી) જાહિર ન ફરમાવી.

# ઈદોના બયાન વિષે

૪૬૫. હઝરત આઇશા (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) મારી પાસે તશરીફ લાવ્યા. (તે સમયે) મારી પાસે બે બાંદીઓ બઆસ (કિલાનું નામ છે.)નું ગીત ગાઈ રહી હતી. બઆસ એક કિલ્લાના નામનું જ્યાં કબીલા ઔસ અને ખજરજમાં ૧૨૦ વર્ષ સુધી લડાઇ ચાલુ રહી. અને છેવટે હુઝુર (સલ્લ.) ની બરકતથી તેઓમાં સુલેહ અને સમજુતી થઇ. આપ બિસ્તર પર સૂઈ ગયા અને મોં ફેરવી દીધું (એટલામાં) હઝરત અબુબક્ર (રઝી.) તશરીફ લાવ્યા. અને મને ધૂત-કારીને ફરમાવ્યું. શયતાનનો રાગ અને રસુલની સામે! આપે તેમના તરફ ધ્યાન આપીને ફરમાવ્યું. તેઓને રહેવા દો તેના પછી જ્યારે હુઝુર (સલ્લ.) ગાફીલ થઈ ગયા તો મેં બાંદીઓને ઇશારો કર્યો અને તેઓ નિકળીને ચાલી ગઈ.

૪૬૬. હઝરત અનસ (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ઇદુલ ફિતરની સવારમાં (નમાઝ માટે) અમુક ખજૂરો ખાધા વગર જતા ન હતા. હઝરત અનસ (રઝી.)ની બીજી રિવાયતમાં આવ્યુ છે કે હુઝુર ખજૂરો અદદમાં (એકની સંખ્યામાં) ખાતા હતા. (એટલે ત્રણ અથવા પાંચ અથવા સાત)

૪૬૭. હઝરત બરા (રઝી.) કહે છે કે મેં હુઝુર (સલ્લ.) ને ઈદુલ અઝહા (બકરી ઇદ) ના દિવસે ખુત્બો પઢતાં સાંભળ્યા. આપ ફરમાવી રહ્યા હતા. આજે સૌથી પહેલાં આપણે જે કામ કરીશું તે આ છે કે નમાઝ પઢીશું પછી પાછા જઇને કુરબાની કરીશું જે માણસ આવું કરશે તે અમારા તરીકાને સાચી રીતે પામશે.

૪૬૮. હઝરત બરા (રઝી) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ બકરી ઈદના દિવસે નમાઝના પછી ખુત્બો સંભળાવ્યો આપે ફરમાવ્યું, જે માણસ અમારી નમાઝ પઢે અને અમારી જેમ કુર્બાની

કરે તો તેનું ફર્ઝ પૂરું થઈ ગયું અને જેણે નમાઝના પહેલા ઝુબ્હ કર્યું, તો તેનું ફર્ઝ અદા ન થયું. હઝરત બરા (રદી.) ના મામા હઝરત અબુ બરહા બિન નય્યારે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મેં મારી બકરી નમાઝના પહેલાં ઝુબ્હ કરી. અને આ ક્યોં કે આજે ખાવા પીવાનો દિવસ છે. એટલા માટે મેં આ વાતને પસંદ કરી કે ઘરમાં સૌથી પહેલાં બકરી ઝુબ્હ કરવામાં આવે. એટલા માટે મેં બકરી ઝુબ્હ કરીને નમાઝના પહેલાં ખાવા ખાઇ લીધું આપે ફરમાવ્યું, તમારી બકરી ફકત ગોશ્તની બકરી છે. (ફર્ઝ અદા ન થયું) તેમણે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમારી પાસે એક છ મહિનાની બકરીનું બચ્ચું છે. જે બે બકરીઓથી પણ મને વધારે પસંદ છે. શું મારા તરફથી તે પૂરતું થશે? ફરમાવ્યું, હા. તારા પુરતું થશે. પૂરતું તારા પછી બીજા કોઈના માટે પૂરતું થશે નહિ.

૪૬૯. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)! બકરા ઈદ અને રમઝાન ઈદના દિવસે ઈદગાહ તશરીફ લઈ જતા હતા. તે નમાઝ હોતી હતી પછી પાછા આવીને લોકોના સામે ઉભા થતા. લોકો સફો બાંધીને બેઠેલા હોતા હતા. આપ તેઓને તકરીર અને નસિહતો ફરમાવતા અને અહકામે ઈલાહીને પૂરા કરવાનો હુકમ દેતા. જો કોઈ લશ્કરની પસંદગી કરવા ચાહતા તો કરી લેતા. પછી પાછા તશરીફ લઈ જતા. અબુ સઈદ (રદી.) કહે છે કે લોકો (મરવાનના ઝમાના સુધી) આ હાલત પર રહ્યા ત્યાં સુધી બકરી ઈદ અથવા રમઝાન ઈદની (નમાઝના માટે) હું મરવાનની સાથે નિકળ્યો તે સમયે મરવાન મદીનાનો હાકિમ હતો. જયારે અમે ઇદગાહમાં આવ્યા તો જોયું કે કસીર બિન સુલતનું બયાન થયું. એક મીમ્બર છે અને મરવાન તેના પર નમાઝ પઢવાના પહેલાં ચઢવા ચાહે છે. મેં તેનું કપડું પકડી લીધું પરંતુ તેણે ઝટકીને અને મીમ્બર પર ચઢીને નમાઝના પહેલાં ખુત્બો શરુ કરી દીધો મેં કહ્યું કે તમે રસુલ (સલ્લ.) નો તરીકો બદલી નાખ્યો. મરવાન બોલ્યો અબુ સઈદ (રદી.)! જે તમારું ઇલ્મ હતું તે હવે જતું રહ્યું. મેં કહ્યું. ખુદાની કસમ! જે હું જાણું છું તે તેનાથી બેહતર છે. જેનાથી હું જાણકાર નથી. તેણે જવાબ આપ્યો

વાત આ છે કે લોકો ફક્ત આપણા કારણે નમાઝના બાદ બેસતા નથી. એટલા માટે મેં ખુત્બાને નમાઝના પહેલાં કરી દીધો.

૪૭૦. હઝરત ઈબ્ને અબ્બાસ અને જાબિર બિન અબ્દુલ્લાહ (રદી) કહે છે કે બકરી ઈદ અને રમઝાન ઈદના દિવસે અઝાન આપવામાં આવતી ન હતી.

૪૭૧. હઝરાત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હું ઇદના દિવસે અલ્લાહના રસુલ (સલ્લ.), અબુબક્ર સિધ્દીક (રદી.) ઉમર (રદી.) અને ઉસ્માન (રદી.) ની સાથે રહ્યો અને આ બધા ખુત્બાની પહેલાં નમાજ પઢતા હતા.

૪૭૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કોઈ અમલ કોઈ ઝમાનામા આ (કુરબાની) થી આ દસ દિવસમાં વધારે અફઝલ નથી લોકોએ અર્જ કરી, કે જેહાદ? ફરમાવ્યું ન જેહાદ હા, જે માણસ ખતરામાં જાન અને માલ નાખીને નિકળ્યો હોય અને કોઇ રીતે પાછો ન આવ્યો હોય (તેનો મરતબો વધારે છે.)

૪૭૩. હઝરત અનસ માલિક (રદી.) થી રિવાયત છે કે તમે અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે લબ્બૈક કેવી રીતે કહયા કરતા હતા? ફરમાવ્યું લબ્બૈક કહેવા વાળો લબ્બૈક કહયા કરતો હતો. અને તકબીર કહેવાવાળો તકબીર અને આના પર નાગવારી (નાખુશી) નો દેખાવ (જાહેર) કરવામાં આવતો ન હતો.

૪૭૪. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ઈદગાહમાં નહર પણ કરતા હતા. અને ઝુબ્હ પણ.

૪૭૫. હઝરત જાબિર (રદી.) થી રિવાયત છે કે ઈદના દિવસે રસુલુલ્લાહ (સલ્લ.) (પાછા ફરવાનો) રસ્તો બદલી નાખતા હતા.

૪૭૬. હઝરત આઈશા (રદી.) ની રિવાયત કરેલી હદીસે હબ્શા પસાર થઈ ગઈ છે. અહિ એટલું બીજુ વધારે છે કે હઝરત આઈશા (રદી.) એ ફરમાવ્યું કે હઝરત ઉમર (રદી.) એ તે લોકોને ધૂતકાર્યા. આના પર હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું હે બનુ ઓકદા આરામથી રમો (હે ઉમર.)! બની ઓકદાને રહેવાદો.)

# વિત્રના બયાન વિષે

૪૭૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.)કહે છે કે એક માણુસે અલ્લાહુના રસુલ (સલ્લ.) થી રાતની નમાઝના વિષે પૂછ્યું આપે ફરમાવ્યું, રાતની નમાઝ બે બે રકઅતો હોવી જોઇએ, હા, જો કોઈને સવાર થવાનો ડર હોય તો એક રકઅત પઢે. જેથી પઢેલી નમાઝ વિત્ર બની જાય.

૪૭૮. હઝરત આઈશા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) ૧૧ રકઅતો પઢતા હતા. તો આ આપની રાતની નમાઝ હતી. અને આપ એટલો લાંબો સિજદો કરતા હતા, જેટલી વારમાં તમારામાંથી કોઇ પચાસ આયતો પઢે. અને એટલી વાર સુધી (બરાબર) સિજદામાં રહેતા હતા. અને બે રકઅતો ફજરની નમાજ પહેલાં પઢતા હતા. તેના પછી જમણી કરવટ ઉપર તે સમય સુધી સૂઈ રહેલા રહેતા હતા કે મોઅઝઝીન અઝાનના માટે આપની ખિદમતમાં હાજર થતો હતો.

૪૭૯. હઝરત આઈશા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ આખી રાત વિત્ર પઢી અને સવારમાં આપની વિત્ર પૂરી થઈ.

૪૮૦. હઝરત ઈબ્ને ઉમર (રદી. કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ) એ ફરમાવ્યું. રાતના સમયે વિત્રોને છેલ્લી નમાઝ બનાવો.

૪૮૧. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ) (સફરમાં) ઊંટ પર વિત્ર પઢતા હતા.

૪૮૨. હઝરત અનસ (રદી) થી પૂછવામાં આવ્યું શું અલ્લાહન રસુલ (સલ્લ.) એ સવારની નમાઝમાં દુઆએ કુનુત પઢી છે! ફરમાવ્યું, હા, પછી પૂછવામાં આવ્યું કે શું રૂકુઅથી પહેલાં કુનૂત પઢી છે? ફરમાવ્યું રૂકુઅથી થોડીવાર પછી.

૪૮૩. હઝરત અનસ (રદી.) થી પુછવામાં આવ્યું કે નબી (સલ્લ.) ના જમાનામાં દુઆએ કુનુત પઢવામાં આવ્યું શું રૂકુઅથી પહેલાં કે બાદ ? ફરમાવ્યું, પહેલાં અર્ઝ કરવામાં આવી ફલાણો માણસ તો કહે છેકે આપે રૂકુઅથી પહેલાં ફરમાવ્યું છે.

ફરમાવ્યું જુઠ કહ્યું રસુલુલ્લાહ (સલ્લ.) એ રૂકુઅના બાદ એક મહિના સુધી કુનુત પઢી અને મારો ખ્યાલ છે કે આપે પશ્ચિમની તરફ લગભગ ૭૦ માણસો મોકલ્યા. જેઓને કારી કહેવામાં આવતા હતા. આ મુશ્રીકીનના સિવાય હતા. જેમનાથી સમજુતી હતી. અલ્લાહના રસુલ (સલ્લ.) એ દુઆએ કુનુત પઢી અને એક મહિના સુધી તેઓના માટે બદ દુઆ કરતા રહ્યા. બીજી રિવાયતમાં છે હુઝુર (સલ્લ.) એ એક મહિના સુધી દુઆએ કુનુત પઢી અને રઅલ અને જકવાનના માટે બદ દુઆ કરતા રહ્યા.

૪૮૪. હઝરત અનસ (રદી.) થી આ પણ રિવાયત છે કે કુનુત મગ્રિબ અને ફજરમાં છે.



# વરસાદની દુઆનુ બયાન

૪૮૫ હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદી ) કહે છે કે (એક દિવસ) નબી (સલ્લ.) વરસાદ (ની દુઆ કરવા) ના માટે નિકળ્યા અને ચાદરને ઉલ્ટાવી દીધી. અબ્દુલ્લાહ (રદી.) ની બીજી રિવાયતમાં છે કે હુઝુર (સલ્લ.) એ બે રકઅત નમાઝ પઢી.

૪૮૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) ની રિવાયત કરેલી તે હદીસ ઉપર આવી ગઈ. જેમાં નબી (સલ્લ.) એ કમજોર મોમિના માટે દુઆ અને કબીલા મુજરના માટે બદ દુઆ કરી હતી. અહિંયા એટલું વધારે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કબીલા ગિફારની ખુદા મગફેરત કરે. અને કબીલા અસ્લમને ખુદા સાલિમ રાખે.

૪૮૭. રઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ જ્યારે લોકોની ઇસ્લામથી સરકશી જોઈ તો કહ્યું, ઈલાહી! લોકો પર યુસુફ (અલૈ.) ના વર્ષોની જેમના સાત વર્ષ દુકાળ મુસલ્લત (દુષ્કાળમાં સપડાવ) ફરમાવ (આ બદદુઆના કારણે) તેઓના પર એવો દુકાળ પડયો કે દરેક ચીઝને ખતમ કરી દીધી. ત્યાં સુધી નોબત (હાલત) પહોંચી કે આસમાન પર ધુમાડો નજર આવવા લાગ્યો. તે સમયે હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં અબુ સુફીયાન (રદી.) હાજર થયા. અને અર્ઝ કરી. હે મોહંમદ (સલ્લ.)! આપ અલ્લાહની ફરમાબરદારી અને સંબંધો જોડવાના હુકમ કરો છો અને આપની કૌમ બરબાદ થઈ ગઈ. તેઓના માટે ખુદાથી દુઆ કરો. (આના જવાબમાં) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, તે દિવસનો ઈન્તેજાર કરો કે આસમાન પર ખુલ્લા ધુમાડો આવી જાય (એટલે કે કિયામતના દિવસે) તે દિવસનો ઈન્તેજાર કરો જ્યારે અમે સખ્ત પકડ કરીશું. (આનાથી મુરાદ જંગે બદર છે.) બાકી આયતો લિઝામ અને

આયતે રૂમ બાકી રહી. (લિઝામથી મુરાદ છે જંગે બદર અથવા કિયામત મુરાદ છે.)

૪૮૮. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હું હુઝુર (સલ્લ.)ના ચહેરા મુબારકને દેખતો હતો કે આપ વરસાદ તલબ (ચાહતા) કરતા હતા. વરસાદ તે સમયે થતો ન હતો. (આપની દુઆથી એટલો વરસાદ થયો કે) બધાંજ નેવાં (ઘરનાં) વહેવા લાગ્યા. આના પર મને અબુ તાલિબનો શેર (કાવ્ય પંક્તિ) યાદ આવ્યો.—

'વ અબ યજુ યસતસ્કલગ મામુ બિવજિહહી સમાલલ યતામાં અસ્મતુલ લિલ અરાસિલી'

એટલે કે આપ સફેદ ચહેરાવાળા છે કે આપની શકલ મુબારકના કારણે વાદળથી વરસાદ (ચાહવામાં) તલબ કરવામાં બેવાઓ (વિધવા)ની હિફાજત કરવાવાળા છે.

૪૮૯. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)થી રિવાયત છે કે જ્યારે લોકો દુકાળમાં સપડાઇ જતા હતા તો હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબના તુફેલથી વરસાદ ચાહતાં (તલબ કરતા) હતા. અને કહેતા હતા. ઇલાહી! અમે તારી પાસે અમારા નબીનો વસીલો લેતા હતા તો તું અમોને વરસાદ આપતો હતો. હવે તારી પાસે અમારા નબીના કાકાનો વસીલો લઇએ છીએ. અમોને વરસાદ અતા ફરમાવ (આમ) લોકોના માટે વરસાદ થઇ જતો હતો.

૪૯૦ હઝરત અનસ (રદી)ની રિવાયત કરેલી હદીસ ઉપર આવી ગઇ છે. જેમાં બયાન કરવામાં આવ્યું હતું કે ખુત્બો પઢવા દરમિયાન એક માણસ આવ્યો હતો અને હુઝુર (સલ્લ.)થી વરસાદની દુઆ કરાવવાનો ચાહક થયો હતો, બીજી રિવાયતના મુતાબિક આમાં એટલું બીજુ વધારે છે કે લોકો કહેતા હતા. અમે કેટલાક દિવસથી સૂરજ જોયો નહિ. આગળના જુમ્આએ તે દરવાજાથી એક માણસ દાખલ થયો, આપ ઉભા ઉભા ખુત્બો પઢી રહયા હતા. તે આપની સામે ઉભો રહીને અર્જ કરવા લાગ્યો. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જાનવર બરબાદ થઈ ગયા અને રસ્તા બંધ થઈ ગયા. હુઝુર (સલ્લ.) દુઆ કરે કે અલ્લાહ તઆલા આ વરસાદને રોકી દે. આપે બન્ને

હાથ ઉઠાવીને કહ્યું, ઇલાહી! અમારી આસપાસ વરસાવ અમારા પર નહિ. ઇલાહી! ટેકરીઓ પર જંગલોમાં ઝાડ પૈદા થવાવાળી જગ્યાઓમાં ન વરસાવ રાવિ કહે છે (આપની દુઆથી) વરસાદ બંધ થઈ ગયો. અને અમે તડકામા ફરતા હતા.

૪૯૧. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાના બન્ને હાથ ઉઠાવ્યા. અને કહ્યું, હે ખુદા! અમોને વરસાદ આપ હે ખુદા! અમોને વરસાદ આપ. હે ખુદા! અમોને વરસાદ આપ.

૪૯૨. વરસાદની દુઆના બયાન વિષે અબ્દુલ્લાહ બિન ઝેદની રિવાયત કરેલી હદીસનું, વર્ણન કરી દેવામાં આવ્યુ આ રિવાયતમાં એટલું વધારે છે કે હુઝુર (સલ્લ.) કિબ્લાની તરફ રૂખ કરીને (ચહેરો) દુઆ કરવા લાગ્યા. પછી પોતાની ચાદરને ફેરવી લીધી. આના પછી બધાને બે રકઅત નમાઝ પઢાવી.

૪૯૩. હઝરત અનસ (રદી.) બિન માલિક (રદી.) કહે છે કે નબી (સલ્લ.) કોઈ પણ દુઆમાં બન્ને હાથ ઉઠાવતા ન હતા, હા, વરસાદની દુઆમાં ઉઠાવતા હતા. અને આપની બગલોની સફેદી નજર આવી જતી હતી.

૪૯૪. હઝરત આઈશા (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) જયારે વાદળ દેખતા તો ફરમાવ (ઈલાહી!) નફો આપવાવાળો વરસાદ.

૪૯૫. હઝરત અનસ (રદી.) કહે છે કે જયારે તેજ (ઝડપી) હવા ચાલતી હતી તો તેનાથી હુઝુર (સલ્લ.)ના ચહેરા પર એક અસર પૈદા થતી હતી.

૪૯૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે, કે રસુલ (સલ્લ.) ફરમાવ્યું, પૂર્વની હવાથી મારી મદદ કરવામાં આવી અને પશ્ચિમની હવાથી કોમે આદને બરબાદ કરવામાં આવી.

૪૯૭. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે. અલ્લાહના રસુલ (સલ.)એ ફરમાવ્યું, હે ખુદા! અમારા દેશ શામ યમનમાં બરકત આપ (નજદીઓએ કહયું) અને અમારા નજરમાં ? આપે (પછી) ફરમાવ્યું, હે ખુદા! અમારા દેશ શામ અને યમનમાં બરકત અતા કર

( નજદી બોલ્યા ) અને અમારા નજદમાં ? આપે ફરમાવ્યુ. ત્યાં ધરતી કંપ અને ફિત્ના થશે. અને ત્યાંથી શયતાનનું શિંગડુ નિકળશે.

૪૯૮. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું ગૈબની પાંચ ચાવીઓ છે જેને ખુદા સિવાય કોઈ જાણતું નથી. અને કોઈ માણસ જાણતો નથી કે કાલે શું થશે ? કોઈ જાણતુ નથી કે ગર્ભાશયમાં શું છે. ( છોકરી ) છે કે ( છોકરો ? કોઇ જાણતું કે તે કઈ જમીનમાં મરશે ? કોઈ નથી જાણતું કે વરસાદ કયારે થશે ?



# સૂર્ય ગ્રહણના બયાન વિષે

૪૯૯. હઝરત અબુબક્ર (રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ (સલ્લ.)ની પાસે બેઠેલા હતા કે સૂરજ ગ્રહણ થયો આપ તરત જ ઉભા થઇ ગયા અને ચાદર ખેંચતા મસ્જિદમાં દાખલ થઈ ગયા. અમે પણ મસ્જિદમાં આવી ગયા. આપે અમોને બે રકઅતો પઢાવી. અને પઢવામાં સૂરજ રોશન થઇ ગયો. આના પાછી હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. કોઇના મૌતના કારણે ચાંદ–સૂરજ ગ્રહણ થયા કરતું નથી. જો તમે ગ્રહણ જુઓ તો નમાઝ પઢો. દુઆ કરો ત્યાં સુધી કે અંધારુ દૂર થઈ જાય અબુબક્ર (રદી.)ની બીજી રિવાયમાં છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા બન્નેમાં ગ્રહણ કરીને પોતાના બંદાઓને ડરાવે છે. હઝરત મુગિરા બિન શોબા (રદી.)ની રિવાયત આ રીતે છે. રસુલ (સલ્લ.)ની જીંદગીમાં જ્યારે આપના સાહબઝાદા હઝરત ઇબ્રાહીમનો ઈન્તેકાલ થયો, તે દિવસે સૂરજ ગ્રહણ થયું લોકોએ વિચાર કર્યો કે હઝરત ઈબ્રાહીમ (રદી.)ની વફાતના કારણે સૂરજ ગ્રહણ થઇ ગયું આપે ફરમાવ્યું, કોઈના મરવા–જીવવાના કારણે ચાંદ સૂરજ ગ્રહણ થતું નથી. તમે જે સમયે ગ્રહણ જુઓ તો નમાઝ પઢો. અને ખુદાથી દુઆ કરો. એક રિવાયતમાં હઝરત આઈશા (રદી.) થી આમ નકલ કરવામાં આવ્યું છે કે (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં સૂરજ ગ્રહણ થયું. આપે લોકોને નમાઝ પઢાવી જો કે પહેલાં કિયામ ઘણો જ લાંબો થઇ ગયો. પછી રૂકુઅ પણ વધારે લાંબો હતો તેના પછી ઘણો જ લાંબો રૂકુઅ કર્યો પરંતુ આ રૂકુઅ પણ પહેલા રૂકુઅથી કમ હતો, પછી સિજદો કર્યો અને ઘણો જ લાંબો સિજદો કર્યો. બીજી રકઅતમાં પણ પહેલી રકઅતની જેમ કર્યું અને સલામ ફેરવી દીધી. (પઢતાં પઢતાં) સૂરજ રોશન થઈ ગયો હતો, તેના પછી લોકોને ખુત્બો સાંભળાવ્યો ખુદાની હમ્દ વ સના પછી ફર-

માવ્યું, ચાંદ-સૂરજ ખુદાની આસારે કુદરતમાંથી બે નિશાનીઓ છે. આ કોઈના મરવા જીવવાથી ગ્રહણ થતું નથી. જે સમયે આવું જુઓ તો અલ્લાહ તઆલાથી દુઆ કરો. તકબીર કહો નમાઝ પઢો અને સદકો આપો ખુદાની કસમ ! હે મોહંમદ (સલ્લ.)ની " ઉમ્મત ! આ મામલામાં અલ્લાહ તઆલાથી કોઈ નથી. કે તેનો બંદો યા બંદી ઝિના કરે. હે મોહમદ (સલ્લ.)ની ઉમ્મત ! ખુદાની કસમ ! જો તમને એ ઇલ્મ હોતુ જે મને છે તો તમે હસતાં ઓછું અને રોતા વધારે.

૫૦૦. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે જ્યારે અલ્લાહ-ના રસુલ ( સલ્લ.)ના જમાનામાં સૂરજ ગ્રહણ થયું તો એલાન કરવા-માં આવ્યું કે નમાઝ તૈયાર છે.

૫૦૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે એક યહુદી ઔરત મારાથી કંઈક પુછવા આવી તે વાતચીત કરતાં કહેવા લાગી, ખુદા તમને કબ્રના અઝાબથી બચાવે. મેં રસુલ (સલ્લ.)થી પુછયું શું ( લોકો પર ) કબરોમાં અઝાબ થશે ? આપે ફરમાવ્યું, હા, હુઝુર (સલ્લ.) કબરના અઝાબથી ઘણી જ વધારે પનાહ માગ્યા કરતા હતા પછી મેં હુઝુર (સલ્લ)થી સૂરજ ગ્રહણ થવાનું બયાન કર્યું. છેવટે આપે ફરમાવ્યું કે લોકો કબરના અઝાબથી પનાહ માંગો.

૫૦૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) એ સૂરજ ગ્રહણનો લાંબો કિસ્સો બયાન કરીને ફરમાવ્યુ, કે લોકોએ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ ( સલ્લ.) ! અમે હુઝુર ( સલ્લ.)ને જોયા કે આપે પોતાની જગ્યા પર કોઈ ચીઝ લીધી પછી આપ પાછળ હટયા, ફરમાવ્યું. મેં જન્નતને જોઇ લીધું. અને તેમાંથી એક જુમખુ દ્રાક્ષનુ લેવાનું ઇચ્છયું. જો મને તે મળી જતું તો જ્યાં સુધી દુનિયા બાકી છે. તમે તેને ખાતા રહેતા પછી મેં દોઝખને જોયુ તો આજ સુધી દોઝખના જેવું કોઈ ખતર નાક દશ્ય મારા સામે આવ્યું નથી. દોઝખવાળાઓમાં મેં વધારે સંખ્યા સ્ત્રીઓની જોઈ. લોકોએ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ ( સલ્લ.) ! આનું શું કારણ છે ? ફરમાવ્યુ, તેઓની નાશુકીના કારણે. અર્ઝ કરવામાં આવી. શુ તેઓ ખુદાની નાશુકી કરે છે ? ફરમાવ્યું. પતિની નાશુકી કરે છે અને એહસાનનો ઇન્કાર કરે છે. જો તમે લોકો તેઓની સાથે પુરી જીંદગી એહસાન કરો અને પછી તમારા તરફથી

કોઈ એક નાગવારી ( નાખુશી )ની વાત પેશ આવી જાય તો કહેવા લાગે છે કે તમે અમારાથી કદી સારો વર્તાવ કર્યો નથી.

૫૦૩. હઝરત અસ્મા બિન્તે અબુબક્ર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ સૂરજ ગ્રહણ વખતે ગુલામોને આઝાદ કરવાનો હુકમ આપ્યો છે.

૫૦૪. હઝરત અબુ મુસા (રદી.) કહે છે. (એક વખત) સૂરજ ગ્રહણ થયું. હુઝુર (સલ્લ.) ગભરાયેલા ઉભા થઈ ગયા આપને ડર લાગ્યો કે કયાંક કિયામત ન હોય, પછી મસ્જિદમાં તશરીફ લાવ્યા. નમાઝ પઢી. રૂકુઅ, સિજદાઓ અને કિયામ એટલા લાંબા કર્યા કે આનાથી પહેલાં મેં કદી હુઝુર (સલ્લ.) ને આવું કરતાં જોયા નથી આના પછી ફરમાવ્યું ખુદાની આ નિશાનીઓ કોઈના મરવા-જીવવાથી થતી નથી. અલ્લાહ તઆલા કુદરતની આ નિશાનીઓથી બંદાઓને ડરાવે છે. જો આમાંથી કાંઈ વાત જુઓ તો ડરો અને ઝિક્ર, ઈસ્તિગફાર અને દુઆઓમાં મશગુલ રહો.

૫૦૫. હઝરત આઈશા (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ચાંદ-ગ્રહણની નમાઝમાં અવાજથી કિર્અત પઢી. કિર્અતથી ફારિગ થઈને તકબીર કહીને રૂકુઅ કર્યો. રૂકુઅથી માથુ ઉઠાવીને 'સમેઅલ્લા-હુલિમન હમિદહ' 'રબ્બના લકલ હમ્દ' કહ્યું. સૂરજ ગ્રહણની નમાઝમાં હુઝુર (સલ્લ.) બે વખત કિર્અત કરતા હતા. બે રકઅતોમાં ચાર રૂકુઅ અને ચાર સિજદા કરતા હતા.



# તિલાવતના સિજદાઓના બયાન વિષે

૫૦૬. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદી.) કહે છે કે (એક વખત) નબી (સલ્લ.)ના મકાનમાં સૂરએ નજમ પઢી અને તેમાં સિજદો કર્યો આપની સાથે જે માણસો નમાઝમાં શામેલ થયા હતા, તેમણે પણ સિજદો કર્યો. હા, એક ઘરડા માણસે કર્યો નહિ. અને મુઠ્ઠી ભર કાંકરીઓ અને માટી ઉઠાવીને કપાળથી (પેશાનીથી) લગાવી અને કહેવા લાગ્યો, મારા માટે આજ પુરતું છે. (રાવિ કહે છે.) મેં જોયું તે કુફ્રની હાલતમાં કતલ કરવામાં આવ્યો.

૫૦૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)નો કૌલ છે કે સૂરહ સ્વાદ (નો સિજદો) વાજીબ સિજદાઓમાંથી નથી. મેં નબી (સલ્લ.)ને તેમાં સિજદો કરતાં પણ જોયા છે. ઈબ્ને મસઊદ (રદી.)ની રિવાયત કરેલી તે હદીસ તો હમણાં જ ઉપર આવી ગઈ છે. જેમાં બયાન કર્યું છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ સૂરએ નજમમ સિજદો કર્યો બીજી રિવાયતમાં એટલુ બીજુ વધારે છે કે આપની સાથે મુસલમાનોએ, મુશરીકોએ અને જિન્નાત અને ઈન્સાનોએ સિજદો કર્યો.

૫૦૮. હઝરતે ઝૈદ બિન સાબિત(રદી) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ની સામે સૂરએનજમ પઢી. અને તેમાં સિજદો કર્યો નહિ.

૫૦૯. હઝરત અબુ હુરૈરહ (રદી) ના વિષે બયાન છે કે તેમણે સુરએ 'ઈજસ્સમાઉન શક્કત' પઢી અને સિજદો કર્યો તેના વિષે કંઈક (એતેરાજ (ટીકા)ના રૂપમાં) કહેવામાં આવ્યું તો ફરમાવ્યું જો મેં નબીને સિજદો કરતાં ન જોયા હોતા તો સિજદો ન કરતો.

૫૧૦ હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) અમારી સામે સિજદાવાળી કોઈ આયત તિલાવત ફરમાવતા હતા તો સિજદો કરતા હતા અને અમે પણ કરતા હતા.



# મુસાફિરની નમાઝના બયાન વિષે

૫૧૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ૧૯ દિવસે રોકાયેલા રહ્યા. 'અને કસર કરતા રહયા.

૫૧૨. હઝરત અનસ (રદી.) કહે છે કે અમે હુઝુર (સલ્લ.) ની સાથે મક્કા જવા માટે મદીનાથી નિકળ્યા. આપ મદીના પાછા આવી જવા સુધી બે જ રકઅનો પઢતા રહ્યા. હઝરત અનસ (રદી.)થી પુછવામાં આવ્યું, શું આપ મક્કામાં મુકિમ (રોકાયેલા) રહ્યા તો ફરમાવ્યું હા, દસ દિવસ મુકિમ રહ્યા.

૫૧૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે. મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે, હઝરત અબુબક્ર (રદી.) ની સાથે હઝરત ઉમર (રદી.) ની સાથે મીનાના સ્થળે બે રકઅતો પઢી. અને હઝરત ઉસ્માન (રદી.) ની સાથે તેમને ખિલાફતના શરુઆતમાં (બે રકઅતો) પઢી. તેમણે પૂરી નમાઝ પઢી.

૫૧૪. હઝરત હારસા બિન વહબ (રદી.) કહે છે કે મીનામા પહેલાં ઘણું જ વધારે અમન (શાંતી) થઈ ગઈ હતી. તે સમયે પણ મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે ત્યાં બે જ રકઅતો પઢી.

૫૧૫. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) થી જ્યારે કહેવામાં આવ્યું કે હઝરત ઉસ્માન (રદી.) એ મીનાના સ્થળે ચાર રકઅતો પઢી તો "ઈન્નાલિલ્લાહ" પઢીને બોલ્યા, મેં અલ્લાહના રસુલની સાથે મીનામાં બે રકઅતો પઢી. તો કાશ ચાર રકઅતોમાંથી મારા હિસ્સામાં બે મકબુલ રકઅતો આવી જાય.

૫૧૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું જે ઔરતનું ઈમાન ખુદા અને કિયામતના દિવસ પર હોય,

તેના માટે આ હલાલ નથી કે મહરમ વગર (પરાયા માણસ)ની સાથે એક દિવસ રાતના અંતરનું સફર કરે.

૫૧૭ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે. કે મેં જોયું જ્યારે હુઝુરને ઉતાવળે ચાલવાનુ હોતુ તો મગ્રિબની નમાઝ મોટી પઢતા હતા. અને ત્રણ રકઅતો પઢીને સલામ ફેરવીને અમુક સમય સુધી રાહ જોતા હતા. પછી ઇશાના માટે ઉઠતા હતા, અને ઇશાની બે રકઅતો પઢીને સલામ ફેરવી દેતા હતા ઈશાના બાદ નફીલ પઢતા ન હતા. તેના પછી અડધી રાત્રે કિયામ ફરમાવતા હતા.

૫૧૮. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) કિબ્લાની તરફ રૂખ કર્યા વગર સવારી પર નફીલ નમાઝ પઢી લેતા હતા.

૫૧૯. હઝરત અનસ (રદી.) ના વિષે રિવાયત છે કે આપે ગધેડા પર સવારીની હાલતમાં નમાઝ પઢી અને ગધેડાનું રૂખ (મોઢું) કિબ્લાની ડાબી તરફ હતું. જ્યારે તેમનાથી પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું જો હું નબી (સલ્લ.) ને આવું કરતાં ન જોતો તો કદાપી આવું ન કરતો.

૫૨૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ની સાથે હું રહ્યો. પરંતુ કદી હુઝુર (સલ્લ.) ને સફરમાં નફીલો પઢતાં જોયા નહિ. અને અલ્લાહ તઆલાનું ફરમાન છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)ની સુન્નતની અંદર તમારા માટે સારી પૈરવી છે.

૫૨૧. હઝરત આમીર બિન રબીઅ (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને સફરમાં સવારી પર નફીલ પઢતાં જોયા. સવારીનું રૂખ ચાહે જ્યાં પણ હોતું.

૫૨૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે. જ્યારે હુઝુર (સલ્લ) સફરમાં હોતા હતા, તો ઝોહોર અને અસર અને ઈશાની નમાઝો ભેગી કરી લીધા કરતા હતા.

૫૨૩. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.) કહે છે મને બવાસીર હતી. મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને નમાઝના વિષે પૂછયું આપે ફરમાવ્યું, ઉભા રહીને નમાઝ પઢો. જો તાકાત ન હોય તો બેસીને

પઢો. ( આટલી પણ ) તાકાત ન હોય તો પેહલુ ( બાજુ ) પર ( સૂઇ રહીને પઢો. )

પ૨૪. ઉમ્મુલ મોમિનીન હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે મેં હુઝુર (સલ્લ.) ને રાતની નમાઝ કદી બેસીને પઢતાં જોયા નથી. જ્યારે મોટી ઉંમરે પહોંચી ગયા તો (તે સમયે) બેસીને કિયામ કરતા હતા અને રૂકુઅ કરવા ચાહતા હતા. તો ઉભા થઇ જતા હતા. અને લગભગ ૩૦-૪૦ આયતો પઢીને રૂકુઅ કરતા હતા.

પ૨પ. હઝરત આઇશા (રદી.) થી બીજી રિવાયતમાં આટલુ વધારે છે કે હુઝુર (સલ્લ.) આ રીતે બીજી રકઆતમાં પણ કરતા હતા. જયારે નમાઝ પૂરી કરી ચૂકતા અને હું જાગતી હોતી તો મારી સાથે વાતો કરતા હતા. અને સૂઈ રહેલી હોતી તો આપ સૂઇ જતા હતા.



# તહજ્જુદની નમાઝના બયાન વિષે

૫૨૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જ્યારે રાત્રે તહજજુદની નમાઝના માટે ઉભા થતા હતા તો કહેતા હતા, 'અલ્લાહુમ્મ લકલ હુમ્દુ અન્ત કય્યિમુસ્સમા વતિ વલ-અર્જિ વ-મન-ફી હિન્ન વ લકલ હમ્દુ અન્ત નુરૂસ્સમા વાતિ વલ અર્જિ વ મન ફી હિન્ન વ લકલ હમ્દુ અન્તલ હક્કુ વ વઅદુ કલ હક્કુ વલિકાઉક હક્કુન વકૌલુક હક્કુન વલજન્નતુ હક્કુન વન્નારૂ હક્કુન વસ્સાઅતુ હક્કુન અલ્લાહુમ્મ લકલ અસ્લમતુ રબ્બક આમન્તુ વ અલૈક તવકકલતુ વ ઇલૈક અનબ્તુ વબિક ખાસમ્તુ વ ઇલૈક હાકમ્તુ ફગ્ફરલીમા કદ્દ દમતુ વમા અખ્ખરતુ વમા અસરરતુ આમન્તુ અન્તલ મુકદ્દિમતુ ન વ અન્તલ મુઅખ્ખિર તુન લાઇલાહ ઇલ્લા અન્ત વલા હૌલ વલા કુવ વ ત ઇલ્લ: બિલ્લાહ' (અર્થ) ઇલાહી! તારા માટે હમ્દ યોગ્ય છે. તુ આસ્માનોની, જમીનોની અને તે ચીઝોની જે તેમાં છે. તદબીર કરવાવાળો છે. તારા જ માટે હમ્દ યોગ્ય છે. તુ આસ્માનોને જમીનોને અને તે ચીઝોને જે તેમાં છે, રોશન કરવવાળો છે. તારા જ માટે હમ્દ યોગ્ય છે તુ હક છે. તારો વાયદો હક છે. તારી મુલા હક છે. તારો કૌલ હક છે, જન્નત હક છે. દોઝખ હક છે. બધા જ નબીઓ હક છે. મોહમદ હક છે. કિયામત હક છે. ઇલાહી! હું તારો તાબેદાર છું તારા પર ઇમાન લાવ્યો છું તારા પર મારો ભરોસો છે. તારી જ તરફ હું રૂજુ કરુ છું તારી જ મદદથી હું દુશ્મનો પર લડાઈમાં ગાલીબ આવ્યો છું તારી જ સામે મુકદમો (અરજી) પેશ કરું છું. મારા આગળના પાછળના છુપા ઝાહીરી, ગુનાઓ માફ કરી દે. તુ જ મુકદદમ (આગળ) કરવાવાળો અને તુ જ મુઅખ્ખર (પાછળ) કરવાવાળો છે. તારા સિવાય કોઈ માબુદ નથી. અને બસ ખુદાથી જ બધી કુવ્વત અને તાકાત છે.

૫૨૭. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ની જીંદગીમાં જ્યારે લોકો કોઈ ખ્વાબ (સ્વપ્ન) જોતા તો આપની સામે બયાન કરતા મને પણ ઈચ્છા પેદા થઇ કે કોઈ ખ્વાબ જોઉં અને અલ્લાહના રસુલ (સલ્લ.) થી બયાન કરું (તે સમયે હું) નવજવાન છોકરો હતો, અને હુઝુરના જમાનામાં મસ્જિદમાં સૂઇ રહયા કરતો હતો. મેં ખ્વાબમાં જોયું કે બે ફરિશ્તા મને પકડીને દોઝખ તરફ લઈ જઈ રહયા છે એકાએક દોઝખનો એવો કઠેરો બની ગયો જેવો કુવાનો હોય છે અને પછી તરત જ તેમાં બે શીંગડાં લગાવવામાં આવ્યા. તેમાં મેં કેટલાક ઓળખીતા માણસો જોયા આ જોઈને કહેવા લાગ્યો કે દોઝખથી હું ખુદાની પનાહ ચાહુ છું. પછી એક ફરિશ્તો મળ્યો, અને મારાથી કહેવા લાગ્યો તારે ડરવું ન જોઇએ મેં આ ખ્વાબ હઝરત હફસાથી બયાન કરી દીધો. અને તેમણે અલ્લાહના રસુલ (સલ્લ.) થી અર્જ કરી દીધી. આપે ફરમાવ્યું અબ્દુલ્લાહ સારો માણસ છે. કાશ! રાતની નમાઝ પઢયા કરતો તેના પછી હું રાત્રે બસ થોડી જ વાર સૂઈ રહેતો હતો.

૫૨૮. હઝરત જુન્દુબ બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ની તબીયત (એક વખત) બગડી ગઈ અને આપ એક બે રાતે તહજજુદના માટે ન ઉઠયા.

૫૨૯. હઝરત અલી બિન અબી તાલિબ (રદી.) ફરમાવે છે (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.) રાતના સમયે મારી પાસે અને પોતાની સાહબઝાદી હઝરત ફાતિમા (રદી.) ની પાસે તશરીફ લાવ્યા. અને ફરમાવ્યું નમાઝ પઢતા નથી? મેં અર્જ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમારા જીવ અલ્લાહ તઆલાના કબ્જામાં છે જ્યારે તે અમોને ઉઠાવવા ચાહે છે. ઉઠાડી દે છે. જ્યારે અમે આ કહ્યું તો આપ વાપસ થઈ ગયા. મને કોઈ જવાબ આપ્યો નહિ. હું જોઈ રહ્યો હતો કે આપ વાપસીમાં પોતાની રાનો (સાથળ) ને આશ્ચર્યથી પીટી રહયા હતા. અને ફરમાવી રહયા હતા. ઈન્સાન સૌથી વધારે ઝગડાલુ (ઝખડાખોર) છે.

૫૩૦. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે આના બાવુજુદ (ઉપરાંત) અલ્લાહના રસુલ (સલ્લ.) ને કોઇ અમલ પસંદ હોતુ હતું. પરંતુ

આ ડરથી આપ તેને છોડી દેતા હતા કે કદાચ લોકો આના પર અમલ કરવા લાગી જાય અને તે તેઓના પર ફર્ઝ થઈ જાય. રસુલુલ્લાહ (સલ્લ.) એ ચાશતની નમાઝ કદી પઢી નથી. પરંતુ હું તેને પઢુ છું.

૫૩૧. હઝરત મુગીરા ઈબ્ને શોબા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ઉભા થઈને નફીલ એટલી પઢતા હતા કે આપને બન્ને પગ અથવા પિંડલીઓ પર સોજો આવી જતો હતો. જ્યારે આપનાથી અર્જ કરવામાં આવતુ કે આટલી ઇબાદત શા માટે કરો છો? તો ફરમાવતા, શું હું શુક્રગુજાર બંદો ન બનું ?

૫૩૨. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલાને સૌથી વધારે પ્યારી નમાઝ હઝત દાઉદ (અલૈ.)ની હતી અને અલ્લાહતઆલાની નજીક સૌથી વધારે પસંદીદહ રોઝા પણ હઝરત દાઉદ (અલૈ.)ના હતા હઝર દાઉદ (અલૈ.) અડધી રાત ઉંઘતા હતા. તીહાઈ ૧/૩ રાત નમાઝ પઢતા હતા. પછી રાતના છઠ્ઠા હિસ્સામાં સૂતા હતા. અને એક દિવસ રોઝો રાખતા અને એક દિવસ ઈફ્તારથી રહેતા હતા.

૫૩૩. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ને સૌથી વધારે પસંદ તે અમલ હતું જે હંમેશા (પાબંદીના સાથે) હોય હઝરત આઈશા (રદી.) થી પુછવામાં આવ્યું કે હુઝુર (સલ્લ) કયારે ઉઠયા કરતા હતા ? ફરમાવ્યું, જયારે મુર્ગની અવાજ સાંભળતા હતા. અને બીજી રિવાયતમાં છે. જયારે મુર્ગની અવાજ સાંભળતા હતા. તો ઉઠતા હતા. પછી નમાઝ પઢતા હતા.

૫૩૪. હઝરત આઇશા (રદી.) થી એક રિવાયત નકલ કરવામાં આવી છે કે જયારે સવારનો સમય હોતો હતો. હુઝુર (સલ્લ,) ખ્વાબમાં હોતા હતા.

૫૩૫. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે (એક વખત) જયારે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે રાત્રે નમાઝ પઢી તો આપ ઉભા જ રહયા ત્યાં સુધી કે મે એક ખરાબ ઇરાદો કર્યો હતો ? ફરમાવ્યુ. મેં ઇરાદો કર્યો હતો કે પોતે બેસી જાઉં અને આપને ઉભા છોડી દઉં.

૫૩૬ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અલ્લાહાના રસુલ (સલ્લ) ની રાતના નમાજ ૧૩ રકઅતો થતી હતી.

૫૩૮. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) મહિનામાં એટલા દિવસો સુધી રોઝા રાખતા ન હતા કે અમારો ખ્યાલ થઈ જતો હતો કે આમાં (કદાચ) આપ એક રોઝો પણ છોડશે નહિ. અને જો કોઈ ચાહતું કે હુઝુર (સલ્લ.) ને રાતના સમયે નમાઝ પઢતા જોઈ લે, તો જોઈ શકતો હતો. અને જો ચાહતો કે સુઈ રહેલા જુએ તો જોઇ શક્તો હતો.

૫૩૯ હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે. જ્યારે તમારામી કોઈ માણસ સુઇ જાય છે તો શયતાન તેની ગુદ્દી (ગરદનનો પાછળનો ભાગ) પર ત્રણ ગાંઠો લગાવે છે. દરેક ગાંઠ લગાવીને (કહે છે) તું લાંબી રાતમાં સૂઈ રહેલો રેહ હવે જો જાગીને માણસ ખુદાની યાદ કરે છે તો એક ગાંઠ ખુલી જાય છે. અને જ્યારે વુઝુ કરે છે. તો બીજી ગાંઠ ખુલી જાય છે અને જ્યારે નમાઝ પઢે છે. ત્રીજી ગાંઠ પણ ખુલી જાય છે. અને સવારે પાક સાફ ઉઠે છે. નહિ તો સવારે સુસ્ત અને દિલનો કમીનો (નાલાયક) બનીને ઉઠે છે.

૫૪૦. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે. (એક વખત) અલ્લાહ ના રસુલ (સલ્લ.) ની સામે એક માણસનો ઝીક્ર કરવામાં આવ્યો. તે બરાબર (લગાતાર) સુઈ રેહે છે. અને સવારે નમાઝ પઢતો નથી. આપે. ફરમાવ્યું, શયતાન તેના કાનમાં પેશાબ કરી દે છે.

૫૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું. દરેક રાત, જ્યારે કે રાતનો છેલ્લો ૧/૩ ભાગ બાકી રહે છે. અલ્લાહ તઆલા દુનિયાના આસ્માન પર ઉતરે છે. અને ઈરશાદ ફરમાવે છે. કોણ માણસ જે મારાથી દુઆ કરે. અને હું તેની દુઆ કબુલ કરી લઉં ? કોણ માણસ છે જે મારાથી કંઈક માગે અને હું તેને આપુ ? કોણ માણસ છે જે મારાથી મગ્ફેરત ઇચ્છે અને હું તેની બક્ષીસ કરું ?

૫૪૨. હઝરત આઈશા (રદી.) થી (એક વખત) હુઝુર (સલ્લ.) ની રાતના નમાઝના વિષે પુછવામાં આવ્યું, તો ફરમાવ્યું અલ્લાહના રસુલ (સલ્લ,) રાતની શરુઆતમાં સુતા હતા અને છેલ્લી રાતમાં ઉઠતા, નમાઝ પઢતા અને પછી પોતાના બિસ્તર પર જતા રહેતા હતા પછી તે સમયે ઉઠતા હતા, જયારે મોઅઝઝીન અઝાન કહેતો હતો.

જો જરૂરત થતી તો ગુસલ ફરમાવતા હતા. નહિ તો ફકત વુઝુ કરીને બહાર આવી જતા હતા.

૫૪૩. હઝરત આઈશા (રદી.) થી હુઝુર (સલ્લ.) ની રમઝાનની નમાઝના વિષે પુછવામાં આવ્યુ, તો ફરમાવ્યું અલ્લાહના રસુલ (સલ્લ.) રમઝાન અને રમઝાનના અલાવા બધામાં ૧૧ રકઅતોથી વધારે પઢતા ન હતા. પહેલાં ૪ રકઅતો પઢતા હતા જેની ખુબી અને લાંબા હોવાનુ ન પુછો પછી ૪ રકઅતો બીજી પઢતા હતા. તેની ખુબી અને લાંબા સવાલ પણ ન કરો તેના પછી ૩ રકઅતો પઢતા હતા. મેં અર્જ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું આપ વિત્ર પઢવાના પહેલાં સુઈ જતા હતા? ફરમાવ્યું, આઈશા (રદી.)! મારી આંખો સુએ છે છે. દિલ સુઈ રહેતુ નથી.

૫૪૪. હઝરત અનસ. (રદી.) બિન માલિક કહે છે કે હુઝુર (સલ્લ.) તશરીફ લાવ્યા. તો શું જૂએ છે કે એક રસ્સી બે થાંભલાની વચ્ચે લાંબી લાંબી બાંધેલી છે. ફરમાવ્યું આ કેવી રસ્સી છે? અર્ઝ કરવામાં આવ્યું, આ હઝરત ઝેનબ (રદી.) ની રસ્સી છે. (જ્યારે નમાઝ પઢતાં-પઢતાં) હઝરત ઝેનબ (રદી.)ને કંઈક સુસ્તી થઈ જાય છે તો તેને પકડીને લટકી જાય છે. અને સુસ્તી દૂર થઈ જાય છે. ફરમાવ્યું, નહીં તેને ખોલી દો. તમારામાંથી દરેક માણસ તે સમય સુધી નમાઝ પઢે, જ્યાં સુધી ચુસ્ત (સ્ફુર્તી) રહે. જ્યારે સુસ્ત થઈ જાય તો બેસી રહે.

૫૪૫. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદી.) કહે છે મારાથી અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું. અબ્દુલ્લાહ! તું ફલાણા માણસની જેમ ન થઈ જતો. જે પુરી રાત કિયામ કરે છે મેં (આ સાંભળીને) રાતનો કિયામ છોડી દીધો.

૫૪૬. હઝરત ઊબાદા (રદી.)થી રિવાયત છે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જે માણસ રાત્રે જાગીને (આ દુઆ) કહે કે ખુદાએ વાહિદના સિવાય કોઈ માબુદ નથી. તેનો કોઈ ભાગીદાર નથી. તેની જ હુકુમત છે. અને તેનાજ માટે બધી તારીફ છે. અને તે દરેક ચીઝ પર કાદીર છે. દરેક તારીફ ખુદાના જ માટે છે. ખુદા દરેક ઐબથી પાક છે અને અલ્લાહ સૌથી મોટો છે. બધી તાકાત અને

કુવ્વત ખુદાથી જ છે. તેના પછી કહે. ઇલાહી ! મને બક્ષી દે. અથવા બીજી કોઇ દુઆ કરે. તો તેની દુઆ કબુલ થઈ જાય છે. અને જો વુઝુ કરીને નમાઝ પઢશે તો તે પણ મકબુલ થશે.

૫૪૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) (એક વખત) પોતાનો કિસ્સો બયાન કરતાં અલ્લાહના રસુલ (સલ્લ.)નો ઝીક્ર કરી રહ્યા હતા કે તમારો ભાઈ એટલે કે રવાહા ખોટા અશઆર (શાયરીઓ) કહેતો નથી (શાયરીઓનો અર્થ આ છે) અમારામાં અલ્લાહના રસુલ (સલ્લ.) છે જયારે ફજર થાય છે. તો તેઓ પોતાની કિતાબ (કુરઆન) તિલાવત કરે છે. તેમણે અમોને ગુમહારીના પછી હિદાયતનો રસ્તો બતાવ્યો. અમારાં દિલ તેઓનું યકીન રાખે છે. જે કંઈ તેમણે ફરમાવ્યું. તે હકીકતમાં થવા વાળું છે તે પુરી રાત પોતાના પહલુંને બિસ્તરથી દૂર રાખે છે અને મુશરીકોને ખ્વાબગાહમાં મુશરીકોના વજનથી બિસ્તર ભારી રહે છે.

૫૪૮. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે. મને નજર આવી રહ્યું હતું કે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં મારા હાથમાં એક ટુકડો હતો. હું જન્નતના જે સ્થળે જવાનો ઈરાદો કરતો હતો, તે ટુકડો મને ત્યાં ઉઠાવીને લઇ જતો હતો. મેં જોયું કે બે માણસો મારી પાસે આવ્યા. બાકી હદીસ ઉપર આવી ગઈ.

૫૪૯. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે જેવી રીતે અલ્લાહના રસુલ (સલ્લ.) અમને કુરઆનની સુરઅની તાલિમ આપતા હતા. તે જ રીતે બધા જ મામલાઓમાં ઈસ્તીખારાની તાલિમ આપતા હતા. આપ ફરમાવતા હતા કે જે સમયે તમારામાંથી કોઈ, કોઇ કામનો ઈરાદો કરે તો ઇચ્છે કે બે રકઅતો ફર્ઝના સિવાય પઢે. પછી કહે, ઇલાહી ! હું તારાથી તારા ઈલ્મની સાથે ( ભલાઈ ઇચ્છુ છું. અને તારી કુદરતથી ( આ કામથી ) અસલી અંદાઝાની તલબમાં છું હું તારાથી તારૂં અઝીમ ફઝલ ઇચ્છું. કારણ કે તુ તાકાત રાખે છે અને મને કુદરત (તાકાત) નથી. તું જે જાણે છે અને હુ જાણતો નથી તુ ગેબનો જાણવાવાળો છે. ઈલાહી ! તારી જાણકારીમાં આ કામ મારા માટે દિન અને દુનિયા અને પરીણામમાં સારુ હોય તો મારા માટે મુકદદર (નસીબ) કરી દે. આને માટે આસાન કરી દે. અને આમાં

મને બરકત આપ અને તારા ઇલ્મમાં જો આ કામ મારા માટે દીન અને દુનિયા અને પરીણામમાં ખરાબ હોય તો આને મારાથી દુર કરી દે અને આનાથી મને રોકી દે અને જ્યાં પણ હોય, મારા માટે ભલાઈ નક્કી કર. અને મને આનાથી ખુશ કરી દે. (અહિંયા પોતાની જરૂરતનું નામ લે.)

૫૫૦. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) ફજરની બે રકઅતોથી વધારે કોઇ નફીલની પાબંદીમાં સખ્ત ન હતા.

૫૫૧. હઝરત આઈશા (રદી) ફરમાવે છે કે સવારની નમાઝના પહેલાંની બે રકઅતો રસુલ (સલ્લ) ઘણી જ આસાન (હલ્કી) પઢતા હતા. ત્યાં સુધી મારો ખ્યાલ થતો હતો જાણે આપે. સુરએ હમ્દ પણ પઢી (કે નહિ.)

૫૫૨. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે મને મારા દોસ્તએ ત્રણ વાતોની મરતા સુધી કરવાની નસીહત કરી છે, દરેક મહિનામાં ત્રણ દિવસનાં રોઝા, ચાશ્તની નમાઝ, વિત્ર પઢીને સુઈ રહેવું.

૫૫૩. હઝરત આઈશા ( રદી. ) ફરમાવે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) ઝોહોરના પહેલાં ચાર રકઅતો અને ફજરના પહેલા બે રકઅતો છોડતા ન હતા.

૫૫૪. હઝરત અબ્દુલ્લાહ મુજની (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. મગ્રિબની નમાઝના પહેલાં નમાઝ પઢો. પછી નમાઝ પઢો. પછી ત્રીજી વખત ફરમાવ્યું, આ (હુકમ) તેના માટે છે જેને આ વાત ખરાબ જણાય કે લોકો તેને સુન્નત બનાવી લે. (આ હુકમ મન્સુખ (રદ.) છે. આ ઈસ્લામના શરૂ જમાનાનો કિસ્સો છે.)

૧૯

# મક્કા અને મદીનાની મસ્જિદમાં નમાઝ પઢવાની ફઝીલતના બયાન વિષે

૫૫૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલ ( સલ્લ. ) એ ફરમાવ્યું, તંબુ (કજાવે) ફક્ત ત્રણ મસ્જિદોની તરફ (જવા માટે) બાંધવામાં આવે. મસ્જિદે બૈતુલ હરામ, મસ્જિદે રસુલ, મસ્જિદે બૈતુલ મુકદ્દસ.

૫૫૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર ( સલ્લ ) એ ફરમાવ્યું, મારી આ મસ્જિદમાં એક નમાઝ બીજી જગ્યાઓની હજારો નમાઝોથી બહેતર છે. પરંતુ કાબા આનાથી અલગ છે.

૫૫૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) ફક્ત બે દિવસ ચાશ્તની નમાઝ પઢતા હતા. (એક એ દિવસે) જે દિવસે મક્કામાં આવતા હતા. ત્યાં જો કે ચાશ્તના સમયે દાખલ થતા હતા. એટલા માટે તવાફ કરીને બે રકઅતો મકામે (ઇબ્રાહીમ) ના પાછળ પઢતા હતા. બીજી એ દિવસે જ્યારે મસ્જિદે કુબામાં આવતા હતા. કારણ કે હુઝુર (સલ્લ) ત્યાં અઠવાડિયાના દિવસે આવતા હતા અને મસ્જિદમાં દાખલ થવાના પછી મકસુદ સમજતા હતા કે નમાઝ પઢ્યા વગર નિકળીને ચાલ્યા જાય. રાવિનું બયાન છે કે હુઝુર (સલ્લ) મસ્જિદે કુબાની સવાર અને પૈદલ (જે પણ હોય) ઝીયારત કરતા હતા. અને કહેતા હતા હું. એવું જ કહું છું. જેવી રીતે અસ્હાબ

(રદી)ને કરતાં જોયાં, હું કોઈને રાત દિવસના કોઈ સમયે નમાઝ પઢવાથી રોકતો નથી. પરંતુ સૂરજ નિકળવાના અને ડૂબવાના સમયે નમાઝ પઢવાનો ઈરાદો ન કરો.

૫૫૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું. મારા મકાન અને મારા મીંબરના વચ્ચેની જમીન જન્નતનો બગીચો છે. અને મારો મીંબર હોઝ પર છે.

૫૬૦. હઝરત ઝેદ બિન અરકમ ( રદી. ) કહે છે કે પહેલાં અમે નમાઝમાં પોતાના સાથીથી વાતો કર્યા કરતા હતા. ત્યાં સુધી કે આ આયત નાઝીલ થઈ. હાફિઝુ અલસ્સલાતિ વસ્સલાતિલ વુસ્તા વ કુમુ લિલ્લાહિ કાનિતીન ' તેના પછી હમોને નમાઝમાં ચૂપ રહેવાનો હુકમ આપી દેવામાં આવ્યો.

૫૬૧. હઝરત મઈકીબ (રદી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ ( સલ્લ. ) એ તે માણસથી, જે સિજદાના જગ્યાની માટી બરાબર કરી રહ્યો હતો, ફરમાવ્યું.. જો તુ કરવા જ ચાહે તો ફક્ત એક વખત.

૫૬૩,હઝરત આઈશા ( રદી. )એ સૂરજ ગ્રહણનો કિસ્સો ઝીક્ર કરીને ફરમાવ્યો કે આપે આગને જોઇ હતી. કે તેના અમુક ભાગ અમુકને ખાયે જતા હતા અને તેમાં અમ્ર બિન લુહયી પણ હતો. જેણે બુતોના નામ પર સાંઢ છોડવાની શરૂઆત કરી હતી.

૫૬૪ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ( રદી. ) કહે છે, (એક દિવસ ) મને અલ્લાહના રસુલ ( સલ્લ. ) એ કોઇ કામ પર મોકલ્યો. મેં જઇને તે કામ પુરૂ કર્યું. અને પાછો આવીને હુઝુર ( સલ. ) ની ખિદમતમાં હાજર થઇ ગયો. આપને સલામ કરી. પરંતુ આપે જવાબ આપ્યો નહીં. મારા દિલમા આનાથી એ દુઃખ ઉત્પન ( પૈદા ) થયુ જેને ખુદા ખુબ જાણે છે, મેં વિચાર કર્યો કે કદાચ રસુલુલ્લાહ ( સલ્લ. ) મારા મોડા આવવાના કારણે નારાજ થઈ ગયા એટલા માટે મે આપને ફરીથી સલામ કરી.......પરંતુ આપે જવાબ આપ્યો નહિ આનાથી મારા દિલમાં તે જ વાત આવી અને

પછી મેં સલામ કરી. તો આપે. સલામનો જવાબ આપીને ફરમાવ્યું, જો કે હું નમાઝ પઢી રહ્યો હતો. ફક્ત એટલા માટે જ તમને જવાબ આપી શકયો નહિ. તે સમયે આપ ઊંટણી ઉપર સવાર હતા. જેનું રૂખ કિબ્લાની તરફ ન હતું.

૫૬૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.)એ ના પાડી છે કે પોતાના પેટ (કુખ) પર હાથ રાખીને નમાઝ પઢે.



# સહવના બયાન વિષે

૫૬૬. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.) એ ઝોહોરની પાંચ રકઅતો પઢી. આપનાથી પૂછવામાં આવ્યું, શું નમાઝમાં વધારો થઇ ગયો છે? તો ફરમાવ્યું, આ કેવી રીતે! અર્ઝ કરવામાં આવી. આપે પાંચ રકઅતો પઢી. આપે તરત જ સલામ ફેરવીને સિજદા કર્યા.

૫૬૭. હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને અસરના પછી બે રકઅતો પઢવાથી મના ફરમાવતાં સાંભળ્યું. પરંતુ પછી આપને જ બે રકઅતો પઢતાં જોયા. તે સમયે મારી પાસે અન્સારની કેટલીક ઔરતો હતી. મેં આપની પાસે એકને મોકલીને કહ્યું કે આપની બરાબર ઉભી રહીને કહે જે કે ઉમ્મે સલમા (રદી.) કહે છે મેં આપને આ બે રકઅતોથી મના ફરમાવતાં સાંભળ્યા પરંતુ હું જોઈ રહી છું કે આપ પઢી રહ્યા છો. હવે જો હુઝુર (સલ્લ.) તને ઈશારો કરી દે તો હટીને આવી જજે. જો કે છોકરીએ એવું જ કર્યું આપે હાથથી ઈશારો કર્યો. તે પાછળ હટી ગઇ. જ્યારે આપ ફારીગ થઈ ગયા તો ફરમાવ્યું, હે અબુ ઉમૈયાની બેટી! તેં અસરની પછીની બે રકઅતોના વિષે પૂછ્યું છે. મારી પાસે કબિલા અબુલ કૈસના કેટલાક માણસો આવ્યા હતા. જેમના કારણે હું ઝોહેરના પછીની બે રકઅતો પઢી શકયો નહિ. જો કે તે બન્ને રકઅતો આ જ હતી.

૫૬૮, હનફી ના નજીક આ હુઝુર (સલ્લ.) ની સાથે ખાસ હતું બીજાને અસરની નમાઝ બાદ નમાઝ પઢવું સહી (ખરું) નથી.

# જનાઝાના બયાન વિષે

૫૬૯. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણુસ અલ્લાહ તઆલાનો (જાત અને સિફતો) માં કોઈ ચીઝનો ભાગીદાર (શરીક) બનાવે તે દોઝખમાં દાખલ થશે. હું કહુ છું જે માણુસ અલ્લાહ તઆલાને કોઇ ચીઝમાં શરીક ન બનાવે અને મરી જાય તો જન્નતમાં જરૂર દાખલ થશે.

૫૭૦. હઝરત બરા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ અમને સાત વાતો (ને કરવાનો) હુકમ આપ્યો છે. જનાઝાની સાથે જવાનો બિમારોની ખબર પુરસી કરવાનો દાવત કરવાવાળાની (દાવત) કબુલ કરવાનો, મઝલુમની મદદ કરવાનો, કસમ પૂરી કરવાનો, સલામનો જવાબ આપવાનો, અને છીંકવાવાળાને દુઆ આપવાની. બાકી ચાંદીના વાસણ (ના ઉપયોગ) થી, સોનાની વીંટીથી, અને રેશમી કાપડથી ના પાડી છે.

૫૭૧. હઝરત ઉમ્મે અલા અન્સારીયા (રદી.) ફરમાવે છે કે મુહાજિરીનની (મહેમાનીના વિષે) ચીઠ્ઠી નાંખવામાં આવી. અમારા હિસ્સામાં ઉસ્માન બિન મજઉન (રદી) ની મહેમાની આવી. એટલા માટે અમે તેમને પોતાના ત્યાં રોકાવ્યા (રોકાયા.) જ્યારે તે મજઉલ મૌતમાં સપડાઇને ઈન્તેકાલ કરી ગયા, તો ગુસલ આપીને તેમના જ કપડામાં તેમને કફન આપી દેવામાં આવ્યું. એટલામાં અલ્લાહના રસુલ (સલ્લ.) તશરીફ લાવ્યા. હું (તે સમયે) કહી રહી હતી. અબુ સાઇબ (ઉસ્માન બિન મજઉનની અટક)! તમે ખુદાની રહમત છો. હું શહાદત આપું છું કે ખુદાએ તમને ઈજ્જત અતા ફરમાવી. (આ સાંભળીને) રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, તને આ કેવી રીતે ખબર પડી કે તે ખુદાની સામે કામીયાબ થશે. મેં અર્ઝ કરી (જો અલ્લાહ તઆલા તેની ઈજ્જત અફઝાઈ ન ફરમાવશે) તો બીજા કોને

ઇજાજત આપશે ? આપે ફરમાવ્યું તેને તો મૌત આવી ગઈ અને ખુદાની કસમ ! હું તેના માટે ભલાઈની ઉમ્મીદ ( પણ ) કરું છું પરંતુ ખુદાની કસમ ! હું રસુલ હોવા છતાં પણ તેનું ઈલ્મ નથી કે અલ્લાહ તઆલા તેની સાથે શું કરશે. ઉમ્મુલ આલા ફરમાવે છે કે હુઝુર (સલ્લ) ના આ ઈરશાદના પછી હું કદી કોઈને બેગુનાહ વિચારતી ન હતી.

૫૭૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે જ્યારે મારા બાપનો કત્લ થયો. તો હું રડતો રડતો તેમના ચહેરાથી કપડું હટાવવા લાગ્યો. લોકો મને આવું કરવાથી રોકવા લાગ્યા. પરંતુ હુઝુર (સલ્લ.) એ મના ફરમાવ્યું નહિ. મારી ફઈ ફાતિમા (રદી.) પણ રડી રહી હતી. છેવટે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હવે રડો નહિ ! ફરિશ્તાઓ આના પર બરાબર છાંયડો કરેલ હતા. પરંતુ તમે તેઓને અલગ કરી દીધા.

૫૭૩. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે, જે દિવસે હઝરત નજાશીનો ( હબ્શમાં ) ઇન્તેકાલ થયો, તે જ દિવસે રસુલુલ્લાહ (સલ્લ.) એ તેની ખબર આપી પોતે બહાર તશરીફ લાવીને મસ્જિદમાં આવ્યા સફ ઠીક કરાવી અને નમાઝ માટે ઊભા થઈને ચાર તકબીરો પઢી.

૫૭૪. હઝરત અનસ (રદી.) કહે છે કે (એક વખત ) અલ્લાહના રસુલ (સલ્લ.) ની આંખોમાં આંસુ ચાલુ હતાં. અને આપે ફરમાવ્યું, હતું કે ઝૈદ (રદી.) એ ઝંડો લીધો પરંતુ તે કામ આવી ગયા તેના પછી જાફર (રદી.) એ ઝંડો લીધો પરંતુ તે પણ કામ આવી ગયા. પછી અબ્દુલ્લાહ બિન રવાહા (રદી.) એ ઝંડો પકડી લીધો. પરંતુ તે પણ શહીદ થઈ ગયા. છેવટે ખાલિદ બિન વલીદે હાકિમ ન હોવા છતાં પણ લીધો. તો તેમનાથી કામીયાબી હાસિલ થઈ.

૫૭૫. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જે મુસલમાનના ત્રણ નાબાલિગ બાળકો મરણ પામે તેને અલ્લાહ તઆલા પોતાની રહમતનાં તુફેલમાં જન્નતમાં જરૂર દાખલ કરશે.

૫૭૬. હઝરત ઉમ્મે અતીયા અન્સારીયા (રદી.) કહે છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાહબઝાદીની વફાત થઇ, તો હુઝુર (સલ્લ.) એ અમારી પાસે તશરીફ લાવીને ફરમાવ્યું, આને ત્રણ વખત કે પાંચ વખત કે જેટલી પણ જરૂરત હોય, એનાથી વધારે વખત

પાણી અને બોરડીનાં પત્તાંથી નેહલાવો અને ફારીગ થઇને મને ખબર આપી દેજો જેથી જ્યારે અમે (ગુસલથી) ફારીગ થઈ ગયાં તો આપને ખબર આપી દીધી. આપે અમોને પોતાની તહબન્દ ( લુંગી ) આપી ફરમાવ્યું, આને લુંગીની જેમ પહેરાવી દો.

બીજી રિવાયતમાં છે કે હુઝુર ( સલ્લ. ) એ ઈરશાદ ફરમાવ્યો હતો કે ગુસલ જમણી તરફથી વુઝુના આઝા ( અવયવો ) થી શરૂ કરજો. ઉમ્મે અતીયા (રદી.) કહે છે. કે અમે સાહબઝાદીના બાલોંના, કાંસકીથી ત્રણ ભાગ કરી દીધા હતા,

૫૭૭. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.) ને ત્રણ સફેદ સૂતરાઉ યમની કપડાંનું કફન આપવામા આવ્યું, જેમા ન કુરતા ( ઝબ્બો ) હતો ન અમામા ( પાઘડી ).

૫૭૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક માણસ અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે અરફાતના સ્થળ પર રોકાયો હતો ઓંચીંતો સવારીથી પડીને તેની ગરદન તૂટી ગઈ. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, આને પાણી અને બોરડીના પત્તાથી ગુસલ આપીને બે કપડાનું કફન આપો. પરંતુ (હુનુત) ( એક બનાવેલી ખુશ્બુ ) ન લગાવતા ન માથાને ઢાંકજો કારણ કે કિયામતના દિવસે આ લબ્બૈક કહેતો ઉઠશે.

૫૭૯. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે જ્યારે અબ્દુલ્લાહ ઉબઈ ( મુનાફીક ) નો ઈન્તેકાલ થયો તો તેનો પુત્ર હુઝુર (સલ્લ) ની ખિદમતમાં હાજર થયો અને અર્જ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ) ! તેના કફનના માટે તમારો ઝભ્ભો આપી દો. અને તેની નમાઝ પઢીને તેના ગુનાહ માફ થઈ જવાની દુઆ કરી દો. આપે પોતાનો ઝબ્બો આપી દીધો. ( એટલે કે વાયદો ફરમાવ્યો ) અને ફરમાવ્યું, જ્યારે જનાઝો તૈયાર થઇ જાય તો મને ખબર આપી દેજો હું તેની નમાઝ પઢીશ ( જો કે જ્યારે જનાઝો તૈયાર થઇ ગયો, તો ) તેણે આપને ખબર આપી. જ્યારે આપે તેના પર નમાઝનો ઇરાદો કર્યો તો હઝરત ઉમર (રદી.) એ આપને હટાવી લીધા અને અર્જ કરી. શું હુઝુર (સલ્લ.) ને મુનાફીકોંની જનાઝાની નમાઝ પઢવાથી

અલ્લાહુ તઆલાએ રોકયા નથી? આપે ફરમાવ્યું, મને નમાઝ પઢવાનો અને ન પઢવાનો બન્ને વાતોનો અધિકાર આપી દેવાંમા આવ્યો છે. અલ્લાહુ તઆલાનું ફરમાન છે તમે તેઓના માટે મગફેરત તલબ કરો કે ન કરો (બન્ને) બરાબર છે. જો ૭૦ વખત તેઓના ગુનાહોની માફી ઈચ્છશો તો ખુદા કદાપી તેઓને માફ ફરમાવશે નહિ તેના પછી હુઝુર (સલ્લ) એ તેની નમાઝ પઢી. પરંતુ નમાઝના પછી આ આયત નાઝીલ થઈ કે જો (મુનાફિક) મરી જાય તો તેના પર કદી નમાઝ ન પઢો.

૫૮૦. હઝરત જાબિર (રદી.) થી રિવાયત છે કે અબ્દુલ્લાહુ બિન ઉબઈના દફન થવાના પછી અલ્લાહુના રસુલ (સલ્લ.) (ત્યાં) તશરીફ લઈ આવ્યા. કબ્રથી કઢવરાવીને અમુક પ્રમાણમાં થુંક મુબારક તેના ઉપર નાખ્યું અને પોતાનો ઝબ્બો તેને પહેરાવી દીધો.

૫૮૧. હઝરત ખબ્બાબ (રદી.) કહે છે કે અમે અલ્લાહુની ખુશી પ્રાપ્ત કરવા માટે અલ્લાહુના રસુલ (સલ્લ.) ની સાથે હિજરત કરી. એટલા માટે અમારો અજર (સવાબ) ખુદાની પાસે યકીનો થઈ ગયો. હવે અમારામાંથી અમુક માણુસ વગર (દુનિયાનો) સવાબ પ્રાપ્ત કર્યે મરી ગયો અને અમુકનાં આમાલનો (દુનિયાના) ફળ પાકી ગયું અને (દુનિયામાં ઇસ્લામી કામીયાબીઓના પછી) તેમણે આ ફળને તોડવાનું શરૂ કરી દીધું, જ્યારે મુસઅબ બિન ઉમૈર (રદી.) ઓહદની લડાઈમાં શહીદ થઈ ગયા તો તે સમયે એક ચાદરના સિવાય અમને કંઈ હાથ આવ્યું નહિ. અને ચાદર (પણ) એવડી હતી કે તેમનું માથુ ઢાંકતા હતા તો તેમના પગ ખુલી જતા હતા. અને પગને ઢાંકતા હતા તો માથું રહી જતું હતું. (મજબુરન) હુઝુર (સલ્લ.) એ હુકમ આપ્યો કે માથાને ઢાંકી દો અને પગ પર ઘાસ નાખી દો.

૫૮૨. હઝરત સહલ(રદી.) કહે છે કે એક ઔરત કિનારીવાળી ચાદર રસુલ (સલ્લ.)ની ખિદમતમાં લઈને હાજર થઈ અને અર્ઝ કરી. મેં હુઝુર (સલ્લ.) ને પહેરાવવા માટે આ ચાદર પોતાના હાથથી વણી છે. આપને જો કે જરૂરત હતી, એટલા માટે લઈ લીધી. અને તેનું લુંગીની જેમ બાંધીને અમારી પાસે તશરીફ લાવ્યા. એક માણસને તે ચાદર ઘણી જ સારી જણાઈ અને અર્ઝ કરી. ચાદરતો ઘણી સરસ છે. મને પહેરવા માટે આપી દો (હુઝુર (સલ્લ.)એ તે ચાદર તેને

આપી દીધી.) આ જોઇને લોકો તે માણસથી કહેવા લાગ્યા આ તે સારું ન કર્યું. અલ્લાહના રસુલ (સલ્લ.) એ તો જરૂરતના કારણે તેને પહેરી હતી અને તેં માંગી લીધી, કારણ કે આ તને ખબર જ હતી કે હુઝુર (સલ્લ.) સવાલ રદ કરશે નહિ, તે કહેવા લાગ્યો, મેં પહેરવા માટે લીધી નથી. પરંતુ મારૂ કફન બનાવવા માટે લીધી છે. હઝરત સહલ (રદી.) કહે છે કે તે જ ચાદરથી તેનુ કફન બન્યું.

૫૮૩. હઝરત ઉમ્મે અતીયા (રદી.) કહે છે કે અમને જનાઝાની સાથે જવાથી ના પાડવામાં આવી હતી. પરંતુ જોર આપીને (ભાર પૂર્વક) ના પાડવામાં ન આવી.

૫૮૪. હઝરત ઉમ્મુલ મોમિનીન ઉમ્મે હબીબા (રદી) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ ફરમાવ્યું, જે ઔરતનું ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન હોય, તેને કોઈના મૌત પર ત્રણ દિવસથી વધારે શોગ કરવાનું હલાલ નથી. હા, પતિનો ફક્ત ચાર મહિના દસ દિવસ શોગ છે.

૫૮૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે એક ઔરત કોઈ કબરની પાસે બેસીને રડી રહી હતી, અલ્લાહના રસુલ (સલ્લ.)નો (તે તરફ)થી પસાર થવાનું થયું. તો આપે તેનાથી ફરમાવ્યું, ખુદાથી ડર અને સબ્ર કર. તેણે હુઝુર (સલ્લ.)ને ઓળખ્યા નહિ, અને જવાબ આપ્યો મારાથી અલગ રહો. તમારા પર આવી મુસીબત પડી નથી. (નહિ તો આવી વાત કહેતા નહિ) તેના પછી જયારે તેને બતાવવામાં આવ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.) હતા તો તે હુઝુર (સલ્લ.) ના દરબારમાં હાજર થઈ, જો કે દરવાજા પર દરબાન ન હતા (એટલા માટે અંદર આવી ગઈ.) અને અર્ઝ કરી. (હે અલ્લાહના રસુલ (સલ્લ.) મેં હુઝુર (સલ્લ.)ને ઓળખ્યા ન હતા. (એટલા માટે મારાથી ગુસ્તાખી થઈ), હવે સબ્ર કરીશ આપે ફરમાવ્યું, સબ્ર ફક્ત સદમાના શરુઆતના સમયે (એક વખતનો) હોય છે.

૫૮૬. હઝરત ઉસામા (રદી.) બિન યઝીદ કહે છે કે હુઝુર(સલ્લ.)ની એક સાહબઝાદીએ ખિદમતે અકદસમાં સંદેશો મોકલ્યો કે મારો છોકરો ઈન્તેકાલના નજીક છે. હુઝુર (સલ્લ.) તશરીફ લાવે. આપે સલામના

બાદ કહેડાવી દીધું કે જે કંઈ ખુદાએ કર્યું અથવા આપ્યું બધુ જ તેનું છે. દરેક ચીઝની ( જીંદગી ) ખુદાની પાસે એક મુદ્દત સુધી નક્કી છે. તમારે સબ્ર કરવું જોઈએ. અને સવાબની ઉમ્મીદ રાખવી જોઇએ સાહબઝાદીએ બીજી વખત કસમ આપીને સંદેશો મોકલ્યો કે હુઝુર (સલ્લ.) તશરીફ લાવે. આ સાંભળીને હુઝુર (સલ્લ.) ઊભા થઈ ગયા સઅદ બિન ઉબાદા (રદી.), મુઆઝ બિન જબલ (રદી.) ઉબઈ બિન કઅબ (રદી.) ઝેદ બિન સાબિત (રદી.) અને અમુક બીજા માણસો સાથે હતા, જ્યારે આપ ત્યાં પહોંચ્યા તો બાળક આપની ખિદમતમાં લાવવામાં આવ્યું, તે સમયે તેના શ્વાસનુ ચાલવાનું જુની મશકની જેમ હતું આપની આંખોથી આંસુ વહેવા લાગ્યાં આ જોઈને હઝરત સઅદ (રદી.)એ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ)! આ શું ? ફરમાવ્યું, આ રહમત છે. જેને અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓના દિલોમાં પૈદા કરી છે. અને ખુદા પણ ફક્ત તે જ બંદો પર રહમ ફરમાવે છે જે બીજાઓ પર રહમ કરે છે.

૫૮૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે અમે ( તે સમયે ) હુઝુર (સલ્લ.) બાળકની કબર પર બેસેલા હતા. અને બન્ને આંખોથી આંસુ વહી રહ્યા હતા. અને ઇરશાદ ફરમાવ્યો હતો કે શું તમારામાં કોઈ માણસ છે જેણે આજ રાતે હમબિસ્તરી ન કરી હોય અબુ ( તલ્હા ) એ અર્ઝ કરી. હું છું આપે ફરમાવ્યું, કબરમાં ઉતરો અબુ તલ્હા (રદી.) કબરમાં ઉતર્યા.

૫૮૮. હઝરત ઉમર (રદી.) કહેતા હતા કે હુઝુર ( સલ્લ.) નો ઈરશાદ છે કે મૈયત પર ઘરવાળાંના રડવાના કારણે અઝાબ આપવામાં આવે છે. હઝરત ઉમર (રદી.)ની વફાતના પછી જ્યારે આ ખબર ઉમ્મુલ મોમિનીન હઝરત આઇશા (રદી.)ને પહોંચી તો ફરમાવ્યું, ઉમર (રદી.) પર ખુદા રહમ કરે. રસુલુલ્લાહ ( સલ્લ.) એ આ નથી ફરમાવ્યું કે મોમિનના ઘરવાળાં રડવાના કારણે ખુદા અઝાબમાં સપડાવે છે પરંતુ ફક્ત આ ફરમાવ્યું હતું કે કાફિર પર અમુક ઘરવાળાના રોવા ધોવાના કારણે અઝાબ વધારી દે છે. તમારા માટે (આ કૌલના સાબિતી માં) કુરઆન પુરતું છે. ઈરશાદ થયો કે કોઈ માણસ બીજાનો બોજ ઉઠાવશે નહિ.

૫૮૯. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે એક યહુદી ઔરત પર તેના ઘરવાળાં રડી રહયા હતા, તે તરફથી હુઝુર (સલ્લ)નુ પસાર થવાનુ થયુ તો ફરમાવ્યુ, લોકો આના પર રડી રહયા છે અને કબરમાં તેના પર અઝાબ થઈ રહ્યો છે.

૫૯૦. હઝરત મુગીરહ (રદી.) કહે છે મેં હુઝુર (સલ્લ.) ને ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા કે મારા પર જુઠ બાંધવુ બીજા લોકો પર જુઠ બાંધવાની જેમ નથી. જે માણસ મારા પર જાણી જોઈને જુઠ બાંધે તેને તેનું ઠેકાણુ દોઝખમાં બનાવી લેવું જોઈએ. હુઝુર (સલ્લ.) આ પણ ફરમાવતા હતા કે માણસ પર નોહા કરવામાં આવે છે. તેને તે નોહાના કારણે અઝાબ આપવામાં આવે છે.

૫૯૧. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) નો ઈરશાદ છે કે જે માણસ છાતી કુટે, ગિરેબાન ફાડે (કપડાં ફાડે) અને જાહિલિયતના ઝમાનાની જેમ ચીખ મારે અને બૂમો પાડે તે અમારામાંથી નથી.

૫૯૨. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.) કહે છે કે સખ્ત બીમારી હતી. હુઝુર (સલ્લ.) મારી ખબર પુરસી માટે હજજના વિદાય વેળા તશરીફ લાવ્યા. મેં અર્જ કરી કે બીમારીની બેહદ શિદતને તો (ઘણું પ્રમાણ) હુઝુર (સલ્લ.) જોઇ જ રહ્યા છે. હું માલદાર માણસ છું પરંતુ એક દિકરી સિવાય મારું બીજૂ કોઈ વારીસ નથી. શું હું મારો ૨/૩ માલ ખૈરાત કરી શકું છું? ફરમાવ્યું, નહિ, મેં અર્જ કરી, અડધો માલ ખૈરાત કરી શકું છુ? ફરમાવ્યું, નહિ, ફક્ત ૧/૩ માલ (ખૈરાત) કરી શકો છો. અને અને ૧/૩ પણ વધારે છે. વારીસોને માલદાર છોડવા તમારા માટે એનાથી બેહતર છે કે તમે તેઓને ફકીર છોડીને મરી જાઓ અને તે લોકોની સામે હાથ ફેંલાવતાં ફરે તમે ખુદાના ખુશીના માટે જે કંઈ ખર્ચ કરશો તેનો સવાબ તમને જરૂર મળશે. જો કે બીવીના મોં માં કોળીયો જ આપો. મેં અર્જ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ) હુ મારા સાથીઓથી પાછળ રહી જઈશ (એટલે કે) હિજરત કરી શકીશ નહિ અને મક્કામાં જ રહીશ આપે ફરમાવ્યું તમે કદાપી પાછળ રહેશો નહિ જે નેક આમાલ કરશો તેનાથી તમારા દરજા માને

મરતબામાં વધારો થતો જશે. અને કદાચ તમે મોડા સુધી રહો કે અમુક લોકોને તમારાથી ફાયદો પહોચે અને અમુકને નુકશાન (આના પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું ઈલાહી! મારા સહાબાઓની હિજરત પૂરી કર તેઓના એડીઓના બળે પાછા ન ફેરવ રસુલુલ્લાહ (સલ્લ.) બિચારા સઅદ બિન ખૌલા (રદી.) પર અફસોસ કર્યા કરતા હતા તેમનો ઈન્તેકાલ મકકામાંજ થઈ ગયો અને (હિજરત ન કરી શકયા.)

૫૯૩. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે (એક વખત) હું બિમાર થયો. અને બેહોશી તારી થઈ ગઇ મારુ માથુ ઘરની એક સ્ત્રીના ખોળામાં મુકેલુ હતું. અને તે રડી રહી હતી. પરંતુ હું (બેહોશી અને ગફલતના કારણે) તેને કોઈ પણ રીતે રોકી શકતો ન હતો, જ્યારે મને હોશ આવ્યો તો મેં કહ્યું, જેનાથી રસુલ (સલ્લ)એ દુરી જાહેર ફરમાવી છે હું પણ તેનાથી દૂર છું. હુઝુર (સલ્લ.)એ મુસીબતના સમયે પીટવાવાળી, માથું મુડાવવાવાળી અને ગિરેબાન ફાડવાવાળી ઔરતોથી દૂરી જાહેર ફરમાવી.

૫૯૪. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)ની પાસે જ્યારે ઈબ્ને હારસા (રદી.) અને જાફર રદી. અને ઈબ્ને રવાહા (રદી.) ની શહાદતની ખબર આવી તો આપ (દુઃખના કારણે) બેસી ગયા. હું દરવાજાની ફટન (ફાટ) થી જોઈ રહી હતી. કે આપ પર દુઃખની નિશાનીઓ જણાઇ રહી હતી. એક માણસે આવીને જાફર (રદી) ની ઔરતોની રડવાનો ઝિક્ર કર્યો આપે ફરમાવ્યું તેઓને (રડવાથી) ના પાડી દો તે માણસ ચાલ્યો ગયો અને બીજી વખત હાજર થઇને કહ્યું કે ઔરતો કહેવું માનતી નથી. આપે ફરમાવ્યું. ફરીથી તેઓને ના પાડી દો. તે માણસ ચાલ્યો ગયો અને ત્રીજી વખત હાજર થઇને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! તેઓ અમારાથી જબરદસ્ત (ચડીયાતી) સાબીત થઇ. (તેઓએ અમારું કહેવું માન્યું નહિં) ઉમ્મુલ મોમિનીનનો ખ્યાલ છે કે તેના પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું હજુ કે તેઓના મોંઢામાં માટી નાખી દો.

૫૯૫. હઝરત અનસ (રદી.) કહે છે કે અબુ તલ્હા (રદી.) ના

પુત્રનો ઈંતેકાલ થયો. તો, તલ્હા (રદી.) ક્યાંય બહાર (ગયેલા) હતા. તેમની બીવીએ વાત અને પુત્રને એક ખુણામાં અલગ મુકી દીધો. જ્યારે અબુ તલ્હા ઘરમાં આવ્યા. અને પુત્રની હાલત પૂછી તો બીવીએ કહ્યું. હવે શ્વાસને શાંતિ છે. અને ઉમ્મીદ છે કે આરામ થઈ જશે. અબુ તલ્હા (રદી.) એ આ સાંભળીને શાંતિથી રાત પસાર કરી અને સવારે ગુસલ કરીને જ્યારે બહાર જવા ઈચ્છયું તો બીવીએ પુત્રના ઈંતેકાલની ખબર બયાન કરી. અબુ તલ્હા (રદી.) એ રસુલ (સલ્લ.)ના સાથે તેની નમાઝ પઢી અને પછી પોતાનો અને બિવીનો કિસ્સો બયાન કર્યો. હુઝુર(સલ્લ.) એ ફરમાવ્યું, ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા બન્નેને આ રાતમાં બરકત અતા કરશે. એક અન્સારી માણસનું બયાન છે કે હુઝુર (સલ્લ.)ની આ દુઆની અસરથી મેં જોયું કે તેઓને ૯ બાળકો થયાં અને બધાંએ કુરઆન પઢયું.

૫૯૬. હઝરત અનસ(રદી.) કહે છે કે અમે અલ્લાહના રસુલ(સલ્લ.)ની સાથે અબુ સૈફ લોહારને ત્યાં ગયા અબુ સૈફ(રદી.) હઝરત ઈબ્રાહીમ (રદી.)ના દુધ શરીક બાપ હતા. હુઝુર (સલ્લ.) એ પોતાના સાહબઝાદા ઈબ્રાહીમને લઈને પ્યાર કર્યો સુંઘ્યા (પછી પાછા આવી ગયા.) તેના પછી (એક વખત ફરીથી) અમે અબુ સૈફ (રદી.)ના ત્યાં ગયા, તો હઝરત ઈબ્રાહીમને (રદી.) નઝાની હાલતમાં (મરણ) હતા. આ જોઈને હુઝુર (સલ્લ.)ની બન્ને આંખોમાં આંસુ વહેવા લાગ્યા હઝરતઅબ્દુર્રહમાન બિન ઔફએ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપ (રડો છો) ફરમાવ્યું, હે ઈબ્ને ઔફ! આ રહમત છે. તેના પછી (એક વખત ફરીથી) હુઝુર (સલ્લ.) રડયા, પછી ફરમાવ્યું, આંખ આંસુ વહાવે છે અને દિલ ગમગીન છે. પરંતુ આપણા મોંઢાથી તે જ વાત નિકળે છે, જે અમારા માલિકને પસંદ હોય, હે ઈબ્રાહીમ! અમે તમારી જુદાઈથી રંજીદા (ગમગીન) દુઃખી છીએ.

૫૯૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે સાદ બિન ઉબાદા (રદી) કોઈક દર્દમાં સપડાયા. હુઝુર (સલ્લ.) ખબર પુરસી માટે તશરીફ લઈ ગયા. અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) સઅદ બિન અબી વકકાસ (રદી.) અને અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) હતા. જ્યારે સઅદ (રદી.) ની પાસે પહોંચ્યા તો જોયુ કે સઅદ (રદી.) ની

ચારે તરફ ખિદમતગારો છે. આપે ફરમાવ્યું શુ સઅદ (રદી) ગુજરી ગયા? લોકોએ અર્જ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! નહિ, હુઝુર (સલ્લ.) રડવા લાગ્યા. લોકોએ જો હુઝુર (સલ્લ.) ને રડતાં જોયા તો પોતે પણ રડવા લાગ્યા. આપે ઇરશાદ ફરમાવ્યો કે તમે નથી સાંભળ્યું કે અલ્લાહ તઆલા આંખના આંસુ અને દિલના ગમ પર અઝાબ આપતો નથી. પરંતુ આના બયાન કરવાના કારણે અઝાબ આપે છે. અથવા રહમ ફરમાવે છે. (એટલે કે જુબાનથી બયાન કરવાથી અલ્લાહ તઆલા અઝાબ આપે છે અને જો ચાહે છે તો માફ કરી દે છે.) મુર્દા પર ઘરવાળાના પીટવાના કારણે અઝાબ થાય છે.

૫૯૮. હઝરત ઉમ્મે અતીયા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ અમારાથી બૈત લેતા સમયે તે વાતનો વાયદો લઈ લીધો હતો કે અમે મૈયત પર નોહા (રોવું પીટવું) કરીશું નહિ. પરંતુ પાંચ ઔરતોના સિવાય, અમારામાંથી આને કોઈએ પણ પૂરું કર્યું નહિ. ઉમ્મે સુલૈમ (રદી,) ઉમ્મે અલા અન્સારીયા (રદી.) બિન્તે અબી મેહરા જે હઝરત મઆઝ (રદ.)ની બીવી હતી અને બે સ્ત્રીઓ બીજી હતી અથવા ઉમ્મે સુલેમ ઉમ્મે અલા, અબી સુબરહની બેટી, હઝરત મઆઝ (રદી,) ની બિવી અને એક ઔરત બીજી હતી.

૫૯૯. હઝરત આમીર બિન રબીઆ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ) નો ઇરશાદ છે કે જો તમે કોઈનો જનાઝો આવતાં જુઓ અને તેની સાથે ન જાઓ, તો રોકાઈ જાઓ જેથી જનાઝો તમારાથી પાછળ થઇ જાય અથવા તમે જનાઝાથી પાછળ થઇ જાઓ અથવા જનાઝો આગળ વધવાના પહેલાં નીચે ઉતારીને રાખી દેવામાં આવે.

૬૦૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) અને મરવાન બન્ને એક જનાઝામાં સામેલ હતા. અબુ હુરૈરહ (રદી.) મરવાનનો હાથ પકડીને જઈ રહ્યા હતા. (કબરની પાસે પહોંચીને) બન્ને, જનાઝા રાખી દેવાના પહેલાં બેસી ગયા. એટલામાં હઝરત અબુ સઈદ ખુદરી (રદી) પણ આવી ગયા. અને મરવાનનો હાથ પકડીને કહ્યું, ઉઠ, ખુદાની કસમ! આને પણ ખબર છે કે નબી (સલ્લ.) એ જનાઝો ઉતારવાના પહેલાં બેસી જવાથી ના પાડી છે. અબુ હુરૈરહ (રદી.) બોલ્યા, (હા) સાચુ છે.

૬૦૧ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે અમારી

તરફથી એક જનાઝો પસાર થયો રસુલુલ્લાહ (સલ્લ.) ઉભા થઈ ગયા. અને અમે પણ ઉભા થઇ ગયા. પરંતુ પછીથી અમે પૂછયું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! તે તો યહુદીનો જનાઝો હતો, ફરમાવ્યું, તમે જનાઝો જુઓ તો ઉભા થયા કરો.

૬૦૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે હુઝુર સલ્લ.) નો ઈરશાદ છે કે જયારે જનાઝો (તૈયાર કરીને) મુકી દેવામાં આવે છે. અને ખભા ઉપર ઉઠાવી લે છે, તો જો મુર્દુ નેક હોય છે, તો કહે છે આગળ વધો અને જો નેક નથી હોતું, તો કહે છે હાય અફસોસ! મને કયાં લઈ જાઓ છો.! તેની અવાજ ઈન્સાન સિવાય દરેક ચીઝ સાંભળે છે. જો ઈન્સાન સાંભળી લે તો બેહોશ થઈ જાય.

૬૦૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જનાઝાને જલ્દી લઇ જાઓ, કારણ કે જો તે નેક હોય તો તેને ભલાઇના તરફ લઈ જાઓ; અને જો તેવું ન હોય તો શર (બુરું) છે. જેને તમે પોતાના ખભાઓથી (જલ્દી) ઉતારી દો.

૬૦૪. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી કહેવામાં આવ્યું કે અબુ હુરૈરહ (રદી.) નો કૌલ છે કે જે માણસ જનાઝાની સાથે જાય, તેના માટે એક કિરાત સવાબ છે. ઈબ્ને ઉમર (રદી.) બોલ્યા. અબુ હુરૈરહ (રદી.) એ વધારો કર્યો. પરંતુ હઝરત આઇશા (રદી.) એ અબુ હુરૈરહ (રદી.) ની તાઈદ કરી, (ટેકો આપ્યો) અને ફરમાવ્યું, મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને આ જ ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા છે, ઇબ્ને ઉમર (રદી.) એ કહ્યું કે તો અમે ઘણા જ કિરાત (સવાબ) ગુમાવ્યા.

૬૦૫. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કેહુઝુર (સલ્લ) મરઝુલ મૌતમાં (સપડાયેલા) ગીરફતાર હતા. અને આપે ફરમાવ્યું હતું, ખુદા યહુદ અને નસારા પર લાનત કરે. જેમણે પોતાના નબીઓની કબરોને મસ્જિદો બનાવી રાખી છે. હઝરત ઉમ્મુલ મોમિનીન (રદી.) ફરમાવે છે કે જો આ ડર ન હોત તો લોકો હુઝુર (સલ્લ,) ની કબર મુબારક બિલકુલ જાહેર કરી દેતા. પરંતુ મને આનો જ ડર છે કે રોઝા મુબારકને મસ્જિદ બનાવી લેવામાં આવશે.

૬૦૬. હઝરત સમુરા બિન જુન્દુબ (રદી.) કહે છે કે એક ઔરત નિફાસની હાલતમાં મરી ગઈ હતી. મેં તેની નમાઝ રસુલુલ્લાહ (સલ્લ) ની પાછળ પઢી. આપ જનાઝાની વચ્ચે ઉભા થયા.

૬૦૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) એ એક જનાઝાની નમાઝમાં સૂરએ ફાતિહા પઢી. જેથી લોકોને ખબર પડે કે જનાઝાની નમાઝમાં સુરએ ફાતિહા પઢવી સુન્નત છે.

૬૦૮. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, બંદાને જ્યારે કબરમાં રાખીને તેના સાથી મોં ફેરવીને એટલા દુર ચાલી જાય છે કે તે ફકત તેઓની જુતીયોની (પગરખા) અવાજ સાંભળી શકે છે, તે સમયે તેની પાસે બે ફરિશ્તાઓ (મુન્કર, નકીર) આવે છે અને મુર્દાને બેસાડીને કહે છે, તું આ માણસ કે મોહંમદ (સલ્લ) ના વિષે શું કહયા કરતો હતો? તે જો મોમિન છે તો કહે છે હું ગવાહી આપતો હતો કે તે ખુદાના બંદા અને રસુલ છે. એટલા માટે તેનાથી કહી દેવામાં આવે છે કે પોતાના દોઝખના ઠેકાણાને જો અલ્લાહ તઆલાએ તેના બદલામાં તારા માટે જન્નતમાં જગ્યા આપી છે. બંદો બંને જગ્યાઓને જુએ છે. બાકી કાફીર અને મુનાફીક (ફરિશ્તાઓને) જવાબ આપે છે. મને તો બીજુ કંઈ ઇલ્મ ન હતું. જે લોકો કહી દેતા હતા, હું પણ કહી દેતો હતો. (દિલથી મારું યકીન ન હતું) તે સમયે તેનાથી કહેવામાં આવે છે તારું યકીન ન હતું અને ન (દિલથી કલમએ તોહિદ) તું પઢતો હતો, તેના પછી તેના બન્ને કાનોની વચ્ચે હથોડા મારવામાં આવે છે, અને તે એટલો ચિલ્લાય છે કે જીન્નાત અને ઇન્સાન સિવાય તેના પાસેની દરેક ચીઝ સાંભળે છે.

૬૦૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે મુસા (અલૈ) ની પાસે મલેકુલ મૌતને મોકલવામાં આવ્યા. મલેકુલ મૌત જ્યારે તેમની પાસે (માણસની શકલમાં) આવ્યા તો મુસા (અલૈ.) એ તેમને થપ્પડ મારી. (જેનાથી મલેકુલ મૌતની એક આંખ ફૂટી ગઈ.) મૌતના ફરિશ્તાએ પાછા આવીને બારગાહે ઈલાહીમાં અર્ઝ કરી કે તેં મને એવા બંદાની પાસે મોકલ્યો જે બંદો મરવા ચાહતો નથી. અલ્લાહ તઆલાએ તેમની આંખ પાછી આપીને ફરમાવ્યું, કે મુસા

(અલૈ,) ની પાસે પાછો ફરીને જા અને તેમનાથી કહી દે કે બળદની પીઠ પર હાથ મુકે જેટલા વાળ (બાલ) તેમના હાથની નીચે આવે દરેક વાળના બદલામાં એક વર્ષની ઉમર (તેમના માટે) છે (મલેકુલ મૌતે હુકમના પ્રમાણે જઇને મુસા (અલૈ.) ને 'અલ્લાહનો પયગામ પહોંચાડી દીધો,) હઝરત મુસા (અલૈ.) એ અર્ઝ કરી. ઈલાહી! તેના પછી શું થશે? ફરમાવ્યું, છેવટે મૌત મુસા (અલૈ) એ અર્ઝ કરી. તો પછી આ જ સમયે (મારો જીવ) કબ્જ કરી લે. પરંતુ એટલી ઇચ્છા છે કે એક પત્થર ફેંકવાના પ્રમાણ (મકદાર) બરાબર મને પાક જમીન (વાદીએ અયમન)થી નજીક કરી દે) હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યુ હતું કે જો હું ત્યાં હોત તો, મુસા (અલૈ.) ની કબર પર લાલ ટેકરીની પાસે રસ્તાની કિનારા પર, હું તમને બતાવી દેતો.

૬૧૦. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે ઓહદના શહીદોમાંથી બે બે ને એક કપડામાં અલ્લાહના રસુલ (સલ્લ.) ભેગા કરીને પૂછતા જતા હતા, આમાંથી કુરઆન કોને વધારે યાદ હતુ. જેને કુરઆન વધારે યાદ હોતુ તેને કબરમાં પહેલાં ઉતારતા અને ફરમાવતા કે કિયામતના દિવસે હું તેઓની ગવાહી આપીશ. પછી ખુન સાફ કર્યા વગર અને ગુસલ અને નમાઝના તેઓને દફન કરવાનો હુકમ આપી દેતા હતા.

૬૧૧. હઝરત ઉકબા બિન આમીર (રદી.) કહે છે કે એક દિવસ હુઝુર (સલ્લ) બહાર તશરીફ લાવ્યા અને જનાઝાની નમાઝની જેમ ઓહદ શહીદોની નમાઝ પઢી. પાછા ફરીને મીમ્બરની પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું. હું તમારો છું અને તમારી ગવાહી આપીશ ખુદાની કસમ! હું આ સમયે મારા હૌઝને જોઇ રહ્યો છું. મને જમીનના ખજાનાઓની ચાવીઓ આપવામાં આવી છે, ખુદાની કસમ! મને તમારા મુશરીક થઈ જવાનો ડર તો નથી પરંતુ તેનો ડર છે કે મારા પછી તમે જમીનના ખઝાનાઓની લાલચ કરવા લાગશો.

૬૧૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે ને કે હઝરત ઉમર (રદી.) હુઝુર (સલ્લ.) ની સાથે એક ટોળામાંથી થઈને ઇબ્ને સય્યાદની પાસે ગયા. જયારે ત્યાં પહોંચ્યા તો તેમને બનુ મુગલાલા

ટેકરીઓની પાસે બાળકોની સાથે રમતો જોયો. ઈબ્ને સય્યાદ તે વખતે બાલિગ થવાના કરીબ થયો હતો. અલ્લાહના રસુલ (સલ્લ.) એ તેને હાથથી મારી અને ફરમાવ્યું, કે તું ગવાહી આપ છે કે હું અલ્લાહનો રસુલ છું. ઇબ્ને સાદે આપના તરફ જોઇને કહ્યું, ( હા ) હું ગવાહી આપું છું કે આપ વગર પઢયા (અનપઢ) લખ્યા માણુસો માટે રસુલ છો. આપે આ સાંભળીને તેના સવાલનો જવાબ આપ્યો નહિ. અને ફરમાવ્યું. મારું ખુદા પર તેના બધા રસુલો પર ઇમાન છે. પછી આપે ફરમાવ્યું ( આ વિષે ) તારી શું રાય છે? બોલ્યો, મારી પાસે સાચા જુઠા આવે છે. આપે ફરમાવ્યું તારા મામલામાં ગરબડ થઈ ગઈ. ( સત્ય અને જુઠનો તને ફર્ક માલુમ થતો નથી ) મે તારાથી પુછવા માટે એક વાત (દિલ)માં છુપાવી છે હુઝુર (સલ્લ) એ આ આયત દિલમાં છુપાવી હતી, 'યૌમ તાતિસ્માઉ બિ દુખાનિ' ઇબ્ને સય્યાદ બોલ્યો, આપે 'રૂખ'નો શબ્દ છુપાવ્યો છે. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું. દૂર થઈ જા. તું તારા મરતબાથી કદાપી વધી શકતો નથી. ( આ વાતચીત સાંભળીને ) હઝરત ઉમર ( રદી )એ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! મને રજા આપો, હું આની ગરદન ઉડાવી દઉ આપે ફરમાવ્યું, આ જો તેજ (દજ્જાલ) છે તો તમે તેને કત્લ કરી શકતા નથી. અને જો નથી તો કત્લ કરવાથી કોઇ ફાયદો નથી તેના પછી અલ્લાહના રસુલ (સલ્લ.) અને ઉબઇ બિન કાબ ખજુરના ઝાડની તરફ ચાલ્યા. જેના નીચે ઈબ્ને સય્યાદ હાજર હતો. ઇબ્ને સય્યાદે જોયું નહિ અને આપ છુપી રીતે તેની વાતો સાંભળવા લાગ્યા. હુઝુર (સલ્લ.) એ જોયું કે તે એક ચાદર ઓઢીને સુઈ રહયો છે. અને કંઈક ગણુગણી રહયો છે. ઈબ્ને સય્યાદની માએ હુઝુર (સલ્લ.)ને જોઈ લિધા તો કહેવા લાગી. હે સાફ! (ઈબ્ને સય્યાદનું નામ છે) આ મોહંમદ (સલ્લ) હાજર છે. (આ સાંભળીને) ઇબ્ને સય્યાદ ઉઠી ગયો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જો આ ઔરત ઇબ્ને સય્યાદને છોડી દેતી ( ખબર ન આપતી ) તો તે જરૂર કંઈક કરતો.

૬૧૩. હઝરત અનસ (રદી.) કહે છે, એક યહુદી છોકરો હુઝુર (સલ્લ.)ની ખિદમત કર્યા કરતો હતો, જયારે તે બિમાર થયો તો હુઝુર (સલ્લ.) તેની ખબર પુરસી માટે તશરીફ લઈ ગયા. અને માથા તરફ બેસીને ફરમાવ્યું, મુસલમાન થઈ જા તેણે બાપની તરફ જોયું, જે પાસે

જ બેઠો હતો, બાપે કહ્યું, અબુલ કાસીમનું કહેવુ માની લે. તે મુસલમાન થઇ ગયો. હુઝુર (સલ્લ.) આ ફરમાવતાં બહાર તશરીફ લાવ્યા. અલહમ્દુ લિલ્લાહ, ખુદાએ તેને દોઝખથી છૂટકારો આપી દીધો.

૬૧૪. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, કે જેવી રીતે જાનવરોના પૈદા થવાના સમયે શરીરના બધા ભાગો ઠીક હોય છે, અને તમે ન તેને કાનકટ્ટા જુઓ છો. ન નાકે કપાયેલા, એવી જ રીતે દરેક બાળક ફિતરતે ઇસ્લામ પર પૈદા થાય છે. પરંતુ બાદમાં તેના મા-બાપ તેને યહુદી અથવા ઈસાઈ અથવા મજુસી બનાવી લે છે. અબુ હુરૈરહ (રદી.) કહેતા હતા આ ફિતરતે ઈલાહી છે. જેના પર બધા જ લોકોને ખુદાએ પૈદા કર્યા છે. અને ખુદાઈ ફિતરતમાં કોઈ ફેરફાર થઇ શકતો નથી. આજ કાયમ રહેવાવાળો દિન છે.

૬૧૫. હઝરત મુસય્યિબે બિન હુઝન (રદી.) થી રિવાયત છે કે જ્યારે અબુ તાલિબના મૌતનો સમય નજીક આવ્યો તો અલ્લાહના રસુલ (સલ્લ.) તેમની પાસે તશરીફ લાવ્યા. (તે સમયે) અબુ જહલ બિન હિશામ, અબ્દુલ્લાહ બિન ઉબઈ અને ઉમૈયા બિન મુગિરહ તેઓની પાસે હાજર હતા. રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કાકા 'લા ઈલાહા ઈલ્લલ્લાહ' કહી દો. હું આ કલિમાની શહાદત તમારા માટે ખુદાની સામે આપીશ. અબુ જહલ અને અબ્દુલ્લાહ બોલ્યા, અબુ તાલિબ! શું તમે અબ્દુલ મુત્તલિબના દિનથી મોંઢુ ફેરવો છો? પરંતુ રસુલુલ્લાહ (સલ્લ.) લગાતાર આ જ શબ્દો પેશ કરતા રહ્યા. અને તે બન્ને પણ તે જ કૌલ બીજી વખત લગાતાર કહેતા રહ્યા. છેવટે અબુ તાલિબે વાતચીત ખત્મ થવા પર કહ્યું, હું અબ્દુલ મુત્તલિબના દિન પર છું. અને 'લા ઈલાહા ઈલ્લલ્લાહ' કહેવાથી ઈન્કાર કરી દીધો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ખુદાની કસમ! જ્યાં સુધી મને ના પાડવામાં ન આવે, હું તમારા માટે બરાબર ખુદાથી માફી માગીશ. તેના પછી અલ્લાહ તઆલાએ આ આયત નાઝીલ ફરમાવી. 'મા કાન લિન્નબિય્યી.' છેવટ સુધી.

૬૧૬ હઝરત અલી (રદી.) ફરમાવે છે એક વખત અમે એક જનાઝાના શીરકતમાં કબ્રસ્તાન બકીઅમાં આવ્યા. અલ્લાહના રસુલ (સલ્લ.) પણ

અમારી પાસે તશરીફ લાવીને બેસી ગયા. આપની પાસે તે સમયે લાકડી હતી. આપે માથુ ઝુકાવીને (નમાવીને) લાકડીથી જમીન ખોદવાનું શરુ કર્યું. અને ફરમાવ્યું, તમારામાંથી દરેક માણસની જગ્યા જન્નત અથવા દોઝખમાં લખેલી છે અને દરેક માણસનો નેક બખ્ત કે બદબખ્ત હોવુ લખેલુ છે. એક માણસે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ)! પછી અમે લખેલા પર શા માટે વિશ્વાસ ન કરીએ? અને અમલ શા માટે ન છોડી દઈએ? અમારામાંથી જે માણસ નેક હશે તો સઆતમંદે. (નેકબખ્તો)ના જેવા આમાલની તરફ ધ્યાન આપશે. અને જે ખરાબ હશે તે બદબખ્તોના આમાલની તરફ ઝુકશે આપે ફરમાવ્યું નેકબખ્તી ના આમાલની તૌફીક આપવામાં આવી છે બદબખ્તોને બદબખ્તોના જેવા આમાલની તૌફીક મળી છે. તેના પછી હુઝુર (સલ્લ.)એ આયત પઢી. 'ફઅમ્મા મન અઅતા વત્તકા વસદ્દક બિલહુસના.'

૬૧૭ હઝરત સાબિત બિન ઝિહાક (રદી) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જે માણસે ઈસ્લામના સિવાય બિજા મઝહબની જાણી જોઈને જુઠી કસમ ખાધી તો તે એવો જ છે જેવું તેણે કહ્યું, અને જે માણસે લોખંડથી પોતાને કતલ કર્યો તો તેને દોઝખમાં તે જ લોખંડથી અઝાબ આપવામાં આવશે. હુઝરત જુન્દુબ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મારા બંદાએ મારા પહેલાં પોતાનો જીવ લઈ લીધો મેં તેના પર જન્નત હરામ કરી દીધી.

૬૧૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે હુઝુરે અકરમ (સલ્લ.) નો ઈરશાદ છે. જે પોતે પોતાનું ગળુ દબાવી દે તે દોઝખીછે. જે પોતે પોતાને ભાલો મારે તે પણ (દોઝખી છે.)

૬૧૯. હઝરત અનસ (રદી.) કહે છે. (એક વખત) સહાબા (રદી.) નો એક જનાઝાના તરફથી પસાર થવાનું થયું. અને બધાંએ તેના વખાણ કર્યો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, વાજીબ થઇ ગયું. તેના પછી બીજા જનાઝાના તરફથી પસાર થયા. અને તેની બુરાઈ કરી. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું. વાજીબ થઈ ગયું. એટલે કે જેના તમે વખાણ કર્યા તેના માટે જન્નત અને જેની તમે બુરાઈ બયાન

કરી તેના માટે દોઝખ વાજીબ થઈ ગઈ. અને તમે લોકો જમીન પર ખુદાના ગવાહ છો.

૬૨૦. હઝરત ઉમર (રદી.) કહે છે. રસુલુલ્લાહ (સલ્લ.) એ એક વખત ઈરશાદ ફરમાવ્યું જે મુસલમાનની નેકીની ચાર માણસો ગવાહી આપે ખુદા તેને જન્નતમાં દાખિલ કરે દે છે. અમે અર્ઝ કરી જો ત્રણ માણસો (ગવાહી આપે ?) ફરમાવ્યું, ત્રણ ગવાહો આપે (તો પણ ખુદા તેને જન્નતમાં દાખિલ કરી દેશે.) અમે અર્ઝ કરી જો બે હોય? ફરમાવ્યુ, ચાહે બે જ હોય એક માણસના વિષે અમે પૂછ્યુ જ નહિ

૬૨૧. હઝરત બરા બિન આજિબ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું, જ્યારે મુસલમાનને કબરમાં બેસાડવામાં આવે છે અને તેની પાસે ફરિશ્તાઓ આવે છે. તો તે તૌહિદ અને રિસાલતની ગવાહી આપે છે. અલ્લાહ તઆલાનો કૌલ 'વ યુસ્બિતુલ્લજી ન આમનુ બિલ્કૌલિસ્સાબિત' થી આ જ મુરાદ છે.

૬૨૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ અહલે ફતીત (ફતીત એક કુવો હતો) જેમાં અબુ જહલ, ઉમય્યા, ઉત્બા અને શૈબા વગેરે મરેલા પડયા હતા, ને જોઈ ને ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ જે કંઇ તમારાથી વાયદા કર્યા હતા. તે તમોને મળી ગયા. અર્ઝ કરવામાં આવી, હે અલ્લાહના રસુલ. (સલ્લ.)! આપ મુર્દાને ખિતાબ ફરમાવો છો ? ફરમાવ્યુ, તમારા કાન તેઓનાથી વધીને નથી, પરંતુ ફર્ક આ છે કે તેઓ જવાબ આપી શકતા નથી.

૬૨૩. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હવે તે લોકો (બદરમાં કતલ કરેલા માણસો)ને ખબર પડી કે હું જે કઈ તેઓનાથી કહેતો હતો તે સાચુ છે. કે અલ્લાહ તઆલાનુ ફરમાન છે કે તમે મુર્દાને સાંભળાવી શકતા નથી.

૬૨૪. હઝરત ઉસામા બિન્તે અબુબક (રદી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ) એક વખત ખુત્બો પઢવા ઉભા થયા. આપે કબરના ફિત્નાઓનો ઝિક્ર કર્યો જેમાં માણસ સપડાય છે. બધા મુસલમાન ચીસ પાડી ઊઠયા.

૬૨૫. હઝરત અબુ અઈયુબ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) સૂરજ ડુબવાના બાદ બહાર તશરીફ લાવ્યા. અને આપે એક અવાજ સાંભળી તો ફરમાવ્યું, યહુદીઓ પર કબરમાં અઝાબ થઈ રહ્યો છે.

૬૨૬. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) દુઆ કર્યા કરતા હતા ઇલાહી! હું કબર અને દોઝખના અઝાબથી, જીંદગી અને મૌતના ફિત્નાઓથી અને મસિહ દજ્જાલની આજમાઈશથી તારી પનાહ ચાહું છું.

૬૨૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે હુઝુર (સલ્લ) એ ઇરશાદ ફરમાવ્યો, મરવાના પછી તમારામાંથી દરેકની સામે સવારે અને સાંજે તેના રહેવાની જગ્યા પેશ કરવામાં આવશે જો જન્નતીઓમાં હશે તો જન્નતીઓમાં તેનુ ઠેકાણુ હશે. અને જો દોઝખી હશે તો દોઝખીઓમાં તેની જગ્યા હશે. અને તેનાથી કહી દેવામાં આવશે કે જ્યાં સુધી અલ્લાહ તઆલા કિયામતના દિવસે તને ઉઠાવે, તારું આજ ઠેકાણું છે.

૬૨૮. હઝરત બરા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)ના સાહબઝાદા હઝરત ઇબ્રાહીમનો જ્યારે ઇન્તેકાલ થયો તો આપે ફરમાવ્યું, તેને દુધ પીવરાવવાળી જન્નતમાં મળશે. (વફાતના સમયે હઝરત ઇબ્રાહીમની ઉમર ૧૮ માસ હતી.

૬૨૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) હુઝુર (સલ્લ.)થી મુશરીકોની ઔલાદની હાલત પુછવામાં આવી કે શું તેઓ જન્નતી છે કે દોઝખી? ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ તેઓને પૈદા કર્યા હતા તો સારી રીતે જાણતો હતો કે આ (વધીને) શું અમલ કરશે.

૬૩૦. હઝરત સમુરા બિન જુન્દુબ (રદી.) કહે છે અલ્લાહના રસુલ (સલ્લ.) ફજરની નમાઝ પઢીને અમારી તરફ ધ્યાન આપીને ફરમાવ્યા કરતા હતા. શું આજ રાત્રે તમારામાંથી કોઈએ કોઈ ખ્વાબ જોયો છે? જો કોઇએ કોઈ ખ્વાબ જોયો હોતો તો અર્ઝ કરી દેતો હતો, અને આપ તેની તાબીર આપી દેતા હતા, એક દિવસે આદત પ્રમાણે પુછયું, તમારામાંથી કોઈએ કોઈ ખ્વાબ જોયો છે? અમે અર્ઝ કરી, નહિ. ફરમાવ્યું, મેં આજે બે માણસોને ખ્વાબમાં જોયા કે મારી પાસે આવીને મારો હાથ પકડીને એક મુકદ્દસ જમીનમાં લઈ ગયા. શું જોઉ છું કે ત્યાં એક માણસ બેઠેલો છે. અને એક ઉભો છે જેના હાથમાં

લોખંડનો આંકડો છે. અને બેઠેલા માણુસના જબડાં ને ગરદન સુધી ચીરી નાખે છે. પછી બીજા જબડા ને એવી જ રીતે ચીરે છે. એટલામાં પહેલુ જબડું ઠીક થઇ જાય છે. અને તે તેને ચીરવા લાગે છે. મેં આ બંને માણુસોથી પુછ્યું, આ શું મામલો છે? બોલ્યા, આગળ ચાલો. એક માણુસ પર પસાર થયા તે સીધો સૂઈ રહ્યો હતો. તેના માથાની પાસે એક માણુસ મોટો ભારે પત્થર લઈને ઉભો હતો અને જોરથી મારતો હતો. કે પત્થર ગબડીને ( રળીને ) દૂર જતો હતો તે પથ્થર લેવા જતો હતો તો તેનુ માથું ફરીથી અસલી હાલત પર થઇ જતું હતું. અને ફરીથી તે તેને મારતો હતો કે પત્થર ગબડીને દૂર જતો રહેતો હતો. તે પત્થર લેવા જતો હતો, તો તેનુ માથુ ફરીથી અસલી હાલત પર થઇ જતું હતું. અને ફરીથી તે તેને મારતો હતો. મેં પૂછ્યું આ શી વાત છે. તે બન્ને બોલ્યા, આગળ ચાલો. અમે આગળ ચાલી નિકળ્યા. અને ચાલતાં ચાલતાં એક ગુફા પર પહોંચ્યા. જે તનુરની જેમ ઉપરથી તંગ અને અંદરથી પહોળું હતું. આગ તેમાં ભડકી રહી હતી. અને તેમા નગ્ન મર્દ અને ઔરતો હાજર હતાં. જ્યારે આગ ઉપર ઉઠીને આવતી તો તેઓ પણ ઉપર એટલાં ઉઠતાં કે નિકળવાના કરીબ થઈ જતાં અને જ્યારે આગ નીચે દબી જતી, તેઓ પણ દબી જતા હતા. મેં પૂછ્યું. આ શું છે? તે બન્ને માણુસો બોલ્યા, આગળ ચાલો. અમે આગળ ચાલી નિકળ્યા. ત્યાં સુધી કે એક ખુનની નહર પર પહોંચ્યા, તેમાં એક માણુસ ઉભો હતો. અને કિનારા પર એક બીજો માણુસ હતો જેની સામે ઘણા જ પત્થરો રાખેલા હતા. નહરની અંદરવાળો માણુસ જ્યારે નહરના બહાર નિકળવાના ઈરાદાથી આવતો હતો. તો કિનારાવાળો એટલા જોરથી તેના મોંઢા પર પત્થર મારતો હતો કે તે ફરીથી પોતાની જગ્યાએ પાછો જતો રહેતો હતો. અને જો ફરીથી નિકળવાનું ચાહતો હતો તો આ માણુસ ફરીથી પત્થર મારીને તેને પાછો વાળી દેતો હતો. મેં કહ્યું. આ શું છે? તે બન્ને બોલ્યા, આગળ ચાલો અમે ચાલી નિકળ્યા ચાલતા ચાલતાં એક નિહાયત હર્યા ભર્યા બાગમાં પહોંચ્યા. તેમાં એક ઝાડ હતું. જેના થડમાં એક ઘરડો માણુસ અને કેટલાંક બાળકો બેઠાં હતાં. અને ઝાડની પાસે એક માણુસ બેસી આગ ફૂંકી રહ્યો હતો. અમે ઝાડ પર ચડી ગયા. અને એવા મકાનમાં

પહોંચી ગયા જેનાથી વધુ સારું મકાન મેં કદી જોયું નથી. ત્યાં ઘણાં મર્દો, ઓરતો, ઘરડા, જવાન અને બાળકો બધાં હાજર હતાં. તેના પછી તેનાથી વધારે ઉપર ગયા. અને પહેલા ઘરથી પણ વધારે ઉમ્દા એક ઘર જોયું. જેમાં ઘરડાં અને જવાન બધાં હાજર હતાં. છેવટે મેં કહ્યું કે તમે આખી રાત મને ફેરવ્યો, હવે મેં જે કંઈ જોયું છે તેની હકીકત બતાવો. તેમણે જવાબ આપ્યો, ઘણું સારૂં જે માણસનું જડબું ચીરવામાં આવતું હતું તે જુઠો માણસ હતો. તે જુઠી વાતો કહયા કરતો હતો. અને તે દુનિયામાં મશહુર થઈ જતી હતી. કિયામત સુધી તેની સાથે આ રીતે જ મામલો થતો રહેશે અને જે માણસનું માથું કચરી નાખવામાં આવતું હતું તેને અલ્લાહ તઆલાએ કુરઆનની તાલીમ આપી હતી પરંતુ તે કુરઆનને છોડીને પૂરી રાત સૂતો રહેતો હતો. અને દિવસે તેના પર અમલ કરતો ન હતો. કિયામત સુધી તેની સાથે આ જ થતું રહેશે. બાકી તે માણસ જે આપે નહેરમાં જોયો હતો તે વ્યાજ ખાવાવાળો હતો. અને આગના ગઢામાં ઝિના કરવાવાલા માણસો હતા. અને ઝાડના થડમાં ઘરડાં માણસ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેઓના પાસે જે બાળકો હતાં, તે લોકોની ઔલાદો હતી. અને જે આગ ફૂંકી રહ્યો હતો તે દોઝખનો 'દારોગા' હતો. અને પહેલુ મકાન જેમા આપ દાખિલ થયા હતા તે આમ મોમિનોનુ ઘર હતું. અને બીજું મકાન શહિદોનું હતું અને હું જીબ્રઈલ (અલૈ) છું. આ મિકાઈલ (અલૈ.) છે. આપ પોતાનું માથું ઉઠાવો મેં માથું ઉઠાવ્યુ, તો મારા પર કઈક વાદળ જેવું હતું. જીબ્રઈલ અને મિકાઈલ (અલૈ.) એ કહ્યું. આ આપનું મકાન છે. મેં કહ્યું આ મારા ઘરમાં જતો રહું તેઓ કહેવા લાગ્યા. હજુ તમારી ઉમર બાકી છે. પૂરી થઈ નથી. પૂરી થઇ જશે. તો પોતાના ઘરમાં આવી જશો.

૬૩૧ હઝરત ઉમ્મુલ મોમિનીન સિદ્દીકા (રદી.) ફરમાવે છે એક માણસે અલ્લાહના રસુલ (સલ્લ.)થી અર્ઝ કરી મારી માનો ઈન્તેકાલ થઈ ગયો અને મારો ખ્યાલ છે કે જો તેને બોલવાની તક મળતી તો ખૈરાત કરતી તો શું હું તેના તરફથી ખૈરાત કરી દઉં તો તેને સવાબ મળશે ? ફરમાવ્યું, હા.

૬૩૨. હઝરત ઉમ્મુલ મોમિનીન આઇશા (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ) દર્દની હાલતમાં દિવસોના અંદાઝો કરતા હતા,

કે આજ હું ક્યાં હોઈશ અને કાલે ક્યાં (એટલે કે કઈ બીવીની ત્યાં) હોઈશ અને મારી વારીને ઘણી જ દૂર ખ્યાલ કરતા હતા. છેવટે જ્યારે મારી વારીનો દિવસ આવ્યો તો ખુદાએ રૂહે મુબારક મારા જ પહેલુ અને સિનાના દરમિયાન જ કબજે કરી. અને હુઝુર (સલ્લ.) મારા જ ઘરમાં દફન થયા.

૬૩૩. હઝર ઉમર બિન ખત્તાબ (રદી) કહે છે કે વફાતના સમયે હુઝુર (સલ્લ.) ૬ આદમીઓથી (ફરજીયાત) ખુશ હતા. ઉસ્માન (રદી.) તલહા (રદી), ઝુબૈર (રદી.) અલી (રદી.), અબ્દુર્રહમાન બિન ઓફ (રદી.) અને સઅદ બિન વક્કાસ (રદી.)

૬૩૪. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)નો ઈરશાદ છે કે મુર્દાને ગાળો ન દો. અને ન ખરાબ કહો. કારણ કે તે પોતાના કરેલાને પહોંચી જશે.



# ઝકાતના ફર્ઝ હોવાના બયાન વિષે

૬૩૫. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ) એ હઝરત મુઆઝ (રદી.)ને યમનની તરફ મોકલ્યા. જેથી તૌહિદ અને રિસાલતની તરફ બોલાવે જો લોકો કહેવું માની લે તો તેઓને બતાવી દે કે અલ્લાહ તઆલાએ માલ પર ઝકાત પણ ફર્ઝ કરી છે. જે માલદારોથી લઈને ફકીરોને આપવામાં આવશે.

૬૩૬. હઝરત અબુ ઐયુબ અન્સારી (રદી.) કહે છે, એક માણસે અલ્લાહના રસુલ (સલ્લ.)ના ખિદમતમાં અર્ઝ કરી કે મને એવું અમલ બતાવી દો, જેના મારફતે હું જન્નતમાં ચાલ્યો જાઉં. લોકો કહેવા લાગ્યા, આને શું થઈ ગયું છે? (આ કેવી વસ્તુ માગી રહ્યો છે?) હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, આને મોટી જરૂરત છે, સારું તમે ખુદાની બંદગી કર્યા કરો, કોઈને તેનો ભાગીદાર (શરીક) ન બનાવો, નમાઝ પાબંદીથી સારી રીતે પઢો, ઝકાત અદા કરો, સગાં-વ્હાલાંથી મહેરબાનીનો વર્તાવ કરો.

૬૩૭. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે એક ગામડીયાએ હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાઝર થઈને અર્ઝ કરી, મને એવું અમલ બતાવી દો, જેને કરવાથી હું જન્નતમાં ચાલ્યો જાઉં. ફરમાવ્યું, ખુદાની ઈબાદત કરો, કોઈ પણ વસ્તુને તેનો ભાગીદાર ન બનાવો, ફર્ઝ નમાઝ સારી રીતે અદા કરો, અને રમઝાનના રોઝા રાખો, તે કહેવા લાગ્યો, તે ખુદાની કસમ! જેની કુદરતના તાબામાં મારો જીવ છે, હુ આનાથી વધારે કરીશ નહિં, જ્યારે પીઠ ફેરવીને ચાલતો થયો, તો આપે ફરમાવ્યું, જેને જન્નતી માણસ જોવો પસંદ હોય, તે તેને જોઈ લે.

૬૩૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે કે જ્યારે

હુઝુર (સલ્લ) ની વફાત થઇ ગઈ. અને હઝરત અબુબક્ર (રદી.) ખલીફા બન્યા, અને અરબના લોકોમાંથી જે મુસલમાન કાફીર થયા હતા, તો હઝરત ઉમર (રદી.) એ હઝરત અબુબક્ર (રદી.) થી કહ્યું કે લોકોથી કેવી રીતે જેહાદ કરી શકો છો? હુઝુર (સલ્લ.) નો તો ઈરશાદ હતો કે મને લોકોથી લડવાનો તે સમય સુધી હુકમ છે. જ્યાર સુધી 'લા ઈલાહા ઈલ્લલ્લાહ' ન કહે. જે માણસ તૌહિદનો કાઈલ (માનનાર) થઇ ગયો, તેણે જાઇઝ ખૂનના સિવાય (કિસાસ વગેરેથી) પોતાનો માલ અને પોતાનો જીવ મારાથી બચાવી લીધો. તો હઝરત અબુબક્ર (રદી.) એ ફરમાવ્યું, જેણે નમાઝ અને ઝકાતમાં ફર્ક કર્યો. હું તેનાથી ચોક્કસ લડાઈ કરીશ. કારણ કે ઝકાત માલી હક છે ખુદાની કસમ! જો લોકો મારાથી ઘેટાના બચ્ચાને પણ રોકી લે, જે અલ્લાહના રસુલ (સલ્લ.)ને અદા કરતા હતા. તો હું તેમનાથી ચોક્કસ લડીશ. ઉમર (રદી.) બોલ્યા, બ ખુદા! આનું કારણ ફકત આ છે કે અલ્લાહ તઆલાએ લડાઈના માટે અબુબક્ર (રદી.)નો સિનો ખુલ્લો (પહોળો) કરી દીધો છે. એટલા માટે મારો પણ ખ્યાલ છે કે જેહાદ યોગ્ય અને ઠીક છે.

૬૩૯. હઝરત અબુહુરૈરહ (રદી.)થી રિવાયત છે. હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. જો ઊંટોના માલિકે ઊંટોનો હક અદા ન કર્યો, તો (કિયામતના દિવસે) ઊંટ દુનિયાની હાલતથી વધારે મજબુત અને ચુસ્ત અને તાજા થઈને આવશે અને પોતાના પગોથી તે માણસને કચડી નાખશે અને જો બકરીઓવાળાએ બકરીઓનો હક અદા ન કર્યો તો (કિયામતના દિવસે) બકરીઓ પહેલાં વધારે તાકાતવર થઈને આવશે અને પોતાના પગોથી તેને પાયમાલ કરશે અને શીંગડાંથી મારશે. આ જાનવરોમાંથી એક આ પણ છે કે પાણીના ઘાટ પર તેઓને દોહવામાં આવે, (જેથી મુસાફરોને) અને રસ્તે જનારાઓને તેઓનું દૂધ આપી શકે એવું ન થાય કે તમારામાંથી કોઇ કિયામતના દિવસે બકરીને ગરદન પર લાદીને આવે બકરાં ચિલ્લાતી હોય અને તે મને પુકારતો હોય. અને હું કહું છું કે હું અલ્લાહ તઆલાથી તમને કોઇ પણ રીતે છોડાવી શકતો નથી. કારણ કે ખુદાનો સંદેશો પહોંચાડી ચૂકયો છું એવું પણ ન હોય કે ઊંટોવાળા કિયામતના દિવસે ઊંટને ગરદન પર લાદીને આવે, ઊંટ ચિલ્લાતો હોય અને શફાઅતના માટે પુકારતો હોય અને

હું કહું છું કે ખુદાની સામે હું તમારી કોઈ મદદ કરી શકતો નથી કારણ કે તબ્લીગના હુકમ કરી ચૂક્યો છું.

૬૪૦. હઝરત અબુ હુરેરહ (રદી.)થી રિવાયત છે કે રસુલુલ્લ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, જેને ખુદાએ માલ આપ્યો, હોવ અને તે ઝકાત અદા કરતો ન હોય, કિયામતના દિવસે તેનો માલ ગંજા સાપની સુરતમાં લાવવામાં આવશે, જેની ચાર આંખો હશે. બન્ને જબડોમાં ફીણ ભરેલું હશે, અને તોકની જેમ માણસની ગરદનમાં પડેલો હશે. અને બન્ને જબડાંને પકડીને કહેશે, હું તારો માલ છું. અને તારો ખજાનો છું. તેના પછી હુઝુર (સલ્લ.)એ આ આયત તિલાવત ફરમાવી, 'વલા યહસબન્નલ્લઝીન યબ્ખલુન' (છેવટ સુધી)

૬૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો જે માણસ પાક કમાઈથી ખોરાકના બરાબર ખેરાત કરે છે. અલ્લાહ તઆલા તેને જમણા હાથથી કબુલ ફરમાવે છે. કારણ કે અલ્લાહ તઆલા સારી કમાણીનો માલ જ કબુલ ફરમાવે છે. પછી તેના માલિકના માટે એવી રીતે વધે છે, જેવી રીતે તમે પોતાના બાળકને (ઉછીરીને) મોટો કરો છો છેવટે આ પહાડની જેમ થઈ જાય છે.

૬૪૨. હઝરત હારિસા બિન વહબ (રદી.) કહે છે કે મેં હુઝુરે અકરમ (સલ્લ.)ને ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા છે કે લોકો ખૈરાત કરો, કારણ કે એક ઝમાનો એવો પણ આવશે કે માણસ ખૈરાતનો માલ લઈને ફરશે અને લેવાવાળો મળશે નહિ. દરેક માણસ કહેશે જો કાલે લઈ આવત, તો હું લઈ લેતો આજે મારે જરૂરત નથી.

૬૪૩. હઝરત અબુ હુરરેહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે તમારામાં માલનો એટલો વધારો થઈ જશે કે વહેતો વહેતો ફરશે અને માલવાળાને ફિકર થશે કે આને કોણ કબુલ કરશે? જો કોઈની સામે પેશ કરશે તો તે કહેશે કે મારે જરૂરત નથી, તે સમય પછી કિયામત થશે.

૬૪૪. હઝરત અદી બિન હાતિમ (રદી.) કહે છે. હું અલ્લાહના રસુલ (સલ્લ)ની ખિદમતમાં હાજર હતો. કે બે માણસો હાજર થયા. એકને ગરીબીની ફરીયાદ હતી અને બીજો જો કે માલદાર હતો

માલ લઈ જવા ચાહતો હતો. પરંતુ રસ્તામાં અમન (શાંતિ) ન હતું, એટલા માટે રસ્તો બંધ થઇ જવાની તેને ફરીયાદ હતી. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું. રસ્તો બંધ થઈ જવાનો તો આ જવાબ છે કે અમુક જ જમાના પછી કાફલા વગર હિફાઝતના ( રક્ષણ ) મક્કા સુધી જાયા કરશે. રહી મોહતાજી તો કિયામત તેના પછી કાયમ થશે. જ્યારે કે માણસ ખેરાતનો માલ લઈ ફરશે અને લેવાવાળો નહિ મળશે. પછી ( કિયામતના દિવસે ) ખુદાની સામે આવીને ઉભો હશે. ખુદા અને અને તેની વચ્ચે ન કોઈ પડદો હશે. ન તર્જુમાન ( ભાષાંતર કરનાર) તે સમયે અલ્લાહ તઆલા ફરમાવશે કે શું મેં તારી પાસે મારો રસુલ મોકલ્યો ન હતો ? તે જવાબ આપશે. જી, હા. મોકલ્યો હતો. તેના પછી તે પોતાની જમણી તરફ જોશે. તો આગના ટુકડા નજર આવશે, અને ડાબી તરફ જોશે તો પણ આગ જ નજર આવશે. એટલા માટે જોઇએ કે તમે આગથી બચો. જો કે ખારેકનો એક ટૂકડો આપીને જ. જો આ પણ શકય ન હોય, ફકત સારી વાત કહીને જ.

૬૪૫. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ ) એ ફરમાવ્યું. લોકો પર એક એવો જમાનો પણ આવશે કે માણસ ખેરાતના માટે સોનુ લઇ ફરશે અને લેવાવાળો કોઈ મળશે નહિ, મરદોની અછત (કમી) અને સ્ત્રીઓના વધારાંની આ હાલત હશે કે એક એક માણસના પાછળ ચાલીસ–ચાલીસ સ્ત્રીઓ ફરશે અને તેની સરપરસ્તીમાં આવશે.

૬૪૬. હઝરત અબુ મસઉદ અન્સારી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જ્યારે અમને ખેરાત કરવાનો હુકમ આપતા હતા, તો અમે બજાર જઈને સામાન ઉઠાવવાની મજુરી કરતા હતા અને એક અડધો શેર અનાજ (વિગેરે) કમાતા હતા અને પછી ખયરાત કરતા હતા અને આજકાલ કેટલાક લોકોની પાસે લાખો રૂપયા છે ( અને ખેરાત કરતા નથી. )

૬૪૭. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે ( એક વખત ) એક સ્ત્રી પોતાની બે છોકરીઓ લઈને સવાલ કરવા આવી. પરંતુ મારી પાસેથી તેને એક ખજુરના સિવાય કઈ મળ્યુ નહિ. તેણે ખજુર લઇને

બન્ને છોકરીઓને વહેંચી દીધી અને પોતે ન ખાધી. જ્યારે તે ચાલી ગઈ તો અલ્લાહના રસુલ (સલ્લ.) તશરીફ લાવ્યા. મેં કિસ્સો બયાન કર્યો તો ફરમાવ્યું. જે માણસ આ છોકરીઓના કારણે કોઈ મુસીબત-માં (મુબ્તેલા થશે) સપડાશે. તેવા માટે આ છોકરીઓ આગથી પડદો બની જશે.

૬૪૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! કંઈ ખૈરાતનો સૌથી વધારે સવાબ છે? ફરમાવ્યું. જે ખૈરાત તમે એવી હાલતમાં કરો કે તમે તંદુરસ્ત પણ હો, માલની તમને ઈચ્છા પણ હોય, ગરીબીનો ડર પણ હોય (તે ખેરાત સૌથી બહેતર છે) એવું ન થાય કે છેલ્લા વખ્તમાં જ્યારે દમ હલકમાં આવી જાય તો કહો. ફલાણાને આટલુ આપજો અને ફલાણાને આટલું.

૬૪૯. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.)થી કોઈ બીવીએ પુછ્યું કે અમારામાંથી આપનાથી પહેલાં કોણ મળશે? ફરમાવ્યું. સૌથી વધારે લાંબા હાથ વાળી, બીવીઓ હાથ માપવા લાગી. હઝરત સૌદા (રદી.)ના સૌથી લાંબા હાથ નીકળ્યા. પરંતું બાદમાં અમોને જાણ થઈ કે હાથની લંબાઈથી મુરાદ ખૈરાત હતી. જેથી હઝરત સૌદા (રદી.) જ સૌથી પહેલાં હુઝુર (સલ્લ.)થી મળ્યા અને તેમને ખૈરાત કરવાનું પસંદ પણ હતું.

૬૫૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે. હુઝુર (સલ્લ) એ ઈરશાદ ફરમાવ્યો, કે એક માણસે કહ્યું, હુ ખૈરાત કરીશ. જેથી જ્યારે ખૈરાતનો માલ લઈને નીકળ્યો. તો કોઈ ચોરના હાથમાં આપી દીધી. લોકો સવારે વાતો કરવા લાગ્યા કે ચોરને ખૈરાત આપવામાં આવી. તો તે માણસ કહેવા લાગ્યો. ઈલાહી! તારો શુક્ર છે હવે હું (ફરીથી) ખૈરાત કરીશ. જેથી (ફરીથી) ખૈરાતનો માલ લઈને ચાલ્યો તો ઝિનાકાર ઔરતને આપીને આવ્યો. લોકો સવારે વાતો કરવા લાગ્યા કે આજ રાત્રે ઝિના કરવાવાળી સ્ત્રીને ખૈરાત આપવામાં આવી, તે માણસ કહેવા લાગ્યો, ઈલાહી! તારો શુક્ર છે કે ઝિનાકારને ખૈરાત અપાવી હવે હું ફરીથી ખૈરાત કરીશ જેથી (ત્રીજી વખત) ખૈરાતના

માટે માલ લઈને ચાલ્યો. તો કોઇ માલદારના હાથે પહોંચી ગયો. લોકો ફરીથી કહેવા લાગ્યા કે આજ એક દૌલતવાળાને સદકો આપવામાં આવ્યો. તે માણસે કહ્યું, ઇલાહી ! તારો શુક્ર છે કે તેં (અજાણપણુમાં) ચોર, ઝિના કરવાવાળી અને દોલતવાળાને સદકો અપાવી દીધો. અલ્લાહ તઆલાએ તેની પાસે સંદેશો પહોંચાડયો કે ( તારી ખૈરાત બેકાર નથી ગઇ) ચોરને ખેરાત આપવામાં ( તો આ હિકમત છે ) કે કદાચ તેના કારણે તે ચોરી કરવાનું છોડી દે અને કદાચ ઝિના કરનાર પણ ઝિનાથી તૌબા કરી લે. રહયો માલદાર માણસ તો કદાચ તેને પણ આનાથી નસીહત પ્રાપ્ત થાય અને તે પણ ખેરાત કરવા લાગે.

૬૫૧. હઝરત મઅન બિન યઝિદ (રદી.) કહે છે કે મેં પોતે, મારા બાપે અને મારા દાદાએ અલ્લાહના રસુલ ( સલ્લ. ) થી બૈઅત કરી અને હુઝુર ( સલ્લ. ) એ પોતે સંદેશો મોકલાવીને મારા નિકાહ કરી દીધાં. ( એક દિવસે ) હું હુઝુર ( સલ્લ. ) ની ખિદમતમાં ફરીયાદ લઈને પહોંચ્યો, કારણ કે મારા બાપે સદકાની કેટલીક અશરફીઓ કાઢી હતી. અને મસ્જિદમાં કોઈની પાસે રખાવી હતી (જેને ઇચ્છો તેને આપી દેજો. ) મને જાણ થઈ તો હું જઈને લઇ આવ્યો, બાપે કહ્યું, ખુદાની કસમ ! મારો ઇરાદો તો તને આપવાનો ન હતો. હું આ ઝગડો લઈ ને હુઝુર ( સલ્લ )ની ખિદમતમાં હાજર થયો. આપે ફરમાવ્યું. યઝીદ ! તે નૈયત કરી. તેનો સવાબ મળશે અને મઅન ! જે તેં લઇ લીધું તે તારું જ છે.

૬૫૨ હઝરત આઇશા ( રદી. ) કહે છે, હુઝુરે અકરમ ( સલ્લ ) નો ઈરશાદ છે કે સ્ત્રી જ્યારે કરકસરની સાથે પોતાના ઘરનું ખાવાનું ખર્ચ કરે છે. અને તેમાંથી સદકો આપે છે. આ શરતની સાથે કે તેની નૈયત ઘર બગાડવાની ન હોય, તો ખર્ચ કરવાનો સવાબ સ્ત્રીને મળે છે, તેમનામાંથી કોઈ કોઈના સવાબને ઓછો કરી શકતો નથી.

૬૫૩ હઝરત હકીમ બિન હિઝામ (રદી.) કહે છે. હુઝુરે અકરમ ( સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યોં, ઉપરનો હાથ (નીચેના હાથથી બેહતર છે. ( ખૈરાત આપવાની ) શરૂઆત તે લોકોથી કરો, જેમના ઉછેરથી તમારો સબંધ હોય, જે પાકદામન બનવાનું ઇચ્છે છે. ખુદા

તેને પાકદામન બનાવી દે છે. જે માલદાર બને છે. ખુદા તેને માલદાર બનાવી દે છે.

૬૫૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) એ મિંમ્બર પર તશરીફ લઈ જઈને ખેરતનો, પાકદામનીનો અને સવાલ કરવાનો ઝિક્ર કરીને ઈરશાદ ફરમાવ્યો કે ઉપરનો હાથ નિચેના હાથથી બેહતર છે. ઉપરનો હાથ આપવાવાળો અને નિચેનો માગવાવાળો છે.

૬૫૫. હઝરત અબુ મુસા (રદી.) થી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) ની પાસે જ્યારે કોઈ સવાલ કરવાવાળો આવતો અને આપથી કોઈ જરૂરતનો સવાલ કરવામાં આવતો, તો આપ ફરમાવતા કે આની મદદ કરો તમને આનો સવાબ મળશે. અલ્લાહ તઆલા પોતાના નબીની ઝુબાનથી જે ફેંસલો અથવા હુકમ ઇચ્છે છે. કરાવે છે.

૬૫૬. હઝરત અસ્મા બિન્ત અબુબક્ર (રદી.) કહે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) એ મારાથી ફરમાવ્યું, (ખેરાતથી હાથ) બંધ ન કરો. નહિ તો મારાથી પણ બંદીશ (બંધી) કરી લેવામાં આવશે. બીજી રિવાયતમાં છે. માલને ગણી ગણીને ન રાખ, નહિ તો અલ્લાહ તઆલા પણ તારાથી રોકી રાખશે. જેટલું શક્ય હોય ખર્ચ કરતી રહો.

૬૫૭. હઝરત હકિમ બિન હિઝામ (રદી.) કહે છે, મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મેં જહાલતના જમાનામાં જે ઇબાદત અને ખેરાત કરી છે અને ગુલામોને આઝાદ કર્યા છે, શું તેનો સવાબ મળશે ? ફરમાવ્યું, પાછલી નેકીઓ પર પાબંદ રહેવાના માટે જ તું મુસલમાન થયો છે. (એટલે કે આનો સવાબ મળશે)

૬૫૮. હઝરત અબુ મુસા અશઅરી (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. અમાનતદાર મુસલમાન ખજાનચી અને ખુશીથી વધતી ઓછી કર્યા વગર પુરા પ્રમાણમાં (માલીકના) હુકમના પ્રમાણે ખેરાતના હિસાબમાં (રકમમાં) ખર્ચ કરે તો આ પણ ખેરાત કરવાવાળાની જેમ છે)

૬૫૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) થી રિવાયત છે. હુઝુર

( સલ્લ. ) એ ફરમાવ્યું, જ્યારે લોકો સવારે નિકળે છે તો બે ફરિશ્તાઓ ઉતરે છે. એક કહે છે. ઈલાહી ! ખર્ચ કરવાવાળાને તેનો બદલો આપ. બીજો કહે છે, ઈલાહી ! કંજૂસને બરબાદી નસીબ કર.

૬૬૦ હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે. મેં હુઝુર ( સલ્લ. ) ને ફરમાવતાં સાંભળ્યા કે કંજુસ અને સખીની મિસાલ તે બે માણસોની જેમ છે, જે સિનાથી ગરદન સુધી લોખંડનો પહેરવેશ પહેરેલો હોય, સખી માણસ જેટલો ખર્ચ કરે છે તેનો પહેરવેશ વધતો જાય છે. ત્યાં સુધી કે પુરા બદનને ઢાંકીને પગને પણ ઢાંકી લે છે. અને કંજુસ જો કે કંઇ ખર્ચ કરવાનું ચાહતો નથી. એટલા માટે તેના પહેરવેશની દરેક કડી પોતાની જગ્યાએ જામેલી રહે છે. તે તેને વધારવા ઘણીજ ચાહે છે. પરંતુ તે ખુલતી ( પહોળી થતી ) નથી.

૬૬૧. હઝરત અબુ મુસા (રદી.) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ઇરશાદ ફરમાવ્યો દરેક મુસલાન પર સદકો કરવો વાજીબ છે. લોકોએ અર્ઝ કરી કે જો કોઈની પાસે કંઇ ન હોય ? ફરમાવ્યું, પોતાના હાથથી મજૂરી કરે અને ખુદ પોતાને નફો પહોંચાડે અને સદકો પણ કરે. લોકોએ અર્ઝ કરી, જો આ પણ ન થઈ શકે ? ફરમાવ્યું મોહ-તાજ મઝલુમોની મદદ કરે. લોકોએ અર્ઝ કરી. જો આ પણ ન થઇ શકે ? ફરમાવ્યું નેકીનો હુકમ કરે અને બુરાઈથી ( લોકોને ) મના કરે. કારણ કે તેના માટે આ જ સદકો છે.

૬૬૨. હઝરત ઉમ્મે અતીય્યા (રદી.) કહે છે કે નસીબા અન્સા-રીયા (રદી.)ની પાસે (સદકા)ની એક બકરી મોકલવામાં આવી. તેઓએ તેમાંથી કેટલુંક ગોશ્ત હઝરત ઉમ્મુલ મોઅમેનિન આઈશા (રદી,)ની પાસે મોકલી દીધું. જ્યારે હુઝુર (સલ્લ.) ( અંદર તશરીફ લાવ્યા ) તો હઝરત આઈશા (રદી)થી ફરમાવ્યું. તમારી પાસે કંઈ (ખાવાનું) છે ? ઉમ્મુલ મોઅમેનિનએ અર્ઝ કરી. તે જ નસીબાનું મોકલેલું બકરી (નું ગોશ્ત) છે. ફરમાવ્યું લાવો, તે તેના મકામ પર પહોંચી ગયું. (તે અમારા માટે સદકો નથી.)

૬૬૩. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.)થી રિવાયત છે કે એક ગામડીઆએ હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને હિજરતના વિષે પુછયું. આપે ફરમાવ્યું. આ તો સખ્ત ચીઝ છે ? શું તારી

પાસે કોઇ ઊંટ છે? (જેની ઝકાત અદા કરવી છે?) તેણે અર્ઝ કરી. જી, હા. ફરમાવ્યું, તો દરિયાઓની પેલે પાર (અહકામે ઈલાહીના પ્રમાણે) અમલ કરતો જા. અલ્લાહ તઆલા તારા આમલના સવાબમાં (ક્યાંય) કમી કરશે નહિ.

૬૬૪. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ જ્યારે હઝરત મઆઝ (રદી)ને યમનના હાકિમ બનાવીને મોકલ્યા હતા, તો આ પણ છેવટે ફરમાવી દીધું હતું કે તમે કિતાબી ફિરકાઓની તરફ જઈ રહ્યા છો. તેઓના શ્રેષ્ઠ માલથી પરહેઝ કરજો.

૬૬૫. હઝરત અનસ (રદી.) કહે છે કે મદીનામાં બધા અન્સારથી વધારે હઝરત અબુ તલ્હા (રદી.)ના બગીચાઓ હતા. અને તેમના બધા બગીચાઓમાં 'બેહરા' નામનો બગીચો વધારે પસંદ હતો. કારણ કે તે મસ્જિદે નબ્વીના સામે છે, રસુલુલ્લાહ (સલ્લ.) (કોઈક કોઈક વખત) તશરીફ લઈ જઈને ત્યાં ઘણું જ લતીફ (સારું) પાણી પિતા હતા. જ્યારે આ આયત નાઝીલ થઈ કે 'લનતનાલુલ બિર્ર હત્તા તુનફેકુ મિમ્મા તુહિબ્બુન' તો અબુ તલ્હા (રદી.) એ અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં ઉભા થઈને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) અલ્લાહ તઆલાનું ફરમાન છે કે જ્યાં સુધી પોતાનો પસંદગીવાળો અને બેહતરીન માલ ખર્ચ કરશો નહિ. સવાબ (પુરેપુરો) મળશે નહિ. અને મને બધાજ માલથી વધારે બેહરાનો બગીચો પસંદ છે. એટલા માટે હું ખુદાના માટે આને ખૈરાત કરું છું. અને ઉમ્મીદ કરું છું કે આનો સવાબ ખુદાના ત્યાં જમા રહેશે. આપ અલ્લાહના હુકમ પ્રમાણે જ્યાં ચાહો ત્યાં આને ખર્ચ કરો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. વાહ, વાહ! માલ તો ઘણો જ ફાયદાનો છે તમે જે કંઇ કહ્યું, મેં તેને સાંભળી લીધું. મારો ખ્યાલ છે કે તમે આને પોતાના સગાં-વહાલાં માટે વકફ કરી દો. અબુ તલ્હા (રદી) બોલ્યા (ઘણું જ સારુ) હું એવું જ કરું છું, જેથી અબુ તલ્હા (રદી.) એ તે બગીચો પોતાના કાકાના છોકરાઓને અને બીજાં સગાં વ્હાલાંને વહેંચી દીધો.

૬૬૭. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે ઈબ્ને મસઊદ (રદી,)ની બીવી હઝરત ઝેનબ (રદી.)ની ખિદમતમાં હાજર થઈ આપ

મકાનમાં તશરીફ રાખતા હતા. તેમણે ખબર આપી. અર્ઝ કરવામાં આવી કે ઝેનબ (રદી.) આવ્યાં છે. ફરમાવ્યું. કોણ ઝેનબ? અર્ઝ કરવામાં આવી. ઈબ્ને મસઉદ (રદી.)ની બીવી ફરમાવ્યું, હા બોલાવી લો. તેઓને બોલાવવામાં આવ્યાં. (અંદર આવીને) તેમણે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હુઝુર (સલ્લ.) એ આજે સદકો આપવાનો હુકમ આપ્યો છે. મારી પાસે કેટલાંક ઘરેણાં છે, હું તેઓને ખૈરાત કરવા ચાહું છું. ઇબ્ને મસઉદ (રદી) બોલ્યા. હું અને મારો પુત્ર સૌથી વધારે ખૈરાત લેવાના હકદાર છીએ. આપે ફરમાવ્યું. ઇબ્ને મસઉદ (રદી) એ સાચું કહ્યું. તારો પતિ અને પુત્ર? બીજા સદકા લેવાવાળાઓથી વધારે હકદાર છે.

૬૬૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ) એ ઈરશાદ ફરમાવ્યો, કોઈ મુસલમાન પર તેના (સવારીના) ઘોડા અને (ખિદમતના) ગુલામોમાં નોકરોમાં ઝકાત નથી.

૬૬૯. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે એક દિવસ રસુલુલ્લાહ (સલ્લ.) મિમ્બર પર તશરીફ લઇ ગયા. અમો લોકો આપના આજુબાજુ બેઠેલા હતા. આપે ફરમાવ્યું. હું મારા પછી તમારા હકમાં દુનિયાની તે ખુશહાલી અને માલદારીથી ડરું છું. જેનો દરવાજો તમારા માટે ખોલી દેવામાં આવશે. એક માણસે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) શું ભલાઇ (ઇમાન)થી બુરાઈ (કુફ્ર) પૈદા થઇ શકે છે? આપ ચુપ થઈ ગયા. લોકોએ તે માણસથી કહ્યું. તમારાથી હુઝુર (સલ્લ.) વાત કરતા નથી અને તું છે કે બોલતો જ જાય છે. તેના પછી જો અમે નજર ઉઠાવીને જોયું, હુઝુર (સલ્લ) પર વહીના નાઝીલ થવાની નિશાનીઓ હતી. આપે પરસેવો લુચ્છયો અને અને ફરમાવ્યું, સવાલ કરવાવાળો કયાં છે? મતલબ કે આપે તેના વખાણ કર્યા, પછી ફરમાવ્યું બેશક ભલાઇ બુરાઈ પ્રાપ્ત કરવાની રીત નથી. પરંતુ નહેરની કેટલીક પૈદાવાર (કદીક) કતલ પણ કરી દે છે અથવા (ઓછામાં ઓછુ) મોતના નજીક કરી દે છે. પરંતુ તે જ જાનવરોને જે ઘાસ ખાય છે. કે જ્યારે ખાતા ખાતા તેમની કુખો ફુલી જાય છે તો તડકામાં આવીને સુઈ જાય છે અને ખાધેલું કાઢી નાખે છે (સંડાશની જેમ નહિં) અને પેશાબ કરે છે. પછી જ્યારે જરા પેટ ખાલી થઈ જાય છે તો ચરવા લાગે છે. માલ પણ લીલો

અને મીઠો છે અને મુસલમાનનો બેહતરીન સાથી છે. પરંતુ તે સમયે, જ્યારે કે તેમાંથી મિસ્કીનોને યતીમોને અને મુસાફરોને આપવામાં આવે. જે માણસ નાહક (લોકોનો) માલ લે છે, તેની મિસાલ એવી છે, જેવી રીતે કોઇ ખાતો તો હોય પરંતુ જીવ ધરાતો ન હોય. એવો માલ કિયામતના દિવસે તે માણસની વિરુધ્ધ ગવાહી (સાક્ષી) આપશે.

૬૭૦. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.)ની બીવી ઝેનબ (રદી.)ની હદીસ ઉપર આવી ગઈ. તેમાં જ. હઝરત ઝેનબ (રદી) એટલું વધારે બયાન કરે છે કે હું જ્યારે હુઝુર (સલ્લ.)ની પાસે ગઇ તો દરવાજા પર એક બીજી સ્ત્રી મારી જેમ જરૂરતવાળી હાજર હતી. એટલામાં હઝરત બિલાલ (રદી.) અમારી પાસે આવ્યા, તો મેં કહ્યું જરા અલ્લાહના રસુલ (સલ્લ.) થી પુછી લો કે આ પુરતું છે કે હું મારા પતિ પર અને મારા યતીમ છોકરાં પર જો મારા જ ઉછેરમાં છે, ખર્ચ કરી દઉં ? હઝરત બિલાલ (રદી.) એ જઈને પુછયું, આપે ફરમાવ્યું, હા, એવું કરી શકે છે. ઝયનબના માટે બે (ડબલ) સવાબ છે. એક સગાં વ્હાલાઓનો, બીજો ખેરાતનો,

૬૭૧. હઝરત ઉમ્મે સલમા (રદી.) ફરમાવે છે, મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું હું અબુ સલમા (રદી.)ના છોકરાઓ પર ખર્ચ કરી શકું છું ? કારણ કે તે મારા જ છોકરાઓ છે. ફરમાવ્યું, (હા) તેઓના પર ખર્ચ કર. જે કંઈ તું તેઓના પર ખર્ચ કરીશ તેનો સવાબ તને મળશે

૬૭૨. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે (એક વખત) અલ્લાહના રસુલ (સલ્લ.)એ ખેરાત કરવાનો હુકમ આપ્યો. લોકોએ (આવી ને) અર્ઝ કરી, કે ઇબ્ને જમીલ (રદી.) અને ખાલિદ બિન વલીદ (રદી.) અને અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ આપતા નથી, ના પાડે છે. આપે ફરમાવ્યું ઇબ્ને જમીલ (રદી.) તો (ત્યાં) એટલા માટે ના પાડતો હશે કે તે બિલકુલ ગરીબ હતો, ખુદા અને રસુલે ખુદાએ તેને માલદાર બનાવી દીધો. બેશક તેનું ન આપવુ સરકશીની દલીલ છે. રહ્યા ખાલિદ (રદી.) તો તમે તેમના પર જુલ્મ કરો છો. તેમણે તો તેમની ઝિરાહો અને લડાઈનાં હથીયારો ખુદાના રસ્તામાં વકફ કરી દીધાં છે. બાકી અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ રસુલે ખુદા (સલ્લ.)ના કાકા છે. તેમના પર બે ગણો સદકો વાજીબ છે.

૬૭૩. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે કેટલીક અન્સારી સ્ત્રીઓએ અલ્લાહના રસુલ (સલ્લ.)થી કંઈક માંગ્યું. આપે તેમને આપી દીધું. તેમણે ફરીથી માગ્યું. આપે તેમને ફરીથી આપ્યું દીધું. તેમણે ફરીથી સવાલ કર્યો. આપે તેઓને ફરીથી આપ્યું ત્યાં સુધી કે આપની પાસે જે કંઇ હાજર હતું તે પુરૂં થઈ ગયું. છેવટે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મારી પાસે જે બેહતરીન વસ્તુ હશે. હું તમારાથી બચાવીને નહીં રાખીશ. જે માણસ પાક દામન બનવા ચાહશે ખુદા તેને પાક દામન બનાવી દેશે જો ગની બનશે ખુદા તેને ગની કહી દેશે. જે સબ્ર કરવાવાળો બનશે, ખુદા સાબીર (સબ્ર કરવાવાળો) કરી દેશે. અને કોઇ માણસને સબ્રથી બેહતર બીજી મોટી વસ્તુ આપવામાં આવી નથી.

૬૭૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) ફરમાવે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, તે ઝાતની કસમ જેના તાબામાં મારો જીવ છે. જો તમારામાં કોઇ માણસ દોરડીમાં લાકડીઓની ગઠરી (ભારી) બાંધીને પીઠ પર નાખીને લાવે, તો બીજાની પાસે જઈને સવાલ કરવાથી આ સારું છે. (ખબર નથી) તે તેને આપે કે ન આપે.

૬૭૫. હઝરત ઝુબૈર(રદી.)ની એક બીજી રિવાયતમાં આવ્યું છે કે જે માણસ લાકડીઓની ભારી પીઠ પર નાખીને બજારમાં લાવીને વેચે, અલ્લાહ તઆલા આ કારણે તેની આબરુ હિફાઝતથી રાખે. આ તે વાતથી બેહતર છે કે તે લોકોથી માગતો ફરે, લોકો તેને આપે ન આપે.

૬૭૬. હઝરત હકીમ બિન હિઝામ (રદી.) કહે છે કે મેં આલ્લાહના રસુલ (સલ્લ.)થી કંઇક માંગ્યું, આપે મને આપી દીધું. મેં ફરીથી સવાલ કર્યો, આપે બીજું આપી દીધું. મેં ત્રીજી વખત માંગ્યું આપે ફરીથી આપ્યું, છેવટે ફરમાવ્યું, હકીમ! આ માલ લિલો અને મીઠો છે. જે માણસ આને નફસની સખાવતની સાથે લે છે, તેને બરકત આપવામાં આવે છે. અને જેને રાહ જોવાની અને તાકતાં રહેવાના પછી મળે છે તેને બરકત મળતી નથી. અને એવો માણસ તે માણસની જેમ હોય છે, જે ખાય તો છે પરંતુ ધરાતો નથી. ઉપરનો હાથ નીચેના હાથથી બેહતર છે. હકીમ કહે છે, મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ! હું તે ખુદાની કસમ ખાઈને કહું છું, જેણે તમને

બનાવીને મોકલ્યા છે. હવે હું દુનિયાને છોડવા સમય સુધી આપના પછી કોઈનાથી કોઈ વસ્તુ લઇશ નહિ, જેથી અબુબક (રદી.) પોતાની ખિલાફતના સમયમાં હકીમ (રદી.)ને કંઈક આપવા માટે બોલાવતા રહ્યા અને તે લગાતાર કબુલ કરવાથી ઇન્કાર કરતા રહ્યા. હઝરત ઉમર (રદી.) પણ (પોતાની ખિલાફતના સમયમાં) હકીમ (રદી.) ને કંઈક આપવા ચાહયું, પરંતુ તેમણે કબુલ કરવાથી ઇન્કાર કરી દીધો. હઝરત ઉમર (રદી.) એ કહ્યું. મુસલમાનો! હું તમને સાક્ષી બનાવું છુ કે હું તે માલે ગનીમતમાંથી હકીમ (રદી.)ને તેમનો હક આપી રહ્યો છું અને તે લેવાથી ઇન્કાર કરી રહયા છે. રસુલુલ્લાહ (સલ્લ.)ના પછી હકીમ (રદી) જયાં સુધી જીવતા રહયા, કોઈનાથી કંઈ લીધુ નહિં.

૬૭૭. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જયારે મને કંઇક હદીયો (ભેટ) આપતા હતા, તો હું અર્ઝ કરી દેતો હતો, કે આ તે માણસને આપો જે મારાથી વધારે જરૂરતવાળો છે છેવટે આપે ફરમાવ્યું. કે જો સવાલ કર્યા વગર અને રાહ જોયા વગર તમારી પાસે માલ આવી જાય, તો લઈ લીધા કરો, પરંતુ તેની પાછળ ન પડો.

૬૭૮. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ હંમેશા માગતો રહે છે. જયારે કિયામતનો દિવસ આવશે, તો તેના મોંઢા પર ગોશ્તની બોટી ન હશે. કિયામતના દિવસે સૂરજ એટલો નજીક હશે કે (તેની ગરમીના લીધે) લોકોના અડધા કાન સુધી પરસેવો પહોંચી જશે. આ હાલતમાં લોકો હઝરત આદમ (અલૈ.) હઝરત મુસા (અલૈ.)થી ફરીયાદ કરશે, અને છેવટે મોહંમદ (સલ્લ.)થી મદદ માંગશે.

૬૭૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, મિસ્કીન તે નથી જે એક બે લુકમા (કોળીયા) અથવા એક બે ખજુરોના માટે લોકોની પાસે માર્યો માર્યો ઘુમતો ફરે છે. મિસ્કીન તે છે, જેને જરૂરતની આટલી વસ્તુ ન મળે તો લોકોને તેની હાલત થાય કે તેને ખેરાત આપી શકે. અને ન પોતે કોઇથી સવાલ કરવા તૈયાર હોય.

૬૮૦. હઝરત અબુ હુમૈદ સાઈદી (રદી.) કહે છે કે અમે રસુ-

લુલ્લાહ (સલ્લ.)ની સાથી તબુકની લડાઈમાં શરીક થવા માટે આવ્યા. જ્યારે આપ કુરાની વાદીમાં તશરીફ લાવ્યા, તો એક સ્રીને એક બગીચામાં ખજુરના ઝાડની નીચે બેઠેલી જોઈ આપે સહાબા (રદી )થી ફરમાવ્યું અંદાઝો કરો. (આમાં કેટલી ખજુરો હશે ?) આપ પોતે દસ વસક અંદાઝો કર્યો અને તે સ્રીથી ફરમાવ્યું, કે જેટલી ખજુરો પૈદા થાય. તેનું વજન કરી લેજે ખેર ત્યાંથી ચાલીને અમે તબુકમાં પહોંચ્યા. હઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. આજે રાત્રે ઘણી જ સખ્ત હવા ચાલશે જેની પાસે ઊંટ હોય તેને બાંધી દે. રાત્રે ન ઉઠે, હુકમના પ્રમાણે અમે ઊંટ બાંધી દીધાં (રાત્રે) સખ્ત હવા ચાલી એક માણસ જે ઉભો હતો, તો હવાએ 'તૈ' નામના) પહાડ પર ફેંકયો, શાહે એલાએ હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં એક સફેદ ખચ્ચરી અને ઓઢવા માટે એક ચાદર હદીયાની રીતે મોકલી આપી તેને ટાપુ પર કાયમ રાખી (લડાઈથી ફારીગ થઈને) જ્યારે હુઝુર (સલ્લ.) કુરાની વાદીમાં તશરીફ લાવ્યા. તો તે સ્રીથી માલુમ કરી, કેટલી ખજૂરો થઈ ? અર્ઝ કરી, દસ વસક આજ અંદાઝો રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યો હતો, તેના પછી હુઝુર (સલ્લ.)એ અમારાથી ફરમાવ્યું, મારે મદીના જલ્દીથી જવું છે. જે મારી સાથે જલ્દી ચાલવા ચાહે, તો ચાલો. અમે હુઝુર (સલ્લ.)ની સાથે ચાલ્યા જ્યારે આપ મદીનાના નજીક પહોંચ્યા તો ફરમાવ્યું, આ 'તૈયબા' છે. ઓહદ પહાડને જોયો તો ફરમાવ્યું, આ પહાડી અમારાથી મોહબ્બત કરે છે અને અમોને તેનાથી મોહબ્બત છે. શું હું તમને બતાઉં કે અન્સારમાંથી કોનું બેહુતરીન છે ? લોકોએ અર્ઝ કરી, જી. હં. ઈરશાદ ફરમાવ્યો બની નજજારના મકાનો તેના પછી બની અબ્દુલ અશહલના, પછી બની સાયદાના અને અન્સારના બધા મકાનોમાં ભલાઈ છે.

૬૮૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જે વસ્તુએ આસમાનના કે ઝરણાંના કે તળાવોના પાણીથી પીયત થઈને (પૈદા થઈ હોય) તેમાં દસમો ભાગ (ઝકાત) છે. અને જે કુવાના પાણીથી પીયત થઈને (પૈદા થઇ હોય) તેમાં વીસમો ભાગ ઝકાત છે.

૬૮૨. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે ખજુરો લેવાના મોસ-

મમાં અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં ખજુરો લાવવામાં આવતી હતી. દરેક માણસ પોતપોતાના સદકાની ખજુરો લાવીને હાજર કરતો હતો, ખજુરોનો એક ઢગલો લાગી જતો હતો, અને હસનૈન (રદી.) (હસન (રદી.) અને હુસૈન (રદી.)) તેનાથી રમતા હતા. (એક દિવસે હઝરત હસન (રદી.) કે ઈમામ હુસૈન (રદી.) એ તેમાંથી એક ખજૂર મોંઢામાં મુકી દીધી. અને રસુલુલ્લાહ (સલ્લ.)એ જોઈ લીધી તરત જ તેમના મોંઢાથી કાઢી અને ફરમાવ્યું. તમને ખબર નથી કે મોહંમદ (સલ્લ)ની ઔલાદ સદકો ખાતી નથી ?

૬૮૩, હઝરત ઉમર (રદી.) કહે છે, મેં એક માણસને અલ્લાહના રસ્તામાં એક ઘોડો સવારી માટે આપ્યો. પરંતુ તેણે આ ઘોડાને બિલકુલ ખરાબ અને નકામો કરી દીધો મને વિચાર થયો કે આ સસ્તો વેચી દેશે. એટલા માટે હું ખરીદી લઉં. (આ મસઅલો) મેં હુઝુર (સલ્લ.)થી પુછયો આપે ફરમાવ્યું. તેને ન ખરીદો અને પોતાનો સદકો કરેલી વસ્તુ ચાહે એક દિરહમમાં મળે, પરંતુ પાછી ન લો. કારણ કે સદકાને પાછો લેવાવાળા (ઉલ્ટી)ને પાછી લેવાવાવાળો છે.

૬૮૪. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે હઝરત મૈમુના (રદી.) બાંદીને એક બકરી સદકો કરેલી મળી અને તે મરી ગઈ નબી (સલ્લ.) એ તેને પડેલી જોઇ તો ફરમાવ્યું, તમે આની ખાસ (ચામડી) શા ઉપયોગમાં ન લાઓ ? તેમણે અર્જ કરી આ મરેલી છે. ફરમાવ્યું, મરેલાંનું, ફકત ખાવું જ હરામ છે.

૬૮૫. હઝરત અનસ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં તે ગોશ્ત પેશ કરવામાં આવ્યું, જે બરીરા (રદી.)ને સદકામાં મળ્યું હતું. (આપે તેને લઇ લીધું) અને ફરમાવ્યું, આ તેના માટે સદકો છે. અને અમારા માટે હદીયો છે.

૬૮૬. હઝરત અબ્દુલ્લાહ બિન ઉબઈ (રદી.) કહે છે કે જ્યારે કોઇ કૌમ પોતાનો સદકો હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં પેશ કરતી તો આપ ફરમાવતા ઈલાહી ! આમની ઔલાદ પર રહમત નાઝીલ ફરમાવ. એક વખત મારા વાલીદ હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં પોતાનો સદકો લાવ્યા આપે ફરમાવ્યું. ઈલાહી ! અબુ ઉફાની ઔલાદ પર રહમત નાઝીલ ફરમાવ.

૬૮૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) અલ્લાહના રસુલ ( સલ્લ ) થી રિવાયત કરે છે કે કૌમે બની ઇસ્રાઇલમાંથી એક માણુસે બીજા ઈસ્રાઈલિ માણુસથી હજાર દિનાર ઉછીના માગ્યું. તેણે આપી દીધા. (પાછા આપતાં જો કે દરીયો પડતો હતો એટલા માટે દરિયાને પાર કરવા માટે તેને હોડીની જરૂરત પડી.) પરંતુ દરિયાના પાર આવવા તેને કોઈ સવારી મળી નહિ. મજબુરન એક લાકડી લઇને તેને પોલી કરીને દિનાર તેમાં ભરી દીધા અને દરિયામાં તેને નાખી દીધી (અને ખુદાથી દુઆ કરી આ લાકડી ઉછીના આપવાવાળાને પહોંચાડી દે સંજોગો વસાત આ લાકડી તેને હાથે લાગી ગઈ ( મળી ગઈ ) જેણે ઉછીના આપ્યા હતા. તેણે ઘરમાં સળગાવવા માટે લાકડીને ઉપાડી લીધી તેને ખોલી તો માલ નીકળ્યો. (સારી નૈયતનું ફળ)

૬૮૮. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું. ( જો કોઈ કોઇના જાનવરને ઝખમી કરી દે તો) જાનવરના ઝખમનો બદલો નથી. જાનવર કુવામાં પડીને મરી જાય તો બદલો નથી. ખાવાની ( વસ્તુઓમાં ) કોઇ ટેકસ નથી દફન કરેલો ખજાનો મળી જાય તો (તેમાં) પાંચમો ભાગ સરકારી છે.

૬૮૯. હઝરત અબુ હુમૈદ રદી.) સાઈદી કહે છે કે બનુ અસદનો એક માણુસ મુસમ્મા બિન બકીઆને રસુલુલ્લાહ ( સલ્લ. ) એ બનુ સલીમના સદકાઓને વસુલ કરવા માટે નકકી કર્યા. ઇબ્ને બકીઆ જ્યારે (પાછા) આવ્યા તો તેમનાથી હિસાબ માંગ્યો.

૬૯૦. હઝરત અનસ ( રદી. ) કહે છે કે સવારના સમયે અબુ તલ્હાના બાળક અબ્દુલ્લાહને રસુલુલ્લાહ ( સલ્લ. )ની ખિદમતમાં લઈ ગયો. જેથી આપ તહનીક કરી દે (ખજુર ચાવીને બાળકના મોઢામાં આપીને શહાદતની આંગળીથી તેના તાળવામાં ઘસવામાં આવે છે. જેથી બાળકને ખાવાની મઝા જણાય. અને કંઈક ખાવા લાગે. તેને તહનીક કહે છે.) આપ તે સમયે ડામ દેવાનું સાધન પોતાના હાથમાં લઈને સદકાના ઊંટોને ડામી રહ્યા હતા.

# સદકએ ફિત્રના બયાન વિષે

૬૯૧. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રી નાના–મોટા આઝાદ (સ્વતંત્ર) ગુલામ પર સદકએ ફિત્ર એક સાઅ ખજૂર (બે કીલો ૪૫ ગ્રામ) કે જવ ફર્ઝ કર્યા છે અને નમાઝ માટે જવાના પહેલાં આને અદા કરવાનો હુકમ આપ્યો છે.

૬૯૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે. અમે હુઝુર (સલ્લ)ના ઝમાનામાં ઈદુલ ફિત્રના દિવસે અમારા ખાવામાંથી એક સાઅ (બે કીલો ૪૫ ગ્રામ) અદા કર્યા કરતા હતા. તે સમયે અમારો ખોરાક જવ, કિશમિશ (દ્રાક્ષ) પનીર અને ખજુરો હતી.

૬૯૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ દરેક નાના–મોટા, આઝાદ અને ગુલામ પર સદકએ ફિત્ર એક સાઅ ખજુર કે જવ ફર્ઝ કર્યું છે.

# હજજના બયાન વિષે

૬૯૪. હઝરત ઈબ્ને અબ્બાસ ( રદી. ) કહે છે કે ફઝલ બિન અબ્બાસ (રદી.) અલ્લાહના રસુલ (સલ્લ.)ની પાછળ સવારી પર બેઠા હતા. કે કબીલા ખશઅમની એક સ્ત્રી આવી. ફઝલ તેની તરફ જોવા લાગ્યા. તે ફઝલને જોવા લાગી. નબી (સલ્લ )એ ફઝલના મોઢાને બીજી તરફ ફેરવી દીધું. સ્ત્રીએ કહ્યું. હે અલ્લાહના રસુલ ( સલ્લ. ) ! મારો બાપ ઘણોજ ઘરડો છે. સવારી પર ઠીક બેસી શકતો નથી. અને આ ઝમાનામાં તેને હજજના ફર્ઝને અદા કરવાની તક મળી છે. શું હું તેના તરફથી હજજ કરી શકું છું ? આપે ફરમાવ્યુ, હા. ( આ કિસ્સો વિદાઇ હજજનો છે. )

૬૯૫. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે. મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને જોયા કે આપ ઝુલહુલૈફાના સ્થળે ઊંટણી પર સવાર થઈ રહ્યા હતા. પછી એહરામ બાંધી રહ્યા હતા. અને ઉંટણી આપને લઇને સીધી ઊભી થઈ રહી હતી.

૬૯૬. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) એ ઊંટણી પર સવાર થવાની હાલતમાં હજજ કરી અને તેના જ ઉપર આપના ખાવા પીવાનો સામાન હતો.

૬૯૭. હઝરત આઇશા ( રદી. ) ફરમાવે છે મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! અમે જેહાદને સૌથી સારું અમલ ખ્યાલ કરીએ છીએ. શું અમે જેહાદ ન કરીએ ? ફરમાવ્યું નહિ. પરન્તુ મકબુલ હજજ મોટો જેહાદ છે.

૬૯૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ. )ને ફરમાવતાં સાંભળ્યું કે જે માણસ અલ્લાહના માટે હજજ કરે, ન તેમાં હમબિસ્ત્રી (સંભોગ) કરે, ન ગંદી વાતો કહે. ન બીજું કોઈ

ગુનાહનું કામ કરે તો તે એવો જ પાક અને સાફ થઈને પાછો આવશે જેવો જન્મના દિવસે હતો.

૬૯૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ (હજ્જ અને ઉમરાના માટે) મિકાત (જ્યાંથી એહરામ બાંધવામાં આવે છે) નક્કી કરી દીધું છે, મદીનાના માણુસો ઝુલ-હુલેફા, નજદીઓના માટે કુનુંલ મનાઝીલ, શામીઓના માટે હજફા યમનના માણુસો માટે યલમલમ આ સ્થળોના રહેવાસીઓ માટે આ જ મિકાત છે અને લોકોના માટે પણ જે અહિંયાથી પસાર થાય, બાકી તેની અંદર રહેવાવાળાઓ માટે મિકાત તે જગ્યા છે. જ્યાંથી ચાલવાનું શરુ કરે. જેથી મક્કાવાળાઓ માટે મક્કા મિકાત છે.

૭૦૦, હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ બત્હાના સ્થળે (જે સ્થળ ઝુલહુલેફામાં શામેલ છે) કિયામ કર્યો અને ત્યાં જ નમાઝ પઢી. અબ્દુલ્લાહ બિન ઉમર (રઝી.) પણ આવું જ કરતા હતા.

૭૦૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જયારે તશરીફ લઈ જતા તો મસ્જિદે શજરામાં નમાઝ પઢતા હતા. અને જયારે પાછા આવતા હતા તો ઝુલ હુલેફાની અંદર વાદીના વચ્ચે નમાઝ પઢતા હતા, અને ત્યાંજ રાત પસાર કરતા હતા. જતાં શજરાના રસ્તામાં જતા હતા. અને પાછાં આવતાં મુઅરિંસથી આવતા હતા.

૭૦૨ હઝરત ઉમર (રઝી.) કહે છે. મેં અકીક વાદીમાં અલ્લાહના રસુલ (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે રાત્રે એક આવવાવાળા (જીબ્રઈલ) એ મારાથી આવીને કહ્યુ કે આ મુબારક જંગલમાં નમાઝ પઢાવી દો (એહરામના સમયે) કહો કે મેં હજ્જની સાથે ઉમરાની પણ નૈયત કરી છે.

૭૦૩. હઝરત ઉમર (રઝી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) (એક વખત) પાછલી રાત્રે ઝુલહુલેફામાં બતને વાદીના સ્થળે આરામ ફરમાવી રહ્યા હતા કે આપથી ખ્વાબની હાલતમાં કોઈ (ફરિશ્તા)એ કહ્યુ કે આપ બરકતવાળા બતહામાં છો.

૭૦૪. હઝરત યઅલા બિન ઉમૈયા (રઝી.) કહે છે કે મેં હઝરત

ઉમર (રદી.) થી કહ્યું, જે સમયે હુઝુર (સલ્લ.) પર વહી નાઝીલ થતી હોય આપ મને બતાવજો જેથી (એક દિવસે) હુઝુર (સલ્લ.) જઅરણામાં રોકાયેલા હતા. સહાબા (રદી,) ની ટુકડી પણ હાજર હતી. એટલામાં એક માણસ હાજર થયો અને અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હુઝુર (સલ્લ.) તે માણસના વિષે શું હુકમ આપો છો, જેણે ઉમરાનો એહરામ બાંધ્યો પરંતુ ખુશ્બુ તેણે એટલી લગાવી હતી કે બિલકુલ તર થઈ રહ્યો હતો. થોડીવાર આપ ચુપ રહ્યા. અને આપ પર વહી નાઝીલ થવા લાગી. હઝરત ઉમર (રદી.) એ મને ઇશારો કર્યો. હું જઈ પહોંચ્યો. આપના માથા પર તે વખતે એક કપડુ પડેલું હતું. જેનાથી મુબારક માથું ઢંકાયેલું હતું મેં નમીને જોયું કે આપનો ચહેરો લાલ થઈ રહ્યો હતો. અને આપ હાફી રહ્યા હતા. ધીરે ધીરે આપની આ હાલત જતી રહી તો આપે ફરમાવ્યું, ઉમરાના વિષે સવાલ કરવાવાળો કયાં છે? તે માણસને હાજર કરવામાં આવ્યો ફરમાવ્યું જે ખુશ્બુ લાગેલી છે, તેને ત્રણ વખત ધોઈ નાખો ઝભ્ભાને ઉતારી દો. અને ઉમરામાં તે જ કામ કરો જે હજ્જમા કરો છો.

૭૦૫. ઉમ્મુલ મોઅમિનીન હઝરત આઈશા (રદી.) ફરમાવે છે. જ્યારે હુઝુર (સલ્લ) એહરામ બાંધતા હતા તો હુ હુઝુર (સલ્લ) ને ખુશ્બુ લગાવતી હતી. અને બૈતુલ્લાહના તવાફના પહેલા એહરામ ખોલતા હતા. તો તે સમયે પણ ખુશ્બુ લગાવતી હતી.

૭૦૬. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલના બાલોને ગુંદરથી જમાએલા હતા. અને તે સમયે આપ એહરામ બાંધતા હતા.

૭૦૭. હઝરત ઈબ્ને ઉમર (રદી) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ હંમેશા મસ્જિદ (ઝુલ્હુલેફાથી) એહરામ બાંધ્યું.

૭૦૮. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે (એક વખત) હઝરત ઉસામા (રદી.) અરફાતના સ્થળથી મુઝદલ્ફા સુધી અલ્લાહના રસુલ (સલ્લ) ની પાછળ (ઊંટણી પર) સવાર રહ્યા. તેના પછી મુઝદ-લ્ફાથી મીના સુધી ફઝલ સવાર રહ્યા. અને બન્નેએ જ) કહ્યું કે છેલ્લો પત્થર ફેંકવા સુધી હુઝુર (સલ્લ.) લગાતાર લબ્બેક કહેતા રહ્યા

૭૦૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે જ્યારે રસુલુલ્લાહ

(સલ્લ.) કંઘી કરી ચુકયા. તેલ નાખી ચુકયા અને આપ અને સહાબા-ઓએ લુંગી અને ચાદરો પહેરી લીધી. તો આપ મદીનાથી તશરીફ લઈ ચાલ્યા. અને જાફરાની રંગની ચાદરના સિવાય જેનો રંગ ઉડીને બદનને લાગે છે અને કોઇ જાતની લુંગી અને ચાદર પહેરવાથી મના ફરમાવ્યું નથી. સવારે ઊંટણી પર સવાર થઈને ઝુલહુલેફાના સ્થળથી જઈને પહોંચ્યા. ત્યાં પહોંચીને આપે અને સહાબા (રદી) એ સિધા ઊભા રહીને એહરામ બાંધ્યું. અને (કુરબાનીના) જાનવરોના ગળામાં કલાવા (પટ્ટો) લટકાવ્યો. (આ કિસ્સો ૨૫ ઝિલકાદનો છે.) પછી ઝિલ હજ્જની ચાર રાતો ગુઝારવાના પછી મક્કામાં પહોંચ્યા. બૈતુલ્લાહનો તવાફ કર્યો. સફા અને મરવાની વચ્ચે સઈ કરી અને જો કે જાનવરોના કલાવા (પટ્ટા) બાંધીને લઈ ગયા હતા એટલા માટે એહરામ ખોલી દીધાં. તેના પછી હુજોંની પાસે ઊંચા સ્થળે આરામ ફરમાવ્યો. તે સમયે આપ એહરામ બાંધી ચુકયા હતા. પહેલા તવાફ કરવાના પછી આપ ફરીથી કાબાની પાસે ગયા નહિ. જયારે આપ અરફાતથી પાછા આવ્યા તો સહાબા (રદી.) ને હુકમ આપ્યો કે જે માણસની પાસે કુરબાનીનું જાનવર ન હોય અને પહેલાંથી તેણે પટ્ટો ન બાંધી લીધો હોય જઈને ખાનએ કાબાનો તવાફ કરે. સફા અને મરવાની વચ્ચે સઈ કરે. પછી માથાના વાળ કતરાવીને એહરામ ખોલી દે જો પત્નિના સાથે હોય તો પત્નિથી સોહબત અને ખુશ્બુ લગાવવું અને કપડાં પહેરવાં તેના માટે હલાલ છે.

૭૧૦. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદી.) ફરમાવે છે કે અલ્લાહ-ના રસુલ (સલ્લ.) એ રીતે લબ્બૈક કહેતા હતા. લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક લબ્બૈક લાશરીક લ ક ઈન્નલ હમ્દ વન્નેમત લક વલ મુલક લાંશરીક લક.

૭૧૧. હઝરત અનસ (રદી)નું બયાન છે કે અમે અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે મદીનામાં ઝોહોરની ચાર રકઅતો પઢી. પછી ઝુલહુલે-ફામાં ( પહોંચીને ) અસરની બે રકઅતો પઢી. પછી ઝુલહુલેફામાં (પહોંચીને) અસરની બે રકઅતો પઢી રાત્રે આપ ત્યાં જ રહ્યા સવારે સવાર થઈને બેદા નામની જગ્યા પર આવ્યા. (અહીં પહોંચીને આપે ખુદાની હમ્દ પઢી. 'સુબહાનલ્લાહ અલ્લાહુ અકબર' કહ્યું અને હજ્જ અને ઉમરાનો એહરામ બાંધ્યો. (જયારે) અમે તવાફ અને સઈ વિગેરેથી ફારીગ થઈને આવ્યા, તો આપે લોકોને એહરામ ખોલી

નાખવાનો હુકમ આપ્યો. લોકોએ એહરામ ખોલી દીધા. પછી ઝિલહજ્જની સાત તારીખે હજ્જનો એહરામ બાંધ્યો. રાવીનું બયાન છે કે હુઝુર (સલ્લ.) એ ઘણાંજ જાનવર પોતાના હાથ મુબારકથી ઝિબ્હ કર્યા જોકે મદીનામાં કાબ્રા રંગના બે ઘેટા ઝિબ્હ કર્યા હતા.

૭૧૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ઝુલહુલૈફાથી લબ્બૈક શરૂ કરતા હતા. અને હરમમાં પહોંચીને લબ્બૈક કરતા હતા. તુવાની પાસે પહોંચીને રાત પસાર કરતા હતા સવારની નમાઝ પઢવાના પછી ત્યાં ગુસલ કરતા હતા. અલ્લાહના રસુલ (સલ્લ.) એ આવું જ કર્યું હતું

૭૧૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ (એક વખત) ઈરશાદ ફરમાવ્યો જાણે કે મારી નજરોની સામે છે. મુસા (અલૈ.) વાદીમાં દાખલ થઈ રહ્યા છે. અને લબ્બૈક પઢી રહ્યા છે.

૭૧૪. હઝરત અબુ મુસા અશઅરી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મને યમનની તરફ મારી કૌમની તરફ મોકલ્યો હતો. હું પાછો આવ્યો તો બતહા નામની જગ્યાએ મને ફરમાવ્યું કઈ વસ્તુનો એહરામ બાંધ્યો છે. મેં અર્ઝ કરી, જે વસ્તુનો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ બાંધ્યો છે. ફરમાવ્યું. તારી સાથે હદી (કુરબાનીનું જાનવર) પણ છે ? મેં અર્ઝ કરી નહિં આપે મને હુકમ આપ્યો (કે તવાફ કરીને સફા અને મરવાની વચ્ચે) સઈ કરું. મેં કાબાનો તવાફ કરીને સફા અને મરવાનો ચક્કર લગાવ્યો. પછી આપે એહરામ ખોલી નાખવાનો હુકમ આપ્યો. મેં એહરામ ખોલી દીધો અને મારા ઘરવાળાંઓમાંથી એક સ્ત્રીના પાસે આવ્યા. તેણે મારા બાલમાં કંધી કરી અથવા માથુ ધોયું. જ્યારે હઝરત ઉમર (રદી.) આવ્યા (એટલે કે તેમની ખિલાફતનો સમય આવ્યો) તો ફરમામાવવા લાગ્યા. જો આપણે અલ્લાહની કિતાબ પર અમલ કરીએ છીએ, તો આપણને ફક્ત ઉમરા કરીને હજ્જ કર્યા વગર એહરામ ખોલી નાખવો જોઈએ નહિં. કારણકે અલ્લાહ તઆલા હુકમ આપે છે. 'વ આતમ્મુલ હજ્જ વલ્ઉમરત બિલ્લાહ' કે હજ્જ અને ઉમરાને પુરા કરો અને જો આપણે સુન્નતે નબવી (સલ્લ.) પર અમલ કરીએ, તો પણ કુરબાની કર્યા વગર (એહરામ ખોલવો ન જોઈએ) કારણકે આપ કુરબાની કરવાના બાદ એહરામ ખોલતા હતા.)

૭૧૫. ઉમ્મુલ મોઅમિન હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હજજના દિવસોમાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ની સાથે અમે રાત્રે ચાલ્યા. સર્ફના સ્થળે ( પહોંચીને ) આરામ ફરમાવ્યો. હુઝુર (સલ્લ.) સહાબા (રદી )ની પાસે તશરીફ લઇ ગયા અને તેઓથી ફરમાવ્યું. જેમની પાસે હુદી ન હોય અને ઉમરા કરવા ચાહે તો કરી લે અને જેમની પાસે હુદી હોય તે આવું ન કરે. જેથી કેટલાક સહાબીઓએ ઉમરા કર્યા. કેટલાકે ન કર્યા, ઘણાને જો કે હુદી લાવવાની તાકત હતી ( એટલે કે માલદાર હતા ) અને તેઓની પાસે કુરબાનીનું જાનવર હાજર હતું એટલા માટે ઉમરા કરી ન શકયા.

૭૧૬. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે અમે ફકત હજજ કરવાનો ખ્યાલ લઇને હુઝુર (સલ્લ.)ની સાથે ચાલ્યા. (મક્કા) પહોંચી અમે કાબાનો તવાફ કર્યો. હુઝુર (સલ્લ.)એ હુકમ આપ્યો કે જેની પાસે હુદી ન હોય તે એહરામ ખોલી દે. જેથી જે લોકો હુદી લઇ ગયા ન હતા. તેમણે એહરામ ખોલી દીધા. હઝરત સફીયા (રદી.) બોલ્યા. મારો ખ્યાલ છે કે મારા કારણે લોકોને ઠેરી જવું પડશે. આપે ફરમાવ્યું. અકરા હલકા (મુંડી કાપી) શું તમે દસમી તારીખનો તવાફ કર્યો નહિ? તેમણે અર્ઝ કરી. કરી તો ચુકી છું ફરમાવ્યું, કંઈ વાંધો નથી. ચાલો.

૭૧૭. હઝરત આઈશા (રદી.)ની બીજી રિવાયતમાં છે કે અમે વિદાઇ હજજના વર્ષે અલ્લાહના રસુલ ( સલ્લ. )ની સાથે ચાલ્યા. અમારામાંથી કેટલાકે ઉમરાનો અહેરામ બાંધયો હતો. કેટલાકે હજજનો કેટલાકે હજજ અને ઉમરા બન્નેના રસુલુલ્લાહ (સલ્લ.) એ હજજનો એહરામ બાંધ્યો હતો. જેમણે ફકત હજજ અથવા હજજ અને ઉમરા બન્નેનો એહરામ બાંધયો હતો. તેમણે દસ તારીખ પહેલાં એહરામ ખોલ્યો નહિં.

૭૧૮. હઝરત ઉસ્માન (રદી.) (લોકોને) 'મત અતુલ હજજ' (હજજ અને ઉમરા ભેગો કરવાને)થી મના કરતા હતા. હઝરત અલી (રદી.)એ જયારે આ જોયું તો હજજ અને ઉમરા (બન્ને સાથે એહરામ બાંધ્યો) અને કહ્યું, 'લબ્બૈક ઉમરત વલ હજજ' પછી ફરમાવ્યું, હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ની સુન્નતને કોઇના કહેવાથી છોડીશ નહિ.

૭૧૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે લોકો (જહાલતના ઝમાનામાં) ખ્યાલ કરતા હતા કે હજ્જના મહિનાઓમાં ઉમરા કરવો સૌથી મોટો ગુનોહ છે. અને કહયા કરતા હતા કે જ્યારે જખમ (જે બોજ ઉઠાવવાના કારણે) ઊંટની પીઠ પર થઈ ગયો હોય, સારો થઇ જાય, નિશાન મટી જાય, સફરનો મહિનો પસાર થઈ જાય, તો ઉમરા કરવવાળા માટે ઉમરા કરવું હલાલ છે. જેથી જ્યારે ચાર તારીખે સવારના સમયે હુઝુર (સલ્લ.) હજ્જનો એહરામ બાંધીને તશરીફ લાવ્યા અને બીજા સહાબા (રદી.) એ પણ હજ્જનો એહરામ બાંધ્યો, તો હુઝુર (સલ્લ.) એ સાહાબા (રદી.)ને હુકમ આપ્યો કે ઉમરાનો એહરામ કરો. લોકોને આ વાત બોજ જણાઈ, એટલા માટે અર્ઝ કરવા લાગ્યા. મીના હલાલ છે (હજ્જ અથવા ઉમરા ?) ફરમાવ્યું બધું જ હલાલ

૭૨૦. હઝરત ઉમ્મુલ મોઅમિનીન હફસા (રદી) ફરમાવે છે મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આ શું વાત છે કે ઉમરા કરવાના પછી લોકોએ એહરામ ખોલી દીધા અને આપે ખોલ્યો નહિ ? ફરમાવ્યું, મેં હદીનો પટટો બાંધ્યો છે. અને માથામાં ગુંદર લગાવેલ છે. હું ઝિબ્હ કરવાના પછી એહરામ ખોલીશ.

૭૨૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી એક માણસે તમત્તોઅ હજ્જના વિષે પુછ્યું અને કહયું, લોકો મને આનાથી મના કરે છે. આપે તેને તમત્તોઅ કરવાનો હુકમ આપ્યો. તે માણસે કહ્યું કે મેં ખ્વાબમાં જોયું છે કે એક માણસ કહી રહ્યો છે, હજ્જ પણ મકબુલ છે અને ઉમરા પણ ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું હુઝુર (સલ્લ.) ની આજ સુન્નત છે.

૭૨૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે. જે દિવસે અલ્લાહના રસુલ (સલ્લ.) પોતાની સાથે હદીનું જાનવર લઈને ગયા હત., તો હું હુઝુર (સલ્લ.)ની સાથે હજ્જ (નો એહરામ) કર્યું બીજા માણસોએ હજ્જે ઈફરાદના એહરામ બાંધ્યા હતા, આપે તેઓને હુકમ આપ્યો કે કાબાનો તવાફ અને સફા અને મરવાની સઈ કરીને ખોલી દો. અને બાલ કતરાવીને રોકાઇ જાઓ. ૭ ઝિલહજ્જએ એહ-રામ હજ્જના માટે બાંધો અને જે નૈયતથી તમે આવ્યા છો, તેને બદલીને તમત્તોઅ કરીલો. લોકોએ અર્ઝ કરી, અમે તમત્તોઅ કેવી

રીતે કરી શકીએ છીએ ? અમે તો ફક્ત હજ્જની નૈયત કરી છે. ફરમાવ્યુ, હું જે કંઇ તમને હુકમ આપું તે કરો. હું પણ જો હુદી ન લાવતો તો હુકમ તમને આપ્યો છે. હુ પણ કરતો, મારી સાથે કોઈ મહરમ તે સમય સુધી એહરામ ખોલી શકતો નથી, જ્યાં સુધી હુદીને ઠેકાણે ન લગાવી દે. લોકોએ હુકમની તામીલ કરી.

૭૨૩. હઝરત ઇમરાન (રદી.) કહે છે કે કુરઆન ઉતરી રહ્યું હતું અને અમે અહદે રિસાલતમાં તમત્તોઅ કર્યું. (ન કુરઆનમા તેના વિરુધ્ધ કોઈ હુકમ ઉતર્યો અને ન હુઝુર (સલ્લ.) એ મના ફરમાવ્યું) (બાકી) એક માણસ હઝરત ઉમર (રદી.) એ પોતાની રાય પ્રમાણે જે ચાહયું તે કહયું.

૭૨૪. હઝરત ઇબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે (હજ્જ કરવાના સમયમાં) રસુલુલ્લાહ (સલ્લ.) કદારના સ્થળની તરફથી તે ઊંચી પહાડીના રસ્તાથી મક્કામાં દાખલ થયા, જે બતહામાં અને નીચેની પહાડીથી નિકળી આવ્યા.

૭૨૫. હઝરત આઇશા (રદી.) કહે છે. મેં અલ્લાહના રસુલ (સલ્લ)થી પુછ્યું. શું દિવાલો કાબાથી અંદર દાખલ છે? ફરમાવ્યું. હા. મેં અર્ઝ કરી. દરવાજો કેમ ઊંચો છે? ફરમાવ્યું, આ તમારી કૌમે કર્યું છે જેથી જેને ચાહે દાખલ થવા દે. જેને ચાહે દાખલ ન થવા દે. જો મને આ ખ્યાલ ન હોતો કે લોકોના જહાલતનો સમય અત્યારે હાલ જ પસાર થયો છે. તો હું દિવાલને કાબાની અંદર દાખલ કરી લેતો. અને દરવાજો (નીચો કરીને) જમીનથી મિલાવી દેતો, પરંતુ મને ડર છે કે તેઓના દિલોને નાગવાર (નાખુશી) ગુજરશે.

૭૨૬. હઝરત આઇશા (રદી.)ની બીજી રિવાયતમાં છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જો તમારી કૌમનો ઝમાનો જહાલતના સમયથી નજીક ન હોતો તો હું હુકમ આપતો કે કાબાને પાડીને જે ભાગ નીકળી ગયા છે તેમાં દાખલ કરી દેવામાં આવે. (દીવાલો ખોદીને) બુનિયાદે ઇબ્રાહીમ (અલૈ.) સુધી પહોંચાડી દેવામાં આવે અને દરવાજો (તોડીને) જમીનથી મિલાવી દેવામાં આવે અને (નવી રીતથી) બે દરવાજા પૂર્વી અને પશ્ચિમી લગાવી દેવામાં આવે.

૭૨૭. હઝરત ઉસામા બિન ઝેદ (રદી.) કહે છે. મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપ મક્કામાં આપના કયા મકાનમાં રોકાશો ? આપે ફરમાવ્યું, અકીલે કયું મકાન છોડયું છે? (એટલે કે જે મકાન અકીલે છોડયું છે તેમાં હું રોકાઈશ.) અકીલને અબુ તાલિબનો વારસો મળ્યો હતો. કારણ કે અકીલ, તાલીબ, જાફર (રદી) અને હઝરત અલી (રદી.) ચારે અબુ તાલિના પુત્રો હતા. અકીલ અને તાલિબ તો કાફીર હતા, એટલા માટે તેઓને અબુ તાલિબનો વારસો મળ્યો અને હઝરત અલી અને જાફર (રદી.) જો કે મુસલમાન થઈ ગયા હતા. એટલા માટે તેઓને વારસો મળ્યો નહિ.

૭૨૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ જ્યારે મકકામાં તશરીફ લાવવાનો ઈરાદો કર્યો, તો ફરમાવ્યું ઈન્શા-અલ્લાહ કાલે ખીફ બની કનાના (ગઝબ) માં અમે રોકાઈશુ. જ્યાં કાફીરોએ બેસીને કુફ્ર પર (એક રહેવાની) કસમો ખાધી હતી અને આ કિસ્સાની વિગત આ છે કે કુરૈશ અને કનાનાએ કસમો ખાધી હતી કે બનુ હાશીમ અને બનુમુત્તલિબથી ન નિકાહ કરીશું, ન તેઓથી ખરીદ અને વેચાણ રાખીશું અને તે સમય સુધી (આ વાતો) ચાલુ રહેશે, જ્યાં સુધી રસુલુલ્લાહ (સલ્લ.) ને અમારા હવાલે ન કરી દે.

૭૨૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત રસુલુલ્લાહ સલ્લ.) એ ફરમાવ્યું, એક હબ્શી નાની પિંડલીઓ વાળો કાબાને વેરાન કરશે.

૭૩૦. ઉમ્મુલ મોઅમિનીન હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે રમઝાન શરીફનાં રોઝા ફર્ઝ થવાના પહેલાં લોકો આશુરા મોહર્રમ (૧૦ મોહર્રમ)ના રોઝા રાખતા હતા. અને તે જ દિવસે કાબા પર પડદો નાખવામાં આવતો હતો. જ્યારે અલ્લાહ તઆલાએ રમઝાનના રોઝા ફર્ઝ કરી દીધા, તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હવે ચાહે આશુરાના રોઝા રાખે અને ચાહે ન રાખે.

૭૩૧. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ફરમાવ્યું, યાજુજ-માજુજના નિકળવાના પછી પણ ખાનએ કાબાનો જરૂર હજ્જ કરવામાં આવશે અને ઉમરા પણ જરૂર થયા કરશે.

૭૩૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે હઝરત મોહંમદ (સલ્લ.) જ્યારે મક્કામાં તશરીફ લાવ્યા, તો કાબામાં દાખલ થવાથી ઇન્કાર કરી દીધો. કારણ કે ત્યાં બુત (મુર્તીઓ) મૌજુદ હતાં (પહેલાં) બુતોને કાઢી નાખવાનો હુકમ આપ્યો, બુત કાઢી નાખવામાં આવ્યાં. હઝરત ઇબ્રાહીમ અને ઇસ્માઇલ (અલૈ.)ની તસ્વીરો પણ ત્યાં મૌજુદ હતી. જેમના હાથોમાં તીર હતાં હુઝુર (સલ્લ) એ તે પણ કાઢી નંખાવ્યા: પછી કાબામાં દાખલ થયા. દરેક ખુણામાં તકબીર પઢી, પરંતુ નમાઝ ન પઢી.

૭૩૩. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) અને આપના સહાબાઓ (રદી.) મક્કામાં તશરીફ લાવ્યા તો મુશ્રીકો એક બીજાથી કહેવા લાગ્યા. જુઓ તો રસુલુલ્લાહ (સલ્લ.) અને તેઓના સાથીઓ આવી રહયા છે. મદીનાના બુખારે (તાવે) તેઓની કેવી કમઝોર હાલત કરી રાખી છે. (આ સાંભળીને) હુઝુર (સલ્લ.) એ સહાબા (રદી.)ને હુકમ આપ્યો કે (તવાફના સમયે) ત્રણ ચક્કરો ખુબ અકડીને લગાવો. પરંતુ બન્ને રુકનોના વચ્ચે મામુલી ચાલથી ચાલો. હુઝુર (સલ્લ.) એ લોકો પર રહમ ખાઇને સહાબાઓને અકડથી ચાલવાનું મના ફરમાવ્યું, નહિં તો દરેક ચક્કરમાં અકડીને ચાલવાનો હુકમ આપતા.

૭૩૪. હઝરત ઇબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે જ્યારે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મક્કામાં તશરીફ લાવ્યા, અને અસવદ પત્થરને બોસો આપી ચુકતા, તો સાત ચક્કરમાંથી ત્રણ ચક્કર દોડીને લગાવતા. (બાકી તવાફ મામુલી ચાલથી કરતા.)

૭૩૫. હઝરત ઉમર (રદી.) કહે છે, અમારે અકડીને ચાલવાનો મતલબ જ શું હતો, અમે તો ફકત મુશ્રીકોને આ અકડ બતાવવી હતી. હવે અલ્લાહ તઆલાએ મુશ્રીકોને બરબાદ કરી દીધા. (એટલા માટે હવે અકડીને ચાલવું બેકાર છે) પરંતુ જો કે આ અલ્લાહ રસુલ (સલ્લ.)નું કાર્ય છે, એટલા માટે અમે તેને છોડવાનું પસંદ કરતા નથી.

૭૩૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મેં જ્યારથી રસુલુલ્લાહ (સલ્લ.)ને આ બન્ને રુકનોને બોસો આપતાં જોયા છે, તે

સમયથી મેં આમને બોસો આપવાનું છોડયું નથી. ચાહે તકલીફ હોય કે આસાની.

૭૩૭. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે વિદાઇ હજજમાં અલ્લાહના રસુલ (સલ્લ.)એ ઊંટ પર સવાર થઇને તવાફ કર્યો આપ લાકડીથી રૂકનને અડતા હતા. (બોસો આપતા ન હતા)

૭૩૮. હઝરત ઇબ્ને ઉમર (રદી)થી એક માણસના અસવદના પત્થરના ઇસ્તેલામ (અડવું કે બોસો આપવો)ના વિષે પૂછયું. ફરમાવ્યું, રસુલુલ્લાહ (સલ્લ.) આને (કયારેક) અડતા પણ હતા અને કયારેક બોસો પણ આપતા હતા. તેણે અર્ઝ કર્યું, જો આટલી ગીરદી હોય કે હું દબાઈ જઉં છું તો શું કરું? ફરમાવ્યું, ઇસ્તિલામ જરૂર કરો. મેં રૂકને યામાનીના પાસેથી હુઝુર (સલ્લ.) ને ઇસ્તિલામ કરતાં અથવા બોસો આપતાં જોયા છે.

૭૩૯. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) જયારે (હજ્જ) માટે તશરીફ લાવ્યા, તો સૌથી પહેલાં આપે વુઝુ કર્યું પછી તવાફ કર્યો, પરંતુ ફક્ત આનાથી ઉમરા પુરો થતો નથી. તેના પછી હઝરત અબુબક (રદી.) એ પણ આવી રીતે હજજ કર્યું.

૭૪૦. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) તવાફ (કુદુમ)ના પછી બે રકઆતો પઢીને સફા અને મરવાના વચ્ચે સઇ કર્યા કરતા હતા.

૭૪૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે (એક વખત) તવાફના સમય દરમિયાન હુઝુર (સલ્લ.)ને એક માણુસ પાસેથી પસાર થવાનું થયું, જે તવાફ કરી રહ્યો હતો, પરંતુ તેણે બીજા માણસના હાથમાં પોતાનો હાથ કે દોરી વગેરેથી બાંધી રાખ્યો હતો, હુઝુર (સલ્લ.)એ પોતાના હાથથી તેનો દોરો કાપી નાખ્યો અને ફરમાવ્યું, તેનો હાથ પકડીને ખેંચો.

૭૪૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે વિદાઈ હજજના પહેલાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત અબુબક (રદી.)ને એક વર્ષ અમીરે હજજ બનાવ્યા. તેમણે મને મિનામાં મોકલ્યા.

જેથી લોકોમાં એલાન કરી દઉં કે કોઇ મુશ્રીક આ વર્ષના પછી હજ્જ ન કરે અને ન કોઈ નગ્ન થઈને કાબાનો તવાફ કરે. (જહાલતના સમયમાં નગ્ન થઈને તવાફ કરતા હતા.

૭૪૩. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) મક્કામાં તશરીફ લાવ્યા. (સૌથી પહેલાં) કાબાનો તવાફ કર્યો સફા અને મરવાના વચ્ચે સઈ કરી. અને પછી અરફાતથી પાછા ફરતાં સમયે કાબાની પાસે ન ગયા.

૭૪૪. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ (રદી.) એ હુઝુર (સલ્લ.)થી મિનાના બદલે મક્કામાં રાત રહેવાની રજા માગી કારણ કે અબ્બાસ (રદી.) હાજીઓને પાણી પીવડાવવાનું કામ કરતા હતા. આપે તેમને રજા આપી દીધી.

૭૪૫. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.) પાણીની સબીલ પર તશરીફ લાવ્યા. અને પાણી માગ્યું. હઝરત હઝરત અબ્બાસ (રદી.) એ કહયું કે ફઝલ જાઓ હુઝુર (સલ્લ) ના માટે તમારી મા પાસેથી પાણી લાઓ હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું મને આ જ પાણી પાઈ દો. તેમણે અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! લોકો આમાં હાથ નાખે છે. (આપના માટે) આ યોગ્ય નથી (ફરમાવ્યું) નહિ, આજ આપી દો. જેથી આપે તે જ પાણી પીધું અને ત્યાંથી ઝમઝમના કુવા પર તશરીફ લાવ્યા લોકો પાણી પીવડા-વવામાં લાગેલા હતા, ફરમાવ્યું, કામમાં લાગેલા રહો. તમે નેક કામ કામ કરી રહ્યા છો. (માન કે મરતબો આપવાની જરૂરત નથી.) જો (ગીરદીના વધારાના કારણે) તમારા દબી જવાનો ડર ન હોતતો હું પણ (ડોલની) રસ્સી મારા આ સ્થળે (ખભા) પર રાખીને (લોકોને) પાણી પીવરાવતો.

૭૪૬. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે મેં હઝરત મોહં-મદ રસુલુલ્લાહ (સલ્લ)ને ઝમઝમનું પાણી આપ્યું, આપે ઉભા ઉભા પી લીધું. બીજી રિવાયતમાં છે કે તે સમયે હુઝુર (સલ્લ.) ઊંટ પર (સવાર) હતા.

૭૪૭. ઉમ્મુલ મોઅમિનીન હઝરત આઈશા (રદી.) ના ભાણીયા

ઉરવા બિન ઝુબૈર (રદી.) એ ઉમ્મુલ મોઅમિનીનથી ' ઈન્નસ–સફા વલ મરવત મિન શઆઈરિલ્લાહિ ફમન હજ્જલ બેત અવિઅ તમર ફલા જુનાહ અલૈહિ ઈય્યત તવ્વફ બિહીમા'નો અર્થ પુછયો અને કહ્યુ (આ આયતથી માલુમ થાય છે કે) જો કોઈ સફા અને મરવાની વચ્ચે તવાફ અને સઈ ન કરે તો કોઈ વાંધો નથી. ઉમ્મુલ મોઅમિનિન (રદી) એ ફરમાવ્યું. ભાણીયા! આ કૌલ ઠીક નથી. જે અર્થ તેં બયાન કર્યો જો આયતનો આજ અર્થ થતો તવાફ કરવામાં કોઈ વાંધો ન હતો (પરંતુ આ મતલબ ગલત છે) આ આયત અન્સારના વિષે ઉતરી છે અન્સાર મુસલમાન થવાના પહેલાં ' મનાત' બુતના માટે અહરામ બાંધતા અને 'મુસલસલ'ના સ્થળે પહોંચીને તેની પુજા કરતા હતા, એટલા માટે સફા અને મરવાની વચ્ચે સઇ કરવાનું તેઓના પર બોજ થતો હતો પરંતુ જયારે મુસલમાન થઇ ગયા, તો અલ્લાહના રસુલ (સલ્લ.) થી અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે પહેલાં સફા અને મરવાના તવાફને ખરાબ સમઝતા હતા. હવે શું હુકમ છે? તે સમયે ઉપરની આયત ઉતરી. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હઝરત મોહંમદ (સલ્લ.) એ સફા અને મરવાની વચ્ચે ચક્કર લગાવવાને મસનુન કરાર આપ્યો છે. એટલા માટે તેને છોડવું જાઈઝ નથી.

૭૪૮. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) જયારે પહેલો તવાફ કરતા હતા તો પહેલાં ત્રણ વખત અકડીને ચક્કર લગાવતા હતા. પછી ચાર વખત મામુલી ઝડપથી સફા અને મરવાની વચ્ચે ઘુમતા હતા, તો બતનમાં દોડતા હતા.

૭૪૯. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે, (એક વખત) હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) અને આપના સહાબા (રદી.) એ હજ્જના એહરામ બાંધ્યા, પરંતુ કોઈની પાસે હુદી ન હતી. ફકત રસુલુલ્લાહ (સલ્લ.) અને તલ્હા (રદી.) ની પાસે હતી. અને જો કે હઝરત અલી (રદી.) યમનથી આવ્યા હતા, એટલા માટે તેમની પાસે પણ કુરબાનીનું જાનવર હતું. જેથી હઝરત બોલ્યા કે મેં આનો એહરામ બાંધ્યો છે. જેનો રસુલુલ્લાહ (સલ્લ.) એ બધા સહાબાઓને હુકમ આપ્યો કે જેની પાસે હુદી ન હોય, તે ઉમરાની નીયત કરી લે. અને કાબાના તવાફના પછી બાલ કતરાવીને એહરામ

ખાલી નાખે. ( હજજ ન કરે ) લોકોએ અર્ઝ કરી. અમે તો મિના જઈશું. હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું. જે વાત મને છેલ્લે ખબર પડી જો પહેલાંથી ખબર હોત તો હું હુદી ન લાવતો. અને જો મારી પાસે હુદી હોતી તો હું એહરામ ખોલી દેતો.

૭૫૦ હઝરત અનસ બિન માલિક ( રદી. ) થી રિવાયત છે, એક માણસે અર્ઝ કરી. જો આપને ખબર હોય તો મને બતાવી દો કે રસુલ ( સલ્લ. ) એ ૭ ઝિલહજજે ઝોહોરની અને અસરની નમાઝ કયાં પઢી - આપે ફરમાવ્યું, મિનામાં, તેણે કહ્યું, પાછા ફરતાં અસરની નમાઝ કયાં પઢી ? ફરમાવ્યું. અબતહના સ્થળે. છેવટે હઝરત અનસ ( રદી. ) એ ફરમાવ્યું, તમારા હાકિમો જેવું કરે તમે પણ એવું જ કરો.

૭૫૧. હઝરત ઉમ્મે ફઝલ ( રદી. ) કહે છે કે લોકોને અરફાતના દિવસે શંકા થઈ કે ખબર નથી હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ને રોઝો છે કે નથી. એટલા માટે મેં હુઝુર ( સલ્લ. )ની ખિદમતમાં પીવાના માટે એક વસ્તુ મોકલી. આપે તેને પી લીધી.

૭૫૨. હઝરત ઈબ્ને ઉમર ( રદી. ) કહે છે કે સૂરજ ડૂબવાના પછી મેં હજજાજ ( બિન યુસુફ સકફી ) ના ( દરવાજા ) પર પડદાની પાસે જઈને અવાજ આપી. હજજાજ કુસુમની રંગેલી ચાદર ઓઢીને બહાર નિકળ્યો. અને કહેવા લાગ્યો, અબુ અબ્દુર્રહમાન ( રદી. ) ! શી વાત છે ? મેં કહ્યું કે જો સુન્નતની પૈરવી કરવાનો મકસદ હોય તો ચાલ. તે બોલ્યો, શું અત્યારે ચાલું ? મેં કહ્યું, હા ( અત્યારે ) મને એટલી મોહલત ( સમય ) આપો કે માથા પર પાણી વહેડાવી દું. તેના પછી આવું છું. હું ( સવારીથી ) ઉતરી પડયો. થોડા સમય પછી હજજાજ બહાર નિકળ્યો અને ચાલ્યો. સાલિમ બિન અબ્દુલ્લાહ ( રદી. ) પણ તે સમયે હાજર હતા. ફરમાવવા લાગ્યા, જો સુન્નતની પૈરવી ચાહે છે તો ખુત્બો ટુંકો પઢજો. અને વકફમાં ( બાકીનો સમય ) જલ્દી કરજે. હજજાજે મારી તરફ જોયું. મેં કહ્યું. સાચું તો છે. અબ્દુલ માલિકે હજજાજ ને લખી દીધું હતું કે હજજના કાર્યોમાં ઇબ્ને ઉમર ( રદી. )ની મુખાલેફત ( વિરોધ ) ન કરતો.

૭૫૩ હઝરત ઝુબેર બિન મુતઈમ ( રદી. ) કહે છે કે મારો

ઊંટ ગુમ થઇ ગયો હતો. અરફાતના દિવસે હું તેને શોધવા નિકળ્યો. શું જોઉં છું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) અરફાતના સ્થળે ઉભા છે. મેં ( મારા દિલમાં ) કહ્યું કે આતો કુરેશી છે. તેમનું અહિંયાં શું કામ છે ?

૭૫૪. હઝરત ઉસામા બિન ઝેદ ( રદી. ) થી પુછવામાં આવ્યું કે વિદાઈ હજજમાં પાછા ફરતાં હુઝુર ( સલ્લ. ) ની ઝડપ કેવી હતી. ફરમાવ્યું. ( રસ્તો સાંકડો હોતો તો ) મામુલી ઝડપ અને ચાલથી અને પહોળાઇ મળી જતી હતી તો તે જ ચાલથી ચાલવા લાગતા હતા.

૭૫૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અરફાતના દિવસમાં હુઝુર ( સલ્લ. ) ની સાથે પાછો આવ્યો. આપને આપની પાછળ સખ્ત ડાટવા અને ઊંટોને મારવાની અવાજ આવી તો ફરમાવ્યું, લોકો ! ધીરે ધીરે શાંતિથી ચાલો, ઝડપી ચાલવું કંઈ સારું નથી.

૭૫૬. હઝરત અસ્મા બિન્તે અબુબક ( રદી ) મુઝદલ્ફાના સ્થળે રોકાયાં. અને નમાઝ પઢવા ઊભાં થઇ ગયાં. થોડા સમય નમાઝ પઢી અને પછી ફરમાવ્યું, બાળક, શું ચાંદ છુપાઈ ગયો ? જવાબ મળ્યો, જી, હા. ફરમાવ્યું. બસ, તો ચાલો. લોકો ચાલ્યા. હઝરત અસ્મા રમી જમરહ ( કાંકરીઓ ફેંકથી ) કરવાના પછી પાછાં આવ્યાં. અને સવારની નમાઝ આપને રોકાવવાની જગ્યાએ નમાઝ પઢી. એક માણુસે અર્ઝ કરી. મારો ખ્યાલ છે કે આપણે ઘણાજ અંધારામાં ચાલ્યા હતા. ફરમાવ્યું બેટા ! હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ સ્રીઓને આની રજા આપી દીધી છે.

૭૫૭. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે અને મુઝદલ્ફામાં રોકાયા તો હઝરત સૌદા ( રદી ) એ લોકોની ગીરદીથી પહેલાં ચાલવાના હુઝુર ( સલ્લ. ) થી રજા માગી. કારણકે હઝરત સૌદા ( રદી. ) મોડા ચાલ્યા કરતાં હતાં. હુઝુર ( સલ્લ. ) એ રજા આપી દીધી. જેથી તે લોકોના ટોળાથી પહેલા નિકળ્યાં. અનો અમે ત્યાંજ રોકાયાં. સવારે અમે હુઝુર ( સલ્લ, ) ની સાથે ચાલ્યા. ( પરંતુ એટલી તકલીફ થઈ કે ) જો હું પણ હઝરત સૌદા ( રદી. ) ની જેમ હુઝુર

( સલ્લ. ) થી રજા લઈ લેતી તો બધી જ ખુશીવાળી વસ્તુઓથી મને આ વાત વધારે પસંદ હતી.

૭૫૮. હઝરત અબ્દુલ્લાહ ( રદી. ) એ જમાના સ્થળે આવીને બે નમાઝો ( મગ્રિબ અને ઈશા ) અલગ અલગ એક અઝાન અને એક જ તકબીરથી પઢી અને બન્ને નમાઝો ની વચ્ચે સાંજે ખાવા ખાધું. પછી સુબ્હ સાદિક નિકળવાના પછી ફજરની નમાઝ એવા સમયમાં પઢી કે કોઇ કહેતું હતું કે સવાર થઈ ગઈ છે, કોઈ કહેતું હતું કે હજુ થઇ નથી. નમાઝથી ફારીગ થઈને હઝરત અબ્દુલ્લાહ (રદી.) એ ફરમાવ્યું કે આ સ્થળ પર મગ્રિબ અને ઈશાની નમાઝો પોત પોતાના સમયથી હટાવી લેવામાં આવી. જેથી લોકોને અંધારૂ પડે, સ્થળે ભેગા થઈ જવું જોઇએ અને ફજરની નમાઝ તે સમયે પઢવી જોઇએ. આ કહેવાના પછી હઝરત અબ્દુલ્લા થોડા સમય રોકાયા. જ્યારે અજવાળું થઈ ગયું તો ફરમાવ્યું. જો અમીરુલ મોમિનીન તે જ સમયે પાછા ફરી જતા તો સુન્નતની મુવાફિકત થઈ જતી. છેવટે (૧૦ ઝિલહજજ સુધી ) લબ્બૈક કહેતા રહયા અને ૧૦ ઝિલહજજએ ઉમરા છેલ્લી રમી કરી )

૭૫૯. હઝરત ઉમર ( રદી. ) એ જમાના સ્થળે ફજરની નમાઝ પઢવાના પછી અમુક સમય રોકાઇને ફરમાવ્યું, કે મુશરીકો સૂરજ નિકળવાના પછી પાછા ફરતા હતા. અને કહેતા હતા ( પહાડ ! ) વધારે રોશન રહે. હુઝુર ( સલ્લ. ) એ તેનો વિરોધ કર્યો અને સૂરજ નિકળવાના પહેલાં પાછા ફર્યા.

૭૬૦ હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે. એક માણસ હદીનો ઊંટ લઇને જઈ રહયો હતો. રસુલુલ્લાહ ( સલ્લ. ) એ જોઇને ફરમાવ્યું, આના પર સવાર થઇ જા. તેણે અર્ઝ કરી, આ હદીનું જાનવર છે. ફરમાવ્યું, અરે આના પર સવાર થઈ જા.

૭૬૧. હઝરત ઈબ્ને ઉમર ( રદી. ) કહે છે કે વિદાઈ હજજમાં રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ઉમરા અદા કરીને હજજને તમત્તોઅ બનાવી લીધી ( તમત્તોઅ પણ એક ખાસ જાતની હજજ છે. ) અને ઝુલહુલેફાના સ્થળથી જે હદી સાથે લઈ ગયા હતા તેને ઝિબ્હ

કર્યું. આપે પહેલાં ઉમરાનું એહરામ બાંધ્યું હતું, પછી હજજનું એહરામ. લોકોએ પણ ઉમરા કરીને હજજને તમત્તોઅ બનાવી દીધી. પરંતુ કેટલાક લોકોની પાસે કુરબાનીનાં જાનવર હતાં, કેટલાકની પાસે ન હતાં. એટલા માટે હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ ( સલ્લ. ) જ્યારે મક્કામાં તશરીફ લાવ્યા. તો ફરમાવ્યું. જે હુદી લાવ્યા હોય, તેના માટે કોઈ હરામ વસ્તુ હલાલ નથી. ( એટલે કે તેનું હરામ પહેલાંની જેમ બાકી છે ) અને જેની પાસે હુદી ન હોય, તે કાબાનો તવાફ કરીને સફા અને મરવામાં સઇ કરે. પછી બાલ કતરાવીને એહરામ ખોલી દે. તેના પછી હજજનું એહરામ બાંધે. હા, જેની પાસે કુરબાનીનું જાનવર ન હોય, તે ત્રણ દિવસનાં રોઝાં તો હજજના દિવસોમાં રાખે અને સાત દિવસોના ઘર તરફ પાછા ફરતાં.

૭૬૨. હઝરત મન્સુર બિન મખરમા ( રદી. ) અને મરવાન બિન હકમ કહે છે કે રસુલુલ્લાહ ( સલ્લ. ) હુદેબિયાની લડાઈના સમયમાં એકસો દસ ( ૧૧૦ ) સહાબીઓથી કંઈક વધારે જમાઅતની સાથે મદીનાથી તશરીફ લઇ ગયા. જ્યારે ઝુલહુલેફામાં પહોંચ્યા, તો આપે હુદી ( કુરબાનીનું જાનવર ) ની ગરદનમાં પટટો નાખ્યો, તેન કર્યું. અને ઉમરાનો એહરામ બાંધ્યો.

૭૬૩. હઝરત આઇશા ( રદી. ) ને ખબર મળી કે ઈબ્ને અબ્બાસ ( રદી. ) ફરમાવે છે, જે માણસ પહેલેથી મક્કા હુદી ( કુરબાનીનું જાનવર ) મક્કા મોકલી દે, તો તો તેના પર તે બધી વસ્તુઓ હરામ થઈ જાય છે, જે હાજી પર હરામ છે. હા, કુરબાની કરવાના પછી ( આ હુરમત જતી રહે છે. ) આપે ફરમાવ્યું. ઈબ્ને અબ્બાસનું કહેવું સાચુ નથી. મેં મારા હાથે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ની કુરબાનીના જાનવરોના પટ્ટા વણ્યા છે અને આપે પોતે તેઓને પહેરાવ્યા છે અને મારા બાપની સાથે તેઓને મોકલ્યાં છે. પરંતુ હુદી ( કુરબાનીનું જાનવર ) ના ઝિબ્હ થવા સુધી અલ્લાહના રસુલ ( સલ્લ. ) માટે હલાલ વસ્તુઓમાંથી કોઈ વસ્તુ હરામ ન થઇ.

૭૬૪. હઝરત આઇશા ( રદી. ) ની બીજી રિવાયતમાં છે કે નબી ( સલ્લ. ) એ એક બકરીની ગરદમાં પટટો નાખ્યો, તેને ઝિબ્હ થવા મોકલ્યું. અને પોતે ઘરમાં એહરામ ખોલીને રોકાએલા રહ્યા.

૭૬૫. એક બીજી રિવાયતમાં આવ્યું છે કે મેં જાનવરોની કુરબાનીના પટટા ઉનથી વણ્યા હતા.

૭૬૬. હઝરત અલી (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ મારાથી ફરમાવ્યું. જે જાનવર તમે ઝિબ્હ કર્યા હોય, તેમની અને ખાલો ખૈરાત કરી દો.

૭૬૭. હઝરત આઇશા (રદી.) ની રિવાયત કરેલી તે હદીસ ઉપર આવી ગઇ છે, જેમાં આપે ફરમાવ્યું હતું કે અમે અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે ૨૫ ઝિલકાદે ચાલ્યા હતા. આ રિવાયતમાં એટલું બીજુ વધારે છે કે ૧૦ ઝિલહજજે અમારી પાસે ગાયનું ગોશ્ત કેવું (શું) છે? જવાબ મળ્યો, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ આપની બીવીઓ તરફથી કુરબાની કરી છે.

૭૬૮. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે. કે જ્યાં રસુલુલ્લાહ (સલ્લ.) ઝિબ્હ કરતા હતા, હું પણ ત્યાં જ કુરબાની કરતો હતો.

૭૬૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) એ જોયું કે એક માણસ ઊંટોને બેસાડીને ઝિબ્હ કરી રહયો છે. ફરમાવ્યું, તેઓને ઉઠાડીને એક પગ બાંધીને ત્રણ પગ પર ઉભો કરીને સુન્નતે મોહંમદીની પૈરવી કર.

૭૭૦. હઝરતઅલી(રદી.) ફરમાવે છે, મને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ કુરબાનીના જાનવરો પર નક્કી કર્યો. અને હુકમ આપ્યો કે કસાઈને તેની કોઇ વસ્તુ (ખાલ વગેરે) મજદુરીમાં ન આપું.

૭૭૧. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે અમે મિનાના સ્થળે કુરબાનીનું ગોશ્ત ત્રણ દિવસના પછી ખાતા ન હતા. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અમોને રજા આપી દીધી અને ફરમાવ્યું, (કુરબાનીનું ગોશ્ત) ખાઓ અને (બાકી) ને ભેગું (જમા) રાખીદો. જેથી ફરીથી ખાવા લાગ્યા. (અને બાકી બચેલું ગોશ્ત) ભેગુ (જમા) રાખવા લાગ્યા.

૭૭૨. હઝરત ઇબ્ને ઉમર (રદી) ફરમાવે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું, ઈલાહી! માથું મુંડાવવાળાઓ પર રહમ ફરમાવ. લોકોએ અર્ઝ કરી, અને કતરાવવાળાઓ પર પણ. (ફરીથી તે જ) ફરમાવ્યું, ઇલાહી! માથું મુંડાવવાળાઓ પર રહમ ફરમાવ. લોકોએ (ફરીથી) અર્ઝ કરી. અને કતરાવવાળાઓ પર (પણ) આપે ફરમાવ્યું, કતરાવવાળાઓ પર.

૭૭૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ (એક) હજ્જમાં માથું મુંડાવ્યું હતું.

૭૭૪. હઝરત અબુહુરેરહ (રદી) એ પણ આ રિવાયત બયાન કરી છે. પરંતુ શબ્દ રહમના બદલે મગ્ફિરત ત્રણ વખત નકલ કર્યો છે.

૭૭૫. હઝરત મુઆવિયા (રદી) કહે છે, મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ના બાલ કાતરથી કતર્યા.

૭૭૬. હઝરત ઈબ્ને ઉમર (રદી.)થી એક માણસે પુછયું, હું રમી જિમાર (કાંકરીયો ફેંકવી) કયા સમયે કરું? ફરમાવ્યું, જ્યારે ઈમામ કોંકરીઓ ફેંકે, તમે પણ ફેંકો તેણે ફરીથી આજ સવાલ કર્યો તો ફરમાવ્યું. તડકો જવાના પછી કોંકરીઓ ફેંકતા હતા.

૭૭૭. હઝરત અબ્દુલ્લાહ (રદી.) વાદીના અંદરથી (ઉભા થઇ ને) રમી કર્યા કરતા લોકોએ કહ્યું, બીજા લોકો તો વાદીના ઉપરથી કોંકરીએ. ફેંકે છે. (અને આપ વાદીના અંદરથી?) ફરમાવ્યું, ખુદા વહદહુ લાશરીકની કસમ! તે માણસની આ જગ્યા છે, જેના પર સૂરએ બકર નાઝીલ થઈ.

૭૭૮. હઝરત અબ્દુલ્લાહ (રદી.) જુમરા કુબરાની પાસે જઈ પહોંચ્યા, કાબાની ડાબી તરફ અને મિનાને જમણી તરફ છોડયું, પછી સાત કોંકરીઓ ફેંકી અને ફરમાવ્યુ, તેણે આ જ રીતે રમી કરી છે, જેના પર સૂરએ બકર નાઝીલ થઈ છે.

૭૭૯. હઝરત ઈબ્ને ઉમર (રદી) નજીકના જુમરાની પાસે પહોંચીને સાત કોંકરીઓ મારતા હતા. અને દરેક કોંકરીના પછી તકબીર પઢતા હતા, પછી આગળ વધતાં વધતાં વસ્તીમાં (આબાદીમાં) પહોંચી જતા હતા ત્યાં મોડા સુધી કિબ્લાની તરફ મોઢું કરીને ઉભા રહેતા અને હાથ ઉઠાવીને દુઆ કરતા રહેતા હતા. તેના પછી છેલ્લા જુમરાની

રમી વાદીના અંદરથી ઉભા રહીને કરતા હતા. પરંતુ તેની પાસે રોકાતા ન હતા અને ( તરત જ ) પાછા ફરીને ફરમાવતા હતા. મેં અલ્લાહના રસુલ ( સલ્લ. )ને આવી જ રીતે કરતા જોયા છે.

૭૮૦. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે લોકોને હુકમ હતો કે (હજજના ઔકાતનો) છેલ્લો ભાગ કાબામાં પસાર કરે. પરંતુ હેઝ વાળી સ્રીના માટે હુકમમાં છૂટ કરી દેવામાં આવી.

૭૮૧. હઝરત અનસ (રદી.) કહે છે કે મુસ્તહબમાં અલ્લાહના રસુલ (સલ્લ.) એ ઝોહોર, અસર, મગ્રિબ અને ઈશાની નમાઝ પઢી. પછી થોડીવાર સુઈ રહીને કાબાએ ગયા અને તવાફ કર્યો.

૭૮૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હેઝવાળી સ્રીઓને રજા હતી કે પાછા ફરીને ( છેલ્લો તવાફ કર્યા વગર ) સિધી ચાલી જાય. ( શરૂમાં ) ઇબને ઉમર (રદી.) આનાથી ઈન્કાર કરતા હતા, 'પરંતુ છેવટે તેમને કહેતાં સાંભળ્યા કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ હેઝવાળી સ્રીઓને આની રજા આપી દીધી છે,

૭૮૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે મુસ્તહબ ફક્ત એક ( મામુલી ) સ્થળ છે. ત્યાં રોકાવું કંઇક ( ફાયદા કારક ) નથી. પરંતુ રસુલુલ્લાહ (સલ્લ.) ત્યાં ઉતર્યા છે. (એટલા માટે રોકાવું જોઈએ.)

૭૮૪. હઝરત ઇબ્ને ઉમર (રદી.) જ્યારે ( હજજ ) માટે આવતા હતા. તો જીતુવા સ્થળે રાત પસાર કરતા હતા. સવારે ( મક્કામાં ) દાખલ થતા હતા, પાછા આવતાં તે બતહામાં ઉતરતા (જે ઝુલહુલેફામાં છે.) અને રાત્રે રહેતા હતા અને સવારે બયાન ફરમાવતા હતા. કે નબી આવું જ કર્યા કરતા હતા.



# ઉમરાના બયાન વિષે

૭૮૫. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, એક ઉમરા બીજા ઉમરા સુધીના ગુનાહોનો કફફારો હોય છે. બાકી મકબુલ હજજનો બદલો જન્નતના સિવાય બીજો કોઈ નથી.

૭૮૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી હજજથી પહેલાં ઉમરા કરવાનો હુકમ પુછવામાં આવ્યો, ફરમાવ્યું, કોઈ વાંધો નથી.

૭૮૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી હજજથી પહેલાં ઉમરા કરવાનો હુકમ પુછવામાં આવ્યો, ફરમાવ્યું, કોઈ વાંધો નથી. હુઝુર (સલ્લ.)એ હજજના પહેલાં ઉમરા કર્યો છે.

૭૮૮. હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી પુછવામાં આવ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ ( પુરી ઉમરમાં ) કેટલા ઉમરા કર્યા છે? ફરમાવ્યું, ચાર જેમાંથી એક રજબ મહિનામાં કર્યો હતો. સવાલ કરવાવાળાએ પુછયું કે મેં હઝરત આઇશા (રદી.)થી અર્જ કરી. અમ્મા! સાંભળો છો, અબુ અબ્દુર્રહમાન શું કહે છે? ફરમાવ્યું, શી વાત છે? મેં કહ્યું, તે કહે છે કે હુઝુર (સલ્લ.)એ ( પુરી ઉમરમાં ) ચાર ઉમરા કર્યા છે. જેમાંથી એક રજબના મહિનામાં કર્યો હતો, હઝરત આઇશા (રદી) એ ફરમાવ્યું, કે, ખુદા અબ્દુર્રહમાન પર રહમ કરે. હુઝુર (સલ્લ.)એ કોઈ ઉમરા એવો કર્યો નથી, જેમાં તે સાથે ન હોય (તેમ છતાં તે આવું ભુલી ગયા) આપે રજબમાં કદી ઉમરા કર્યો નથી.

૭૮૯. હઝરત અનસ (રદી.)થી પુછવામાં આવ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ ( પુરી ઉમરમાં ) કેટલા ઉમરા કર્યા? ફરમાવ્યું ચાર હુદૈબિયાનો ઉમરા, ઝિલકાદના મહિનામાં કર્યો હતો. જ્યારે કે મુશરિકોએ આપને ( હજજ કરવાથી ) રોકી દીધા હતા. બીજો ઉમરા આગલા વર્ષે ઝિલકાદના મહિનામાં કર્યો, જ્યારે કે મુશરિકોથી સુલહ

(સમજુતી) થઈ હતી. ત્રીજો ઉમરા જશનાનો જ્યારે કે જંગે હુનૈનની ગનીમાત આપે વહેંચી હતી. સવાલ કરવાવાળાએ પુછયું, હજજ કેટલી કરી ? ફરમાવ્યું, એક.

હઝરત અનસ (રદી.) થી બીજી રિવાયત છે કે હુઝુર (સલ્લ.) એ એક ઉમરા તે સમયે કર્યો, જ્યારે કાફીરોએ આપને પાછા ફેરવ્યા હતા. પછી આગલા વર્ષે ઉમરાએ હુદેબિયા (કર્યો) પછી એક ઉમરા ઝિલકાદમાં (કર્યો) અને એક ઉમરા હજજની સાથે કર્યો.

૭૯૦. હઝરત બરા બિન આઝીબ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ઝિલકાદના મહિનામાં હજજ કરવાના પહેલાં બે વખત ઉમરા કર્યા છે.

૭૯૧. હઝરત અબ્દુર્રહમાન બિન અબુબક્ર (રદી,) કહે છે મને અલ્લાહના રસુલ (સલ્લ.) એ હુકમ આપ્યો કે હઝરત આઈશા (રદી.) ની પાછળ સવાર થઈને તનઈમના સ્થળથી તેઓને ઉમરા કરાવી દઉં.

૭૯૨. ઉકબાના સ્થળે સુરાકા બિન માલિક બિન જાસમ રસુલુલ્લાહ (સલ્લ.)થી મળ્યા. હુઝુર (સલ્લ.) તો સમયે રમી કરી રહ્યા હતા. સુરાકાએ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) શું આ રમી હુઝુર (સલ્લ.)ની સાથે ખાસ છે ? ફરમાવ્યું નહિં. હંમેશા માટે છે.

૭૯૩. હુઝુર રસુલે અકરમ (સલ્લ.) એ ઉમ્મુલ મોઅમિનીન હઝરત આઈશા (રદી.)થી ઉમરા કરવા માટે ફરમાવ્યું કે ઉમરા તમારા ખર્ચે અથવા તકલીફ સહન કરવા જેવું છે.

૭૯૪. હઝરત અસ્મા બિન્તે અબુબક્ર (રદી.) જ્યારે હજજના સ્થળ તરફથી પસાર થતી તો ફરમાવતી હતી. અલ્લાહ તઆલા મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) પર નાઝીલ ફરમાવે. અમે જ્યારે આપની સાથે આ સ્થળે રોકાયા હતા, તો તે સમયે અમે હલ્કા-ફુલ્કાં હતા. અમારી સવારીઓ અને ભાથાં ઓછાં હતાં. મેં અને મારી બહેન આઈશા (રદી.) ઝુબૈર (રદી.) એ અને ફલાણા ફલાણા માણસોએ ઉમરા કરીને તવાફ કર્યો હતો. અને એહરામ ખોલી નાખ્યા હતા. પછી સાંજ ના સમયે હજજનો એહરામ બાંધ્યો હતો.

૭૯૫. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે કે રસુલ (સલ્લ.) જ્યારે કોઈ જેહાદ અથવા હજજ અથવા ઉમરાથી પાછા તશરીફ લાવતા તો દરેક ઊંચી જગ્યા પર (પસાર થતાં સમયે) પહેલાં ત્રણ વખત તકબીર પઢતા. પછી ફરમાવતા, 'લાઈલાહા ઈલ-લલ્લાહુ વહદહુ લાશરીક લહુ લહુલ મુલ્ક વ લહુલહમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર આઈબુન તાઈબુન આબિદુન સાજિદુન લિરબ્બિના હામિ-દુન વસદકલ્લાહુ વઅદહુ વનસર અબ્દહુ વહ જમલ અહઝાબ વહદહુ'

૭૯૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે. જ્યારે હુઝુર (સલ્લ.) મક્કાથી તશરીફ લાવ્યા તો અબ્દુલ મુત્તલિબના ખાનદાનના નાના નાના બાળકો આપની સામે આવી ગયા. આપે એકને ગોદમાં ઉઠાવી લીધો અને બીજાને પાછળ સવાર કરી લીધો.

૭૯૭. હઝરત અનસ (રદી.) ફરમાવે છે. અલ્લાહના રસુલ (સલ્લ.) રાત્રે પોતાના ઘેર (સફરથી) તશરીફ લાવતા ન હતા. પરંતુ હંમેશાં યા સવારના સમયે તશરીફ લાવતા હતા અથવા સાંજના સમયે.

૭૯૮. હઝરત જાબિર (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ મના ફરમાવ્યું છે કે કોઈ માણસ રાત્રે પોતાના ઘેર (સફરથી) આવે.

૭૯૯. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) કોઈ સફરથી જ્યારે તશરીફ લાવતા તો જ્યારે મદીનાના (મકાનોના) દરવાજા દેખાવા લાગતા તો ઊંટણીને ઝડપી કરી દેતા હતા. જો ઘોડો (સવારી) હોતી તો તેની લગામ ઉઠાવી લેતા હતા.

૮૦૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, સફર અઝાબનો એક ટુકડો છે. ઊંટણીને (શાંતિની સાથે) ખાવા-પિવા અને સુઇ રહેવાથી રોકે છે. એટલા માટે જોઈએ કે માણસની જરૂરત પુરી થઈ જાય. તરત જ ઘેર પાછો આવી જાય.

૮૦૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે. જ્યારે (હુદેબિ-યાના સમયમાં) નબી (સલ્લ.) ને (હજજથી) રોકી દેવામાં આવ્યા તો આપે (એહરામ ખોલી દીધો) માથું મુંડાવી દીધું. બીવીઓથી સંભોગ કર્યો. કુરબાનીનું જાનવર ઝિબ્હ કર્યું અને પછી બીજા વર્ષે ઉમરા કર્યો.

૮૦૨. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) કહ્યા કરતા હતા, ( લોકો ! ) શું તમને અલ્લાહના રસુલ ( સલ્લ. )ની સુન્નત પુરતી નથી? જો કોઈ માણસ ( એહરામ કર્યા પછી ) બીમારી ( અથવા દુશ્મન )ના કારણે હજ્જ ન કરી શકે તો કાબાનો તવાફ કરે, સફા અને મરવાના વચ્ચે સઈ કરે અને એહરામ બિલકુલ ખોલી દે. પછી આગલા વર્ષે હદી ( કુરબાનીનું જાનવર ) લઈ જાય અને હજ્જ કરે. જો હદી ન મળે તો રોઝા રાખે.

૮૦૩. હઝરત મસુર ( રઝી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) એ માથુ મુંડાવવાના પહેલાં કુરબાની કરી અને સહાબા ( રઝી. ) ને પણ આ જ હુકમ આપ્યો.

૮૦૪. હઝરત કઅબ બિન અજ્જહ (રઝી.) કહે છે કે હુદૈબિયાના સ્થળે રસુલુલ્લાહ ( સલ્લ. ) એ મારી પાસે તશરીફ લાવીને કિયામ ફરમાવ્યો (તે જમાનામાં મારા માથાથી જુ પડતી હતી ( એટલે કે માથામાં જુ વધી ગઇ હતી) આપે ફરમાવ્યું જુ થી તને તકલીફ છે. મે અર્ઝ કરી. જી, હા. ફરમાવ્યું. માથું મુંડાવી દે. હઝરત કઅબ (રઝી.) કહે છે કે આયત 'ફમન કાન મિન્કુમ મરીઝન'....મારા જ વિષે નાઝીલ થઈ છે. તેના પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ત્રણ દિવસના રોઝા રાખો અથવા (સોળ રતલ અનાજ વગેરે) ખૈરાત કર અથવા કંઈક થઈ શકે તો કુરબાની કર.

૮૦૫. હઝરત કઅબ બિન અજ્જહ (રઝી.)થી બીજી રિવાયતમાં આવ્યું છે કે ઉપરની આયત ખાસ કરીને મારા જ વિષે નાઝીલ થઈ છે. ( જો કે પરોક્ષ રીતે હુકમ) તમારા બધાના માટે આમ છે.



# શિકાર કરવાના બયાન વિષે

૮૦૬. હઝરત અબુ કતાદા (રદી.) કહે છે કે હુદેબિયાની લડાઈના વર્ષે અમે લોકો હુઝુર (સલ્લ.)ની સાથે ચાલ્યા. બીજા લોકોએ તો એહરામ બાંધી લીધા હતા (ફકત) મેં એહરામ બાંધ્યો ન હતો. આ દરમિયાન અમને ખબર મળી કે દુશ્મન ગેકાના સ્થળે હાજર છે, જેથી અમે તે તરફ રૂખ કરી દીધું. (રસ્તામાં) લોકોએ એક નીલ ગાય જોઈ અને એક બીજાને જોઈ ને હસવા લાગ્યા. મેં જો જોઈ તો તેની પાછળ ઘોડો દોડાવ્યો. મારીને (નાસવાથી તો) તેને રોકી લીધી, પરંતુ સાથીઓએ મારી મદદ બિલકુલ ન કરી. (ફકત મેં એકલાએ તેનો શિકાર કર્યો.) બધાંએ મળીને તેનું ગોશ્ત ખાધું અને રસુલુલ્લાહ (સલ્લ)થી મળી જવાના ઈરાદાથી અમે બધા ચાલી નિકળ્યા, પરંતુ આ ડર લાગેલો હતો કે ક્યાંય (દુશ્મનના કારણે અમે રસુલુલ્લાહ (સલ્લ)થી અલગ ન રહી જઈએ) કેટલીક દૂર સુધી હું ઘોડાને આરામ આપ્યો, છેવટે અસલી ચાલ ચાલવા લાગ્યો, રાત્રે કબીલા બનુ ગિફારના એક માણસથી મુલાકાત થઈ. મેં પુછયું તમે અલ્લાહના રસુલ (સલ્લ.)ને કયાં છોડયા? તેણે જવાબ આપ્યો, અલ્લાહના રસુલ (સલ્લ.) તઅહુનના સ્થળે (પ્રખ્યાત ઝરણું) હતા. પરંતુ ફરમાવતા હતા કે સકયાના સ્થળે ચાલો. (આ સાંભળીને) હું રસુલુલ્લાહ (સલ્લ.)ની પાછળ ચાલી નિકળ્યો અને ખિદમતે અકદસમાં પહોંચીને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! સહાબા (રદી.) એ મને હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં મોકલ્યો છે અને સલામ કહી છે. તેઓને તે વાતનો ડર છે કે કયાંય દુશ્મનના કારણે અમે આપનાથી જુદા રહી જઈએ એટલા માટે હુઝુર (સલ્લ.) થોડી રાહ જુએ. (તો બેહતર છે.) બીજી વાત આ છે કે અમે રસ્તામાં નીલ ગાયનો શિકાર કર્યો હતો, તેમાંથી કેટલુંક ગોશ્ત બચેલું છે. હુઝુર (સલ્લ.)એ સહાબા (રદી)થી ફરમાવ્યું, ખાઓ.

૮૦૭. બીજી રિવાયતમાં છે કે અબુ કતાદા (રદી.)એ ફરમાવ્યું, અમે મદીનાથી ત્રણ માઇલ દૂર હુઝુર (સલ્લ.)ની સાથે કાહહાના સ્થળે હાજર હતા, અમારામાંથી કેટલાક એહરામ બાંધેલા હતા અને કેટલાકને એહરામ ન હતા. આનાથી આગળ ઉપરની હદીસ બયાન કરી.

૮૦૮. હઝરત કતાદા (રદી.) કહે છે કે જ્યારે સહાબા (રદી.) હુઝુર (સલ્લ)ની ખિદમતમાં હાજર થઇ ગયા તો આપે ફરમાવ્યું, શું તમારામાંથી કોઈએ તેને શિકાર પર હુમલો કરવાની રાય આપી હતી અથવા ઈશારો કર્યો હતો? સહાબા (રદી.) એ અર્ઝ કરી, નહિં. આપે ફરમાવ્યું, તો બાકીનું ગોશ્ત તમે ખાઇ શકો છો.

૮૦૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) અબવાના સ્થળે અથવા રવ્વાનુમાં આરામ ફરમાવતા હતા કે મુસઅબ (રદી.) બિન જુસામાં લૈસીએ તોહફામાં એક નિલ ગાય પેશ કરી પરંતુ આપે પાછી આપી દીધી. જ્યારે મુસઅબ (રદી.) ના ચહેરા પર કંઈક નારાજગીના (નિશાન) જોયાં તો ફરમાવ્યું, અમે જો કે એહરામમાં છીએ એટલા માટે અમે તમારી નિલ ગાય પાછી આપી દીધી.

૮૧૦. હઝરત આઈશા (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.) નો ઈરશાદ છે કે પાંચ જાનવર સારાં નથી. હરમની અંદર (પણ) તેઓને મારવામાં આવે. કાગડો, વીંછી, ઊંદર, અને કરડવાવાળુ કુતરૂ, ચીલ. (સમડી.)

૮૧૧. હઝરત અબ્દુલ્લાહ (રદી.) ફરમાવે છે કે અમે અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે મીનાના સ્થળે એક ગુફામાં (બેસેલા) હતા, કે સૂરએ ‘વલ્મુર સલાત’ નાઝીલ થઇ આપ પઢતા જતા હતા અને હું (આપની જુબાનથી સાંભળીને) યાદ કરતો જતો હતો. હુઝુર (સલ્લ.) ઘણી મજા લઈ લઇને પઢી રહયા હતા, એટલામાં એક સાપ (ઉપરથી) પડયો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મારી નાંખો, અમે દોડયા. પરંતુ તે જતો રહયો, આપે ફરમાવ્યું, જેવી રીતે તમે તેના શરથી મહફુઝ રહ્યા, તે જ રીતે તે તમારા શરથી મહફુઝ રહ્યો.

૮૧૨. ઉમ્મુલ મોમિનીન હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે

હુઝુર (સલ્લ.)નો ઈરશાદ છે, છિપકલી ( ગરોળી ) કેટલું ખરાબ જાનવર છે. પરંતુ મારવાનો હુકમ આપતાં મેં હુઝુર ( સલ્લ.)થી સાંભળ્યો નથી.

૮૧૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.) કહે છે, જે દિવસે મક્કા જીતી લેવામાં આવ્યું, તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હવે હિજરત નથી. અલબત્તા જેહાદ અને ( જેહાદની નૌયત ) બાકી છે, તેથી જો તમને જેહાદના માટે બોલાવવામાં આવે તો ( ઘરોથી ) નિકળી આવો.

૮૧૪. હઝરત ઈબ્ને બુહૈના ( રઝી.) કહે છે કે હુઝુર ( સલ્લ.) એ એહરામની હાલતમાં લહી જુમલના સ્થળે પોતાના માથાની વચ્ચે પછનાં લગાવરાવ્યાં હતાં.

૮૧૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) ફરમાવે છે કે અલ્લાહના રસુલ ( સલ્લ.)એ એહરામની હાલતમાં ઉમ્મુલ મોમિનીન હઝરત મૈમુના ( રઝી.)ની સાથે નિકાહ કર્યા હતા.

૮૧૬. હઝરત અઈયુબ અન્સારી (રઝી.)થી પુછવામાં આવ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.) એહરામની હાલતમાં માથુ કેવી રીતે ધોતા હતા ? આપે ( માથા પર ) હાથ લઈ જઈ ને કપડુ ઉતાર્યું જ્યારે માથુ સંપૂર્ણ ખુલ્લુ થઈ ગયું તો એક માણસથી કહયું, (પાણી નાખો ( રેડો ) તેણે આપના માથા પર પાણી નાખ્યું ( રેડયું ) આપે હાથોથી માથાના ( અમુક પ્રમાણમાં ) હરકત આપી હાથોને માથા પર આગળથી પાછળથી પાછળ લઈ ગયા અને પાછા લાવ્યા પછી ફરમાવ્યું, રસુલુલ્લાહ ( સલ્લ.) ને મેં આવું જ કરતાં જોયા છે.

૮૧૭. હઝરત અનસ (રઝી.) ફરમાવે છે કે મક્કાની જીતના દિવસોમાં રસુલુલ્લાહ ( સલ્લ.) માથા પર લોખંડનો ટોપ ઓઢેલી હાલતમાં ( મક્કામાં ) દાખલ થયા, જે કાબાની અંદર દાખલ થઈને ઉતારી હતી કે એક માણસે આવીને ખબર આપી કે ઈબ્ને હંજલ કાબાના પરદાથી લપેટાયેલો છે. આપે ફરમાવ્યું, તેને કતલ કરી દો.

૮૧૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.) ફરમાવે છે કે કબીલા જુહૈનાની એક સ્ત્રીએ અલ્લાહના રસુલ ( સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે મારી માએ હજ્જ કરવાની મન્નત માની હતી.

પરંતુ હજ્જ કરવાના પહેલાં મૃત્યુ પામી શું હું તેની તરફથી હજ્જ કરી લઉં ? આપે ફરમાવ્યું, હા, તેની તરફથી હજ્જ કરી લે. જો અગર તારી મા પર કેટલુંક દેવુ હોતુ તો તેની તરફથી તું ચુકવતી (કે નહિ ?) લોકો ! ખુદાનો હક અદા કરો. અલ્લાહ તઆલા હક પુરા કરવાનો ઘણો વધારે હકદાર છે.

૮૧૯. હઝરત સાઈબ બિન યઝીદ (રદી.) ફરમાવે છે, મારી ઉમર સાત વર્ષની હતી કે રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે મને હજ્જ કરવા લઈ જવામાં આવ્યો.

૮૨૦. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) હજ્જથી પાછા તશરીફ લાવ્યા તો ઉમ્મે સનાન અન્સારીયાથી ફરમાવ્યુ, તેં (અમારી સાથે) હજ્જ કેમ ન કરી ? તેમણે અર્ઝ કરી, (સનાનના પછી (એટલે કે પતિ) ના કારણે કારણ કે તેમના બે ઊંટ હતા. એક પરતો તે પોતે હજ્જ કરવા ચાલ્યા ગયા અને બીજો અમારી જમીનો સીંચતો હતો. આપે ફરમાવ્યું, રમઝાન શરીફમાં ઉમરા કરવો અમારી સાથે હજ્જ કરવાના બરાબર છે.

૮૨૧. હઝરત અબુ સઈદ (રદી.) જેમણે રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે રહીને જેહાદ કર્યો હતો. ફરમાવે છે કે ચાર વાતો મેં રસુલુલ્લાહ (સલ્લ.)થી સાંભળી છે. જેનાથી મને ઘણી ખુશી થઇ.

(૧) કોઈ સ્ત્રી પતિ વગર કે મહરમ વિના સાથેનો બે દિવસના અંતરની મુસાફરી ન કરે.

(૨) બે દિવસો એટલે કે ઇદુલ ફિત્ર (રમઝાન ઈદ) અને ઈદુલ અઝહા (બકરી ઈદ)ના દિવસે કોઈ રોઝો ન રાખે.

(૩) બે નમાઝો પછી બીજી કોઇ નમાઝ ન પઢવામાં આવે. અસર પછી સૂરજ ડૂબવાના પહેલાં અને ફજરના પછી સૂરજ નિકળવાના પહેલાં.

(૪) ત્રણ મસ્જિદોના સિવાય બીજી કોઈ મસ્જિદની તરફ જવા માટે તંબુ ન કસવામાં આવે. એટલે કે સફર કરવામાં ન આવે. ત્રણ મસ્જિદો આ છે. મસ્જિદે હરામ એટલે કે કાબા, મસ્જિદે નબ્વી, મસ્જિદે અકસા એટલે કે બૈતુલ મુકદ્દસ

૮૨૨. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.) એ જોયું કે એક વૃધ્ધ માણસ પોતાના બે પુત્રો પર સહારો આપીને જઈ રહ્યો છે. આપે ફરમાવ્યું, આ માણસ આવું કેમ કરી રહ્યો છે? લોકોએ અર્ઝ કરી, આને પગપાળા ચાલીને હજ્જ કરવાની મન્નત માની છે. ફરમાવ્યું, અલ્લાહ તઆલાને તેનો જીવ અઝાબમાં નાખવાની કોઇ પરવા નથી. તેના પછી હુઝુર (સલ્લ.) એ તેને સવાર થઇ જવાનો હુકમ આપ્યો.

૮૨૩. હઝરત ઉકબા બિન આમિર (રદી.) કહે છે કે મારી બહેને પગપાળા હજ્જ કરવાની મન્નત માની અને મને આ મસલો માલુમ કરવાનો હુકમ આપ્યો. મેં હુઝુર (સલ્લ.)થી પુછ્યું, ફરમાવ્યું, તેને પગપાળા પણ ચાલવું જોઈએ અને સવાર થઇને પણ.



# મદીનાના ફઝાઇલના બયાન વિષે

૮૨૪. હઝરત અનસ (રદી.) ફરમાવે છે. હુઝુરે અકદસ (સલ્લ.) નો ઇરશાદ છે કે ફલાણી જગ્યાથી ફલાણી જગ્યા સુધી મદીના હરમ છે ન ત્યાંના ઝાડ કાપવામાં આવે, ન તેમાં કોઈ નવી વાત (બિદઅત) પૈદા કરવામાં આવે જે માણસ ત્યાં કોઈ નવી વાત કરે તેના પર ખુદાની ફરિતાઓની અને બધા લોકોની લાનત.

૮૨૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, મદીનાની બન્ને પત્થરોવાળી જમીનોના વચ્ચે જે જગ્યા છે, તે હરમ છે. (ખુદાવંદ તઆલાએ) મારી જૂબાનથી (તેને) હરમ કહેડાવ્યું છે. રાવી કહે છે કે નબી (સલ્લ.) જ્યારે હારિસની પાસે તશરીફ લાવ્યા, તો ફરમાવ્યું, બની હારસા. હું જાણું છું કે તમે હરમથી નિકળી ગયા છો, તેના પછી મોંઢું ફેરવીને જોયું તો ફરમાવ્યું, નહિં. હજુ તમે લોકો હરમમાં જ છો.

૮૨૬. હઝરત અલી (રદી.) ફરમાવે છે. અમારી પાસે અલ્લાહની કિતાબના સિવાય અને નબી (સલ્લ.) ના લખાણ સિવાય બીજું કંઈ નથી. લખાણમાં છે કે આયરના સ્થળે (પ્રખ્યાત પહાડ) થી ફલાણી જગ્યા સુધી મદીના હરમ છે. જે માણુસ આ સ્થળે કોઈ બિદઅત કરે અથવા બિદઅતીને ઠેકાણું (આશરો) આપશે, તેના પર ખુદાની ફરિશ્તાઓની અને બધા માણુસોની લાનત હો. તેની ન નફીલો મકબુલ છે, ન ફર્ઝો, તેના પછી ફરમાવ્યું, બધા મુસલમાનોની સમજુતીઓ એક જેવી છે. જે માણુસ કોઈ મુસલમાનની સમજુતીના વિરૂદ્ધ કાર્ય કરશે તેના પર ખુદાની ફરિશ્તાઓની અને બધા માણુસોની લાનત છે ન તેની નફીલો મકબુલ છે, ન ફર્ઝ અને જો કોઈ (મુસલમાન) કોઇ કૌમ (કાફિરો) ના વગર સરદારોની રજાથી દિલી દોસ્ત બન્યો, તેના

પર ખુદાની, ફરિશ્તાઓની અને બધા માણુસોની લાનત હો, તેના ન ફર્ઝ મકબુલ છે. ન નફલ.

૮૨૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, મને એવી આબાદીમાં રહેવાનો હુકમ આપ્યો છે, જે બધીજ આબાદીઓ પર ગાલિબ આવશે. લોકો તેને યસરિબ કહે છે. તેનું જ નામ મદીના છે. તે (બદમાશ) લોકો ને પોતાની અંદર (રહેવા)થી એવું દૂર કરી દેશે, જેવી રીતે ભઠ્ઠી લોખંડનો મેલ (કચરો) દૂર કરી દે છે.

૮૨૮. હઝરત અબુ હુમૈદ (રદી.) કહે છે, અમે લોકો અલ્લાહના રસુલ (સલ્લ.) ની સાથે (જંગે) તબૂકથી આવીને જ્યારે મદીનાની સામે પહોંચ્યા, તો આપ ફરમાવ્યું, આ તય્યિબા છે.

૮૨૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, મેં હુઝુર (સલ્લ)ને ફરમાવતાં સાંભળ્યા, મદીનાની હાલત ઘણી જ સારી હશે. (એટલે કે નેકી અને દૌલતના લેહાઝથી) પરંતુ લોકો ત્યાં રહેવાનું છોડી દેશે, ભૂખ્યા પક્ષીઓ સિવાય આમાં કોઈ રહેશે નહિ. સૌથી કબીલા મુઝૈનાના બે ભરવાડો મદીનાના ઈરાદાથી ચાલશે, બુમો પાડી પાડીને બકરીઓ હાંકીને લાવતા હશે (મદીનામાં પહોંચશે તો) ખતરનાક (વહશી) જાનવરોના સિવાય ત્યાં બીજા કોઇને જોશે નહીં, (એટલા માટે મદીનાથી ચાલ્યા જશે) જ્યારે સનીયતુલ વિદાના સ્થળ સુધી પહોંચશે. તો ઊંધા થઈને પડી જશે.

૮૩૦. હઝરત સુફીયાન બિન અબુ ઝુબૈર (રદી) કહે છે, મેં અલ્લાહના રસુલ (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા, જ્યારે યમન જીતવામાં આવશે, તો કેટલાક માણુસો પોતાના જાનવરોને હાંકતા મદીનામાં આવશે, અહીંયાંથી ઘરવાળાઓને અને બધા તે માણુસોને જે તેઓનું કહેવું માનશે, સવાર કરીને યમન લઈ જશે, કાશ ! તેઓને ખબર હોતી કે મદીનામાં (રહેવું) તેઓના માટે બેહતર હતું. એવી જ રીતે શામ જીતવામાં આવશે તો કેટલાક માણુસો ઊંટ હાંકીને લાવશે અને મદીનાથી ઘરવાળાઓને અને પોતાના ચેલાઓને (શામ) લઈ જશે. કાશ ! તેઓને ખબર હોતી કે મદીના (માં રહેવું) જ તેઓના માટે બેહતર હતું ઈરાક જીતવામાં આવશે, તો પણ લોકો ઊંટ

લાવીને પોતાના ઘરના માણુસો અને તરફદારોને ઈશાક લઇ જશે. કાશ ! તેઓને ખબર હોતી કે મદીનાનું ( રોકાણવું ) જ તેઓના માટે બેહતર હતું.

૮૩૧. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. જેવી રીતે સાપ પોતાના દરમાં સમેટીને આવી જાય છે, તેજ રીતે ઈમાન મદીનામાં સમેટીને આવી જશે.

૮૩૨. હઝરત સઅદ (રદી.) કહે છે. મેં અલ્લાહના રસુલ સલ્લ. ને ફરમાવતાં સાંભળ્યા, મદીનાના લોકોમાંથી જે માણુસ મકકારી ( દગાબાજી ) કરશે, તે મીઠાની જેમ ઓગળીને ખતમ થઈ જશે.

૮૩૩. હઝરત ઉસામા (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ મદીનાની કોઈ ટેકરી ઉપર ઉભા રહીને ફરમાવ્યું. મને જે કંઈ દેખાઈ રહ્યું છે, શું તમને પણુ દેખાઈ રહ્યુ છે? મને દેખાઈ રહ્યું છે કે તમારા ઘરોમાં વરસાદની જેમ ફિતનાઓ પૈદા થશે.

૮૩૪. હઝરત અબુબક (રદી.) ફરમાવે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો જીવનો ડર મદીનામાં ન હશે, કારણુ કે તે સમયે મદીનાના સાત દરવાજા હશે અને દરેક દરવાજા પર બે ફરિશ્તા.

૮૩૫. અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુરે અકદસ (સલ્લ.) એ ફરમાવ્યું. મદીનાના રસ્તાઓ પર ફરિશ્તાઓ નક્કી છે ન તેમાં પ્લેગ (તાઉન ) આવી શકે છે, ન દજ્જાલ.

૮૩૬. હઝરત અનસ (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. દરેક માણુસને દજ્જાલ જરૂર બરબાદ કરશે, પરંતુ મક્કા અને મદીનામાં આવી શકશે, નહિં આ બન્ને શહેરોના દરેક રસ્તાઓ પર ફરિશ્તાઓ સફમાં ઉભા હશે. પછી મદીનામાં ત્રણુ વખત ધરતી કંપ આવશે, જેના કારણે બધા કાફિરો અને મુનાફીકો નિકળીને દજ્જાલની પાસે ચાલ્યા જશે.

૮૩૭. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ અમારાથી દજ્જાલના (હાલતના) વિષે એક લાંબી હદીસ બયાન

ફરમાવી, જેના વિષે ફરમાવ્યું, દજ્જાલ મદીનાની કોઈ ટેકરી પર આવીને ઉતરશે. મદીનાના રસ્તાઓમાં આવવાનું તેના માટે મનાઈ હશે. સૌથી પહેલાં તેની પાસે જઈને એક બેહતરીન માણસ જઈને કહેશે. હું ગવાહી આપું છું કે તુ તે જ દજ્જાલ છે. જેના વિષે અમારાથી રસુલ (સલ્લ.) ઇરશાદ ફરમાવી ગયા છે. દજ્જાલ (લોકોથી) કહેશે, જો હું આ માણસને મારીને ફરીથી તેને જીવતો કરી દઉં તો શું પછી પણ તમે મારી ખુદાઈમાં શક ( શંકા ) કરશો ? લોકો કહેશે નહીં. દજ્જાલ તે માણસને કતલ કરીને જીવતો કરશે, જ્યારે તે જીવતો થઈ જશે. તો કહેશે. વલ્લાહ ! આજથી વધારે તારી હાલત પર જાણકારી (જ્ઞાન) મને કદી થઈ નથી. આ સાંભળીને દજ્જાલ ફરીથી તેને કતલ કરવા ચાહશે, પરંતુ કરી શકશે નહિં.

૮૩૮. હઝરત જાબિર (રદી.) કહે છે, એક આરાબીએ હાજર થઈ ને હુઝુર (સલ્લ.) થી ઇસ્લામની બૈઅત કરી, પરંતુ બીજા દિવસે તાવમાં સળગતો આવ્યો અને અર્ઝ કરી. મારી બૈઅત કરી દો. આપે ત્રણ વખત ના પાડી છેવટે ઇરશાદ ફરમાવ્યો, મદીના ભઠ્ઠીની જેમ છે. પોતાના અંદરની ખબાસત અને મેલ દૂર કરી દેશે અને પાક જ પાક ભાગ બાકી છોડશે.

૮૩૯. હઝરત અનસ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું ઇલાહી ! મદીનામાં મક્કાથી ડબલ ( બે ગણી ) બરકત અતા ફરમાવ.

૮૪૦. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે. હુઝુર ( સલ્લ. ) જ્યારે મદીનામાં તશરીફ લાવ્યા, તો હઝરત અબુબક્ર (રદી.) અને હઝરત બિલાલ (રદી.) બીમાર થઈ ગયા. હઝરત અબુબક્ર (રદી.) ને જ્યારે તાવ આવતો હતો તો આ શેઅર પઢતા હતા, 'દરેક માણસ સવાર પોતાના ઘરવાળાઓમાં ખુશીઓ મનાવતો હોય છે, અને મૃત્યુ તેના જુતાના તસ્માથી પણ વધારે નજીક હોય છે' હઝરત બિલાલ (રદી) ને જ્યારે તાવ દૂર થઈ જતો તો ઊંચા અવાજથી પઢતા, ( લોકો ) સાંભળો, કાશ ! મને ખબર હોતી કે હું ( જીવન ) ની કોઈ એક રાત જંગલમાં ( રહીને ) પસાર કરી શકું અને મારી આસપાસ અઝખર વગેરે ઘાસ હશે કે કોઈ દિવસ મુજનાના સ્થળે પાણી પર ઉતરી શકીશ કે મારી સામે તુફૈલ અને શમા પહાડીઓ હશે' આ

સાંભળીને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું ઇલાહી! જેવી રીતે શૈબા બિન રબીઆ, ઉકબા બિન રબીઆ અને ઉમૈયા બિન ખલ્ફે અમને અમારી જમીન (મક્કા) થી નિકાળીને મદીનાની જમીનમાં લાવી નાખ્યા છે, તુ પણ તેઓના પર લાનત કર. તેના પછી ફરમાવ્યું, ઇલાહી! જેવા રીતે અમારા દિલોમાં મક્કાની મોહબ્બત છે, તે જ રીતે કે તેનાથી પણ વધારે અમને મદીનાની મોહબ્બત અતા ફરમાવ. ઇલાહી! અમારા સાઅ અને મુદ (અનાજના વજનના માપ થતા હતા) માં બરકત અતા કર ઇલાહી! મદીનાને અમારા માટે તંદુરસ્તી-વાળી જમીનનું સ્થળ બનાવી દે અને તેનો તાવ હુઝેફાના સ્થળે ફેરવી દે. હઝરત આઇશા ((રદી.) ફરમાવે છે, મદીનાની જમીન ઘણી જ વબાવાળી હતી પરંતુ હવે વાદીઓથી (ખીણ-જંગલ) સાફ પાણી ચાલુ રહે છે.



# રોઝાના બયાન વિષે

૮૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.)નો ઇરશાદ છે, રોઝા તમામ ગુનાહોના માટે ઢાલ છે. એટલા માટે ગંદગી અને જહાલત (અજ્ઞાનતા)ની વાતો, જો કોઈ માણસ લડાઇ–ઝઘડો અથવા ગાળમગાળી કરે તો તેને બીજી વખત કહી દેવું જોઈએ કે અમારે રોઝો છે. તે ખુદાની કસમ! જેના તાબામાં મારો જીવ છે. રોઝેદારના મોંઢાની દુર્ગંધ અલ્લાહ તઆલાને મુશ્કની ખુશ્બુથી પણ વધારે પસંદ અલ્લાહ તઆલા ફરમાવે છે કે રોઝેદાર ખાવા પિવા અને બીજી ઇચ્છાઓ ફકત મારા જ માટે છોડે છે એટલા માટે રોઝા ખાસ મારા જ માટે છે અને હું જ તેનું ઇનામ આપીશ. અને એક નેકીનો દસ ગણો સવાબ આપવામાં આવશે.

૮૪૨. હઝરત સહલ (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો કે જન્નતમાં એક દરવાજો રય્યાન છે. કિયામતના દિવસે ફકત રોઝેદાર જ તેનાથી દાખલ થઈ શકશે કોઈ બીજો તેમાંથી દાખલ થઈ શકશે નહીં જ્યારે બધા રોઝેદાર દાખલ જઇ જશે, તો બંધ કરી દેવામાં આવશે, કોઈ બીજો તેમાં દાખલ થઇ શકશે નહિ.

૮૪૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું, જેણે બે જોડા ખુદાની રાહમાં ખર્ચ કર્યા, તેને જન્નતના દરવાજાઓથી પુકારવામાં આવશે. હે ખુદાના બંદા! આ દરવાજો બેહતર છે. અહીંયાંથી જન્નતમાં દાખલ થા એટલા માટે જે નમાઝી હશે, તે નમાઝના દરવાજાથી, જે જેહાદ કરાવાવાળો હશે, તે જેહાદના દરવાજાથી, જે રોઝેદાર હશે, તે બાબે રય્યાનથી, અને જે ખૈરાત કરવાવાળો હશે, તે સદકાતવાળા દરવાજાથી પુકારવામાં આવશે અને દરેક માણસ પોતાના ખાસ દરવાજાથી જન્નતમાં દાખલ થશે. હઝરત અબુબક્ર (રદી) એ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મારા મા બાપ આપ પર ફિદા હો, જે માણસને આ દરવાજાઓથી અવાજ આપવામાં આવશે, તો આ તો તેના માટે સારું જ છે, પરંતુ કોઈ

માણુસ એવો પણ હશે, જેને બધા દરવાજાઓથી બોલાવવામાં આવશે? ફરમાવ્યું, હા, છે અને ઉમ્મીદ છે કે તમે એવા જ લોકોમાંથી હશો.

૮૪૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, રમઝાન આવે છે, તો જન્નતના દરવાજા ખોલી દેવામાં આવે છે.

૮૪૫. બીજી રિવાયતમાં છે કે રમઝાન આવે છે તો આસમાનના દરવાજા ખોલી દેવામાં આવે છે. દોઝખના દરવાજા બંધ કરી દેવામાં આવે છે અને શયતાનોને ઝંજીરોમાં જકડી લેવામાં આવે છે.

૮૪૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.)એ ઇરશાદ ફરમાવ્યો, જે રોઝેદાર જૂઠ બોલવું અને તેના ઉપર અમલ કરવાનું ન છોડે, તો અલ્લાહ તઆલાને પણ તેની જરૂરત નથી કે તે ખાવા–પિવાનું છોડી દે.

૮૪૭. હઝરત અબુ હુરૈરહ (રદી.)ની રિવાયત કરેલી આ હદીસમાં એટલું બીજુ વધારે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે માણુસનું દરેક અમલ તેના માટે છે અને રોઝા મારા માટે છે. હું જ તેનો બદલો આપીશ. રોઝેદારના માટે બે ખુશીઓ છે.

(૧) ઇફ્તારના સમયે ખુશ હોય છે.

(૨) જ્યારે ખુદાથી મળશે તો ખુશ હશે.

૮૪૮. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, માણુસ નિકાહ કરી શકે છે. કરી લે અને જે નથી કરી શકતો તે જરૂર રોઝા રાખે કે રોઝા શહવાની તાકતને કમઝોર કરે છે.

૮૪૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મહીનો ઓગણત્રીસ રાતોનો હોય છે. એટલા માટે તમે ચાંદ જોઇને રોઝા રાખો, જો ચાંદ વાદળમાં છુપાએલો હોય તો પુરા ત્રીસ દિવસ ગણી લો.

૮૫૦. હઝરત ઉમ્મે સલમા (રદી.) ફરમાવે છે, (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) એ પોતાની બીવીઓથી એક મહિના માટે સંબંધ

ખતમ કરી દીધો ઓગણત્રીસ દિવસો પસાર થઇ ગયા તો સવારના સમયે અથવા સાંજના સમયે તશરીફ લાવ્યા અર્ઝ કરવામાં આવી આપે એક મહિના સુધી ઘરમાં દાખલ ન થવાની કસમ ખાધી હતી ફરમાવ્યું મહિનો ઓગણત્રીસ દિવસનો પણ હોય છે.

૮૫૧. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, ઇદના બન્ને મહીનાઓ (સવાબમાં) ઓછા હોતા નથી. ચાહે ઓગણત્રીસ દિવસના હોય કે ત્રીસ દિવસના એટલે કે રમઝાન અને ઝિલહજ્જ.

૮૫૨. હઝરત ઇબ્ને ઉમર (રદી.) રિવાયત કરે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અમે અનપઢ (અજ્ઞાન) માણસો છીએ, ન લખી શકીએ છીએ, ન હિસાબ જાણીએ છીએ. મહીનો આટલો પણ હોય છે અને આટલો પણ એટલે કે કદીક ઓગણત્રીસ દિવસનો, કદીક ત્રીસ દિવસનો.

૮૫૩. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કોઈ માણસ રમઝાનના એક બે દિવસ પહેલાં રોઝા ન રાખે. હા, જો રોઝા રાખવાનો આદી હોય તો રાખી લે.

૮૫૪. હઝરત બરા બિન આઝિબ (રદી.) કહે છે સહાબા (રદી.) માંથી જ્યારે કોઈ માણસ ઇફ્તારના સમયે સુઈ રહેલો હોતો તો પછી પુરી રાત અને પૂરો દિવસ વગર ઇફ્તારે પસાર કરી દેતો હતો, અને બીજા દિવસે સાંજે ઇફ્તાર કરતો હતો. (એક દિવસ) કેસ બિન સુરમ અન્સારીનો રોઝો હતો, ઇફ્તારનો સમય થયો, તો પોતાની બિવીથી આવીને કહ્યું, શું તમારી પાસે કંઈ ખાવાનું છે? બિવીએ કહ્યું, મારી પાસે ખાવાનું હાજર તો નથી, પરંતુ હું જાઉં છું (કદાચ) તમારા માટે મળી જાય, જો કે કેસ પુરા દિવસ મજુરી કર્યા કરતા હતા. એટલા માટે (થાકીને) તેઓની આંખ બંધ થઈ ગઈ. બીવી પાછી આવી, તેઓને સુઈ રહેલા જોઈ બોલી. હવે તમારું મોટું નુંકશાન થઈ ગયું. ખેર બીજા દિવસે (બપોરના સમયે કેસને બેહોશી આવવા લાગી તની ચર્ચા હુઝુર (સલ્લ.)ની સામે પણ થઈ. (આપ ચૂપ થઈ ગયા) તે સમયે આ આયત નાઝીલ થઇ કે ઉહીલ્લલકુમ લૈલતસ્સિયામિર્ રફસુઈલા નિસાઈકુમ (છેવટ સુધી) એટલે કે રોઝાની રાતમાં હમબિસ્તરી (સંભોગ) કરવી તમારા માટે હલાલ છે. લોકો આ સાંભળીને

બહુ ખુશ થયા. આ હુકમ પણ તે સમયે નાઝીલ થયો કે જ્યાં સુધી ફજરનો સફેદ દોરો (રાતના અંધારાને) કાળા દોરાથી નિકળી ન આવે, તે સમય સુધી ખાઓ પિઓ.

૮૫૫. હઝરત અદી બિન હાતિમ (રદી.) કહે છે, જ્યારે આયાત 'હત્તા યત બય્યનુ લકુમુલ્ખૈતુલ અબ્યજુ મિનલ્ખૈતિલ અસવદી' (છેવટ સુધી) નાઝીલ થઈ તો મેં મારા ઓશીકા નીચે બે દોરા સફેદ અને કાળો મુકી દીધા અને રાત્રે તેમને જોતો રહયો, પરંતુ મને સફેદી જણાઇ શકી નહિં. સવારે રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને કિસ્સો બયાન કર્યો. આપે ફરમાવ્યું. આ તો રાતનું અંધારુ અને દિવસની સફેદી મુરાદ છે.

૮૫૬. હઝરત ઝેદ બિન સાબિત (રદી.) કહે છે, અમે (એક દિવસ.) રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે સેહરી ખાધી સેહરીના પછી આપ નમાઝના માટે ઉભા થઇ ગયા. રાવીથી પુછવામાં આવ્યું કે અઝાન અને સેહરીના વચ્ચે કેટલું અંતર હતું. જવાબ આપ્યો પચાસ આયતો પઢવાના બરાબર.

૮૫૭. હઝરત (રદી.) કહે છે, ઈરશાદે ગરામી છે, સેહરી ખાઓ, તેમાં બરકત છે.

૮૫૮. હઝરત સલમા બિન અકવઅ (રદી.) કહે છે. રસુલુલ્લાહ (સલ્લ) એ આશુરાના દિવસે એક માણસનાં એલાન કરવા મોકલ્યો. કે જે માણસ દિવસમાં કંઇ ખાઈ ચુકયો હોય (તે સાંજ સુધી) રોઝો પુરો કરી લે. (સાંજ સુધી કંઈ ન ખાય.) અને જો ખાધુ હોય તો સાંજ સુધી કંઈ ન ખાય (રોઝો રાખી લે.)

૮૫૯. હઝરત આઈશા (રદી.) અને ઉમ્મે સલમા (રદી) ફરમાવે છે (કદીક હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) બિવીઓની મુકારેબત (સંભોગ) ના કારણે (સવાર સુધી નાપાક રહેતા હતા.) પછી ગુસલ કરીને રોઝો રાખી લેતા.

૮૬૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.)નો ઈરશાદ છે, જ્યારે (રોઝેદાર) ભૂલથી કંઇ ખાઇ પી લે. તો રોઝો પુરો

કરી લે. (તે ખ્યાલ ન કરે કે મારો રોઝો તૂટી ગયો કારણ કે અલ્લાહ તઆલાએ તેને ખવરાવ્યું પિવરાવ્યું છે.)

૮૯૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એહરામ બાંધેલી હાલતમાં રસુલુલ્લાહ (સલ્લ.)એ પછનાં લગાવરાવ્યાં અને રોઝાની હાલતમાં પણ પછનાં લગાવરાવ્યાં.

૮૯૨. હઝરત ઈબ્ને અબી ઉફી (રદી.) કહે છે, એક સફરમાં અમે અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે હતા હુઝુર(સલ્લ.) એ એક માણુસથી ફરમાવ્યુ, ઉતરીને મારા માટે સત્તુ, ઘોળ તેણે અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) (હજુ તો સૂરજ મૌજુદ છે) ફરમાવ્યું, ઉતરો, મારા માટે સત્તુ ઘોળો હુકમના પ્રમાણે તે માણુસે ઉતરીને સત્તુ ઘોળ્યું અને આપે પીધું પછી પૂર્વની તરફ હાથથી ઈશારો કરીને ફરમાવ્યો. જ્યારે તમે જોઇ લો કે રાત આ તરફથી આવવા લાગી, તો રોઝેદારોના માટે ઈફતારનો સમય થશે.

૮૯૩. ઉમ્મુલ મોઅમિનીન આઈશા (રદી.) ફરમાવે છે કે (એક વખત) હમ્ઝા બિન અમ્ર અસલમી (રદી.) એ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું હું સફરમાં રોઝા રાખું? (હમ્ઝા બિન અમ્ર (રદી.) રોઝા જ રાખ્યા કરતા હતા.) ફરમાવ્યું. ચાહે રાખો ચાહે ન રાખો.

૮૯૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે રમઝાન શરીફમાં રોઝાની હાલતમાં મક્કાના માટે તશરીફ લઇ ગયા. જ્યારે કદીદ સ્થળ (એક ઝરણું) માં પહોંચ્યા તો રોઝો ખોલી દીધો બાકી લોકોએ પણ તે જ સમયે ઇફતાર કર્યો.

૮૯૫. હઝરત અબુ દરદા (રદી.) કહે છે કે ગરમીના જમાનામાં એક સફરમાં અમે રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે હતા. ગરમીની આ કેફીયત હતી કે તેજીના કારણે લોકો માથાઓ પર હાથ રાખી લેતા હતા. તે સમયે રસુલુંલ્લાહ (સલ્લ.) અને ઈબ્ને રવાહા (રદી.) ના સિવાય અમારામાંથી કોઈનો રોઝો ન હતો.

૮૯૬. હઝરત જાબિર (રદી.) કહે છે કે અમે રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે સફર કર્યા કરતા હતા. આપે જોયું કે લોકો ભીડમાં એક

માણુસ પર છાયડો કરતા જઇ રહ્યા છે. ફરમાવ્યું, આ શી વાત છે? લોકોએ અર્જ કરી. કે આ માણુસ રોઝેદાર છે. ફરમાવ્યું સફરમાં રોઝો રાખવો કઈક સારી વાત નથી.

૮૬૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે, અમે અલ્લાહના રસુલ (સલ્લ,) ની સાથે સફર કર્યા કરતા હતા પરંતુ રોઝેદાર બે રોઝા માણુસને ન કંઈ કહેતો સાંભળતો હતો. ન બે રોઝેદાર માણુસ રોઝે-દાર ને.

૮૬૮. હઝરત આઇશા (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) નો ઇરશાદ છે, જે માણુસ મરી જાય અને તેના પર રોઝા ફર્ઝ રહી જાય, તો તેનો વાલી તેની તરફથી રોઝા રાખી લે.

૮૬૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે. એક માણુસે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને કહ્યું, હે અલ્લાહના રસુલ સલ્લ! મારી વાલેદા (મા) નો ઇન્તેકાલ થઇ ગયો અને એક મહિનાના રોઝા તેની પર રહી ગયાં છે શું હું તેની તરફથી રોઝા રાખી શકું છું? ફરમાવ્યું, હા. ખુદા કર્ઝ અદા કરવા માટે વધારે હકદાર છે.

૮૭૦. હઝરત સહલ બિન સઅદ (રદી.) કહે છે કે હઝરત મોહં-મદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યાં સુધી લોકો ઇફતારમાં જલ્દી કરતા રહેશે, સારા રહેશે.

૮૭૧. હઝરત રબીઅ બિન્ત મુઅવ્વજ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ દસ મોહર્રમની સવારે અન્સારના ગામમાં આ ખબર મોકલી કે જે માણુસોએ (આજ) સવારે કંઈ ખાઇ પી લીધું હોય, તે (દિવસનો) બાકી ભાગ પૂરો કરે (સાંજ સુધી કંઈ ન ખાય) અને જો કંઈ ન ખાધું પીધું તો રોઝો રાખી લો. હઝરત રબીઅ (રદી.) ફરમાવે છે, તેના પછી અમે દસ તારીખનો રોઝો રાખતા રહ્યા અને બાળકોને પણુ રખાવતા રહ્યા અને ઉનની ઢીંગલીઓ બાળકોના સામે નાખી દીધા કરતા હતા. જો કોઈ બાળક ખાવાના માટે રડતો હતો તો અમે તેની સામે ઢીંગલી નાખી દેતા હતા જેથી ખાવાનું ઇફતારના સમયે કામ આવે.

૮૭૨. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે, હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) ને મેં ઇરશાદ ફરમાવતાં સાંભળ્યા, લગાતાર રોઝા ન રાખો. (એટલે કે રોઝા પર ખાધા પીધા વગર રોઝા ન રાખો) જો રોઝા રાખવા ચાહો તો (વધારેમાં વધારે) ફક્ત સેહરી સુધી ખાવા પીવાથી રોકાઇ રહો.

૮૭૩. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ રોઝા પર રોઝા રાખવાથી મના ફરમાવ્યું છે. તો એક મુસલમાને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપ તો રોઝા પર રોઝા રાખો છો. ફરમાવ્યું, તમારામાંથી કોણ માણસ મારી જેમ હોઈ શકે છે? મને તો મારો પરવરદિગાર રાત્રે ખવડાવે પીવડાવે છે. છેવટે જ્યારે લોકો રોઝા પર રોઝા રાખવાથી રૂકયા નહિ તો આપ તેઓને એક દિવસે રોઝા પર રોઝા રખવાયાં અને બીજા દિવસે પણ એવું જ કર્યું તેના પછી ચાંદ થઈ ગયો. તો ફરમાવ્યું, હું તમારાથી બીજા (વધારે રોઝા પર રોઝા) રખાવતો, મતલબ આ છે કે લોકોએ જો કે રમઝાનથી ન મિલાવવાનાથી ઇન્કાર કર્યો હતો એટલા માટે આપ તેઓને (આ કાર્યની) સજા આપવા ચાહતા હતા. પછી ફરમાવ્યું, કામ એટલુ જ ઉપાડો જેટલી તાકત હોય.

૮૭૪. હઝરત અબુ હુઝૈફા (રઝી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ હઝરત સલમાન ફારસી (રઝી.) અને હઝરત અબુ દરદાની વચ્ચે ભાઈ ચારો કરાવ્યો, તો હઝરત સલમાન (રઝી.) અબુ દરદાના મકાન પર ગયા. ઉમ્મે દરદા ફાટેલુ જુનુ કપડુ પહેરીને સામે આવ્યાં. સલમાન (રઝી.) બોલ્યા, કેમ આ શું હાલ છે? ઉમ્મે દરદા (રઝી.) કહેવા લાગ્યાં, તમારા ભાઈ અબુ દરદા (રઝી.) ને દુનિયાની જરૂરત નથી. એટલામાં અબુ દરદા (રઝી.) આવી ગયા. અને સલમાન (રઝી.) ના માટે ખાવા તૈયાર કર્યું, ખાવા માટે બોલાવ્યા. સલમાન (રઝી.) બોલ્યા, તમે પણ ખાઓ. તેમણે કહ્યું મારે રોઝો છે સલમાન (રઝી.) એ કહયું, જ્યાં સુધી તમે ખાશો નહિં ત્યાં સુધી હું પણ ખાઈશ નહિં. જ્યારે રાત થઈ (અને બન્નેએ ખાવા ખાધું) તો અબુ દરદા (રઝી.) નમાઝના માટે ઉઠવા લાગ્યા. સલમાન (રઝી.) બોલ્યા સુઈ જાઓ. અબુ દરદા (રઝી.) સુઇ ગયા. (રાત્રે ફરીથી કોઇ સમયે.) ઉઠ્યા. અને (નમાઝના માટે) જવા લાગ્યા. સલમાન (રઝી.) એ કહ્યું, સુઇ જાઓ, અબુ દરદા (રઝી.) ફરીથી સુઇ ગયા. છેવટની

રાતમાં સલમાન (રદી.) એ કહ્યું, હવે ઉઠો (જેથી બન્ને એ ઉઠીને) નમાઝ (તહજજુદની નમાઝ) અદા કરી. પછી સલમાન (રદી.) કહેવા લાગ્યા, તમારા રબનો પણ તમારા ઉપર હક છે. અને જીવનો પણ અને ઘરવાળાઓનો પણ એટલા માટે દરેક હકદારનો હક અદા કરો. (સવારે) જ્યારે અબુ દરદા (રદી.) હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા તો આપનાથી તેની ચર્ચા કરી. આપે ફરમાવ્યું, સલમાન (રદી.) એ સાચુ કહયું.

૮૭૫. હઝરત આઈશા (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) રોઝા (લગાતાર રાખતા જતા હતા.) કે અમારો ખ્યાલ થઈ જતો હતો, કે કદાચ આપ હવે રોઝા છોડશે નહિં અને રોઝા રાખતા ન હતા તો (એટલા દિવસો સુધી કે) અમારો ખ્યાલ થઈ જતો હતો કે કદાચ હવે રોઝા રાખશે જ નહિં. પરંતુ મેં કદી જોયું નહિં કે રમઝાનના સિવાય આપે કદી પુરા મહિનાના રોઝા રાખ્યા હોય અને શાબાનથી વધારે રોઝા રાખતાં પણ મેં આપને જોયા નથી.

૮૭૬, હઝરત આઇશા (રદી.) ફરમાવે છે, હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, તાકત જેટલું જ કામ શરૂ કરો, કારણ કે જ્યાં સુધી તમે (કોઈ અમલ ના કરવાથી) ન કંટાળી જાઓ. ખુદા પણ થાકતો નથી. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે, હુઝુર (સલ્લ.) ને તે જ નમાઝ પસંદ હતી, જે આમ તો થોડી જ હોય પરંતુ પાબંદીના સાથે હોય, જેથી આં હઝરત (સલ્લ.) જયારે કોઇ નમાઝ પઢતા હતા તો તેની પાબંદી કરતા હતા.

૮૭૭. હઝરત અનસ (રદી.) થી રસુલુલ્લાહ (સલ્લ.)ના રોઝાના વિષે સવાલ કરવામાં આવ્યો. તો ફરમાવ્યું, હું જયારે હુઝુર (સલ્લ.) ને કોઇ મહિનામાં રોઝેદાર જોવા ચાહતો તો જોઈ લેતો હતો, રોઝા વગર જોવા ચાહતો તો જોઇ લેતો હતો, રાત્રે સુતાં તહજજુદ પઢતાં જોવા ઈચ્છતો તો જોઈ લેતો હતો, રાત્રે સુતાં જોવા ઈચ્છતો. તો જોઈ લેતો હતો. મેં હુઝુર (સલ્લ.) ની હથેલીઓથી વધારે નરમ ન કોઈ રેશમ જોયું ન મખમલ અને હુઝુર (સલ્લ.) ના પરસેવાની ખુશબુથી વધારે ખુશબુદાર ન મુશ્ક સુંઘ્યું ન અંબર.

૮૭૮. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)ની રિવાયત કરેલી તે હદીસ ઉપર આવી ગઈ જેમાં રોઝા મિલાવીને રાખવાથી ના પાડી હતી. તેના છેલ્લે હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કાશ! હું રસુલુલ્લાહ (સલ્લ.)ની તે રજા (રોઝા ન રાખવા) ને કબુલ કરી લેતો.

૮૭૯. હઝરત અબ્દુલ્લાહ (રદી.)ની બીજી રિવાયતમાં આવ્યું છે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)એ દાઉદ (અલૈ.)ના રોઝાની હાલતનું વર્ણન કરતાં ઈરશાદ ફરમાવ્યો કે હઝરત દાઉદ (અલૈ.) જ્યારે દુશ્મનથી ટકરાઈ જતા તો પછી નાસતા ન હતા, હઝરત અબ્દુલ્લાહ (રદી.)એ અર્ઝ કરી, મને દાઉદ (અલૈ.)ના કાર્યોમાંથી કોઈ આદતની પેરવી કરવી જોઈએ. ફરમાવ્યું જે માણસે લગાતાર બે રોઝા રાખ્યા, તેણે હકીકતમાં રોઝા ન રાખ્યા (એટલે કે તમે પણ દાઉદ (અલૈ.)ની જેમ રોઝા રાખો, એક દિવસ છોડીને, એક દિવસ રોઝો.

૮૮૦. હઝરત અનસ (રદી.) કહે છે. અલ્લાહના (સલ્લ.) ઉમ્મે સુલૈમ (રદી.)ની પાસે તશરીફ લઈ ગયા. તેમણે કહ્યું કેટલીક ખજૂરો અને ઘી ખિદમતમાં પેશ કર્યું. આપે ફરમાવ્યું, તમારૂં ઘી કુપ્પીમાં અને ખજુરો તેના વાસણમાં પાછી નાખી દો, મારે રોઝો છે. તેના પછી હુઝુર (સલ્લ.) એ ઘરના એક ખુણામાં ઉભા થઈને નફલ નમાઝ પઢી. અને ઉમ્મે સુલૈમ (રદી.) એ અર્ઝ કરી, મારો એક ખાસ અઝીઝ છે. તેના માટે દુઆ કરી દો. ફરમાવ્યુ, કોણ છે? તેમણે કહયું, હુઝુર (સલ્લ.) નો ખાદિમ અનસ (રદી.)! હઝરત અનસ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ મારા માટે દુનિયા અને દિનની બેહતરીના માટે દુઆ કરી અને ફરમાવ્યું, ઈલાહી! તેને માલ અને ઔલાદ અતા ફરમાવ, અને બરકત આપ. જેથી (હુઝુર (સલ્લ.ની દુઆના કારણે) હું બધા અન્સારોથી વધારે માલદાર છું. અને મારી પુત્રી ઉમૈના (રદી.) બયાન કરતી કે હજ્જાજ ના બસરામાં આવવાના સમય સુધી તમારી ખાસ ઔલાદ એકસો વીસથી કંઈક વધારે દફન થઈ ચુકી હતી.

૮૮૧. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ એક માણસથી પુછયું, હે માણસ! તેં આ મહિનાના છેલ્લા દિવસોના રોઝા રાખ્યા નથી એટલા માટે બે દિવસના રોઝા રાખજે.

૮૮૨. હઝરત જાબિર (રદી.) થી પુછવામાં આવ્યું, શું હઝરત

મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ જુમ્આના દિવસે રોઝો રાખવાથી ના પાડી છે? ફરમાવ્યું. હા.

૮૮૩. હઝરત ઝુબૈરીયા બિન્તે હારીસ (રદી.) કહે છે. હુઝુરે અકરમ (સલ્લ.) મારા ત્યાં તશરીફ લાવ્યા. મારે રોઝો હતો, આપે ફરમાવ્યું, તેં કાલે રોઝો રાખ્યો હતો? મેં અર્ઝ કરી, જી. હા. ફરમાવ્યું, કાલે રોઝો રાખવાનો ઈરાદો છે? મેં અર્ઝ કરી, નહિં, ફરમાવ્યું, તો ઈફતાર કરી લો.

૮૮૪. હઝરત આઈશા (રદી.)થી પુછવામાં આવ્યું, શું અલ્લાહના રસુલ (સલ્લ.) (ઇબાદત વગેરે માટે) કોઈ દિવસ ખાસ કરી લેતા હતા? ફરમાવ્યું, નહિં. પરંતુ હુઝુર (સલ્લ.) ના આમાલ પાબંદીની સાથે હોતા હતા. પરંતુ તમારામાંથી કોઈમાં રસુલુલ્લાહ (સલ્લ.) જેવી તાકત છે? (કે દરેક આમાલ પાબંદીના સાથે કરો.)

૮૮૫. હઝરત આઈશા (રદી.) અને ઈબ્ને ઉમર (રદી.) એ કોઈને તશરીકના દિવસો (૯ ઝિલહજ્જાથી ૧૩ ઝિલહજ્જા સુધી)ના રોઝા રાખવાની રજા ન આપી, હા, જેના પાસે ઝબીહા (કુરબાનીનું જાનવર) ન હોય, તેને રજા આપી દીધી.

૮૮૬. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે. જહાલતના ઝમાનામાં કુરૈશ આશુરાનો રોઝો રાખતા હતા અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) પણ રાખતા હતા. જ્યારે મદીનામાં તશરીફ લાવ્યા, તો પોતે પણ રાખ્યો, બીજા માણુસોએ પણ રાખ્યો, બીજા માણુસોને પણ રાખવાનો હુકમ આપ્યો પરંતુ જ્યારે રમઝાનના રોઝા ફર્ઝ થયા, તો પછી આશુરાનો રોઝો છોડી દીધો. હવે જે ચાહે રાખે, ચાહે ન રાખે.

૮૮૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે, રસુલુલ્લાહ (સલ્લ.) જ્યારે મદીનામાં તશરીફ લાવ્યા, તો જોયું કે યહુદીઓ આશુરાનો રોઝો રાખે છે. આપે ફરમાવ્યું, આ શી વાત છે? તેમણે અર્ઝ કરી આ દિવસ બુઝુર્ગીવાળો છે. ખુદા તઆલાએ આ જ દિવસે બની ઈસ્રાઈલને તેમના દુશ્મન (ફિરઓન)થી છુટકારો અપાવ્યો હતો, એટલા માટે આ દિવસે મુસા (અલૈ.) રોઝા રાખતા હતા (અને અમે પણ રાખીએ છીએ.) ફરમાવ્યું, તમારા મુકાબલામાં હું મુસા (અલૈ.) ના આમાલનો વધારે હકદાર છું. પછી તે દિવસે હુઝુર (સલ્લ.) એ પોતે પણ રોઝો રાખ્યો બીજા લોકોને પણ રાખવાનો હુકમ આપ્યો.

# તરાવીહની નમાઝના બયાન વિષે

૮૮૮. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે, એક રાત્રે રસુલુલ્લાહ (સલ્લ.) અડધી રાતના સમયે તશરીફ લઈ ગયાં અને મસ્જિદમાં (જઈને) નમાઝ પઢી, બીજા લોકોએ પણ પઢી અને મૌત સુધી હુઝુર (સલ્લ.)ની આ જ રીત રહી.

૮૮૯. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે, કેટલાક સહાબીઓને (મહિનાના) છેલ્લા અઠવાડિયામાં શબે કદ્ર દેખાઈ હુઝુરે અકદસ (સલ્લ.) એ ફરમાવ્યું, જો કે હું જોઉં છું કે તમારા બધાંનાં સ્વપ્નો છેલ્લા અઠવાડિયામાં જ થયા છે, એટલા માટે જે શબે કદ્રને શોધવા ચાહે છે છેલ્લા અઠવાડિયામાં શોધે.

૮૯૦. હઝરત અબુ સઈદ ખુદરરી (રદી.) કહે છે, અમે હુઝુર (સલ્લ.)ની સાથે રમઝાન વચ્ચેના અશરામાં (દસ દિવસનો સમય) એતેકાફ કર્યો, ૨૦ તારીખે સવારના સમયે હુઝુર (સલ્લ.) એતેકાફ કે મસ્જિદથી) નિકળીને અમોને ખુત્બો સંભળાવ્યો અને ફરમાવ્યું, શબે કદ્ર મને બતાવવામાં આવી હતી. પરંતુ હું ભૂલી ગયો. (કે કઇ તારીખમાં બતાવવામાં આવી.) પરંતુ તમે લોકો તેને છેલ્લા અશરાની તાક રાતોમાં શોધો. મેં સ્વપ્નમાં તે પણ જોયું કે હું કાદવ અને પાણીમાં સિજદો કરી રહ્યો છું. એટલા માટે હવે જેણે રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે એતેકાફ કર્યો, તે ચાલ્યો જાય, કારણ કે એતેકાફ થઈ ગયો અને વરસાદ થવાનો છે. હઝરત અબુ સઈદ ખુદરી (રદી) કહે છે કે અમે લોકો હુકમ પ્રમાણે પાછા આવી ગયા. તે સમયે આસમાન પર વાદળનો નાનો ટૂકડો પણ દેખાતો ન હતો. એકાએક વાદળ ઉઠયું અને વરસી પડયું. મસ્જિદની છત જો કે ખજુરની ડાળીઓની હતી, એટલા માટે ટપકવા લાગી જ્યારે લોકો નમાઝના માટે

ઉભા થયા તો અમે જોયું કે રસુલુલ્લાહ (સલ્લ.) પાણી અને કાદવમાં સિજદો કરી રહ્યા, છે. અને પેશાની મુબારક પર કાદવનું નિશાન થઈ ગયું છે.

૮૯૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે, ઈરશાદે ગિરામી છે કે શબે કદ્રને ૨૧, ૨૩ અને ૨૫ ની રાતમાં શોધો.

૮૯૨. હઝરત ઈબને અબ્બાસ (રદી.)ની બીજી રિવાયતમાં છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું છે કે શબે કદ્ર છેલ્લા અશરામાં છે. એટલા માટે ૨૩ કે ૨૯ ની રાતમાં શોધો.

૮૯૩. હઝરત આઈશા (રદી.) ફમાવે છે, જ્યારે છેલ્લો અશરો આવતો હતો હુઝુર ( સલ્લ.) લુંગીને બરાબર બાંધી દેતા હતા. પછી પોતે પણ જાગતા હતા અને ઘરવાળાઓને પણ જગાડતા હતા.



# એતેકાફના બયાન વિષે

૮૯૪. ઉમ્મુલ મોમિનીન હઝરત આઇશા ( રદી. ) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) રમઝાનના છેલ્લા દસ દિવસોમાં ( હંમેશા ) મૌત સુધી એતેકાફ કરતા રહ્યા. અને આપના પછી બીવીઓ કરતી હતી.

૮૯૫. હઝરત આઈશા ( રદી. ) ફરમાવે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) મસ્જિદમાં બેઠા બેઠા ( એતેકાફની સ્થિતમાં ) મારી તરફ ( દરવાજાથી ) સર મુબારક ઝુકાવી દેતા હતા. હું ( બાલો ) ઓળતી હતી. આપ એતેકાફના સમયે વગર ( જરૂરી ) હાજતના ઘરમાં તશરીફ લાવતા ન હતા.

૮૯૬. હઝરત ઉમર ( રદી. ) ફરમાવે છે, મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ ( સલ્લ. ) ! જહાલતના દિવસોમાં મેં મસ્જિદે હરામમાં એતેકાફ કરવાની મન્નત માની હતી. ફરમાવ્યુ, તમારી મન્નત પુરી કરી લો.

૮૯૭. હઝરત આઈશા ( રદી. )ફરમાવે છે (. એક વખત ) હુઝુર ( સલ્લ. ) એ એતેકાફ કરવાનો ઇરાદો કર્યો, જ્યારે એતેકાફ કરવા નિકળ્યા તો જઈને શું જુએ છે કે અલગ અલગ તંબુ લાગેલા છે. આઇશા ( રદી. ) નો અલગ, હઝરત હફસા ( રદી. ) નો અલગ, આપે ફરમાવ્યું, શું તમે લોકો બીવીઓનું આ કાર્ય સારૂ સમજો છો ? ( એટલે કે શકય છે, આ કાર્ય ઈખલાસથી ન હોય, પરંતુ ફકત ફખ્ર મકસદ હોય ) તેના પછી હુઝુર ( સલ્લ. ) પાછા આવ્યા. તે સમયે એતેકાફ ન કર્યો, પરંતુ શવ્વાલના મહિનાના અશરામાં કર્યો.

૮૯૮. ઉમ્મુલ મોમિનીન હઝરત સફીયા ( રદી. ). ફરમાવે છે, રમઝાનના છેલ્લા અશરામાં હુઝુર ( સલ્લ. ) એ મસ્જિદમાં એતેકાફ કર્યો હતો. હું ફકત દીદારના માટે ખિદમતમાં હાજર થઈ. થોડીવાર

સુધી બેસીને વાતો કરીને પાછા જવા માટે ઉભી થઇ ગઈ. હુઝુર (સલ્લ.) પણ મને પાછી મોકલવા માટે ઉભા થઈ ગયા. મસ્જિદના તે દરવાજા સુધી પહોંચી હતી, જે હઝરત ઉમ્મે સલમાના દરવાજાની પાસે હતો. કે એટલામાં બે અન્સારી આવી ગયા. અને રસુલુલ્લાહ (સલ્લ.) ને સલામ કરી. આપે ફરમાવ્યું, થોભી જાઓ આ સફીયા (રદી.) બિન્તે હય છે. તેમને આ હુકમ ભારે જણાયો. અને બોલ્યાં, સુબહાનલ્લાહ ! આપે ફરમાવ્યું, ઈન્સાનના બદનમાં જ્યાં ખૂન પહોંચે છે, શયતાન પણ ત્યાં પહોંચે છે એટલા માટે મને ડર જણાયો કે ક્યાંક શયતાન તમારા દિલોમાં કંઈક ખરાબ વિચાર પૈદા ન કરી દે.

૮૯૯, હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) દરેક રમઝાનમાં દસ દિવસ એતેકાફ કરતા હતા અને મૌતનું વર્ષ આવ્યું તો આપે વીસ દિવસ એતેકાફ કર્યો.



# ખરીદ અને વેચાણના બયાન વિષે

૯૦૦. હઝરત અબ્દુર્રહેમાન બિન ઔફ (રદી.) ફરમાવે છે કે અમે મદીનામાં આવ્યા તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મારા અને સઅદ બિન રબીઅ (રદી.)ની વચ્ચે ભાઈચારો કરાવી દીધો. સઅદ (રદી.) બોલ્યા. જો કે હું બધા અન્સારોમાં વધારે માલદાર છું. જેથી હું મારો અડધો માલ તને આપું છું અને મારે બે પત્નિઓ છે. તેમાં તને જે પસંદ હોય. તેને તલાક આપી દઉં. ઈદ્દત પસાર થવાના પછી તું તેની સાથે નિકાહ કરી લે જે. મેં જવાબ આપ્યો મારે તેની જરૂરત નથી. (હા, તે બતાવો કે) કોઈ વેપાર બજાર પણ છે. સઅદ (રદી.) એ જવાબ આપ્યો. બજાર કૈનુકાઅ છે. હું બજારે ગયો અને ત્યાંથી પનીર અને ઘી લાવ્યો. (અને તેને વેચ્યું) પછી ખાસ કરીને ત્યાં આવવું જવું શરૂ કરી દીધું. થોડા જ દિવસો પસાર થયા હશે કે હું માલદાર થઈ ગયો અને એક અન્સારી સ્ત્રીથી શાદી કરી લીધી અને રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો. તો આપે મારા કપડાં પર કંઈક પીળા રંગનાં નિશાન જોયાં, ફરમાવ્યું, તમે નિકાહ કર્યા છે? મેં અર્ઝ કરી જી. હા. ફરમાવ્યું, કોનાથી? મેં અર્ઝ કરી. એક અન્સારી સ્ત્રીથી ફરમાવ્યું મેહેર શી આપી? મેં અર્ઝ કરી. ઠળીયા બરાબર સોનું. ફરમાવ્યું વલીમો કરો, ચાહે એક જ બકરીનો હોય!

૯૦૧. હઝરત નોઅમાન બિન બશીર (રદી.) કહે છે. રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. હલાલ ખુલ્લું છે અને હરામ પણ ખુલ્લુ છે. આ બન્નેની વચ્ચે કેટલીક શક વાળી (છુપી) વસ્તુઓ છે. જે માણસ શકવાળા ગુનાહને છોડી દે છે. તે જાહેરી ગુનાહને જરૂર છોડી દેશે. અને જો છુપા ગુનાહ પર હિંમત કરી તો તે જલ્દી જાહેરી ગુનાહમાં પડી જશે. મના કરેલા કાર્યો ખુદાના (નક્કી કરેલ) વાડા છે. જે તેમની પાસે આવીને ચરશે, તે જલ્દી તેમાં ઘુસી જશે.

૯૦૨. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે કે ઉત્બા બિન અબી વકકાસ (રદી) એ પોતાના ભાઈ સઅદ બિન અબી વકકાસને વસીયત કરી કે જમઆની બાંદીનું બાળક મારૂં છે. તેને લઈ લેજો જેથી મક્કાના વિજયના એક વર્ષ પછી સઅદ બિન અબી વકકાસે બાળક લઈ લીધું અને કહેવા લાગ્યા, આ મારો ભત્રીજો છે. મને મારા ભાઈએ આની વસીયત કરી હતી. (આ સાંભળીને) અબ્દુલ્લાહ બિન ઝમઆ (રદી.) ઉભા થઇ ગયા અને કહ્યું કે આ મારો ભાઇ છે અને મારા બાપની લોંડીનો પુત્ર છે. જે મારા વાલિદના સંભોગના કારણે પૈદા થયો છે. છેવટે બન્ને રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા સઅદ (રદી) બોલ્યા. આ મારો ભત્રીજો છે. ભાઈએ મને આની વસીયત કરી દીધી હતી. અબ્દુલ્લાહ બિન ઝમઆ કહેવા લાગ્યા. આ મારો ભાઈ છે, મારા પિતાની લોંડીનો પુત્ર છે. મારા બાપના સંભોગથી પૈદા થયો છે. રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અબ્દુલ્લાહ બાળકને તું લઇ લે. કારણ કે બાળક બિસ્તરવાળુ છે. અને ઝિના કરવાવાળા માટે પત્થર છે. તેના પછી હુઝુર (સલ્લ.) એ જ્યારે ઉત્બાનું મળતાપણું જોયું તો ઉમ્મુલ મોમીનન હઝરત સૌદા બિન્તે ઝમ્આ (રદી.)થી ફરમાવ્યું, આનાથી પડદો કરો, જેથી તે છોકરાઓ મરતા દમ સુધી હઝરત સૌદા (રદી.)ને જોયાં નહિં.

૯૦૩. હઝરત આઇશા (રદી.) ફરમાવે છે, કેટલાક માણસોએ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી કે અમારી પાસે લોકો ગોશ્ત લાવે છે અને અમોને તેની ખબર નથી હોતી કે તેમણે (ઝુબ્હના સમયે) તેના પર ખુદાનું નામ લીધું છે કે નથી (અમારા માટે શો હુકમ છે? ફરમાવ્યું, તમે તેની પર ખુદાનું નામ લઇને ખાઈ લો.

૯૦૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. લોકો પર એક એવો સમય પણ આવશે કે તેમને પરવા પણ ન હશે. કઈ રીતથી માલ મળ્યો હલાલ રીતથી કે હરામ રીતથી ?

૯૦૫. હઝરત ઝેદ બિન અકરમ અને હઝરત બરા બિન આઝિબ (રદી.) ફરમાવે છે. અમે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં વેપાર કર્યા કરતા હતા. એટલા માટે અમે હુઝુર (સલ્લ.)થી બૈઅ સર્ફ (સોના-

ચાંદીનું ખરીદ-વેચાણ ) ના વિષે પુછયું ? આપે ફરમાવ્યું, જો રોકડા હોય તો કોઈ વાંધો નથી અને ઉધાર હોય તો નાજાઇઝ છે.

૯૦૬. અબુ મુસા (રદી.) કહે છે, મેં હઝરત ઉમર (રદી.)ની પાસે જવાની રજા માગી, પરંતુ તેમણે મને રજા ન આપી. ખબર પડતી હતી કે તેઓ (કોઇ કામમાં) લાગેલા હતા. હું પાછો આવ્યો જ્યારે આપ કામથી ફારીગ થયા તો ફરમાવ્યું, અબ્દુલ્લાહ બિન કૈસની મેં અવાજ સાંભળી હતી, તેને બોલાવી લો. લોકોએ કહ્યું, તે પાછા જતા રહ્યા. આપે મને બોલાવ્યો, હું પહોંચ્યો. તો મેં અર્ઝ કરી રસુલુલ્લાહ (સલ્લ.)ના સમયમાં અમોને આ જ હુકમ હતો કે અંદર આવવાની જો રજા ન મળે તો પાછા જતા રહીએ, હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું. આ પર કોઈ હદીશ પેશ કરી શકો છો ? મેં કહ્યું, જી, હા. જેથી હું અન્સારની મજલિસમાં ગયો અને સાક્ષી આપવાવાળાને શોધ્યો. અન્સારે કહ્યું. અમારા બધામાં નાના અબુ-સઈદ ખુદરી (રદી) છે, આ સાક્ષી આપશે હું અબુ સઈદ ખુદરી રદે.ને સાથે લઇને પહોંચ્યો અને અબુ સઈદ (રદી.) એ મારી વાતની સાક્ષી આપી. હઝરત ઉમર (રદી.) એ ફરમાવ્યું મને અલ્લાહના રસુલ (સલ્લ.)ની આ હુકમની આ સમય સુધી ખબર જ ન હતી કારણ કે વેપારના માટે બજાર આવવા જવામાં લાગેલો રહ્યો.

૯૦૭. હઝરત અનસ (રદી.) કહે છે, મેં હુઝુર (સલ્લ) ને ફરમાવતાં સાંભળ્યા કે જે માણુસ ઇચ્છતો હોય કે તેની રોઝી વધારે થાય અને ઉમર લાંબી થાય, તે સગાં વ્હાલાંથી મેલ મિલાપ કરે (સારા સંબંધ રાખે.)

૯૦૮. હઝરત અનસ (રદી,) કહે છે. હું જવની રોટી અને કેટલીક બદબુવાળી ચરબી લઇને હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો. (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) એ મદીનામાં એક યહુદીની પાસે પોતાનું બખ્તર ગિરવે મુકયું હતું. અને ઘરવાળાઓ માટે જવ ખરીદ્યા હતા. મેં હુઝુર (સલ્લ)ને ફરમાવતાં સાંભળ્યા કે મોહંમદ (સલ્લ.)ના ઘરવાળાઓની પાસે ન કોઇ રાત્રે સાઅ (એક માપ) ભરીને ઘઉં રહયા ન સાઅ ભરીને કોઈ બીજું અનાજ, જો કે હુઝુર (સલ્લ.)ને નવ પત્નિઓ હતી.

૯૦૯. હઝરત મિકદામ (રદી) કહે છે, રસુલુલાહ (સલ્લ.) નો

ઈરશાદ છે. કોઈ માણુસ પોતાના હાથની કમાઈથી બેહતર ખાણું કદી ખાતો નથી. હઝરત દાઉદ (અલૈ.) જે અલ્લાહના નબી હતા, તે પણ પોતાના હાથની કમાઇ ખાતા હતા.

૯૧૦. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. ખુદા તે બંદા પર રહમ ફરમાવે, જે પોતાના હકની માગણી કરવામાં અને ખરીદ–વેચાણ કરવામાં આસાની રાખતો હોય.

૯૧૧. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, પાછલા માણુસોમાંથી એક માણુસની રૂહથી ફરિશ્તાઓએ મુલાકાત કરી. અને કહ્યું, તેં કોઈ નેક અમલ પણ કર્યું છે? રૂહ બોલી હું પોતાના માણુસોને હુકમ આપતી હતી કે તંગદસ્ત (કમઝોરો) ને મોહલત આપે માલદારોથી દુર રહે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ આ કારણે તે રૂહને માફી આપી.

૯૧૨. હઝરત હકીમ બિન (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, ખરીદ અને વેચાણ કરવાળા જ્યાં સુધી (પોતાની જગ્યાએથી) જુદા ન થઇ જાય, તેઓને (લેવા કે ન લેવાનો) અધિકાર છે. તો બૈઅમાં તેઓને બરકત પ્રાપ્ત થશે અને જો છુપાવશે અને જુઠ બોલશે, તો બૈઅની બરકત નેસ્ત નાબુદ કરી દેવામાં આવશે.

૯૧૩. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે, અમોને ગુડડ (સારી ખરાબ મળેલી) ખજૂરો મળતી હતી અને અમે (સારી) ખજૂરોને એક સાઅના બદલામાં તેને બે સાઅ વેચતા હતા. એટલા માટે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, બે સાઅ એક સાઅના બદલામાં વધારે આપો બે દિરહમ એક દિરહમમાં ન વેચવામાં આવે.

૯૧૪. હઝરત અબુ હુઝેફા (રદી.) કહે છે, હું એક પછનાં લગાવવાવાળા ગુલામને ખરીદયો અને તેની શીંગડી તોડીને ફેંકાવી દીધી, કારણ કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ કુતરા અને ખૂનની કિંમતથી મના ફરમાવ્યું છે, વ્યાજ લેવા–દેવાથી અને થી પણ મના ફરમાવ્યું છે અને તસ્વીરો પડાવવાવાળા પર લાનત મોકલી છે.

૯૧૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, મેં હુઝુર (સલ્લ.)

ને ફરમાવતાં સાંભળ્યા કે જૂઠી કસમ ખાવાથી માલ તબાહ અને બરકત નેસ્તો નાબુદ થઈ જાય છે.

૯૧૬. હઝરત ખબ્બાબ (રદી.) કહે છે. હું જહાલતના જમાનામાં લુહારીનો ધંધો કરતો હતો, આસ બિન વાયલ પર મારું કંઈક દેવુ આવતું હતું (મુસલમાન થઈ જવાના પછી) હું તેની પાસે દેવાની ઉઘરાણી કરવા લાગ્યો, તો તેણે કહ્યું, જ્યાં સુધી મોહંમદ (સલ્લ.) ની નુબુવ્વતનો ઈન્કાર ન કરીશ, હુ તારૂં દેવુ આપીશ નહિં. મેં કહ્યું, હુઝુર (સલ્લ) ની નુબુવ્વતનો હું તે સમય સુધી પણ ઈન્કાર કરીશ નહિ જ્યાં સુધી અલ્લાહ તઆલા તને મારીને ફરીથી જીવતો કરીને ઉલ્ટાવે. તે બોલ્યો કે સારૂં તો તે સમય સુધી રોકાઇ જા, કે હું મરૂં અને ફરીથી જીવતો કરીને ઉઠાવ્યો જાઉં (તે સમયે) મને માલ અને ઔલાદ મળશે તો તારૂં દેવુ ચુકવી દઈશ તે સમયે આ આયાત નાઝીલ થઈ 'અફરએતલ્લઝી કફર બિઆયાતિના વકાલલઊતિયનન માલવ વ વલદા.'

૯૧૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે એક દરજીએ ખાવનું તૈયાર કર્યું અને રસુલુલ્લાહ (સલ્લ.)ની દાવત કરી. હું પણ અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે ખાવા ગયો. દરજીએ રસુલુંલ્લાહ (સલ્લ.)ની સામે કેટલીક રોટી અને શોરબો ધર્યો શોરબામા (કદદુ) ડુંગળી અને ખીમો પડેલ હતો, મેં જોયું કે રસુલુલ્લાહ (સલ્લ.) પ્યાલાની અંદર અહી તહીં ડુંગળી (કદદુ) શોધી રહયા છે તે જ દિવસથી મને (કદદુ) ડુંગળીથી મોહબ્બત થઈ ગઈ.

૯૧૮. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી) કહે છે, એક જેહાદમાં હું રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે હતો, પરંતુ ઊંટની (ધીમી ઝડપ) એ મને (બીજાઓથી) પાછળ કરી દીધો અને થકાવી પણ દીધો. હુઝુર (સલ્લ.) મારી પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું, જાબીર મે અર્ઝ કરી. જી. ફરમાવ્યું, કેમ શું થયું ? મેં અર્ઝ કરી ઊંટે મને પાછળ પણ કરી દીધો અને થકાવી પણ દીધો, એટલા માટે હું સૌથી પાછળ રહી ગયો. આપે ઉતરીને પોતાની લાકડીથી ઊંટને માર્યો અને ફરમાવ્યું, સવાર થઈ જાઓ, સવાર, (પછી તો મેં ઊંટની આ કૈફીયત જોઈ કે) મુશ્કિલથી રસુલુલ્લાહ (સલ્લ.)ના આગળ થવાથી

તેને રોકતો હતો. આપે ફરમાવ્યું શું તમે નિકાહ કરી લીધા? મેં અર્ઝ કરી, જી, હા. ફરમાવ્યું. કુંવારીથી કે વિધવાથી? મેં અર્ઝ કરી વિધવાથી ફરમાવ્યું, નવજૂવાન છોકરીથી શા માટે ન કર્યા? તમે તેનાથી દિલ્લગી કરતા અને તે તમારાથી કરતી મેં કહ્યું. મારી કેટલીએ નાની બહેનો છે. મેં ઇચ્છયું કે કોઈ એવી સ્ત્રીથી શાદી કરૂં જે તેઓને ઘેરી રાખે. તેઓના બાલ ઓળે, અને દેખરેખ રાખે. ફરમાવ્યું, જુઓ તમે (ઘેર) પહોંચવાના છો. એહતિયાતથી કામ લેજો ફરમાવ્યું, તમારો ઊંટ વેચો છો? મેં અર્ઝ કરી, જી, હા. હુઝુર (સલ્લ.) એ એક અવકિયાના બદલામાં ખરીદી લીધો. પછી આપ મારાથી પહેલાં તશરીફ લઈ ગયા. (છેલ્લી રાત્રે મદીના પહોંચી ગયા) હું સવારે પહોંચ્યો, તો મસ્જિદના દરવાજા પર આપને જોયા ફરમાવ્યું હવે આવ્યા છો? મેં અર્ઝ કરી જી, હા. ફરમાવ્યું, ઊંટ (અહીં જ) છોડી દો અને મસ્જિદમાં જઈને બે રકઅત નમાઝ પઢો મેં મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢી. હુઝુર (સલ્લ.) એ હઝરત બિલાલ (રદી.) ને હુકમ આપ્યો કે તેઓને એક અવકિયા (એક જાતનું માપ) ચાંદી તોલી આપો અને બિલાલ (રદી.) એ મને ચાંદી તોલી આપી અને નમતી તોલીને આપી. હું પીઠ ફેરવીને (ચાંદી લઈને) ચાલ્યો આપે ફરમાવ્યું, જાબિર (રદી) ને બોલાવો હું સમજી ગયો કે આપ ઊંટ પાછો આપશે અને મને આ વાત ઘણી ના પસંદ હતી, ફરમાવ્યું, તમારો ઊંટ લઈ લો અને કિંમત પણ તમે જ લઈ લો.

૯૧૯. હઝરત ઉમર (રદી) એ કેટલાક ઊંટ પેટના બિમાર ખરીદ્યા. તે માણસનો એક ભાગીદાર હતો (તેને ખબર પડી તો) તે ઉમર (રદી.) ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો. મારા ભાગીદારે આપના હાથે પેટના બિમાર ઊંટ વેચી દીધા છે અને આપને જાણ કરી નથી. ઈબ્ને ઉમર (રદી.) એ ફરમાવ્યું, રહેવા દે. અમોને હુઝુર (સલ્લ.) નું આ ફરમાન માન્ય છે કે એકનું દર્દ બીજા ને થતું નથી.

૯૨૦. હઝરત અનસ (રદી.) કહે છે કે અબુ તયિબા એ રસુલુલ્લાહ (સલ્લ.) ને પછના લગાવરાવ્યાં આપે તેને એક સાઅ (એક માપ) ખજુરો આપવાનો હુકમ આપ્યો અને (જો કે તયિબા ગુલામ હતો એટલા માટે) તેના માલિકોથી આ ટેકસમાં ઓછું કરાવી દીધું.

જે માલિકોએ તેને ચુકવવાનું નક્કી કરેલ હતું, જેવી રીતે એક રૂપિયો દર રોજ આપતો હશે'

૯૨૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ) એ પછનાં લગાવરાવ્યાં અને લગાવનારને (તેની મજૂરી આપી) જો પછનાં લગાવરાવવાનો બદલો હરામ હોતો તો હુઝુર (સલ્લ.) ન આપતા.

૯૨૨, હઝરત આઇશા (રદી.) કહે છે, મેં એક ચાદર ખરીદી, જેમાં તસ્વીરો બનાવેલ હતી. રસુલુલ્લાહ (સલ્લ.) એ તેને જોઈ તો દરવાજા પર ઉભા રહયા, અંદર તશરીફ ન લાવ્યા. ચહેરાથી નાપસંદગીના નિશાન જોઇને સમજી ગઇ અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું ખુદા અને રસુલે ખુદાની તરફ રૂજુઅ કરૂ છું, મારાથી શું ગુનોહ થઈ ગયો છે? ફરમાવ્યું આ કેવી છે? મેં અર્ઝ કરી, આપના માટે મેં ખરીદી છે જેથી તેને પાથરીને તેની પર આપ બેસો. ફરમાવ્યું, આ તસ્વીરોના બનાવવાવાળા કિયામતના દિવસે અઝાબમાં સપડાયેલા હશે. અને તેમનાથી કહેવામાં આવશે કે તમારા બનાવેલમાં હવે જીવ પણ નાખો. જે ઘરમાં તસ્વીર હોય છે તેમાં (રહમતના ફરીશ્તા) આવતા નથી.

૯૨૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે, અમે લોકો એક સફરમાં રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે હતા. હઝરત ઉમર (રદી.) નો એક તોફાની ઊંટ હતો. હું તેના પર સવાર હતો. ઊંટ મારાથી રોકી શકાતો ન હતો બધાંથી આગળ જ વધતો જતો હતો. હઝરત ઉમર (રદી) ધમકાવીને તેને (પાછળ) કરી દેતા હતા. પરંતુ તે આગળ જ વધતો હઝરત ઉમર (રદી.) ફરીથી તેને ધમકાવીને પાછળ કરતા હતા. આ જોઈને રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, ઉમર (રદી.)! આને મારા હાથે વેચી દો. હઝરત ઉમર (રદી.) એ અર્ઝ કરી. આ હુઝુર (સલ્લ) નો જ છે. પરંતુ આપે ફરમાવ્યું, એવુ નહીં, મારા હાથે વેચી દો હઝરત ઉમર (રદી.) એ રસુલુલ્લાહ (સલ્લ.) ના હાથે તેને વેચી દીધો, જ્યારે ખરીદ અને વેચાણ થઈ ગયું તો) હુઝુર (સલ્લ.) એ કહ્યુ, અબ્દુલ્લાહ બિન ઉમર (રદી)! હવે આ તારો જ છે. જે ઇચ્છે તે કર.

૯૨૪. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે, એક માણસે હુઝુર

(સલ્લ.) ની ખિદમતમા અર્ઝ કરી હું ખરીદવામાં ધોખો ખાઈ જાઉં છું. આપે ફરમાવ્યું. જ્યારે તમે ખરીદ અને વેચાણ ક્યાં કરો, તો કહી દીધા કરો કે દીનમાં ધોખો નથી.

૯૨૫. હઝરત આઇશા (રદી.) કહે છે, રસુલુંલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. કાબા તોડવાનો ઈરાદો કરવાવાળો લશ્કર લડાઈ કરતાં કરતાં જ્યારે જમીન પર પહોંચશે તો ત્યાં બધા જ પહેલાંથી છેલ્લા સુધી જમીનમાં ધસી જશે. મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! બધા કેમ જમીનમાં ધસી જશે? તેમ બજારી અને લડાઈ વગરના માણુસો પણ હશે? ફરમાવ્યું, ધસી જશે તો બધા, બાકી પોત પોતાની નૈયતોના પ્રમાણે (કિયામતના દિવસે) ઉઠાવવામાં આવશે.

૯૨૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે (એક દિવસ) રસુલુલ્લાહ (સલ્લ.) બજારમાં હતા કે એક માણુસે કહ્યું, અબુલ કાસિમ (સલ્લ.)! આપે પેલી બાજુ મોઢું ફેરવીને જોયું. તે માણુસે અર્ઝ કરી મેં આપને બોલાવ્યા ન હતા તે માણુસને બોલાવ્યો હતો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, મારા નામ પર નામ તો રાખી લીધા કરો, પરંતુ મારી અટક પર અટક રાખ્યા ન કરો.

૯૨૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, એક દિવસ હુઝુર (સલ્લ.) એક બાજુએ તશરીફ લઈ ચાલ્યા. (હું સાથે હતો) પરંતુ ન આપ મારાથી વાત કરતા હતા, ન હું આપથી છેવટે બનુ કૈનુંકાઅના બજારમાં પહોંચ્યા અને હઝરત ફાતેમા (રદી.) ના મકાનના આંગણામાં બેસી ગયા અને ફરમાવ્યું, શું અહીં નાનો છે? (એટલે હઝરત હસન બિન અલી (રદી() પરંતુ હઝરત ફાતેમા (રદી,) એ હઝરત હસન (રદી.) ને કેટલોક સમય રોકી રાખ્યા, મેં વિચાર્યું કે કદાચ આપ તેમને ગુસલ કરાવતાં હશે કે હાર બાર પહેરાવતાં હશે. કેટલાક સમય પછી હઝરત હસન (રદી.) દોડતા આવ્યા. હુઝુર (સલ્લ.) એ તેમને ગળે લગાવ્યા અને પ્યાર કર્યો, પછી ફરમાવ્યું. ઈલાહી! આનાથી મોહબ્બત ફરમાવ અને જે માણુસ આનાથી મોહબ્બત કરે તેનાથી પણ મોહબ્બત ફરમાવ.

૯૨૮. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે,— રસુલુલ્લાહ (સલ્લ.)

ના સમયમા લોકો વણુજારાઓ થી અનાજ ખરીદી લેતા હતા. હુઝુર (સલ્લ.) તેઓની પાસે માણુસ મોકલીને તેઓને આ કાર્યથી મના, કરાવતા હતા. અને ફરમાવતા હતા, જ્યાં અનાજ ખરીદયું હોય ત્યાં ન વેચો. એટલે કે એવું ન કરો કે અનાજ ખરીદીને વેચવાવાળાની પાસે છોડી દો અને ઘેર બેઠાં બેઠાં બીજા માણુસના હાથે વેચી દો હા કબ્જો કરીને વેચવાના સ્થળે લઈ જઈ ને વેચી દો. ઇબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.) એ તે વાતથી મના ફરમાવ્યું કે અનાજ જે સમયે ખરીદવામાં આવે, તે જ સમયે વેચી દેવામાં આવે જ્યાં સુધી કે તેની પર પૂરે પૂરો કબ્જો કરી લેવામાં ન આવે.

૯૨૯. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદી) થી રસુલુલ્લાહ (સલ્લ.) ની તે ખુબીઓ (ખાસીયતો) પૂછવામાં આવી, જેમનું વર્ણન તૌરાતમાં કરવામાં આવ્યું હતું, ફરમાવ્યું, હા, જે ખુબીઓ કુરઆનમાં છે, તેમાંથી કેટલીક ખુબીઓનું વર્ણન તૌરાતમાં છે. કુરશરીફમાં છે, હે નબી (સલ્લ.)! અમે તમોને સાક્ષી, ખુશ ખબરી આપવા અને ડરાવવાવાળા બનાવીને મોકલ્યો છે. તમે તે મોટાઓના નિગરાં છો, મારા બંદા અને રસુલ છો. મેં તમારું નામ મુતવકિકલ રાખ્યું છે. તમે ખરાબ અખ્લાક અને સખત દીલ નથી. ન બજારોમાં બુમો પાડતા ફરો છો, તમે બુરાઈનો બદલો બુરાઇથી નથી આપતા, પરંતુ માફ કરી દો છો. અને દરગુઝર કરી દો છો. ખુદાએ તઆલા તમારા દ્વારા ગુમરાહ કૌમને (ભટકેલ કૌમ) સીધા કરાવશે ત તવહીદને માનવાવાળી થઈ જશે અને આ મિલ્લતના કારણે આંધળા આંખોવાળા થઈ જશે. બહેરા સાંભળવા લાગશે અને તંગદિલ ખુલ્લા થઈ જશે, તે સમયે તમારુ મૌત થશે.

૯૩૦. હઝરત જાબિર (રદી.) કહે છે કે અબ્દુલ્લાહ બિન હરામ (રદી.) પર કેટલુક દેવુ હતું. તે જ હાલતમાં તેમનું મૃત્યુ થઇ ગયુ મેં હુઝુર (સલ્લ.) થી સિફારીશ કરાવી કે દેવુ માગનારાઓ થોડું દેવુ માફ કરી દે. આપે સિફારીશ કરી, પરંતુ દેવું માગનારાઓએ ન માન્યું હુઝુર (સલ્લ) એ મારાથી ફરમાવ્યું જાઓ. તમારી ખજૂરોને વીણીને દરેક જાતની અલગ અલગ કરી લો અજવહ (ખજૂર) જુદી રાખી લો. અને ગદક જીદ (ખજૂર) અલગ, જ્યારે વીણી ચૂકો તો

મને જાણુ કરજો (મેં હુકમ પ્રમાણે બધીજ ખજૂરોને જુદી જુદી કરીને હુઝુર (સલ્લ.) ને જાણુ કરી આપ તશરીફ લાવ્યા. ખજૂરોના ઢગલાની વચ્ચે બેસી ગયા. મારાથી ફરમાવ્યું, લોકો ! (દેવું માગનારાઓને) તોલી તોલીને આપો. મેં તોલીને દરેકના ભાગ પૂરા કરી દીધા અને છતાં પણ એટલી ખજૂરો બાકી રહી કે ખબર પડતી હતી કે થોડી પણ ઓછી થઈ નથી.

૯૩૧. હઝરત મિકદામ બિન મઅદી કરબ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ (એક વખત) ઈરશાદ ફરમાવ્યો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જેવી રીતે મક્કાને હરામ જાહેર કર્યું છે, તેવીજ રીતે હું મદીનાને હરામ બતાવું છું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ મક્કાના માટે (ભલાઈ અને બરકત) ની દુઆ કરી હતી. હું મદીના માટે દુઆ કરું છું કે ત્યાંના સાઅ અને મુદ (એક માપ) માં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે.

૯૩૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે, નબી (સલ્લ.) ના જમાનમાં મેં જોયું કે જે લોકો અનાજને અટકળ વગર તોલતા ખરીદતા, તેઓને મારવામાં આવતા હતા. જેથી પહેલાં અનાજને પોતાના મકાનોમાં રાખીને (પુરેપુરો કબ્જો કરી લે) પછી વેચી દે.

૯૩૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.) એ મના ફરમાવ્યું છે કે માણસ પુરેપુરો કબ્જો કર્યા વગર અનાજને વેચે ઈબ્ને અબ્બાસ (રદી.)થી પુછવામાં આવ્યું, આનાથી શું મતલબ છે? ફરમાવ્યું, રૂપિયાના બદલે રૂપિયો અને અનાજ ઉપર ઉધાર એટલે કે એક માણસે અનાજ ખરીદ્યું જે હાજર ન હતો અને પછી તેને બીજા માણસના હાથે વેચી દીધું. કારણ કે અનાજ તો કબ્જામાં આવ્યું જ ન હતું અને મિલ્કતનો અમલ વગર કબ્જો થતી નથી.

૯૩૪. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, સોનાનું ખરીદ અને વેચાણના બદલે જો સામે (રોકડું) ન હોય તો, વ્યાજ છે. એવી જ રીતે ઘઉંના બદલે ઘઉં; જવના બદલે જવ ખજૂરો, જો સામે રોકડા ન હોય તો વ્યાજ

થઈ જાય છે. ( એટલે બદલા પર બન્ને તરફથી કબ્જો જરૂરી છે, નહિ તો વ્યાજના હુકમમાં છે.)

૯૩૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) ફરમાવે છે, હુઝુર ( સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, શહેરી માણસ ગામવાળાના હાથે વેચાણ ન કરે. (શરત આ છે કે શહેરવાળાઓને આનાજ ન મળતું હોય અને તે ભૂખે મરી રહયા હોય ) ભાવ ન વધારે. (જો નૌબત ખરીદવાની ન હોય ) માણુસ પોતાના ભાઈની કિંમત પર કિંમત ન કરે. ( એટલે બીજો ખરીદી રહ્યો હોય હોય તો જ્યાં સુધી તે છોડીને અલગ ન થઇ જાય તે સમય સુધી તે વસ્તુને ન ખરીદે ) કોઈ સ્ત્રી પોતાની બહેનને તલાક આપાવવું તે કારણે ન ઇચ્છતી હોય કે તેના ફાયદો (લાભ) પોતે પ્રાપ્ત કરે ( એટલે પોતે તેના પતિથી નિકાહ કરી લે.)

૯૩૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે એક માણસે પોતાના ગુલામને મુદબ્બર કર્યો હતો ( ગુલામથી કહ્યું હતું કે મારા મરવાના પછી તું અઝાદ છે ) પરંતુ તે માણસ (કેટલાક સમય પછી) મોહતા જ થઈ ગયો ( અને ગુલામને વેચવા ઈચ્છયું ) રસુલુલ્લાહ ( સલ્લ.) એ ગુલામને પકડીને ફરમાવ્યું મારાથી આને કોણ ખરીદે છે ? હઝરત નુએમ (રદી.) એ તે ગુલામને ખરીદી લિધો અને હુઝુર (સલ્લ.) એ તે ગુલામ તેમને આપી દીધો.

૯૩૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ હબ્લુન હબ્લાની કિંમતથી મના ફરમાવ્યું છે. હબ્લુન હબ્લા જહાલતના જમાનામાં એક જાતનું ખરીદ અને વેચાણ હોતું હતું કે માણસ પોતાની સગર્ભા ઊંટણીના પેટના અંદરના બચ્ચાને વેચી દેતો હતો અને આગળનો તે બચ્ચાનું જે બચ્ચું થાય, તેને પણ વેચી દેતો હતો હુઝુર (સલ્લ.) એ આને મના ફરમાવી દીધું કારણ કે ખબર નથી બચ્ચું જીવતું હોય કે મરેલું, નર હોય કે માદા, ખરેખર સગર્ભા હોય કે બિમારી વિગેરે.

૯૩૮. હઝરત અબુ હુરૈરહ(રદી.) કહે છે, હઝુર (સલ્લ.)એ ઈરશાદ ફરમાવ્યો, જો કોઈ માણુસ બકરીના આંચળોમાં દૂધવાળી બકરીને

ખરીદી લે અને દૂધ દોહે તો જો પસંદ હોય, રાખીલે (નહિં તો પાછી આપી દે) પરંતુ દૂધના બદલે એક સાઅ (એક માપ) ખજુરો આપવી જરૂરી છે.

૯૩૯. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે, હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું, જો કોઈ છોકરી વ્યભિચાર કરે અને તેનો વ્યભિચાર જાહેર થઈ જાય તો (તેનો માલિક) તેને (કોર્ડા) ચ બુક લગાવે. ફક્ત ધમકાવવા–ઝિડકવા પર બસ ન કરે. જો ફરીથી વ્યભિચાર કરે તો ફરીથી ચાબુક લગાવે, ધમકાવવા ઝિડકવા પર બસ ન કરે, હંમેશા વારંવાર વ્યભિચાર કરેતો તેને વેચી દે, જે કિંમત પર હોય (ચાહે બોકડાની દોરીના જ બદલે હોય.)

૯૪૦. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.)નો ઈરશાદ છે કે વણઝારાઓને મળવામાં પહેલ ન કરે કોઇ શહેરી કોઈ ગામવાળાના હાથે ન વેચે, ઈબ્ને અબ્બાસ (રદી.)થી પુછવામાં આવ્યું, આનો શું મતલબ છે કે શહેરી ગામવાળાના હાથે ન વેચે, ફરમાવ્યુ, મતલબ આ છે કે કોઈ ગામવાળાના ખરીદવાનો દલાલ ન બને કે દલાલ બનીને ગામવાળાને નુકસાન પહોંચાડી દે.

૯૪૧. હઝરત ઇબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ બૈઅ મજાન્બાથી મના ફરમાવ્યું છે. લીલી ખજુરોને સુકી ખારેકોની બરાબર વેચવું કે કાળી દ્રાક્ષ ના બદલે લીલી દ્રાક્ષ બરાબર તોલીને વેચવું મુજાન્બા કહેવામાં આવે છે.

૯૪૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કોઈ માણુસ બીજાની કિંમત પર કિંમત ન કરે અને જ્યાં સુધી સોદો બજારમાં લાવીને ન નાખી દેવામાં આવે, ત્યાં સુધી (તેને લેવા માટે) પહેલ ન કરે.

૯૪૩. હઝરત માલિક બિન ઓસ (રદી.) કહે છે, મેં સો દિનારની ચાંદી વેચવા ઇચ્છી, તો તલ્હા બિન ઉબૈદુલ્લાહ (રદી.) એ મને બોલાવ્યો, અમે આપસમાં કિંમત વિષે વાત કરવા લાગ્યા. છેવટે એક કિંમત પર બન્ને રાજી થઇ ગયા. તલ્હા (રદી.)એ સોનું લઈને

હાથથી ઉલટ પુલટ કરીને જોવાનું શરૂ કર્યું મને કહ્યું, એટલી વાર રોકાઈ જાઓ કે મારો ખજાનચી ગાબાથી આવી જાય હઝરત ઉમર (રદી.) ક્યાંય આ વાતને સાંભળી રહયા હતા. આપે (મારાથી) ફરમાવ્યું, જ્યાં સુધી તું વસુલ ન કરે, આનાથી અલગ ન થતો, કારણ કે ખુદાની કસમ! રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો છે કે (કબ્જો) હાથો હાથ ન હોય તો સોનું સોનાના બદલે વેચવું (કે ચાંદી ચાંદીના બદલે વેચવી) વ્યાજ છે.

૯૪૪. હઝરત અબુબક્ર (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.)નો ઈરશાદ મુબારક છે કે સોનુ સોનાની બરાબર, ચાંદી ચાંદીના બરાબર વેચ્યા કરો (વધતું ઓછું ન કરો) હા, સોનાના બદલે ચાંદી કે ચાંદીના બદલે સોનું જેવી રીતે ઈચ્છો વેચ્યા કરો.

૯૪૫. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, સોનાના બદલામાં બરાબર-બરાબર વેચો, વધતું ઓછું ન કરો અને ચાંદીને ચાંદીના બદલામાં વજનના બરાબર કરીને વેચો વધતું ઓછું ન કરો અને સોનું--ચાંદી જો ગાયબ હોય, તો તેની રોકડી કિંમત પર પણ ન વેચો.

૯૪૬. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) ફરમાવતા હતા કે દીનારની બૈઅના (વેપાર) બદલામાં દિરહમની બૈઅ (વેપાર) દિરહમના બદલામાં જાઈઝ છે. લોકોએ કહયું, ઈબ્ને અબ્બાસ (રદી.) તો આના વિરૂધ્ધ કહે છે. અબુ સઈદ (રદી.) ચૂપ થઈ ગયા અને ઈબ્ને અબ્બાસ (રદી.)થી (જઈને) પુછયું કે શું તમે આ વાત નબી (સલ્લ.)થી સાંભળી છે, કે કુરઆનમાં જોઇ છે? ઇબ્ને અબ્બાસ (રદી.) બોલ્યા, આ બન્ને વાતોમાંથી તો હું કંઇ કહી શકતો નથી, કારણ કે હુઝુર (સલ્લ.)ના કૌલનો તમને મારાથી વધારે ઈલ્મ (જાણકારી) છે. મારાથી તો ઉસામા (રદી.) એ કહ્યું હતું કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું છે, વ્યાજ ફક્ત ઉધારમાં હોય છે. એટલે કે રોકડો સોના ચાંદીનો વેપાર (બૈઅ) નાજાઈઝ છે.

૯૪૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, ખજૂરોને તે સમય સુધી ન વેચો, જ્યાં સુધી

તેઓની દુરૂસ્તી ( પુખ્તગી ) જાહેર ન થઇ જાય અને ખજૂરોને ખજુરોના બદલામાં ન વેચો હઝરત અબ્દુલ્લાહ (રદી.) હઝરત ઝેદ બિન સાબિત (રદી.)ના હવાલાથી બયાન કરે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ તેના પછી અરય્યા ( તાજી કે સુકી ખજુરોના બદલે વેચવાની) રજા આપી હતી, અને તેના સિવાય રજા આપી ન હતી.

૯૪૮. હઝરત જાબિર (રદી.) કહે છે, રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ઝાડ પર લાગેલી કાચી ખજુરોની કિંમતથી મના ફરમાવ્યું છે અને ફકત અરાયાની બીજી ખજુરોની કિંમતથી પણ મના ફરમાવ્યુ છે હા, જો દિરહમ અને દિનારના મુકાબલામાં હોય તો ખૈર.

૯૪૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પાંચ વસક કે તેનાથી ઓછી બૈઅ ( વેપાર ) અરાયા કરવાની રજા આપી છે.

૯૫૦. હઝરત ઝેદ બિન સાબિત (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં લોકો (કાચાં) ફળ ખરીદી લેતા હતા અને જ્યારે કાપી લેતા હતા અને તેમનાથી રૂપિયાની ઉઘરાણીનો સમય આવતો હતો તો કહેતા હતા કે ફળોમાં દુમ્માન (    ) કસ્સા (    ) બિમારી અને બીજી આફતો પૈદા થઇ ગઈ હતી અને ( ખ્વાહમખ્વાહ) લડાઈ થતી હતી અને જ્યારે રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે આ રીતની વધારે લડાઇઓ આવવા લાગી તો આપે આ લડાઇને દૂર કરવા માટે મશ્વેરાની રીતે ઈરશાદ ફરમાવ્યો કે જો ( લડાઇઓથી ) રોકાઇ ન ગયા, તો જ્યાં સુધી ફળોમાં સલાહિયત પૈદા ન થઈ જાય, તે સમય સુધી તેનું ખરીદ અને વેચાણ ન કરો.

૯૫૧. હઝરત જાબિર (રદી.) બિન અબ્દુલ્લાહ કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફળોની કિંમતથી મના ફરમાવી દીધું છે, ત્યાં સુધી કે લાલ, પીળાં અને ખાવા લાયક ન થઈ જાય.

૯૫૨. હઝરત અનસ બિન માલિક (રદી) કહે છે હુઝુર ( સલ્લ.) એ ફળોની કિંમતથી મના ફરમાવ્યું છે, તે સમય સુધી કે પાકી ન જાય.

૯૫૩. હઝરત અનસ (રદી.)થી પુછવામાં આવ્યું કે ફળ કેવી રીતે

પાકી જાય, ફરમાવ્યું કે લાલ થઈ જાય (કારણ કે જો કાચા ફળોનું વેચાણ કરશો અને ખુદાએ ફળ ન આપ્યા તો બતાવો કેવી રીતે પોતાના ભાઈથી રૂપિયા વસુલ કરી શકો છો?

૯૫૪. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) અને હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ એક માણસને ખૈબરનો કલેકટર બનાવીને મોકલ્યો, ત્યાંથી આ માણસ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં ઉમદા ખજુરો લાવ્યો. આપે ફરમાવ્યું. શું ખૈબરની બધી જ ખજુરો આવી હોય છે? અર્ઝ કરી, નહિં તો, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે આ ખજુરો એક સાઅ રદ્દી ખજૂરોના બે સાઅમાં લઈએ છીએ અને તેમના બે સાઅ ત્રણ સાઅમાં ફરમાવ્યું, એવું ન કરો પરંતુ સારી ખરાબ ભેગી રૂપિયોના બદલામાં વેચી દો, પછી સારી ખજૂરો રૂપિયોથી ખરીદયા કરો.

૯૫૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ મના ફરમાવ્યું છે કે માણસ અનાજની ઊંબીઓને અનાજના બદલે વેચે કે બૈઅ મુલામ્સા કે મુનાબ્જા કરે (મોંઢાથી કંઈ કહયું નહિં) ફકત ખરીદવાવાળાએ બૈઅ (વેપાર) ને છોડી દીધું આ મુલાસમા કહેવામાં આવે છે. જો કંઈ કહયા વગર બૈઅ (વેપાર) પર કોંકરી પત્થર કે કંઈક ફેંકે આ મુનાબ્જા થઈ ગયું. જહાલતમાં આ બન્ને રીતો અપનાવતા હતા.

૯૫૬. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે, હઝરત મુઆવિયા (રદી)ની મા હિન્દાએ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અબુ સુફીયાન કંજુસ માણસ છે (ખર્ચો પુરો આપતો નથી) જો કંઈક છાની રીતે લઈ લઉં તો કંઈ વાંધો છે? ફરમાવ્યું તું અને તારાં બાળકો એટલું લઈ શકો છો જે નેક ચલણથી ખર્ચ કરવાના પછી તારા માટે પુરતું થઇ જાય.

૯૫૭. હઝરત જાબિર (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ તે મિલ્કત વગેરેમાં શુફ્આ ફરજીયાત કરી દીધું છે તે વહેચવામાં ન આવી હોય અને જો હદ બંધી થઇ જાય અને રસ્તા જુદા જુદા બનાવી લેવામાં આવે તો, શુફ્આ નથી.

૯૫૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુંલ્લાહ (સલ્લ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) હઝરત સારા (રદી.) ને સાથે લઇને વતન છોડીને એક ગામમાં પહોંચ્યા. ત્યાં એક બાદશાહ જાલિમ માણસ હતો. તેને જાણ થઈ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એક ખુબસુરત સ્ત્રીને લઈને આવ્યા છે. જેથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ની પાસે કાસીદ મોકલીને પૂછાવરાવ્યું., તમારી સાથે આ સ્ત્રી કોણ છે? હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ ફરમાવ્યું, આ મારી બહેન છે. તેના પછી હઝરત સારા (રદી.) ની પાસે આવ્યા. ફરમાવ્યું. તમે મારી વાત જુઠી ન કરતા મેં તે લોકોને કહી દીધું છે કે તમે મારી બહેન છો, કારણ કે જમીન પર (આ જમાનામાં) મારા અને તમારા સિવાય કોઈ ઈમાનદાર નથી. હઝરત સારા (રદી.) ને બાદશાહની પાસે મોકલી દીધાં. (સારા ત્યાં પહોંચ્યાં તો) તે જાલિમ બાદશાહે તેમની પર હાથ નાખવા ઇચ્છયો, હઝરત સારા (રદી.) એ વુઝુ કરીને દુઆ કરી, ઇલાહી! તારા પર અને તારા રસુલ પર મારૂં ઈમાન છે અને મેં મારૂં સતર પતિના સિવાય બધાથી હિફાઝતથી રાખ્યું છે. તું મને આ કાફિરના કબ્જામાં ન આપ. (આ દુઆ હઝરત સારાના મોંથી નિકળી હતી કે) બાદશાહનો દમ ઘુંટાવવા લાગ્યો અને જમીન પર પગ પછાડવા લાગ્યો. આ જોઈને હઝરત સારા (રદી.) એ દુઆ કરી કે ઈલાહી! જો આં મરી ગયો તો લોકો કહેશે કે તેણે કતલ કર્યો. હઝરત સારા (રદી.) ની આ દુઆથી અલ્લાહ તઆલાએ બાદશાહને આઝાદી આપી દીધી. પરંતુ તેણે ફરીથી હાથ નાખવા ઇચ્છયું. હઝરત સારા (રદી.) એ ફરીથી વુઝુ કરીને દુઆ કરી કે ઈલાહી! જો તારા પર અને તારા રસુલ પર મારૂં ઈમાન છે અને હું પાક (ઈજ્જતવાળી) છું તો આ કાફીરને મારા પર હાથ ન પહોંચાડ, તરત જ બાદશાહનો શ્વાસ ઘુંટાવવા લાગ્યો અને તે જમીન ઉપર પગ પછાડવા લાગ્યો, હઝરત સારાએ ફરીથી દુઆ કરી, ઇલાહી! જો આ મરી ગયો તો લોકો કહેશે કે મેં આને કતલ કર્યો છે. ખુદાએ તઆલાએ ફરીથી બાદશાહને છૂટકારો અપાવ્યો. છેવટે બાદશાહ કહેવા લાગ્યો કે તમે તો મારી પાસે શયતાનને મોકલી દીધો. આને આઝર લોંડી આપી દો અને ઇબ્રાહીમ (અલૈ.) ની પાસે પહોંચાડી દો. જેથી હઝરત સારા (રદી.) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ની પાસે પાછાં આવી

ગયાં અને કહેવા લાગ્યાં. શું આપને જાણ થઇ કે અલ્લાહ તઆલાએ કાફીરને ઝલીલ કર્યો અરે તેણે એક છોકરી (ખિદમતના માટે આપી.

૯૫૯. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝુરે અકરમ (સલ્લ.) એ ફરમાવ્યું, ઘણી જ જલ્દી ઇસા ઇબ્ને મરીયમ (અલૈ.) તમારામાં ઉતરશે. ન્યાય સાથે રાજ્ય કરશે. સલીબને તોડશે, સુવ્વર ને કતલ કરશે, વેરો ખતમ કરી દેશે, માલ ઘણોજ થશે (વહેતો ફરશે) કોઈ તેને કબૂલ કરવાવાળું ન હશે.

૯૬૦. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ની પાસે એક માણસે કહ્યું, હું (ધંધાદારી) માણસ છું મારો ગુજારો (દસ્તકારી) હસ્તકલા ઉપર છે. તસ્વીરો બનાવ્યા કરૂં છું. આપે ફરમાવ્યું, હું તારાથી તે જ કહીશ, જે રસુલુલ્લાહ (સલ્લ.) થી મેં સાંભળ્યું છે. મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા છે કે તસ્વીરો બનાવવાવાળાને અલ્લાહતઆલા અઝાબમાં મુબ્તેલા કરશે. (જેથી પોતાની બનાવેલી તસ્વીરોમાં રૂહ પણ ફુંકે) અને તસ્વીરોમાં જીવ કદી પણ નાખી શકશે નહિં. (એટલા માટે તેના પર અઝાબ હંમેશા થતો રહેશે) આ સાંભળીને તે માણસ બહુ દુઃખી થયો. તેનો ચહેરો પીળો પડી ગયો. આ જોઇને અબ્બાસ (રદી.) એ ફરમાવ્યું, અફસોસ! જો તું નથી માનતો અને તસ્વીરો જ બનાવવાનું ઇચ્છે છે, તો તે ઝાડ વિગેરેની તસ્વીરો બનાવ, જેમાં જીવ નથી.

૯૬૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા ફરમાવે છે. હું કિયામતના દિવસે ત્રણ માણસોથી ઝગડો કરીશ, એક તે માણસ જેણે કોઈ વાતની કસમ ખાધી અથવા કોઈ જવાબદારી કરી અને આ કાર્ય મારો વાસ્તો આપીને કર્યું, પરંતુ પછી તેના વિરૂદ્ધ કર્યું, બીજો તે માણસ જેણે કોઈ આઝાદ પુરુષને વેચીને કિંમત ખાધી ત્રીજો તે માણસ જેણે કોઈ મજૂરને મજુરી પર રાખ્યો અને પૂરેપૂરું કામ લઈને મજુરી ન આપી.

૯૬૨. હઝરત જાબિર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) મક્કામાં હતા અને મક્કાના વિજયવાળુ વર્ષ હતું કે મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા, ખુદા અને તેના રસુલે શરાબ, મુર્દાર સુવ્વર

અને મુર્તિઓનો વેપાર હરામ કર્યો છે. અર્ઝ કરવામાં આવી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મુર્દારની ચરબીનો શો હુકમ છે? તેનાથી તો હોડીઓ અને ખાલો ચીકણી થાય છે. અને લોકો ચિરાગોમાં સળગાવે છે. ફરમાવ્યું, નહિં, આ હરામ જ છે. યહુદીઓ પર ખુદાની માર તેના છતાં પણ કે ખુદાએ તેને હરામ કરી દીધી પરંતુ તેમણે તેને પીગાળીને વેચવી અને કિંમત ખાવી અપનાવી.

૯૬૩. હઝરત અબુ મસઉદ અન્સારી (રદી.) કહે છે, રસુલુલ્લાહ (સલ્લ.) એ કૂતરાની કિંમત, વ્યભિચારનો બદલો અને ભવિષ્ય જોનારની મિઠાઈથી મના ફરમાવ્યું છે.

# સલમના બયાન વિષે

૯૬૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) જ્યારે મક્કાથી મદીના તશરીફ લાવ્યા, તો જોયું કે લોકો એક–એક, બે–બે વર્ષના ફળોની બૈઅ સલમ કરે છે. આપે ફરમાવ્યું જે માણસ બૈઅ સલમ કરે, તે માપ–તોલ પહેલાંથી નક્કી કરે.

૯૬૫. હઝરત ઇબ્ને અબી વક્કાસ (રદી.) કહે છે, અમે રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં, હઝરત અબુબક્ર (રદી.) ના સમયમા અને હઝરત ઉમર (રદી.) ના જમાનામાં ઘઉં, જવ, કાળી દ્રાક્ષ અને ખજુરો બૈઅ સલમની રીતે વેચ્યા કરતા હતા. બીજી રિવાયતમાં છે અમે શામી ખેડૂતોથી ઘઉં, જવ, અને કાળીદ્રાક્ષમાં માપ નક્કી કરીને બૈઅ સલમ કરતા હતા. પૂછવામાં આવ્યું કે જે વસ્તુઓની તમે બૈઅ સલમ કરતા હતા, તે વસ્તુઓ ખેડૂતો કયાંથી લાવતા હતા? (શુ તેમના ત્યાં જ પૈદા થતી હતી કે કયાંય બીજેથી લાવતા હતા?) ફરમાવ્યું અમે તેમનાથી આ પૂછતા ન હતા.



## શુફ્આના બયાન વિષે

૯૬૬ હુઝુરે અકરમ (સલ્લ.) ના આઝાદ કરેલા ગુલામ અબુ રાફેઆ (રઝી.) કહે છે કે મેં સઅદ બિન અબી વક્કાસ (રઝી) થી જઇને કહ્યું, મારા બે ઓરડાઓ જે તમારા મકાનમાં છે, મારાથી તેને વેચાતા લઈ લો. સઅદ (રઝી.) બોલ્યા, ચાર હજાર દિરહમ ટૂકડે ટૂકડે તો હું આપી શકું છું, આનાથી વધારે આપી શકતો નથી. મેં કહ્યું પાંચસો અશરફીઓ તો મને તેની (બીજા લોકો) થી મળી રહી છે, પરંતુ મેં રસુલુલ્લાહ (સલ્લ.) થી સાંભળ્યું કે પાડોશી નજીક હોવાના કારણે (માલ ખરીદવાનો) વધારે હકદાર છે. (એટલા માટે હું ચાર હજાર દિરહમમાં તમને આપી દઉં છું) નહિં તો કોઇ કારણ ન હતું કે પાંચસો અશરફીઓ મળી રહી છે અને હું ચાર હજાર દિરહરમમાં તમને આપી દેતો.

૯૬૭. હઝરત આઇશા (રઝી.) એ (એક વખત) રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મારે બે પડોશીઓ છે. હું હદીયો કોને આપું? ફરમાવ્યું, જેનો દરવાજો તમારા ઘરથી નજીક હોય.





# ઈજારાના વિષે

## ( ભાડે લેવા–દેવાના બયાન વિષે )

૯૬૮. હઝરત અબુ મુસા અશઅરી (રદી.) કહે છે, હું રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો. મારી સાથે કબીલા અશઅરના બે માણસો બીજા પણ હતા, ( જે આમીલ બનવા ઈચ્છતા હતા.) મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મને તેની જાણ ન હતી કે બન્ને હાકિમે માલ બનવાની ઈચ્છા રાખે છે. ફરમાવ્યું, જે માણસ પોતે હુકુમત અને માલ ઇચ્છે છે. અમે તેને નક્કી કરી શકતા નથી. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, એક દિવસ હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ જે નબીને નક્કી ફરમાવ્યા, તેમનાથી ( નુબુવ્વતના પહેલા ) બકરીઓ જરૂર ચરાવી. સહાબા (રદી.) એ અર્ઝ કરી, હુઝુર (સલ્લ.) એ પણ બકરીઓ ચરાવી છે? ફરમાવ્યું, હા હું મક્કાવાળાઓની બકરીઓ કેટલાક કિરાતના માટે ચરાવતો હતો. ( કિરાત ઘણોજ નાનો સિક્કો હોય છે. )

૯૭૦. હઝરત અબુ મુસા અશઅરી (રદી.) થી રિવાયત છે, હુઝુર (સલ્લ.) એ ( એક દિવસ )ઈરશાદ ફરમાવ્યો કે યહુદીઓ અને નસરાનીઓ અને મુસલમાનોનું દ્દષ્ટાંત એવું છે જેવી રીતે કોઇ માણસે કેટલાક મજૂર સવારથી સાંજ સુધી કામ કરવા માટે મજુરી પર નક્કી કર્યા. મજૂરોએ અડધો દિવસ તો કામ કર્યું, પછી કહેવા લાગ્યા. અમે મજુરી લેવા ચાહતા નથી અને જેટલું અમે કામ કરી ચૂકયા તે મફત થયું. તમે જે મજુરી નક્કી કરી, તે તમેજ રાખી લો. (અમે જઈએ છીએ ) તે માણસ બોલ્યો, બાકી કામ પૂરૂ કરી લો અને મજૂરી પૂરેપૂરી લઇ લો.

મજુરોએ ન માન્યું અને ના પાડીને ચાલ્યા ગયા. માલિકે બીજા મજુરો રાખી લિધા અને તેમનાથી કહી દીધું, બાકીનો દિવસ કામ કરો અને મજૂરી મેં પહેલા મજુરોથી નક્કી કરી હતી તે બધી જ તમને મળશે મજૂરોએ અસર સુધી કામ કર્યું, અસરનો સમય થયો તો આ પણ કહેવા લાગ્યા અમે જેટલું કામ કર્યું તે મફત થયું અને મજુરી તમે જે નકકી કરી હતી તે તમે જ લઈલો તેણે ઘણું કહ્યું કે થોડો દિવસ બાકી રહ્યો છે કામ પુરૂં કરીને પૂરા દિવસની મજુરી લઈ લો, પરંતુ તેમણે ના પાડી દીધી છેવટે તેણે બાકી દિવસના માટે બીજા મજુરો રાખી લિધા આ મજુરોએ દિવસના બાકીના ભાગમાં કામ કર્યું અને સૂરજ ડુબવાના પછી બન્ને ટોળીઓની પૂરેપૂરી મજુરી લઈ ને ચાલતા થયા. આ છે યહુદી અને નસારા અને નૂર ( ઈસ્લામ ) કબુલ કરવાવાળાઓનું દષ્ટાંત.

૯૭૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે. મેં રસુલુલ્લાહ (સલ્લ )ને ફરમાવતાં સાંભળ્યા કે ત્રણ માણસો ( કયાંક ) જઈ રહ્યા હતા. રસ્તામાં વરસાદ આવી પડયો. તેઓ પનાહ ( સહારો ) લેવાના વિચારથી પહાડની એક ગુફામાં ચાલ્યા ગયા. જ્યારે તેની અંદર બેસી ગયા તો ગુફાના મોં પર પહાડના ઉપરથી એક પત્થર આવી પડયો અને કબરની જેમ બંધ કરી દીધી. તે વખતે તેઓ એક બીજાથી કહેવા લાગ્યા કે (ભાઈ) વિચારો જો ખાસ ખુદાના માટે તમે કોઇ અમલ કર્યો હોય તો તેનો વાસ્તો આપીને દુઆ માંગો. કારણ કે તેના વગર છૂટકારો મળી શકશે નહિં. જેથી એક માણસ બોલ્યો, મારા મા–બાપ જીવતા હતા અને ઘણા જ ઘરડા થઈ ગયા હતા અને મારા નાનાં નાનાં બાળકો પણ હતા જેમની ભરણ પોષણની જવાબદારી મારા પર હતી ( હું મહેનત મજૂરી) કરીને જ્યારે સાંજે ઘેર આવતો હતો, તો પ્રાણીઓનું દૂધ દોહીને પહેલાં તો મા–બાપ પાસે જતો અને બાળકોના પહેલાં તેમને પિવડાવતો હતો. એક દિવસ મજુરીના ધંધામાં મોડું થઈ ગયું અને રાત જવા સુધી હું આવી ન શકયો. મા–બાપ સુઇ ગયા. મેં ગભરાઇને દૂધ દોહ્યુ અને મા–બાપના ઓશીકે જઇને ઉભો થઈ ગયો. (દૂધનો) પ્યાલો હાથમાં હતો બાળકો બુમો પાડતા હતા પરંતુ મા–બાપના પહેલાં તેઓને પીવડાવવું મને નાપસંદ હતું અને તેમને જગાડવું પણ યોગ્ય ન હતું. આ જ હાલતમાં સવાર થઇ ગઈ. ઈલાહી ! જો આ કાર્ય મેં ખાસ તારા જ

માટે કર્યું હોય તો ગુફાનું ઢાંકણુ એટલું ઉઘાડી દે કે આસમાન નજર આવવા લાગે. તેના પછી બીજાએ કહેવાનું શરૂ કર્યું. મારી એક કાકાની બહેન હતી. મને તેનાથી એટલી મોહબ્બત હતી, જેટલી વધારેમાં વધારે કોઇ માણુસને સ્રીથી થઇ શકે છે. મેં તેનાથી સંભોગની ઇચ્છા વ્યકત કરી. પરંતુ તેણે ના પાડી દીધી અને કહ્યુ. જ્યાં સુધી એકસો વીસ દિનાર આપીશ નહિં, સફળ થઈશ નહિં. છેવટે મેં તેને એકસોને વીસ દિનાર એ શરત પર આપી દીધા કે તે મારાથી સંભોગ કરે. તેણે કહેવું માની લીધું. જ્યારે મને તેના પર પુરેપુરો અધિકાર પ્રાપ્ત થઈ ગયો તો તેણે કહ્યું, મારા નજીક આ વાત હલાલ નથી કે જાઈઝ રીત વગર (નિકાહ) તું શીલ તોડે ( સંભોગ કરે. ) જેથી મને તેની સાથે સંભોગ કંઇ યોગ્ય ન જણાયો અને તેમ છતાં પણ કે મને ઘણી જ મહોબ્બત હતી હું પાછો આવી ગયો. અશરફીઓ પણ તેની પાસે છોડી દીધી. ઇલાહી ! જો આ કાર્ય મેં ફકત તારી ખુશીના માટે કર્યું છે તો આ પત્થરને દુર કર. પત્થર હટી ગયો પરંતુ તેટલો ન હટયો કે આ લોકો તેનાથી બહાર નીકળી શકતા. ત્રીજો માણુસ કહેવા લાગ્યો, મેં કંઇક કામ માટે કેટલાક મજૂર રાખ્યા હતા. બધાને મેં મજુરી આપી દીધી. પરંતુ એક માણુસ પોતાની મજૂરી છોડીને ચાલ્યો ગયો. તેની મજૂરીના પૈસાથી મેં વેપાર કર્યો અને તેનાથી ઘણી પ્રગતિ કરી. મારી પાસે માલ ઘણો જ થઈ ગયો. મુદ્દતના પછી તે મારી પાસે આવ્યો અને કહ્યું. અલ્લાહના બંદા, મારી મજૂરી આપી દે. મેં કહ્યું આ બધા જ ઊંટ, ગાયો, બકરીઓ અને ગુલામ જે તને દેખાઈ રહ્યા છે તારી જ મજૂરીના છે, તેણે કહ્યું, અલ્લાહના બંદા, મારાથી મજાક ન કર મારી મજુરી આપી દે મેં કહ્યું, હું તારાથી મજાક કરી રહ્યો નથી. આ તારી જ મજુરીનું છે. તેને લઈ લે તે લઈને ચાલતો થયો અને કંઈ ન છોડયું. ઇલાહી ! મેં આ કાર્ય તારી જ ખુશીના માટે કર્યું છે તો જે મુસીબતમાં અમે સપડાયા છીએ તે દુર કરી દે. પત્થર હટી ગયો અને આ લોકો નીકળી આવ્યા.

૯૭૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે. કેટલાક સહાબી કોઇ સફરમાં ગયા (રસ્તામાં) અરબના કોઈ કુટુંબના ત્યાં ઉતર્યા અને તેમનાથી મહેમાનીની ઇચ્છા રાખી. પરંતુ તેમણે મહેમાની ન કરી.

અચાનક તે કુટુંબના સરદારને કોઈ ઝહેરી જાનવર કરડયું. ઘણી જ કોશીશ (પ્રયત્નો) કર્યા પરંતુ કોઇ ઈલાજથી ફાયદો ન થયો. છેવટે એક માણસ બોલ્યો. તે આવેલા લોકોની પાસે કદાચ કોઈ ઇલાજ હોય. ચાલો તેમની પાસે જઈએ જેથી તે લોકો સહાબી (રદી.) ની પાસે આવ્યા અને કહેવા લાગ્યા. અમારા સરદારને કોઈ ઝહેરીલું જાનવર કરડયું છે અને અમે તેના ઈલાજમાં દરેક જાતની કોશીશ કરી પરંતુ કોઇ ફાયદો ન થયો. શું તમારી પાસે કોઈ ઇલાજ છે? એક સહાબી (રદી.) બોલ્યા, હા. હું મંત્ર જાણું છું. પરંતુ જો કે અમે તમારાથી મહેમાની વ્યકત કરી હતી અને તમે ના પાડી દીધી. એટલા માટે અમે તમારા માટે મંત્ર પઢીશું નહિં. તે સમય સુધી કે તમે અમારું મહેનતાણું નક્કી ન કરી દો. છેવટે બકરીઓની એક સંખ્યા પર સુલેહ કરી દીધી. સહાબી (રદી.) 'અલ્હમ્દુલિલ્લાહિરબ્બીલ આ લમીન' પઢતા જતા હતા અને તુફ તુફ (ફુંક મારવી) કરતા જતા હતા. આ મંત્ર પઢવું હતું કે તેને એવી રીતે આરામ થઇ ગયો જેવી રીતે દોરીની ગાંઠ ખુલી ગઇ. તે ચાલવા ફરવા લાગ્યા અને કોઈ બેચેની ન રહી લોકોએ (સમજુતીના પ્રમાણે) મજૂરી આપી દીધી. સહાબા [રદી.] આપસમાં કહેવા લાગ્યા અને આપસમાં વહેંચી લો. પરંતુ મંત્ર પઢવાવાળાએ કહ્યું. અત્યારે ન વહેંચો. જ્યાં સુધી આપણે રસુલુલ્લાહ [સલ્લ.] ની ખિદમતમાં પહોંચીને આ કિસ્સાનું વર્ણન ન કરી લઇએ અને જોઇએ કે હુઝુર [સલ્લ.] શું હુકમ આપે છે. જેથી જ્યારે રસુલુલ્લાહ [સલ્લ.]ની ખિદમતમાં હાજર થયા અને કિસ્સો બયાન કર્યો. આપે ફરમાવ્યું તમને કોણે બતાવ્યું કે આ મંત્ર છે? પછી ફરમાવ્યું. તમે ઠીક કર્યું, વહેંચી લો. પરંતુ તમારી સાથે મારો પણ ભાગ નક્કી કરી લો. આ ફરમાવીને હુઝુર [સલ્લ.] હસી પડયા.

૯૭૩. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ નરને માદા પર નાખવાનું મહેનતાણુ (ઉજરત) લેવાથી મના ફરમાવ્યું છે.



# હવાલાના બયાન વિષે

૯૭૪. હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, માલદારનું (દેવું ચુકવવામાં) મોડું કરવું ઝુલ્મ છે. જો તમારામાંથી કોઈ માણસ કોઈ માલદારની પાછળ લગાડી દેવામાં આવે, આ કહી દેવામાં આવે કે ફલાણો માણસ તમારૂં દેવું ચુકવી દેશે અને તે માણસ પણ માની લે, તો પાછળ લાગી જવું જોઈએ. માની લેવું જોઈએ અને અસલ દેવાદારનો પીછો છોડી દેવો જોઇએ.

૯૭૫. હઝરત સલમા બિન અકવઅ (રદી.) કહે છે. અમે નબી (સલ્લ.)ની પાસે બેસેલા હતા કે એક જનાઝો લાવવામાં આવ્યો અને આપથી અર્ઝ કરવામાં આવી, તેની નમાઝ પઢી લો. આપે પુછયું, આની પર કોઈ દેવું તો નથી ને ? ફરમાવ્યું. કંઈ છોડી ને પણ મૃત્યુ પામ્યો છે ? અર્ઝ કરવામાં આવી નહિં. આપે તેની પર નમાઝ પઢી. થોડી વાર પછી એક બીજો જનાઝો લાવવામાં આવ્યો અને લોકોએ હુઝુર (સલ્લ.) થી નમાઝ પઢવાનું કહ્યું, ફરમાવ્યું, આની પર કોઇ દેવુ તો નથી ને ? અર્ઝ કરવામાં આવી હા, છે. ફરમાવ્યું, આ કંઇ છોડીને મૃત્યુ પામ્યો છે ? અર્ઝ કરવામાં આવી. ત્રણ દિનાર આપે તેની પણ નમાઝ પઢી. પછી ત્રીજો જનાઝો લાવવામાં આવે અને હુઝુર (સલ્લ.)થી નમાઝ પઢવા માટે અર્ઝ કરવામાં આવી. આપે પુછયું. શું આ કંઇ છોડીને મૃત્યું પામ્યો છે ? અર્ઝ કરવામાં આવી નહિં ફરમાવ્યું. આની પર કંઇ દેવુ છે ? અર્ઝ કરવામાં આવી. ત્રણ દિનાર. ફરમાવ્યું તમે લોકો પોતાના માણસ પર પોતે નમાઝ પઢો (હું પઢીશ નહીં) અબુ કતાદા (રદી.) એ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આના પર જે કાંઈ દેવું છે, તે હું મારા માથે લઉં છું. આપ નમાઝ પઢો તો આપે તેની નમાઝ પઢી.

# કિફાલતના બયાન વિષે

૯૭૬. હઝરત અનસ બિન માલિક (રદી.) થી પૂછવામાં આવ્યું કે આપને રસુલુલ્લાહ (સલ્લ.) ની આ હદીસ પહોંચી છે કે ઇસ્લામમાં ભાઇચારો નથી? ફરમાવ્યું (છે) મારા ઘરમાં બેસીને હુઝુર (સલ્લ.) એ કુરૈશ અને અન્સારમાં ભાઇચારો કરાવ્યો હતો.

૯૭૭. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી,) કહે છે, હુઝુર (સલ્લ.) એ મારાથી (વાયદો) ફરમાવ્યો છે કે બહરૈનથી માલ આવી જાય તો હું તને આટલો આપીશ. પરંતુ હુઝુર (સલ્લ.) ની વફાતના પછી બહરૈનથી માલ આવ્યો. હઝરત અબુબક્ર (રદી.) એ એલાન કરાવ્યું કે જો રસુલુલ્લાહ (સલ્લ.) પર કોઈનું કોઇ દેવું હોય તો તે અમારી પાસે આવે (અમે પૂરું કરીશું) જેથી મેં હઝરત અબુબક્ર (રદી.) ની પાસે જઈને કહ્યું કે હુઝુર (સલ્લ.) એ આટલું આપવાનો વાયદો ફરમાવ્યો હતો. હઝરત અબુબક્ર (રદી.) એ ખોબો ભરીને મને આપ્યો અને ફરમાવ્યું, ગણત્રી કર. મેં ગણ્યો તો પાંચસો (દિરહમ) હતા. આપે ફરમાવ્યું, આટલો આટલો બે જગ્યાએ વધારે લઈ લે.



# વિકાલતના બયાન વિષે

૯૭૮. હઝરત ઉકબા બિન આમીર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ સહાબા (રદી.) ને વહેંચવા માટે મને કેટલીક બકરીઓ આપી. (મેં વહેંચી દીધી) એક બચ્ચું બાકી રહી ગયું. મેં તેના વિષે હુઝુર (સલ્લ.) થી કહ્યું. ફરમાવ્યું, તેને તો તું જ ઝુબ્હ કરી લે.

૯૭૯. હઝરત કઅબ બિન માલિક (રદી.) કહે છે કે સુઅલ નામના પહાડમાં લોકોની બકરીઓ ચરતી હતી. એક દિવસ અમારી બકરી મરવા લાગી. (ચરાવવાવાળી) લોંડીએ જો આ જોયું તો એક પત્થર તોડીને તેનાથી બકરીને ઝુબ્હ કરી લીધું. મેં કહ્યું, તેને અત્યારે ન ખાઓ. રસુલુલ્લાહ (સલ્લ.)થી જઇને પોતે મસઅલો માલુમ કરી લઇએ. અથવા કોઈને મોકલીને માલુમ કરાવી લઇએ લોકોએ મસ-અલો માલુમ કરાવ્યો, આપે ખાઈ લેવાની રજા આપી દીધી.

૯૮૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, એક માણસ હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને દેવાની માગણી કરવા લાગ્યો. અને માગણી કરવામાં તેણે સખ્તી કરી. સહાબા (રદી.) એ તેને મારવાનો ઈરાદો કર્યો. આપે ફરમાવ્યું, આ જે કંઇ કહે, તેને કહેવા દો. કારણ કે હક્કવાળાને કહેવાનો અવકાશ છે. પછી ફરમાવ્યું, જેવો તેનો નવજુવાન ઊંટ હતો તેવો જ જવાન ઊંટ તેને આપી દો. સહાબા (રદી.) એ અર્ઝ કરી. અમારી પાસે તો તેનાથી ઘણો સારો ઊંટ મૌજુદ છે. તેવો નથી. ફરમાવ્યું, તે જ આપી દો. કારણ કે તમારા-માંથી બેહતર તે માણસ છે જે દેવું ચુકવવામાં બેહતર હોય.

૯૮૧. હઝરત મસવર (રદી.) મખ્જમા કહે છે કે કબીલા હવા-જિનનુ ટોળું હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયું અને તેમનો માલ અને કેદીઓ પાછા માગ્યા આંપ ઉભા થઇ ગયા અને ફરમાવ્યુ

સચ્ચાઇ મારી નજીક સારી વાત છે. બન્ને વસ્તુઓમાંથી એક વસ્તુ અપનાવી લો. યા તો કેદીઓ લઈ લો યા તો માલ, હું તો મુદ્દતથી તમારી રાહ જોઇ રહ્યો હતો. હુઝુર (સલ્લ.) જ્યારથી તાઈફ તશરીફ લાવ્યા હતા, અગિયાર–બાર દિવસથી રાહ જોઈ રહ્યા હતા જ્યારે ટોળીને યકીન થઈ ગયું કે હુઝુર (સલ્લ.) બે માંથી ફક્ત એક જ વસ્તું પાછી આપશે તો અર્ઝ કરી. અમે કેદીઓ માગીએ છીએ તેના પછી હુઝુર (સલ્લ.) એ ઈસ્લામના ટોળામાં ઊભા થઇને પહેલાં તો અલ્લાહ તઆલાની હમ્દ અને સના કરી, પછી ફરમાવ્યું, સાંભળો! તમારા આ ભાઈઓ તૌબા કરીને આવ્યા છે. હું તેમને કેદીઓ પાછા આપવાનો વિચાર કરી ચૂકયો છું, એટલા માટે જે માણસ (બદલા વગર) ફક્ત કેદી પાછા આપવાથી પોતાના નફસને ખુશ કરી શકે છે તો હું વચન આપું છું કે સૌથી પહેલાં જે માલે ગનીમત આવશે, તેમાંથી હું તેનો ભાગ આપી દઇશ. બધાએ એક મતે થઇને કહ્યું કે અમે રસુલુલ્લાહ (સલ્લ.) ના કારણે (બદલા વગર) કેદીઓ તેઓને આપવાનું પસંદ કરીએ છીએ. આપે ફરમાવ્યું, મને (હજુ સુધી) જાણ ન થઈ શકી કે તમારામાંથી કોણે રજા આપી છે અને કોણે આપી નથી. એટલા માટે તમે ચાલ્યા જાઓ અને દરેક ટોળીનો સરદાર અમારી પાસે આવીને દરેક માણસની દિલી મરજીની જાણ કરે. લોકો ચાલ્યા ગયા. અને સરદારોએ તેઓનાથી વાતચીત કરીને હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી. બધા જ પાછા આપવા પર રાજી છે અને બધાએ રજા આપી દીધી છે,

૯૮૨. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ મને સદકએ ફિતરની હિફાઝત પર નક્કી કર્યો. (રાત્રે) એક માણસે આવીને ખોબો ભરી ભરીને અનાજ ઉઠાવવું શરૂ કરી દીધું. મેં તેને પકડી લીધો અને કહ્યું, તને રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે લઈ જઇશ. તેણે કહ્યું, હું મોહતાજ છું. બાલ–બચ્ચાંનો મારા પર બોજ (જવાબદારી) છે. સખ્ત જરૂરતમંદ છું. મેં તેને છોડી દીધો. સવાર થઈ તો રસુલુલ્લાહ (સલ્લ.) એ મારાથી ફરમાવ્યું, અબુ હુરૈરહ (રઝી.)! તમારો રાતવાળો કેદી કયાં ગયો? મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! તેણે સખ્ત મોહતાજી અને બાલ–બચ્ચાંનો બોજ બયાન કર્યો. મેં દયા ખાઈને તેને છોડી દીધો. આપે

ફરમાવ્યું, સાંભળી લો, તે જૂઠો છે. બીજી વખત ફરીથી આવશે. મને હુઝુર (સલ્લ.) ના ફરમાનથી તેના બીજા દિવસે આવવાનું યકીન થઈ ગયું અને તેની રાહ જોઈ રહ્યો. જેથી તે ફરીથી આવ્યો. અને અનાજ ખોબાથી ભરવા લાગ્યો. મેં પકડી લીધો અને કહ્યું, વલ્લાહ હું ! તને રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં લઈ જઈશ. તેણે કહ્યું, મને છોડી દો. હું ફકીર મોહતાજ છું. મારા પર બાલ-બચ્ચાંનો બોજ છે. હવે ફરીથી આવીશ નહિં. મેં દયા ખાઇને ફરીથી તેને છોડી દીધો સવાર થઇ તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અબુ હુરૈરહ (રદી,)! તમારો રાતનો કેદી ક્યાં ગયો? મેં અર્ઝ કરી. કે તેણે જોકે સખ્ત મોહતાજી અને બાલ-બચ્ચાંનો બોજ બયાન કર્યો હતો, એટલા માટે મેં તેને છોડી દીધો. ફરમાવ્યું, સાંભળો, તેણે તમારાથી જુઠ કહ્યું, ફરીથી આવશે. હું તેની રાહ જોઈ જ રહ્યો હતો કે તે આવ્યો અને આવતાં જ અનાજ ખોબો ભરી ભરીને લેવા લાગ્યો. મેં પકડી લીધો અને કહ્યું, આ ત્રીજો વખત છે. તું દરેક વખત કહી દે છે કે હવે આવીશ નહિં અને છતાં આવી જાય છે. આ વખતે તો તને ચોક્કસ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં પકડીને લઈ જઇશ. તે બોલ્યો, મને છોડી દો. હું તમને કેટલાક કલીમાત (શબ્દો) બતાઉં છું. જે તમારા માટે ફાયદાકારક થશે. મેં કહ્યું, બતાવ શી વાત છે? કહેવા લાગ્યો, જ્યારે તમે (સૂઈ રહેવા માટે) બિસ્તર પર સૂઈ રહો તો છેવટ સુધી આયતુલ કુર્સી પઢી લીધા કરો. ખુદાએ તઆલાની તરફથી એક હિફાઝત કરનાર તમારા માટે કાયમ રહેશે અને સવાર સુધી કોઈ શયતાન તમારી પાસે આવી શકશે નહિં. મેં તેને છોડી દીધો. સવારે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અબુ હુરૈરહ (રદી.)! તમારો રાતવાળો કેદી ક્યાં છે? મેં કહ્યું, હું તમને કેટલાક ફાયદાકારક કલિમાત શિખવાડું છું, એટલા માટે મેં તેને છોડી દીધો. ફરમાવ્યું, તે શું છે? મેં અર્ઝ કરી. તેણે મને કહ્યું કે બિસ્તર પર જ્યારે સૂઇ રહો તો આયતુલ કુર્સી પઢી લીધા કરો. ખુદાના તરફથી એક હિફાઝત કરનાર તમારા માટે નક્કી થઈ જશે કે સવાર સુધી કોઈ શયતાન પાસે આવી શકશે નહિં. ફરમાવ્યું, તે મહાન જૂઠો તો છે, પરંતુ આ વાત તેણે સાચી કહી. શું તમને ખબર છે કે ત્રણ રાતોથી તમે કોની સાથે વાતો કરતા રહ્યા? મેં અર્ઝ કરી. નહિં, ફરમાવ્યું, તે શયતાન છે.

૯૮૩. હઝરત અબુ સઈદ ખુદરી (રઝી.) કહે છે કે હઝરત બિલાલ (રઝી.) હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં બર્ની ખજુરો (ખજુરોની ઉચ્ચ કક્ષા) લઈને હાજર થયા. આપે ફરમાવ્યું, કયાંથી લાવ્યા? બિલાલ (રઝી.) એ અર્ઝ કરી, મારી પાસે કેટલીક રદ્દી ખજુરો હતી, તેના સાઅ (એક માપ) આપીને મેં એક સાઅ લીધી છે. એટલા માટે કે હુઝુર (સલ્લ.) નોશ ફરમાવે (ખાય) (આ સાંભળીને) આપે ફરમાવ્યું, તૌબા, તૌબા, આ તો વ્યાજ જેવું છે. આવું ન કર્યા કરો, જો ખરીદવા ઈચ્છો તો ખજુરો કિંમતથી વેચ્યા કરો અને આ કિંમતથી સારી (ખરી) ખજૂરો ખરીદી લીધા કરો.

૯૮૪. હઝરત ઉકબા (રઝી.) બિન હારિસ કહે છે કે નઈમાન કે નુએમાનનો છોકરો શરાબ પીધેલો હતો કે પકડીને હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર કરવામાં આવ્યો. આપે સ્થળ પરના હાજર લોકોને હુકમ આપ્યો કે મારો, મારવાવાળા લોકોમાં હું પણ હતો અમે તેને જુતા અને ખજૂરોની ડાળીઓથી માર્યો.



# ખેતી અને તેના લગતી વસ્તુઓના બયાન વિષે

૯૮૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ). એ ઈરશાદ ફરમાવ્યો, મુસલમાન જે છોડ વાવે કે ખેતી વાવે અને પછી તેમાંથી પક્ષીઓ, પ્રાણીઓ, કે માણસો કંઈ ખાઈ જાય તો આ વાવવાવાળા માટે સદકો હોય છે.

૯૮૬. હઝરત અબુ ઉમામા (રદી.) બાબુલીએ ખેતીનું કોઇ સાધન જોયું તો ફરમાવ્યું, મેં રસુલુલ્લાહ ( સલ્લ. ) ને ફરમાવતાં સાંભળ્યા છે કે જે ઘરમાં આ હથિયાર હોય છે, તેમાં ખુદાએ તઆલા બરકત દાખલ કરતો નથી.

૯૮૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ કુતરૂં બાંધીને રાખે છે, દરરોજ તેના આમાલમાંથી એક કિરાત ઓછો થાય છે. પરંતુ ખેતી અને પ્રાણીઓનાં રક્ષણ કરવાવાળાં કુતરાઓને આનાથી છૂટ છે, હઝરત અબુ હુરૈરહ (રદી.) ની બીજી રિવાયતમાં છે કે ખેતી અને બકરીઓનું રક્ષણ કરવાવાળા શિકારી કુતરાઓ આનાથી અલગ છે.

૯૮૮. હઝરત અબુ હુરેરહ ( રદી. ) કહે છે, હઝરત રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ( એક દિવસ ) ઈરશાદ ફરમાવ્યો, એક માણસ બળદ પર સવાર હતો, બળદે તેના તરફ મોંઢું ફેરવીને કહયું, હું એ માટે પૈદા થયો નથી પરંતુ ખેતીના માટે પેદા થયો છું. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અબુબક્ર ( રદી. ) અને ઉમર ( રદી. ) આની તસ્દીક (સત્ય માનીએ છીએ ) કરે છે. પછી ફરમાવ્યું,

એક વાઘ કોઈ બકરીને પકડીને લઇ ગયો. ચારવાવાળો (ભરવાડ) તેની પાછળ ચાલ્યો વાઘ બોલ્યો, અત્યારે તો છોડાવી લેશો પરંતુ કિયામતના નજીક પક્ષીઓ અને પ્રાણીઓ રહી જશે. તે જમાનાને યૌમે સબઅ કહે છે. તે દિવસે તો મારા સિવાય બીજું કોઇ ચોકી કરવાવાળું ન હશે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હું અબુબક્ર (રદી.) અને ઉમર (રદી.) આની તસ્દીક (સત્ય માનીએ છીએ) કરીએ છીએ રાવી કહે છે, અબુબક્ર (રદી.) અને ઉમર (રદી.) ત્યાં હાજર પણ ન હતા.

૯૮૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અન્આરોએ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્જ કરી અમારા અને અમારા ભાઈ મુહાજિરીનના વચ્ચે ખજુરના બગીચા વહેંચી દો ફરમાવ્યું, નહિં, (મજબુરન) અન્સારોએ (મુહાજિરીનથી) કહ્યું કે તમે મહેનત કરવામાં અમને મદદ કરો, ફળોમાં અમે તમને ભાગીદાર કરી લઈશું, મુહાજિરીન બોલ્યા, (હા) આને અમે માનીએ છીએ.

૯૯૦. હઝરત રાફેઅ બિન ખદીજ (રદી.) કહે છે, અમે ખેતીમાં મદીના વાસીઓથી વધારે હતા. મદીનાની એક તરફ આ શરત પર જમીન ભાડે આપતા હતા કે (ખેતરનો) એક નક્કી કરેલો ખૂણો જમીનવાળાનો હશે. (સંજોગો વસાત એવું થતું હતું) કે કદીક તો આ ખૂણામાં પૈદાવાર ઓછી થતી હતી અને બાકી જમીન ઠીક રહેતી હતી અને કદીક બાકી જમીનમાં કંઈ પૈદા થતું ન હતું, આજ ખૂણામાં પૈદા થતું હતું, પરંતુ છેવટે અમને આનાથી મના કરી દેવામાં આવ્યું (ના પાડી દેવામાં આવ્યું) સોના-ચાંદીના બદલે તે વખતે જમીનનું ભાડું થતું ન હતું.

૯૯૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ખૈબર ના લોકોથી અડધી પૈદાવાર પર મામલો કર્યો. પૈદાવારમાં ચાહે ફળ હોય કે ખેતી તેમાંથી સલ્લ. બીવીઓને ૮૦ (એંસી) વસક ખજુરો અને વીસ વસક જવ (વાર્ષિક) આપ્યા કરતા હતા.

૯૯૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)

એ જમીન ભાડે આપવાથી મના ફરમાવ્યું છે. હા, આ ચોક્કસ ફરમાવ્યું છે કે કોઈ ભાઈને મફત જમીન આપવાથી આ બહેતર છે કે જમીનનો કેટલોક ભાગ (એટલે કે તેની પૈદાવાર) નક્કી કરી લેવામાં આવે.

૯૯૩. હઝરત ઉમર (રદી.) ફરમાવતા હતા કે જો છેલ્લા જમાનાના (સમયના) મુસલમાન ન હોતા, તો હું જે ગામને જીતતો, ત્યાંના રહેવાસીઓને તે વહેંચી દેતો જેવી રીતે રસુલુલ્લાહ (સલ્લ.) એ ખૈબરને વહેંચ્યું હતું.

૯૯૪. હઝરત આઈશા (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) નો ઈરશાદ છે, જેણે માલીકી વગરની જમીન આબાદ કરી, તે તેની થઈ ગઈ.

૯૯૫. હઝરત ઈબ્ને ઉમર (રદી) કહે છે કે હઝરત ઉમર (રદી.) એ યહુદીઓ અને ઇસાઈઓને હિજાઝની જમીનથી બહાર કરી દીધા, કારણ કે જ્યારે રસુલુલ્લાહ (સલ્લ.) એ ખૈબર પર કબ્જો કરી લીધો તો યહુદીઓને ત્યાંથી કાઢી મુકવાનો ઈરાદો કરી લીધો હતો, પરંતુ જીત પુરી થવાના પછી જયારે ખેબરની જમીન રસુલે ખુદા (સલ્લ.) અને મુસલમાનોની થઈ ગઈ અને રસુલુલ્લાહ (સલ્લ.) એ યહુદીઓને કાઢવા ચાહયું, તો તેમણે અર્ઝ કરી, આપ અમોને તે શરત પર રહેવા દો, કે બધો ધંધો અમે કરીશું અને પૈદાવાર અડધી અમારી અને અડધી હુઝુર (સલ્લ.) ની હશે. આપે ફરમાવ્યું, સારું, અમે જ્યાં સુધી ઈચ્છીશું, તમોને અહીંયાં રહેવા દઈશું (જયારે ઈચ્છીશું કાઢી મુકીશું) જેથી યહુદીઓ ત્યાં જ રોકાયા. હઝરત ઉમર (રદી.) એ (પોતાના ખિલાફતના સમયમાં) તેઓને તીમાર અને અરીહા મોકલી દીધા.

૯૯૬. હઝરત રાફેઅ બિન ખદીજ (રદી.) કહે છે કે મારા કાકા જુહેર બિન રાફેઅ (રદી.) કહેતા હતા, રસુલુંલ્લાહ (સલ્લ.) એ અમોને એક ફાયદાવાળા કામથી રોકી દીધા. મે કહ્યું, રસુલુલ્લાહ (સલ્લ.) નું ફરમાન બેકાર નથી હોઈ શકતું, જૂહૈર બોલ્યા, મને રસુલુલ્લાહ (સલ્લ.) એ બોલાવીને પુછયું કે તમે તમારી જમીનનું શું કરો છો. અર્ઝ કરી

ચોથો ભાગ જમીનની પૈદાવાર અને કેટલીક વસક ખજૂરો અને જવના બદલે ભાડે આપું છું. ફરમાવ્યું, એવું ન કર્યા કરો, યા તો તેમાં પોતે ખેતી કરો યા કોઈનાથી ભાડે કરો યા (ખાલી) રોકેલી રાખો. રાફેઅ (રદી.) કહે છે, મેં (જૂહૈરને) જવાબ આપ્યો. આ હુકમને દિલ અને જીવથી માનું છું.

૯૯૭. હઝરત ઇબ્ને ઉમર (રદી.) પોતાની જમીનો હઝરત અબુબક (રદી,) હઝરત ઉમર (રદી.) હઝરત ઉસ્માન (રદી.) ના ખિલાફતના સમયમાં અને હઝરત મઆવીયા (રદી.) ના શરૂની હુકુમત (રાજ્ય)ના જમાનામાં ભાડે આપ્યા કરતા હતા, પરંતુ જ્યારે રાફેઅ ખદીજ (રદી.)ની રિવાયત કરેલી હદીસની ખબર પડી કે હુઝુર (સલ્લ.) એ જમીનોને ભાડે આપવાથી મના ફરમાવ્યું છે તો ઇબ્ને ઉમર (રદી.) રાફેઅ (રદી.) ની પાસે ગયા અને હદીસ પુછી રાફેઅ (રદી.) એ જવાબ આપ્યો કે નબી (સલ્લ.) એ જમીનને ભાડે આપવાથી (હકીકતમાં) મના ફરમાવ્યું છે. ઇબ્ને ઉમર (રદી.) બોલ્યા મને યાદ છે કે અમે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં પોતાની જમીનો ફોતરાં (ભૂસાં) અને તે પૈદાવરના બદલે જે રાજભવનના કિનારાઓ પર પૈદા થતી હતી, ભાડે આપી દીધા કરતા હતા.

૯૯૮. હઝરત ઇબ્ને ઉમર (રદી) ફરમાવે છે, મને જાણ હતી કે રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં જમીનો ભાડે આપવામાં આવતી હતી. પરંતુ મને ડર લાગ્યો કે આ વિષે કદાચ નબી (સલ્લ.) એ કોઇ નવો હુકમ (મના કરવાનો) આપ્યો હોય, જેની મને ખબર ન હોય, એટલા માટે મેં ભાડે આપવાનું બંધ (ખતમ) કરી દીધું.

૯૯૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, એક દિવસ હુઝુર (સલ્લ.)નો પાસે એક ગામડીયો બેસેલો હતો અને હુઝુર (સલ્લ.) ઇરશાદ ફરમાવી રહ્યા, હતા કે એક જન્નતી માણસે પોતાના પરવરદિગારથી ખેતીની રજા માગી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, શું, હજુ તારી દિલી ઇચ્છાઓ પુરી થઇ નથી? તેણે અર્ઝ કરી, જી, હા, (પુરી તો થઈ ગઇ) પરંતુ ખેતી કરવાથી મને મોહબ્બત છે. (હુકમ

થયો, કરી લો ) તેણે બીજ વાવી દીધું, તો આંખ ઝપકવા પહેલાં જ તેનું અને વધવાનું અને કાપવાનું થઈ જશે. અને તેના ઢગલા પહાડોની બરાબર થઈ જશે. આ પર અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, હે ઈબ્ને આદમ! તને કોઈ વસ્તુ સંતોષી શકતી નથી. ( આ સાંભળીને ) તે ગામડીયો બોલ્યો, ખુદાની કસમ! તે કુરૈશી કે અન્સારી હશે, કારણ કે આજ લોકો ખેડૂત છે, અમે તો ખેતી કરતા જ નથી હુઝુર ( સલ્લ. ) હસી પડયા.



# પીવાના બયાન વિષે

૧૦૦૦. હઝરત સહલ બિન સઅદ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં (પાણીનો પ્યાલો) ધરવામાં આવ્યો, આપે પાણી પીધુ આપની જમણી તરફ એક ઘણી જ નાની ઉમરનો છોકરો હાજર હતો અને ડાબી તરફ કેટલાક મોટી ઉમરના માણસો હતા. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, છોકરા, શું તારી રજા છે કે હું (આ વધેલુ પાણી.) આ મોટી ઉમ્રના લોકોને આપી દઉં? (બોલ્યો, હુઝુર (સલ્લ.)નું પાણી પીવા માટે તો હું મારા ઉપર કોઈને તક આપીશ નહિં. આપે તે પાણી તેને જ આપી દીધું.)

૧૦૦૧. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે, મેં રસુલુલ્લાહ (સલ્લ.)ના માટે ઘરની પાળેલી બકરીનું દૂધ દોહયું અને ઘરના કુવાનું પાણી તેમાં ભેળવીને પ્યાલો હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં પેશ કર્યો. આપની ડાબી બાજુ હઝરત અબુબક્ર (રદી.) હતા અને જમણી બાજુ એક ગામવાળો હતો. આપે મોંઢાથી આ પ્યાલો હટાવ્યો જ હતો કે હઝરત ઉમર (રદી.) તે વિચારથી કે ક્યાંય હુઝુર (સલ્લ.) ગામવાળાને વધેલું પાણી ન આપી દે, અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપની પાસે અબુબક્ર (રદી.) હાજર છે. તેમને વધેલું પાણી આપી દો. પરંતુ આપે ગામવાળાને જ આપી દીધું અને ફરમાવ્યું, જમણા હાથને આપ્યા કરો.

૧૦૦૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે વધેલું પાણી આપવાની મના કરવામાં (ના પાડવામાં) ન આવે, કારણ કે તેના કારણે ક્યાંય ઘાસ પર અસર ન પડે કે (અલ્લાહ તઆલાની તરફથી) તેને પણ રોકી લેવામાં આવે

૧૦૦૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ( રદી. ) કહે છે, રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, જે માણુસ કોઈ મુસલમાનનો માલ હડપ કરવા માટે જુઠ્ઠી કસમ ખાય છે, જ્યારે અલ્લાહ તઆલાથી મળશે, તો અલ્લાહ તઆલાએ આ આયત નાઝીલ ફરમાવી, ઈન્નલ્લઝીન યશ્તરૂન બિઅહદિલ્લાહિ વઈમાનિંહીમ સમનન કલીલા' ( છેવટ સુધી ) કિસ્સો અને નાઝીલ થવાનું કારણુ આ હતું કે ) એક વખત હઝરત અશઅશ ( રદી. ) એ ફરમાવ્યું કે અબુ અબ્દુર્રહમાને જે હદીસ બયાન કરી છે ( એટલે કે પાછલી હદીસ ) તે મારા વિષે નાઝીલ થઈ છે. કારણુ કે પિતરાઈના ભાઈની જમીનમાં મારો એક કુવો હતો. મેં રસુલુલ્લાહ ( સલ્લ. ) ની સામે આનો દાવો કર્યો તો આપે ફરમાવ્યું, સાક્ષીઓ લાવો. મેં અર્ઝ કરી, સાક્ષીઓતો નથી. તો પછી તારા પિતરાઈ ભાઈ પર કસમ થશે. મેં અર્ઝ કરી, તો તે કસમ ખાઈ લેશે. આ પર રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ઉપરની હદીસ સંભળાવી અને ખુદાએ તઆલાએ પોતાના રસુલની તસ્દીકમાં ( સચ્ચાઈમાં ) ઉપરની આયત નાઝીલ ફરમાવી.

૧૦૦૪. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું, કિયામતના દિવસે ત્રણુ માણુસોને દર્દનાક અઝાબ થશે. ન અલ્લાહ તઆલા તેઓના પર રહમતની નજર ફરમાવશે, ન અઝાબથી છૂટકારો ફરમાવશે. પહેલો તે માણુસ જેની પાસે રસ્તામાં જરૂરતથી વધેલું પાણી હતું, પરંતુ તેણે મુસાફરને ન આપ્યું. બીજો તે માણુસ જેણે પોતાના ઈમામથી બૈઅત ફક્ત દુનિયાના મતલબથી કરી કે જો ઈમામ તેને માલ આપતો રહયો તો રાજી રહયો, નહિં તો નારાજ અને ગુસ્સે થઈ ગયો. ત્રીજો તે માણુસ જેણે અસરની નમાઝ બાદ સૌદાગરીનો માલ સજાવ્યો અને કહેવા લાગ્યો, વલ્લાહ મને આ માલથી આટલા આટલા રૂપિયા મળે છે કોઈ ( સિધા ) માણુસે તેને સાચો સમજીને માલ ખરીદી લિધો, તેના પછી હુઝુર ( સલ્લ. ) એ આ આયત તિલાવત ફરમાવી. 'ઈન્નલ્લઝીન યશ્તરૂન બિઅહિદલ્લાહ ( ઈલા આખીરીહી )

૧૦૦૫. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ઈરશાદ ફરમાવ્યો, એક માણુસ રસ્તામાં જઈ રહયો હતો. તેને

સખત તરસ લાગી. એક કુવા પર પહોંચ્યો અને પાણી પીને પછી ચાલ્યો. એટલામાં જોયું કે એક કુતરૂં જીભ નિકાળી તરસના કારણે કાદવ ખાઈ રહયું છે, આ કહેવા લાગ્યો. જેટલી મને તરસ હતી, તેટલી જ તેને પણ હશે. આ કહીને પોતાનો મોજો ઉતારીને પાણીથી ભરી કુતરાના મોંઢામાં રેડયો અને કુતરાને પાણી પાયું. અલ્લાહ તઆલાએ તેને સવાબ અતા કર્યો અને તેના બદલે તેને બક્ષી દીધો (આ સાંભળીને) લોકોએ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) શું જાનવરોથી (પ્રાણીઓથી) સારો વર્તાવ કરવાનો પણ સવાબ મળે છે? આપે ફરમાવ્યું દરેક (જીવવાળા)નો સવાબ મળે છે.

૧૦૦૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, તે ખુદાની કસમ! જેના તાબામાં મારો જીવ છે. જેવી રીતે (અજાણ્યો) ઊંટ પ્રાણીઓના પાણી પીવાની જગ્યાથી દુર કરવામાં આવે છે, તે જ રીતે હું પણ કેટલાક લોકોને હૌઝે કૌસરથી દુર કરીશ.

૧૦૦૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો કે કિયામતના દિવસે અલ્લાહ તઆલા ત્રણ માણસોથી ન વાતચીત કરશે ન તેઓના પર રહમતની નજર ફરમાવશે. પહેલો તે માણસ જે માલ વેચવાના સમયે જુઠી કસમ ખાઈને કહે છે કે મને આનાથી વધારે કિંમત મળતી હતી (પરંતુ તમને હું રાહત આપું છું) જો કે તે જુઠ બોલે છે. બીજો તે માણસ જે કોઇ મુસલમાનનો માલ હડપ કરવા માટે જુઠી કસમ ખાતો હોય. ત્રીજો તે માણસ જે પોતાની (જરૂરતથી) વધેલું (પાણી) મુસાફરોને આપતો ન હતો. કિયામતના દિવસે અલ્લાહ તઆલા તેનાથી ફરમાવશે કે જેવી રીતે તું પોતાની જરૂરતથી વધારે વસ્તુને રોકી રાખતો હતો, જો કે તેં તે બનાવી પણ ન હતી. એવી જ રીતે હું મારા ફઝલને તારાથી રોકું છું.

૧૦૦૮. હઝરત સઅબ બિન જસામા (રદી) કહે છે. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા અને રસુલના સિવાય કોઈને હદ (વાડો) નક્કી કરવાનો હક નથી

(એટલે કે શરઅી હુદુદ ખુદા અને રસુલના સિવાય કોઇ બનાવી શકતું નથી.)

૧૦૦૯. હઝરત અબુહુરૈરહ (રદી.)થી રિવાયત છે, હુઝુર (સલ્લ.) એ (એક દિવસ) ઈરશાદ ફરમાવ્યો કે (કેટલાક માણસો માટે) ઘોડા અજર અને સવાબનું કારણ હોય છે. કેટલાકના માટે (ફકૃ અને મોહતાજીથી) પર્દાપોશીનું કારણ) અને કેટલાકના માટે મુસીબત અને બોજ, પહેલા તે લોકો છે. જેમણે ઘોડાઓને (ખુદાના રસ્તામાં) કામ લાવવા માટે બાંધેલા પહોંચશે, તે બધાની બરાબર તે માણસના માટે અજર અને સવાબ લખવામાં આવશે. જો દોરડું તોડાવીને માઈલ બે માઈલ ઘોડા નાસી ગયા તો જેટલા પ્રમાણમાં તેમના કદમ પડશે અને જેટલા પ્રમાણમાં તેઓની લીદ થશે, બધાની બરાબર માલિકના માટે નેકીઓ લખવામાં આવશે. પછી જો કોઈ નહેર પર પહોંચીને ઘોડાઓએ પાણી પી લીધું તો જો માલિકનો ઈરાદો પાણી પીવડાવવાનો નહોય તો પણ પાણીની એટલી ઘુંટો પણ તેના માટે નેકીઓ લખવામાં આવશે. આ તો તે ઘોડાઓની ચર્ચા છે જે માલિકના માટે અજર અને સવાબનો ઝરીયો છે. બાકી તે લોકો જે આલદારી (જાહેર કરવા)ના માટે અને એટલા માટે ઘોડા પાળી રાખે છે કે (જરૂરતના સમયે) કોઈથી માગવા ન પડે અને ખુદાવદ તઆલાનો હક ઘોડાઓથી ચૂકવે છે અને પોતાની ઝાતથી તો આવા લોકોના માટે ઘોડા (ફકીરી અને મોહતાજીથી) પડદા બની જાય છે. ત્રીજા તે માણસો જેમણે ફક્ત બતાવવા, અને મુસલમાનોની દુશ્મનીના માટે ઘોડા પાળ્યા હોય, તેઓના માટે આ ઘોડા મુસીબત તેમજ અઝાબનું કારણ થશે. તેના પછી હુઝુર (સલ્લ.)થી ખચ્ચરોના વિષે પુછવામાં આવ્યું આપે ફરમાવ્યું ખચ્ચરોના વિષે મારા પર (કોઇ અલગ) વહી આ આયતના સિવાય નાઝીલ નથી થઇ કે 'ફમય્ય-અમલ મિસ્કાલ ઝર્રતિન ખૈરંય્રહ' (છેવટ સુધી).

૧૦૧૦. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ (અન્સારો)ને બહરૈનમાં કંઈક જાગીર આપવા ઈચ્છી અન્સારોએ અર્ઝ કરી, જેવી રીતે હુઝુર (સલ્લ.) અમોને જાગીર આપી રહ્યા છે જ્યાં સુધી આવી જાગીર અમારા ભાઈ મુહાજીરીનને આપશો નહિં, (અમે લઈશું નહિં) આપે ફરમાવ્યું, તમે જલ્દી મારા પછીના જમાનામાં

સ્વાર્થ (ખુદગરઝી) જોશો, પરંતુ મારાથી મળવા સુધી (એટલે કિયામત સુધી) સબ્ર કરજો.

૧૦૧૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે, મેં હુઝુર (સલ્લ.) ને ઈરશાદ ફરમાવતાં સાંભળ્યા કે જો કોઈ માણસ ખજૂરના ઝાડ કલમ લાગી જવાના પછી વેચી દે (તો ખૈર મુશ્તરી લઈ લે) એવી જ રીતે જો કોઈ ગુલામ વેચ્યો અને ગુલામની પાસે કંઈ માલ હતો તો આ બાઅ (વેપાર) નો છે. પરંતુ મુશ્તરી જો આ માલની પણ શરત કરી લે (તો મુશ્તરીનો છે.)



# કર્ઝ (દેવાના) બયાન વિષે

૧૦૧૨. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો જે માણસ લોકોથી કર્ઝ (ઉછીના.) ચુકવવાના ઈરાદાથી લે છે, તેને ખુદા ચુકવી દે છે અને જે માલ મારવાના ઈરદાથી લે છે, ખુદા તેને તબાહ (બરબાદ) કરી દે છે.

૧૦૧૩. હઝરત અબુઝર ગિફારી (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઓહદના પહાડને જોઈને ફરમાવ્યું. જો આ પહાડ સોનાનો થઈ જાય, તો પણ મને પસંદ નથી કે તેમાંથી એક દિનાર પણ મારી પાસે ત્રણ દિવસથી વધારે બાકી રહે. હા, તે દિનાર આનાથી અલગ છે, જેઓને કર્ઝ (દેવું) ચુકવવા માટે રાખી લઉં. તેના પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યુ, વધારે માલદાર (સામાન્ય રીતે) સવાબમાં ઓછા હોય છે. હા, જે લોકો માલને અહીં-તહીં ખર્ચ કરે છે (તે સવાબમાં વધારે હોય છે.) પરંતુ એવા માણસો ઓછા છે. પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, અબુઝર (રદી )! અહીં જ રોકાઈ રહો અને આપ થોડા વધારે આગળ વધી ગયા, અબુઝર કહે છે (કેટલાક સમય પછી) મેં એક અવાજ સાંભળી અને ઈરાદો કર્યો કે હુઝુર (સલ્લ.)ની પાસે પહોંચી જઉં, પરંતુ હુઝુર (સલ્લ.) તશરીફ લાવ્યા. મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આ અવાજ કેવો હતો ? ફરમાવ્યું, શું તમે કંઈ અવાઝ સાંભળ્યો ? મેં અર્ઝ કરી, જી, હા. ફરમાવ્યું મારી પાસે જીબ્રઈલ (અલૈ.) આવ્યા હતા અને કહ્યું હતું તમારી ઉમ્મતમાંથી જો કોઈ માણસ શિર્ક કર્યા વગર મરી જાય. તે જન્નતી છે. મેં અર્ઝ કરી જો તેણે આવું આવું કર્યું પણ હોય! ફરમાવ્યું હા.

૧૦૧૪. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે. ચારતનાં

સમયે હું હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો આપ મસ્જિદમા હતા મારાથી ફરમાવ્યું, બે રકઅત નમાઝ પઢ. (મેં નમાઝ પઢી) મારું આપના પર કંઈક કર્ઝ (દેવું) હતુ. હુઝુર (સલ્લ.) એ મારું કર્ઝ (દેવું) વધારા સાથે ચૂકવ્યું.

૧૦૧૫. હઝરત અબુ હુરૈરહ (રઝી,) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, હું દુનિયા અને દીનમાં દરેક મુસલમાનનો સૌથી વધારે વલી અને સૌથી વધીને નજીકનો સબંધવાળો છું જો ઈચ્છો તો (આ આયત) પઢી લો.

એટલા માટે જે મુસલમાન મૃત્યુ પામે તો તેની મિરાસના વારસ તેના વારસ થશે અને કંઈ કર્ઝ (દેવું) કે ઔલાદ છોડીને મુત્યુ પામે તો મારી પાસે આવવુ જોઈએ. કારણ કે હું તેનો વલી છું.

૧૦૧૬. હઝરત મુગીરહ બિન શોબા (રઝી.) કહે છે. હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ માની ના ફરમાની અને પુત્રીઓને જીવતા દફન કરવાને હરામ કરી દીધું છે. અને કોઈનો હક ઝુંટવી લેવાને કે નાહક (માલ) લેવાથી મના ફરમાવ્યુ છે. એક રિવાયતમાં છે કે વધારે સવાલ કરવાને અને માલ બરબાદ કરવાને પણ મના ફરમાવ્યું છે.

૧૦૧૭. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રઝી.) કહે છે કે મેં એક માણસને એક આયત પઢતાં સાંભળ્યો કે હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) આનાથી વિરૂદ્ધ (રીતથી) પઢતા હતા, હું તેનો હાથ પકડીને હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં લઇ ગયો. આપે ફરમાવ્યું, તમે બન્ને હક પર છો વિરોધાઈ ન કરો કારણ કે તમારા પહેલા લોકો વિરોધાઈ કરવાથી જ બરબાદ થઈ ગયા.

૧૦૧૮. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે, બે માણસો એક બીજાથી ઝગડી રહયા હતા. એક મુસલમાન હતો બીજો યહુદી મુસલમાન બોલ્યો, તે ખુદાની કસમ જેણે મોહંમદ (સલ્લ.)ને પુરી દુનિયા પર બુઝુંર્ગી અતા ફરમાવી યહુદી બોલ્યો તે ખુદાની કસમ ! જેણે મુસા (અલૈ.)ને પુરી દુનિયાથી બરતર (સારા) બનાવ્યા. મુસલમાને ખેંચીને

યહુદીના મોં પર એક થપ્પડ મારી યહુદીએ હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને કિસ્સો બયાન કરી દીધો. આપે ઈરશાદ ફરમાવ્યો, મને મુસા (અલૈ.) પર ફઝીલત ન આપો કારણ કે કિયામતના દિવસે જ્યારે બીજા લોકો બેહોશ હશે. હું પણ બેહોશ થઈ જઈશ. પછી સૌથી પહેલાં મને જ હોશ થશે. (અને આંખ ઉઠાવીને જોઈશ) તો મુસા (અલૈ.) ને અર્શનો પાયો પકડેલા જોઈશ. ખબર નથી કે મારા પહેલાં તેમને હોશ આવી જશે કે (બેહોશ થવાથી) બચેલા માણસોમાં હશે.

૧૦૧૯. હઝરત અનસ (રદી.) કહે છે. એક યહુદીએ એક છોકરીનું માથું બે પત્થરોમાં (રાખીને) કચડી નાખ્યું, છોકરીથી પુછવામાં આવ્યું કે આ કાર્ય કોણે કર્યું ? ફલાણાએ, ફલાણાએ કે ફલાણાએ ? છેવટે યહુદીના નામ પર તે છોકરીએ માથાથી ઈશારો કર્યો કે હા, યહુદી પકડાઈ ગયો અને ગુનાને કબુલ કરી લીધો હુઝુર (સલ્લ.) એ હુકમ આપ્યો કે આનું માથું પણ બે પત્થરોમાં રાખીને કચડી નાખવામાં આવે, જેથી હુકમના પ્રમાણે કરવામાં આવ્યું (હુકમનો અમલ કરવામાં આવ્યો.)

૧૦૨૦. હઝરત ઉબઈ બિન કઅબ (રદી.) કહે છે કે મને એક થેલી મળી, જેમાં એક સો દીનાર હતા, હું હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો (એક કેફીયત બયાન કરી) ફરમાવ્યું, એક વર્ષ સુધી પ્રચાર કરો. મેં એક વર્ષ સુધી બરાબર પ્રચાર કર્યો, પરંતુ કોઈ ઓળખીતો મળ્યો નહીં, બીજી વખત ખિદમતે અકદસમાં હાજર થઈને અરઝ કરી, ફરમાવ્યું એક વર્ષ વધારે પ્રચાર કર મેં એક વર્ષ વધારે પ્રચાર કર્યો, પરંતુ કોઈ ઓળખવાવાળો ન મળ્યો મજબુર થઈને ત્રીજી વખત ખિદમતમાં હાજર થયો. ફરમાવ્યું, અશરફીઓની થેલી ગણ અને ડાટ હિફાઝતથી રાખ, જો અસલ માલિક આવી જાય તો ખૈર, નહિં તો પોતે પોતાના ખર્ચમાં લાવ.

૧૦૨૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) ફરમાવતા હતા, હું મારા ઘેર જઈને બિસ્તર પર કોઈ ખજુર મેળવું છું તો ખાવા માટે ઉઠાવી લઉં છું. પરંતુ આ ડરથી કે શકય છે આ સદકાની હોય, પછી ફેંકી દઉં છું.

# ઝુલ્મોના બયાન વિષે

૧૦૨૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) થી રિવાયત છે, રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો કે ઇમાનદારોને જ્યારે દોઝખથી છૂટકારો મળી જશે તો એક પુલ પર સૌને લઇ જઇને રોકી દેવામાં આવશે, જે જન્નત અને દોઝખની વચ્ચે હશે. ત્યાં પહોંચીને બધા એક બીજા પર દુનિયાના હક્કોની માગણી કરશે અને જ્યારે પાક-સાફ થઇ જશે તો તે સમયે જન્નતમાં દાખલ થવાની રજા મળી જશે, તે ખુદાની કસમ ! જેના તાબામાં મારો જીવ છે. દરેક જન્નતી માણસ જન્નતમાં પોત પોતાનું મકાન દુનિયાના મકાનના મુકાબલામાં વધારે જાણતો હશે.

૧૦૨૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે, મેં હુઝુર (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે કિયામતના દિવસે અલ્લાહ તઆલા મોમિનને પોતાની પાસે બોલાવીને તેની મદદ ફરમાવશે. પહેલાં તેને (હશ્રના મેદાનના) લોકોથી છુપાવી લેશે પછી ફરમાવશે. તને યાદ છે કે ફલાણા ફલાણા ગુનાહો તેં કર્યા હતા. તે અર્ઝ કરશે, જી, હા. ગુનાહની કબુલાતના પછી જ્યારે તેની બરબાદી ચોક્કસ થઇ જશે, તો અલ્લાહ તઆલા ફરમાવશે, મેં તારા તે ગુનાહો પર દુનિયામાં પડદો નાખ્યો હતો, આજે માફ કરૂં છું. તેના પછી તેને નેકીઓની કિતાબ આપી દેવામાં આવશે. બાકી કાફીરો અને મુનાફીકો પર સાક્ષીઓ સાક્ષી આપશે. તેમણે જ અલ્લાહ તઆલા પર બોહતાન બાંધ્યું હતું. ઝાલિમો પર ખુદાની લાનત.

૧૦૨૪. હઝરત ઇબ્ને ઉમર (રદી.)થી રિવાયત છે, હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, મુસલમાન મુસલમાનનો ભાઈ છે. એટલા માટે ન કોઈ બીજા પર ઝુલ્મ કરે અને ન તેને બરબાદીમાં

નાખે જે માણસ પોતાના ભાઇની જરૂરત પુરી કરવા માટે તૈયાર હશે, અલ્લાહ તઆલા તેનો મકસદ પુરો કરવા માટે તૈયાર રહેશે. જે માણસ કોઇ મુસલમાનની મુસીબત દૂર કરશે, અલ્લાહ તઆલા કિયામતના દિવસે તેની મુસીબતોને દૂર કરી દેશે. જે માણસ કોઇ મુસલમાનનાં પર્દાપોશી કરશે, કિયામતના દિવસે અલ્લાહ તઆલા તેની પર્દાપોશી કરશે

૧૦૨૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)નો ઇરશાદે મુબારક છે, પોતાના ભાઈની મદદ કરો ચાહે તે ઝાલીમ હોય કે મઝલુમ, અર્ઝ કરવામાં આવી, હે રસુલુલ્લાહ(સલ્લ.) મઝલુમ હોવા પર તો અમે તેની મદદ કરી શકીએ છીએ, ઝાલીમ હોવાના સમયે કેવી રીતે મદદ કરીએ ફરમાવ્યું, તેના હાથ પકડી લો. (ઝુલ્મ ન કરવા દો)

૧૦૨૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે ઝુલ્મના કારણે ઝાલીમ જુદી જુદી અંધારીઓ છવાઈ જશે.

૧૦૨૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો, જેણે કોઇ મુસલમાનને ઝુલ્મની રીતે બે ઇઝઝત કર્યો હોય કે કોઇ બીજો ઝુલ્મ કર્યો હોય, તે આજે જ તેનાથી માફ કરાવી લે. એવું ન થાય કે તે દિવસ આવી જાય કે ન રૂપિયા હોય ન પૈસા અને ઝુલ્મના બદલે તેની નેકીઓ લઇ લેવામાં આવે નેકીઓ ન હોય તો મઝલુમ (જેના પર ઝુલ્મ કરવામાં આવે) ના ગુનાહો તેના નામાએ-આમાલમાં લખી દેવામાં આવે.

૧૦૨૮. હઝરત સઇદ બિન ઝેદ (રદી.) કહે છે, મેં હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) ને ફરમાવતાં સાંભળ્યા કે જે માણસે કંઈ જમીન ઝુલ્મથી લઈ લીધી, તેને વર્ષો વર્ષ જમીનોનો તૌક (ફંદો) પહેરાવવામાં આવશે.

૧૦૨૯. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જેણે થોડી જ જમીન પણ ઝુલ્મથી લઈ લીધી, તેને કિયામતના દિવસે સાતો જમીન સુધી ધસાવવામાં આવશે.

૧૦૩૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કેટલાક માણસોની તરફથી પસાર થયા, જેઓ ખજૂરો ખાઈ રહ્યા હતા, આપે બે-બે ખજૂરો મિલાવીને ખાવાથી મના ફરમાવ્યું, તે સમય સુધી કે એક માણસ બીજાને રજા ન આપે.

૧૦૩૧. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે, ખુદાની નજીક સૌથી મોટો ગઝબવાળો તે માણસ છે જે બહુ ઝગડતો રહેતો હોય.

૧૦૩૨. ઉમ્મુલ મોમિનીન હઝરત સલમા (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ,) એ (એક દિવસ) મુબારક હુજરાના દરવાજા પર કંઈક ઝગડો (થતો) સાંભળ્યો. આપ બહાર તશરીફ લઈ આવ્યા અને ફરમાવ્યું, મારી પાસે મુકદ્દમો કરવાવાળા માણસો આવે છે અને શકય છે કે કેટલાક માણસો બીજાઓના પ્રમાણમાં વધારે જીભ ચલાવવાવાળા હોય, જો કે હું પણ માણસ છું. એટલા માટે (તેની ચોખ્ખી ઝુબાન જોઈને) કદાચ હું તેને સાચો જાણવા લાગુ અને તેના મુવાફીક ફેંસલો કરી દઉં. એટલા માટે (હું કહીં દઉં છું કે જો) કોઈ મુસલમાનના હકમાં હું ફેંસલો કરી દઉં, તો તેને આગનો ટૂકડો સમજવો જોઈએ, ચાહે લઇ લે ચાહે છોડી દે.

૧૦૩૩. હઝરત ઉકબા બિન આમીર (રદી,) એ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હુઝુર (સલ્લ.) અમોને સદકા (વસુલ કરવા માટે) કયાંય મોકલે છે તો કદીક અમારૂ રોકાવું એવા માણસોમાં પણ થાય છે જે અમારી મહેમાનદારી કરતા નથી (અમારે શું કરવું જોઈએ?) હુઝુર (સલ્લ.) આ વિષે શું ઈરશાદ ફરમાવે છે? આપે ફરમાવ્યું, જો તમે લોકો કયાંય રોકાઓ અને તમોને ખાવાનું કે તેની યોગ્ય કિંમત આપી દે તો તમે તેને કબુલ કરી લો, નહીં તો મહેમાનીનો હક ઝબરજસ્તી વસુલ કરો.

૧૦૩૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો, કોઈ પાડોશી પોતાના પાડોશીને દિવાલમાં લાકડી (ખુંટી વિગેરે) મુકવાથી મના ન કરે.

૧૦૩૫. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે, હુઝુર

( સલ્લ. ) એ ઈરશાદ ફરમાવ્યો. રસ્તામાં બેસવાથી પરહેઝ રાખો. સહાબા ( રદી. ) એ અર્ઝ કરી, અમે તો આ વિષે મજબુર છીએ કે બેઠકો નથી જેમાં બેસીને વાતચીત કરીએ. ફરમાવ્યું જો તમે રસ્તામાં બેસવું જરૂરી સમજતા હોય તો રસ્તાનો હક પુરો કર્યો કરો સહાબા (રદી.) એ અરઝ કરી રસ્તાનો હક શું છે ? ફરમાવ્યું, આંખ નીચી રાખવી, તકલીફ આપવાવાળી વસ્તુઓ દૂર કરવી, સવાલનો જવાબ આપવો અને ભલાઇનો હુકમ આપવો અને નાજાઈઝ વાતથી મના કરવું.

૧૦૩૬. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ઈરશાદ ફરમાવ્યો કે જ્યારે લોકોમાં આમ ( સામાન્ય ) રસ્તાના વિષે ઝગડો હોય તો રસ્તો સાત ગજ હોવો જોઇએ ( એટલે કે સાત ગજથી ઓછો ન હોવો જોઈએ.)

૧૦૩૭. હઝરત અબ્દુલ્લાહ બિન યઝીદ અન્સારી ( રદી. ) કહે છે કે હુઝુર ( સલ્લ. ) એ ( રસ્તા વિગેરે ) લુંટવા અને ( માણસને ) બુચો બનાવવાથી મના ફરમાવ્યું છે.

૧૦૩૮. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું, જે માલના રક્ષણ કરવાના માટે માર્યો ગયો, તે શહીદ છે.



# ખાવામાં શરીક થવાના બયાન વિષે

૧૦૪૦. હઝરત સલમા બિન અકવઅ (રઝી.) કહે છે. (એક વખત) લોકોની પાસે (ખાવા-પિવાનો સામાન) ઓછો થઈ ગયો અને (બિચારા) ગરીબ થઈ ગયા. એટલા માટે હુઝુર (સલ્લ.) ની ખિદ-મતમાં હાજર થયા અને ઊંટોને ઝુબ્હ કરી લેવાના વિષે સવાલ કર્યો હુઝુર (સલ્લ.) તેઓને રજા આપી દીધી. પરંતુ જ્યારે હઝરત ઉમર (રઝી)ની તેમનાથી મુલાકાત થઇ તો આપે ફરમાવ્યું, ઊંટોને ઝુબ્હ કરવાના પછી તમારી બકા (બચત) નો બીજો શું ઝરીયો છે ? લોકો કંઇ જવાબ આપી ન શકયા હઝરત ઉમર (રઝી.) અલ્લાહના રસુલ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ઊંટોના પછી લોકોને જીદંગી બાકી રાખવાનો શું ઝરીયો છે ? ફરમાવ્યું, લોકોમાં એલાન કરાવી દો કે પોતાનો બાકી ખાવા પીવાનો સામાન લઈને મારી પાસે હાજર થાય. તેના પછી એક દસ્તરખ્વાન બિછાવી દેવામાં આવ્યું અને બધો સામાન દસ્તરખ્વાન પર મુકી દેવામાં આવ્યો હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ ઊભા થઇને બરકતની દુઆ કરી તેના પછી સૌનાં વાસણ મંગાવ્યા અને ખોબા-ઓથી ભરી ભરીને લઈ ગયા. જ્યારે બધા ફારીગ થઇ ગયા, તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હું સાક્ષી આપુ છું કે અલ્લાહના સિવાય કોઈ માબુદ નથી અને હું તેનો રસુલ છું.

૧૦૪૧. હઝરત મુસા અશઅરી (રઝી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ઇરશાદ ફરમાવ્યો કે જ્યારે અશઅરી કુટુંબવાળાનું જેહાદમાં ખાવાનું ખતમ થઈ જતું કે મહીનામાં તેમના અહલો અયાલ (બાલ-બચ્ચાં)ની પાસે ખાવાનું ઓછું થઇ જતું તો બધા માણુસો પોત પોતાના પાસેનું ખાવાનું મિલાવીને એક કપડામાં ભેગું કરી લેતા હતા પછી તેને એક વાસણથી બરાબર (માપથી) વહેંચી લેતા હતા (આ

તેમની બરાબરી તેમજ ન્યાયની સ્થિતી હતી) એટલા માટે તેઓ મારાથી છે અને હું તેમનાથી (હું અને તેઓ એક જ છીએ.)

૧૦૪૨. હઝરત રાફેઅ બિન ખદીજ (રદી.) કહે છે કે અમે ઝુલ હુલૈફામાં હુઝુર (સલ્લ.)ની સાથે હતા કે લોકોને ભૂખ લાગી અને જે કંઈ ઊંટ, બકરીઓ મળી, તેમણે જલ્દીથી ઝુબ્હ કરીને હાંડિઓ ચઢાવી દીધી. હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) જો કે સૌથી પાછળના લોકોમાં હતા (એટલા માટે આપને જાણ પણ ન થઇ) જ્યારે ખબર પડી તો હુકમ આપીને હાંડીઓ ઉલ્ટાવી દીધી અને પછી સૌને બરાબર વહેંચ્યા. એક એક ઊંટના મુકાબલામાં દસ દસ બકરીઓ આપી. સંજોગ વસાત એક ઊંટ નાસી ગયો. લોકો પકડવા ચાલ્યા, પરંતુ થાકી ગયા (ઊંટ હાથ ન આવ્યો) ઘોડા થોડા હતા (એટલા માટે બધા સવાર થઇને ઊંટને પકડી શકતા ન હતા.) એક માણુસે મજબુત ઊંટને તીર મારવાનો ઇરાદો કર્યો તેના કારણે ઊંટ થોભી ગયો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, વહેશી જંગલી જાનવરોની જેમ આ પ્રાણીઓ પણ વેહશત પસંદ છે. એટલા માટે જે પ્રાણીઓ તમારા કાબુમાં ન આવે. તેમની સાથે આવું જ કરો રાફેઅ (રદી.) કહે છે. મેં અર્ઝ કરી. યા રસુલુલ્લાહ (સલ્લ.) કાલે દુશ્મનોને મળી જવાનો વિચાર થાય છે અને અમારી પાસે છરીઓ નથી. (જો જરૂરત પડી) તો શું અમે વાંસની ખાપોટથી ઝુબ્હ કરી શકીએ છીએ? ફરમાવ્યું જે વસ્તુથી ખૂન વહી જાય અને ખુદાનું નામ તેના પર ઝિક્ર કરી દેવામાં આવ્યું હોય તેને ખાઓ. પરંતુ દાંત અને નખ (નું ઝુબ્હ કરેલુ ન ખાઓ) તેનુ કારણ હું બતાવી દઉં છું કે દાંત તો એક હાડકુ છે અને નખ હબ્શના કાફીરોની છરી છે (આનાથી ઝુબ્હ કરવાથી કાફીરોને મળતુ જુલતુ અમલ (કાર્ય) થઈ જાય છે.)

૧૦૪૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જો કોઇએ પોતાના ગુલામનો કોઇ ભાગ આઝાદ કર્યો તો ગુલામ પર જરૂરી છે કે બાકી રૂપીયા ચૂકવે. પરંતુ આગળ તેની પાસે માલ ન હોય તો ગુલામની કિંમત ન્યાયની સાથે આંકવામાં આવે અને (અડધી કિંમત) ગુલામથી કમાવરાવીને ચૂકવી દેવામાં આવે. પરંતુ એટલી હોય કે તેના પર સખત મહેનત ન પડે.

૧૦૪૪. હઝરત નોઅમાન બિન બશીર ( રઝી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું કે ખુદાની હદો પર કાયમ રહેવાવાળા અને શરીઅતના કાનુનની નાફરમાની કરવાવાળાઓની મિસાલ તે ટોળીની જેમ છે, જેમણે જહાજમાં પોતાની બેઠકો નક્કી કરવા માટે ચિઠ્ઠીઓ નાખી. કેટલાકના નામ ઉપરના ભાગમાં આવ્યા અને કેટલાકનાં નીચેના ભાગમાં નીચેના માણસો જયારે પાણી લેવા માટે ઉપર ગયા તો ઉપરવાળાઓને પસંદ ન પડયું, એટલા માટે નીચેની કક્ષાવાળા કહેવા લાગ્યા કે જો આપણે નીચે કાણું ( સુરાખ ) કરી લઈશું ( તો આપણને પાણી પણ મળી જશે અને ) ઉપરવાળાંઓને પણ તકલીફ ન થશે. હવે જો ઉપરવાળા તેઓના હાથ ( કાણું કરવાથી ) પકડી લેશે તો બધા બચી જશે નહિં તો બધા જ બરબાદ થઈ જશે.

૧૦૪૫. હઝરત અબ્દુલ્લાહ ( રઝી. ) કહે છે, હું નાનો બાળક હતો કે મારી મા ઝેનબ બિન્તે હુમૈદ મને હુઝુર ( સલ્લ. ) ની ખિદમતમાં લઈ ગઈ અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ ( સલ્લ. )! તેની બૈઅત લઇ લો. આપે ફરમાવ્યું. આ નાનો છે. તેના પછી હુઝુર ( સલ્લ. ) એ મારા માથા પર પોતાનો મુબારક હાથ ફેરવ્યો અને મારા માટે દુઆ કરી.

૧૦૪૬. હઝરત અબ્દુલ્લાહ બિન હિશામ ( રઝી. ) જો કદી અનાજ ખરીદવા બજાર જતા અને રસ્તામાં ઇબ્ને ઉમર ( રઝી. ) ઇબ્ને ઝુબૈર ( રઝી. ) મળી જતા તો તેમનાથી કહેતા કે તમારા માટે હઝરત રસુલુલ્લાહ ( સલ્લ. ) એ બરકતની દુઆ કરી છે, એટલા માટે અમોને ( અનાજની ખરીદમાં ) શરીક કરી લેતા અને ઘણી વખત પુરે પુરી ઊંટણી ( ડબલ થયેલી ) નફામાં મળી જતી અને મકાને મોકલાવી દેતા હતા. )



# ગિરવે અને ભેટના બયાન વિષે

૧૦૪૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. જો કોઈ પ્રાણી ગીરવે રાખ્યું હોય તો તેના ખર્ચના બદલામાં તેના પર સવાર થવું જાઇઝ છે. અને જો દૂધવાળુ પ્રાણી ગિરવે મુક્યું હોય તો તેના ખર્ચના બદલે તેના આંચળનું દૂધ પીવું જાઇઝ છે. સવાર થવાવાળા અને દૂધ પીવાવાળા પર પ્રાણીઓના ખર્ચા છે.

૧૦૪૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ આ ફેંસલો ફરમાવી દીધો છે કે જેના પર દાવો કરવામાં આવે તેના પર કસમ છે ( દાવા કરવાવાળાઓના માટે કસમ ખાવી જરૂરી નથી. )

૧૦૪૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે હુઝુર ( સલ્લ. ) એ ( એક વખત ) ઈર્શાદ ફરમાવ્યો. હે મુસલમાન સ્ત્રીઓ ! કોઈ પાડોશીને હલકો ( હકીર ) ન સમજે. જો તે ( પોતાની ગરીબીના કારણે ) બકરીની ખરીઓ ( ખુર ) નું ગોશ્ત જ હદીયામાં પેશ કરી દે.

૧૦૫૦. હઝરત આઈશા ( રદી. ) એ હઝરત ઉર્વા ( રદી. ) થી ફરમાવ્યું. ભાણીયા. અમે-ત્રણ-ત્રણ ચાંદ જોઈ લેતાં એટલે કે બે-બે મહિના પસાર થઈ જતા હતા અને રસુલુલ્લાહ ( સલ્લ. )ના ઘરોમાં આગ સુદ્ધા સળગતી ન હતી. ઉર્વા (રદી.) બોલ્યા, તો ખાલા (માસી) આપ જીવતાં કેવી રીતે રહેતાં હતાં ?

ફરમાવ્યું, બે વસ્તુઓથી ખજુર અને પાણી. હા. પાડોશમાં કેટલાક અન્સાર રહેતા હતા. તેઓની પાસે કેટલીક ઊંટડીઓ અને બકરીઓ

હતી, જેમનું દૂધ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં ( કદીક કદીક ) મોકલી દેતા હતા. આપ પણ તેને પી લેતા હતા અને અમે પણ.

૧૦૫૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, જો મને ( બકરી વિગેરેના ) હાથ અને પગ જ ખવડાવવા માટે બોલાવવામાં આવે તો હું તેને પણ કબુલ કરી લઈશ અને જો હાથ અને પગ જ મને હદીયાના તૌર પર આપી દેવામાં આવે તો હું લઈ લઉં.

૧૦૫૨. હઝરત અનસ (રદી.) કહે છે કે મર્રજજહરાનમાં અમે એક સસલું જોયું ( અને તેનો પીછો કર્યો ) તે દોડયું. લોકોએ તેને પકડવાની કોશીશ (પ્રયત્ન) કરી પરંતુ આજીઝ થઈને ( બેસી રહ્યા ) મેં પહોંચીને પકડી લીધું અને અબુ તલ્હા ( રદી. ) ની પાસે લઈ ગયો. અબુ તલ્હા (રદી.)એ તેને ઝુબ્હ કર્યું અને હઝરત રસુલુલ્લાહ ( સલ્લ. ) ની પાસે બન્ને રાન, પગ, સુરીન ( નિતંબ ) નું ગોશ્ત મોકલ્યું. આપે કબુલ કરી લીધું. એક રિવાયતમાં છે કે આપે તેને ખાધું પણ.

૧૦૫૩. હઝરત ઈબ્ને અબ્બાસ ( રદી. ) કહે છે કે મારાં માસી ઉમ્મે હુફૈદે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં થોડું પનીર, ઘી અને ગોહનું ગોશ્ત મોકલ્યું. આપે પનીર અને ઘી તો અમુક પ્રમાણમાં ખાધુ અને ગોહ (નું ગોશ્ત) નફરત કરીને છોડી દીધું.

૧૦૫૪. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે જયારે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં (કયાંયથી) કોઇ ખાવાની વસ્તુ લાવવામાં આવતી તો ફરમાવતા આ સદકો છે કે હદિયો ? જો સદકો હોય તો તો પોતે ન ખાતા. સહાબા (રદી.)થી કહી દેતા કે તમે ખાઈ લો અને હદિયો હોતો તો પોતે હાથ આગળ વધારીને ખાવા લાગતા.

૧૦૫૫. હઝરત અનસ બિન માલિક (રદી,) કહે છે (એક વખત) કેટલુક ગોશ્ત હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં પેશ કરવામાં આવ્યું અને અર્ઝ કરી દેવામાં આવી કે હઝરત બરીરા ( રદી. )ને આ સદકામાં મળ્યુ હતું. ફરમાવ્યું. તેના માટે આ સદકો છે અને અમારા માટે હદિયો.

૧૦૫૬. હઝરત અનસ ( રદી. ) કહે છે, હુઝુર ( સલ્લ. ) ખુશબુ પાછી આપી દેતા ન હતા.

૧૦૫૭. હઝરત આઈશા (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) હદિયા કબુલ કરતા હતા અને તેનો બદલો (પણ) આપતા હતા.

૧૦૫૮. હઝરત નોમાન બિન બશીર ( રદી. ) કહે છે કે મારા બાપે મને કંઈક ભેટ આપી ( મારી મા ) ઉમરા બિન્તે રવાહાએ કહ્યું કે હું તો તે સમયે ખુશ થઈશ કે તમે હઝરત મોહંમદ રસુલલ્લાહ (સલ્લ.) ને આ પર સાક્ષી બનાવી લેશો. મારા બાપ હુઝુર (સલ્લ.) ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મેં મારા પુત્રને જે મારી પત્નિ ઉમરા બિન્તે રવાહાના પેટથી છે. કઈક ભેટ આપી હતી કે ઉમરાએ કહ્યું કે હું તે સમયે ખુશી દર્શાવીશ કે તમે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ને આના સાક્ષી બનાવી લેશો. આપે ફરમાવ્યું. શું તમે તમારા બધા બાળેકોને આટલું આપ્યું છે? મારા પિતાએ જવાબ આપ્યો નહિં. ફરમાવ્યું ખુદાથી ડરો અને ઔલાદના વચ્ચે ન્યાયથી કામ લો. (આ સાંભળીને મારા પિતા પાછા આવ્યા અને ભેટ પાછી આપી દીધી.

૧૦૫૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) નો ઇરશાદ છે કે હિબા (ભેટ) કરેલી વસ્તુને પાછી આપી દેવાવાળો તે કૂતરાના જેવો છે, જે ઉલ્ટી કરીને તેને પાછી ગળી જાય છે.

૧૦૬૦. ઉમ્મુલ મોમિનીન હઝરત મૈમુના બિન્તે હારિસ (રદી.) ફરમાવે છે કે મેં હુઝુર ( સલ્લ. )ની રજા વગર એક લોંડી આઝાદ કરી દીધી. મારી વારીનો દિવસ થયો તો હુઝુર ( સલ્લ. ) તશરીફ લાવ્યા. મેં અર્ઝ કરી, શું આપને ખબર છે મેં મારી લોંડી આઝાદ કરી દીધી? આપે ફરમાવ્યુ, શું (ખરેખર) તમે આવું કર્યું છે? મેં અર્ઝ કરી. જી, હા. ફરમાવ્યું. સાંભળો. જો તે લોંડી તમારા મામાને આપી દેતાં તો તમારો સવાબ ઘણો વધારે થતો.

૧૦૬૧. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે હુઝુર ( સલ્લ. )નો જ્યારે સફરનો ઈરાદો હોતો તો બધી પત્નિઓના નામે ચીઠ્ઠી નાખતા

જેનું નામ નીકળી આવતું તેને સાથે લઈ જતા અને હુઝુર (સલ્લ.) એ (સફરના સિવાય) દરેક પત્નિની એક વારી નકકી કરી દીધી હતી. જેથી એક રાત–દિવસ તેનો હોતો હતો. પરંતુ સૌદા (રદી.) ની કોઈ વારી ન હતી. કારણ કે તેમણે પોતાની તારીખ ફકત હુઝુર (સલ્લ.) ના મિઝાજની ખુશી પ્રાપ્ત કરવા માટે મને આપી દીધી હતી

૧૦૬૨. હઝરત મસવર બિન મખ્ઝમા (રદી) કહે છે કે હઝરત રસુલુલ્લાહ, (સલ્લ.) એ (એક દિવસ) ઝભ્ભા વહેંચ્યા, પરંતુ મખ્ઝમા (રદી.)ને કોઈ ઝભ્ભો આપ્યો નહિં. મખ્ઝમાએ (મારાથી) કહયું, બેટા! મને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે લઈ ચાલ. જેથી હું તેમને લઈ ગયો. નબી (સલ્લ.) ના ઘરના દરવાજે પહોંચ્યા તો મખ્ઝમા (રદી.) એ કહયું અંદર જઈને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને બોલાવી લાવો. મેં (અંદર જઈને) હુઝુર (સલ્લ) ને આવવાની તકલીફ આપી આપ તરત જ બહાર તશરીફ લઈ આવ્યા તે સમયે આપના ઉપર તે જ ઝભ્ભામાંથી એક ઝભ્ભો પડયો હતો (જુદો) રાખી છોડયો. તેના પછી ફરમાવ્યું, મખ્ઝમા હવે રાજી થઈ ગયા.

૧૦૬૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) થી રિવાયત છે કે (એક દિવસ) હઝરત મોહમદ રસુલુલ્લાહ (સલ્લ.) પોતાની સાહબઝાદી હઝરત ફાતેમાના ઘેર તશરીફ લઈ ગયા, પરંતુ બહારથી જ ચાલ્યા, અંદર દાખલ ન થયા. હઝરત અલી (રદી.) આવ્યા તો તેમનાથી હઝરત ફાતેમા (રદી.) એ આની ચર્ચા કરી હઝરત અલી (રદી.) એ આવીને હુઝુર (સલ્લ)થી કિસ્સો વર્ણન કર્યો આપે ફરમાવ્યું, ફાતેમા (રદી.)ના દરવાજા પર રંગીન લીટીઓનો એક પડદો હતો મેં જોયો તો કહયું, આને દુનિયાથી શું સંબંધ ? (એટલા માટે હું પાછો આવી ગયો.) આ સાંભળીને હઝરત અલી (રદી.) સય્યેદાની પાસે તશરીફ લઈ આવ્યા અને સ્થિતી વર્ણવી સય્યેદાએ ફરમાવ્યું કે (સારૂં) પડદાના વિષે રસુલુલ્લાહ (સલ્લ.) જે હુકમ આપે (હું તેનુ પાલન કરીશ) જેથી હુઝુર (સલ્લ.) એ હુકમ આપ્યો કે ફલાણા ઘરવાળાઓને પડદો મોકલીદો કારણ કે તેમને જરૂરત છે. (હઝરત ફાતેમા (રદી.) એ મોકલી દીધો)

૧૦૬૪. હઝરત અલી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ

[સલ્લ.] એ મારી પાસે એક રેશમી જાડો ભેટ મોકલ્યો હું પહેરીને [હઝરત મોહંમદ રસુલુલ્લાહ [સલ્લ ની ખિદમતમાં] ગયા પરંતુ જ્યારે હુઝુર [સલ્લ.]ના ચહેરા પર ગુસ્સાનાં નિશાન જોયાં તો ફાડીને સ્ત્રીઓને વહેંચી દીધો.

૧૦૬૫. હઝરત અબ્દુર્રહમાન બિન અબુબક્ર [રઝી.] કહે છે કે (એક દિવસ) અમે કુલ (૧૩૦) માણસો) હુઝુર (સલ્લ.)ની સાથે હતા. આપે ફરમાવ્યું તમારામાંથી કોઈની પાસે ખાવાનું છે? સંજોગ વસાત તે સમયે એક માણસની પાસે (ફકત) લગભગ ત્રણ શેર ઘઉંનો લોટ હતો (હુઝુર (સલ્લ.) એ લઈ ને તેને ગુંદવાનો હુકમ આપ્યો) લોટ ગુંદી લેવામાં આવ્યો. એટલામાં એક લાંબો ચૌડો મુશ્રિક માણસ પોતાની બકરીઓ હાંકતો આવ્યો આપે તેનાથી ફરમાવ્યું, વેચવાનો ઈરાદો છે કે હદિયો આપવાનો? તેણે કહ્યું. વેચવાનો આપે એક બકરી ખરીદીને તૈયાર કરાવી અને કલેજીને ભૂનવાનો હુકમ આપ્યો હું ખુદાની કસમ ખાઈને કહું છું કે એક સો ત્રીસ માણસોમાંથી કોઈ પણ ન બચ્યો કે હુઝુર (સલ્લ.) એ તેને કલેજીનો કોઈ ટૂકડો ન આપ્યો હોય. જે કોઈ હાજર હતુ, તેને તો (તે જ સમયે) આપી દીધો, જે હાજર ન હતા, તેમના માટે રાખી મુકયા પછી આપે બકરીનો સુપ (બે મોટા) વાસણોમાં કર્યો જેને બધા માણસોએ પેટ ભરીને ખાધો અને બે પ્યાલા બચ્યા જેમને અમે ઊંટ પર રાખી લીધા.

૧૦૬૬. હઝરત અસ્મા બિન્તે અબુ બક્ર (રઝી.) કહે છે કે (એક વખત) હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) ના સમયમાં મારી મા શિર્કની સ્થિતીમાં મારા પાસે આવ્યાં. મેં હુઝુર (સલ્લ.) થી મસલો પુછયો કે મારી મા આવ્યાં છે અને મારાથી (સંબંધ રાખવાની) ઇચ્છા રાખે છે, શું હું તેમનાથી સંબંધ બનાવી રાખું? ફરમાવ્યું, હાં, તમારી માથી સમ્બંધ બાકી રાખો અને વર્તાવ કરો.

૧૦૬૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝી.) એ બનુ સુહેબના કુટુંબ માટે મરવાનની સામે જઈને સાક્ષી આપી કે હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત સુહેબ (રઝી.)ને બે નાના રૂમો અને એક હુજરો આપ્યો હતો. આપની સાક્ષી પર મરવાને બનુ સુહેબ (રઝી.)ને બન્ને નાના રૂમ અને હુજરો આપી દીધો.

૧૦૬૮. હઝરત જાબિર (રહી.) કહે છે, હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું, જે માણસને મકાન ભેટમાં આપવામાં આવે તે પુરી ઉમરના માટે તેનું થઇ જાય છે.

૧૦૬૯. હઝરત આઈશા (રહી.) ( એક વખત ) યમની કે સુતી ચાદર ઓઢેલ હતાં. જેની કિંમત પાંચ દીરહમ હતી. એટલામાં એમન આવ્યા હઝરતે ફરમાવ્યું, જરા નજર ઉઠાવીને મારી આ લોંડીને તો જૂઓ. ઘરમાં પણ આ ચાદરને ઓઢવાથી નાક ચઢાવે છે. જો કે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં મારી પાસે આવી ચાદર હતી અને મદીનાની કોઈ સ્ત્રી નહતી જે શણગારના સમયે આને વાપરવા ન મંગાવતી હોય.

૧૦૭૦ હઝરત અનસ બિન માલિક ( રહી. ) કહે છે કે જ્યારે મુહાજીરીન મકકાથી મદીના આવ્યા હતા તો તેમની પાસે કંઇ ન હતું અને અન્સારી લોકો પાસે જમીનો અને જાયદાદો હતી અને અન્સાર મુહાજીરીન વચ્ચે આ શરત નકકી કરાઈ હતી કે અન્સાર તો પોતાના માલની પૈદાવાર મુહાજીરીનને વાર્ષિક આપતા રહેશે અને મુહાજીરીન પુરો ધંધો અને બોજ ઉપાડવાના જવાબદાર રહેશે. મારી માએ જેમને ઉમ્મે સુલૈમ (રહી.) પણ કહે છે અને તે અબ્દુલ્લાહ બિન અબિ તલ્હા (રહી.)ની પણ મા હતા પોતાના ઝાડના ખજૂરો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ ) ને આપી હતી. હુઝુર (સલ્લ.) એ તે ખજૂરો પોતાની આઝાદ કરેલ બાંદી ઉમ્મે એમન ( રહી. ) એટલે કે ઉસામા બિન ઝેદની માને આપી દીધી. ખૈર કેટલાક દિવસો પછી જ્યારે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ખૈબરની લડાઇથી ફારીગ થઇને મદીના તશરીફ લાવ્યા, તો મુહાજીરીને અન્સારના તે બધા આપેલ ( ઝાડ ) પાછા આપી દીધા જેના ફળ અન્સારે મુહાજીરીનને આપી રાખ્યા હતા જેથી હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ પણ ઉમ્મે એમન (રહી.)ને પોતાના બગીચામાંથી વધારે ઝાડ આપી દીધા (અને પહેલાં ઝાડ પાછાં અપાવી દીધાં.)

૧૦૭૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ( રહી. ) કહે છે. હુઝુર (સલ્લ )એ ઇરશાદ ફરમાવ્યો કે ચાલીસ આદતો સારી છે. જેમાં એક

પર પણ, જો માણુસ સવાબની આશાથી અમલ કરે અને વાયદા કરેલને દીલથી સાચુ સમજે તો અલ્લાહ તઆલા તેને જરૂર જન્નતમાં દાખલ ફરમાવશે. આ આદતોમાંથી સૌથી ઉંચી કક્ષાની આદત આ છે કે માણુસ દૂધ પીવા માટે (કોઇને) બકરી આપે.

અહીં રીવાયત કરનાર કહે છે કે અમે બકરી મોકલવાને છોડીને બીજી વાતોને ગણુવા ઇચ્છયું. તેમાંથી સલામનો જવાબ આપવો, રસ્તાથી તકલીફ આપવાવાળી વસ્તુઓ દુર કરી દેવી વિગેરે, પરંતુ અમે પંદર વાતો પણુ ગણી ન શકયા.



# સાક્ષીના બયાન વિષે

૧૦૭૨. અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મારા ઝમાનાના લોકો ઘણા સારા છે, પછી તે લોકો ઘણા સારા છે જેમનો ઝમાનો તેમના ઝમાનાથી જોડાયેલો હોય, અને પછી તે લોકો ઘણા સારા છે જેમનો ઝમાનો છેવટના ઝમાનાવાળાઓના નજીક છે. તેના પછી એવા લોકો આવશે કે તેમની સાક્ષી તેમની કસમોથી પહેલાં હશે. અને તેમની કસમો તેમની સાક્ષીથી પહેલાં હશે.

૧૦૭૩. ઈબ્ને અબુબક્ર (રદી.) પોતાના બાપથી રિવાયત કરે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે હું તમોને ત્રણ મોટા ગુનાહો બતાઉ લોકોએ અર્ઝ કરી, હા, જરૂર ફરમાવો પહેલો ખુદાનો શરીક બનાવવો, બીજો મા–બાપની નફરમાની કરવી પછી આપ ઓશીકે ટેકો લઈ બેસી ગયા અને ફરમાવ્યું કે હોશની સાથે સાંભળો, ત્રીજો ગુનોહ જૂઠ બોલવું, આપે તેને કેટલીએ વાર દોહરાવ્યું. ત્યાં સુધી કે અમે લોકોએ ઇચ્છયું કે કાશ આપ ચૂપ થઈ જાય તો ઘણું સારું હતું.

૧૦૭૪. હઝરત આઈશા (રદી.) ફરમાવે છે કે નબી (સલ્લ.) એ એક માણુસને જોયો કે તે મસ્જિદમાં કુરઆનની તિલાવત કરી રહયો છે. ફરમાવ્યું કે અલ્લાહ તઆલા તે માણુસ પર રહમ કરે. તેણે મને ફલાણી ફલાણી આયત, ફલાણી ફલાણી સૂરત યાદ અપાવી જેને હું ભૂલી ગયો હતો.

૧૦૭૫. હઝરત આઇશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ મારા

ઘરમાં તહજ્જુદની નમાઝ પઢી, તો આપે સાંભળ્યું કે ઉબાદા બિન બશીર (રદી.) મસ્જિદમાં નમાઝ પઢી રહયા છે. ફરમાવ્યું, આઇશા (રદી.)! શું આ ઉબાદા (રદી.) ની અવાઝ છે? મેં અર્ઝ કરી, જી, હા. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે ઉબાદા પર અલ્લાહ તઆલા રહમ કરે.

૧૦૭૬. હઝરત આઇશા (રદી.) કહે છે કે જ્યારે હઝરત મોહંમદ રસુલે મકબુલ (સલ્લ.) કોઇ સફરમાં તશરીફ લઇ જતા તો પોતાની પત્નિઓમાં ચીઠ્ઠીઓ નાખ્યા કરતા હતા. જેનું નામ નિકળી આવતુ તેને પોતાની સાથે લઈ જતા, એક વખત આપ લડાઈ (જેહાદ) માં તશરીફ લઈ જઈ રહયા હતા, તો આપે ચીઠ્ઠી નાખી, તેમાં મારૂ નામ નિકળી આવ્યું એટલા માટે આપે મને સાથે લઇ લીધી અને આ તે સમય હતો કે પડદાનો હુકમ ઉતરી ગયો હતો, એટલા માટે મને કાઠડામાં સવાર કરવામાં આવતી હતી. અને ત્યાં રોકાઈ જતા ત્યાં હું તેમાં જ ઉતરી જતી. જ્યારે હુઝુર (સલ્લ.) જેહાદ (લડાઇ)થી ફારીગ થઈ ગયા અને પાછા ફરીને મદીનાના નજીક પહોંચીને રોકાયા. પછી તે સ્થળેથી કુચનો હુકમ આપ્યો તો હું સંડાસ માટે પોતાની જગ્યાએથી ઘણી દૂર ચાલી ગઇ. જરૂરત પૂરી થયા પછી પાછી ફરીને જ્યારે પોતાના કાઠડાની પાસે આવી અને મારા સિના પર હાથ ફેરવ્યો તો ખબર પડી કે અઝફારનો હાર જે મારા ગળામાં પડેલ હતો, ગુમ થઈ ગયો કે (તૂટી ગયો) એટલા ફરીથી સંડાસની જગ્યાએ પહોંચી અને તેને શોધવો શરૂ કર્યો અને તેને શોધવામાં મને ઘણી વાર થઈ ગઈ આ બાજુ લોકોએ મારી સવારીના કાઠડાને ઉઠાવીને ઊંટ પર બાંધી દીધો. કારણ કે તેમનો આ ખ્યાલ હતો, કે કાઠડામાં હું મૌજુદ છું. કારણ કે તે વખતે સ્ત્રીઓ હલ્કી ફુલ્કી હોતી ભારે અને વજનદાર હોતી ન હતી. કારણ કે ઓછું ખાવાના ભારે ભરખમ હોઈ શકતી ન હતી એટલા માટે હોદજ (કાઠડો) ઉપાડતા સમયે લોકોને ખબર ન પડી અને તેને ઉપાડીને ઊંટ પર મુકી દીધો. અને બીજી આ વાત પણ હતી કે હું તે સમયે નાની ઉંમરની બાળક હતી. જ્યારે તે કાઠડો બાંધી ચૂકયા તો ઊંટનો હાંકી દીધો અને કુચ કરીને ચાલ્યા. જ્યારે લોકો ચાલ્યા ગયા તો મને હાર મળ્યો. હું પાછી ફરીને કાફલાના

સ્થળે આવી. જોયું કે બધા જતા રહયા છે અને તે સ્થળે કોઈ પણ બાકી નથી રહયું. મજબુર થઈને હું પોતાની અસલી જગ્યાએ રોકાઈ ગઈ અને આ વિચાર્યું કે જ્યારે લોકો મને કાઠડામાં જોશે નહિં તો વગર શકે (ચોક્કસ) પાછા ફરીને અહીં જ આવશે. પછી હું બેઠાં બેઠાં ઊંઘી ગઈ. અને સફ્વાન બિન મુઅત્તલ સલમી જેને ઝકવાની પણ કહે છે, લશ્કરના પાછળ રહયા કરતા હતા. જ્યારે તે સવારના સમયે મારી નજીક પહોંચ્યા અને તેમણે માણુસની શકલ જોઇ તે મારી નજીક આવ્યા અને મને ઓળખી લીધી કારણ કે તે મને પહેલાં જોઇ ચૂકયા હતા. તેમણે આયત 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઇલૈહિ રાજીઉન પઢી હું તેમની આવાઝથી જાગી ગઇ. અને તેમણે ઊંટણી બેસાડીને પોતાનો હાથ તેના પગ પર રાખ્યો તેના ઝરીએ હું ચઢી ગઇ પછી અમે ત્યાંથી ચાલ્યાં અને લશ્કર સુધી પહોંચી ગયાં કારણ કે તે સમયે ગરમીના કારણે લશ્કર રોકાયું હતું. આટલા સમયમાં જેને તોહમત બાંધવાનો મકસદ હતો તેણે બાંધી લીધી અને પોતાના મગજમાં યોજના બનાવી લીધી અને આ તોહમતનો બાની અબ્દુલ્લાહ બિન ઉબઇ હતો, જ્યારે કે અમે મદીનામાં આવી ગયા તો હું ત્યાં પહોંચીને બિમાર થઈ ગઇ અને એક મહિના સુધી બિમાર રહી. અને લોકો તોહમતવાળાઓના વિષે વાતચીત કરી રહયા હતા. અને મને પણ આ કારણે શંકા થતી હતી, કે હું બિમારીની સ્થિતીમાં હઝરત (સલ્લ.) ને જોતી હતી કે આપની તે મહેરબાની જે પહેલાં મારા પર હતી, હવે તે રહી ન હતી. બસ આટલું હતું કે આપ જ્યારે દાખલ થતા તો એટલુ ફરમાવતા કે તમે કેમ છો ? અને સલામ અલૈક કરીને તશરીફ લઇ જતા. તે સમયે હું ઘણી જ કમજોર હતી, મને જ્યારે સંડાસની જરૂરત હોતી તો હું અને ઉમ્મે મિસતહ મનાસહના સ્થળની તરફ ચાલ્યાં જતાં હતાં કારણ કે તે અમારી સંડાસની જગ્યા હતી, અને તે સ્થળ પર અમે સંડાસ કર્યા પછી બીજી રાત સુધી ફારીગ થઈ જતા અને આ તે સમયનો કિસ્સો છે કે જાજરૂ ઘરોમાં બનતાં ન હતાં. અને અમારો કાયદો હતો, પહેલા અરબોની જેમ સંડાસ અને તહારત માટે જંગલમાં જતાં હતાં જ્યારે અમે સંડાસથી પાછા ફરીને ચાલ્યાં તો રસ્તામાં ઉમ્મે મિસતહ ચાદરમાં ફસાઈને નિચે પડયાં અને કહેવા લાગ્યાં કે ખુદા મિસતહનું ખરાબ કરે મેં તેના જવાબમાં કહ્યું

કે તમે આ ઘણીજ ખરાબ વાત કહી કારણ કે તે બદરની લડાઇમાં શરીક થયા છે. આવા માણસના વિષે ખરાબ કહેવું ન જોઈએ ઉમ્મે મિસતહએ કહ્યું કે તમોને તેની વાતોની ખબર છે કે તેણે શું કહયું છે? અને પછી તોહમતનો પુરો કિસ્સો મારી સામે દોહરાવ્યો મને આ સાંભળીને બિમારી પર બિમારી થઈ ગઈ જ્યારે ઘેર પહોંચી તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ઘરમાં તશરીફ લાવ્યા અને સલામ કરી અને ફરમાવ્યું કે તમે કેમ છો? મેં અર્ઝ કરી, મને મારા મા–બાપના ત્યાં જતા રહેવાની રજા આપો આઇશા (રદી.) કહે છે કે મારો આ ઈરાદો હતો કે મારા મા–બાપના ત્યાં જઈને તેની હકીકતની ખબર કરું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ જવાની રજા આપી દીધી જ્યારે હું પીયર આવી ગઈ તો મેં મારા મા–બાપથી પુછયું કે લોકો શું વાતો કરે છે? તો તેમણે જવાબ આપ્યો કે તમે પોતાની સ્થિતીને સહન કરી રાખો આ કાયદો છે કે જ્યારે કોઈ માણસની કોઈ પત્નિ ખુબ સુરત હોય અને તેની સૌત (શોકય) પણ હાજર હોય અને તે માણસ પોતાની તે પત્નિથી મોહબ્બત રાખતો હોય તો તે સ્ત્રીઓ જરૂર તેની ખામીઓ કાઢે છે. મેં કહ્યું, સુબ્હાનલ્લાહ, લોકો આવી આવી વાતો એકબીજાથી કરે છે, હઝરત આઇશા (રદી.) કહે છે કે રાત મારી પર એવી પસાર થઈ કે ન હું ઊંઘી અને ન મારાં આંસું રોકાયાં અને આજ સ્થિતીમાં સવાર થઈ ગઈ. આ બાજુ હઝરત અલી બિન અબી તાલીબ (રદી.) અને ઉસામા બિન ઝેદ (રદી.) ને બોલાવ્યા જેથી પોતાની પત્નિ વિષે મશ્વેરો લે. કારણ કે 'વહી'માં મોડું થઈ ગયું હતું તો ઉસામા (રદી.) એ આપની પોતાની પત્નિ તરફ મોહબ્બત જોતાં મશ્વેરો આપ્યો જે યોગ્ય હતો અને આમ અર્ઝ કરી કે હે હઝરત (સલ્લ.)! તે આપની ઘરવાળી છે અને જ્યાં સુધી અમારો ખ્યાલ છે, તેમની તરફ નેકી જ છે. તેમનામાં અમોને કોઈ બુરાઈ જણાતી નથી બાકી રહયા હઝરત અલી (રદી.) તો તેમણે, અર્ઝ કરી કે હુઝુર (સલ્લ.) અલ્લાહ તઆલાએ આપના પર તંગી કરી નથી. તેમના સિવાય આપને ઘણી સ્ત્રીઓ મળી શકે છે. આપ તેમની લોંડી (બરીરા (રદી.)ને બોલાવીને પુછી લો. તે આપથી સત્ય કહેશે. હઝરત (સલ્લ.) એ બરીરા (રદી.) ને બોલાવ્યા અને ફરમાવ્યું, બરીરા શું તમે આઈશા (રદી.) માં કોઇ એવી વાત જોઇ છે જે શંકા ઉત્પન

કરવાવાળી હોય. બરીશ (રદી.) એ અર્ઝ કરી કે ખુદાની કસમ ! જેણે આપને સાચા રસુલ મોકલ્યા છે. મેં તેમનામાં કોઈ દોષ (ખામી) જોયો નથી. આટલી વાત જરૂર છે કે લોટ છોડીને બાળપણના કારણે ઊંઘી જાય છે અને બકરી આવી ને ખાઇ લે છે.

આને સાંભળીને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) તશરીફ લઇ ગયા અને ફરમાવ્યું કે તે માણસના તરફથી મને કોણ મજબુર સમજશે અથવા મારી મદદ કરશે. જેણે મારી પત્નિ પર તોહમત લગાવીને મને તકલીફ આપી છે. ખુદાની કસમ ! મારી પત્નિમાં કોઈ પણ જાતની બુરાઈ જોઇ નથી. તે માણુસની તોહમતનો સંબંધ તેવા માણુસથી લગાવ્યો કે મારી રજા વગર મારા ઘરમાં કદી ગયો નથી અને ન જઈ શકે છે. આ સાંભળીને સઅદ બિન મઆઝ (રદી.) એ ઉભા થઇને અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ! આપને તેના તરફથી મજબુર સમજુ છું. આપ ફરમવો છો કે જો કોઇ માણુસ ઔસ કુટુંબથી હોય તો અમે તેને મારી નાખવા માટે તૈયાર છીએ. અને ખજરજ કુટુંબથી કોઇ અમારો ભાઈ હોય તો જે હુકમ આપ અમોને આપો તેના પ્રમાણે કાર્ય કરીશું. આ સાંભળીને સઅદ બિન ઉબાદા ઉભા થયા કારણકે તેઓ ખજરજ કુટુંબના સરદાર હતા અને ઘણા સારા માણુસ હતા. પરંતુ તે સમયે તેમને કુટુંબની હમદર્દીએ ઉભાર્યા અને કહેવા લાગ્યા કે તમે ન તો કતલ કરી શકો છો અને ન તમે આવા કાર્ય પર કાબુ મેળવી શકો છો. આ સાંભળી ને ઉસૈદ બિન હુઝેર ઉભા થઇ ગયા અને કહ્યું, હે ઇબ્ને ઉબાદા (રદી.) ! તમે જુઠ્ઠા છો પરંતુ અમે એવા માણુસને ચોક્કસ કતલ કરીશું અને ખબર પડી કે તમે ચોક્કસ મુનાફીક છો કે મુનાફીકોની તરફદારીમાં લડો છો. (આ વાતચીતથી) ઔસ અને ખજરજ કુટુંબમાં લડાઈની નૌબત પહોંચી અને મારામારીનો ભય થવા લાગ્યો. રસુલે મકબુલ (સલ્લ.) તે સમયે મિંમ્બર પર તશરીફ રાખેલ હતા. આ જોઈને ઉતર્યા અને તે લોકોને ચૂપ કરી દીધા. હું તે દિવસે પુરો દિવસ રોતી રહી. મારે એક મીનીટ પણ આંસુ ન રોકાયાં અને ન મને ઉંઘ આવી. સવારના સમયે મારાં મા-બાપ તશરીફ લાવ્યાં અને મને બે રાતો અને એક દિવસ રોતાં પસાર થયા હતા, અને

તેનાથી મને આ ખ્યાલ પૈદા થઇ ગયો. હતો કે મારૂ દિલ ફાટી જશે. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે મારા મા-બાપ મારી પાસે બેઠેલા હતા કે અન્સારી સ્ત્રીએ અંદર આવવાની રજા ઇચ્છી અને આવીને મારી સાથે રડવા લાગી અમે આ સ્થિતિમાં હતાં કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) તશરીફ લાવ્યા અને મારી પાસે બેસી ગયા. તોહમત લાગવાના સમયથી લઇને હજુ સુધી આપ મારી નજીક કદી બેઠા ન હતા. અને આ વાતને એક મહિનાનો ગાળો પસાર થઇ ગયો હતો. આ સમયમાં આપ પર કોઈ ' વહી ' પણ ન ઉતરી. આ જ આઇશા ( રદી ) કહે છે કે તે દિવસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ' તશહહુદ ' પઢયું. પછી સંબોધન ફરમાવ્યું કે હે આઇશા ( રદી. ! મને તમારા વિષે ફલાણી ફલાણી વાતની ખબર પડી છે એટલા માટે જો તમે તેનાથી બચેલી છો અને આ વાતો જુઠ્ઠી છે તો જલ્દી અલ્લાહ તઆલા ' વહી ' ના મારફતે તમારી બરાત ( તોહમતથી પાક ) કરી દેશે અને જો તમે એવા કામનો ઇરાદો કર્યો છે તો ખુદાથી પનાહ માગો અને તૌબા કરો. કારણ કે જયારે કોઈ બંદો ખુદાથી તૌબા કરે છે અને માફી ચાહે છે તો અલ્લાહ તઆલા તેના ગુનાહ માફ કરી દે છે.

જ્યારે ખુદાના રસુલ ( સલ્લ. ) આ વાત પુરી કરી ચુકયા તો મારાં આસું તરત જ બંધ થઇ ગયાં અને બિલકુલ અસર જ ન રહયો. મેં મારા પિતાથી કહ્યું કે આપ મારી તરફથી હઝરત ( સલ્લ. ) ને જવાબ આપો. પરંતુ તેમણે કહયું કે મારી સમજમાં કંઇ આવતુ નથી કે હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ને શું જવાબ આપું ? તેના પછી મેં માથી કહયું કે આપ કંઈ જવાબ આપો તો તેમણે પણ આજ કહ્યું કે મારી સમજમાં કંઇ આવતું નથી કે હું શું જવાબ આપું. આઇશા ( રદી ) કહે છે, હું જો કે નાની ઉમરની છોકરી હતી અને કુરઆન પણ વધારે પઢેલ ન હતી પરંતુ આનીપર પણ મેં જવાબ આપ્યો કે લોકોની વાતો આપે ઘણી સાંભળી લીધી છે અને આપનાં દિલમાં ઘણી ઘર કરી ગઇ છે અને તેમનું યકીન પણ કરી ચુકયા છો તો હું આપથી કહુ પણ કે હું પાક છું ( અને ખુદા ખુબ જાણે છે કે હુ તેનાથી પાક ( બરી ) છું તો આપ તેનું તરત જ યકીન કરી લેશો ? ખુદાની

કસમ. મને મારી તમારી મિસાલ આ સમયે યુસુફ ( અલૈ. ) ના પિતા યાકુબ ( અલૈ. ) ની જેમ જણાય છે જે સમયની તકલીફના કારણે તેમણે કહયું હતું, ' ફસબરૂન જમીલુન વલ્લાહુલ્મુસ્તઆનુ અલામા તસીફુન ' મારૂં કાર્ય તો સબ્ર જમીલ છે અને અલ્લાહ તઆલા મદદ આપનારો છે.

તે પર જેને તમે કહો છો આ કહીને હું મારા બિસ્તર પર ગઇ પરંતુ મને આની આશા હતી કે અલ્લાહ તઆલા મારી બરાઅત ( તોહમતથી પાક ) નો હુકમ ચોક્કસ નાઝીલ કરશે. હા, આનો જરૂર ખ્યાલ હતો કે મારા વિષે આવી 'વહી' નાઝીલ થશે નહિ, જેની તિલાવત કરવામાં આવશે કારણ હું મને પોતાને તેનાથી હકીર સમજતી હતી કે કુરઆનમાં મારા વિષે કોઇ આયત બયાન કરવામાં આવે પરંતુ આ ખ્યાલ હતો કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોઇ સ્વપ્ન જોશે જેનાથી મારી બરાઅત ( તોહમતથી પાક ) આપ પર જાહેર થઇ જશે. હું આ જ વિચારમાં હતી કે હઝરત મોહંમદ રસુ-લુલ્લાહ ( સલ્લ.) પર 'વહી' ઉતરવી શરૂ થઈ આપ કહે છે કે હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) પોતાની જગ્યાએથી ઉઠયા ન હતા અને દરેક માણસ પોત પોતાની જગ્યાએ બેઠેલો હતો કે ' વહી ' ઉતરવી શરૂ થઈ અને આપ પરસેવામાં તરબોળ થવા શરુ થયા અને પરસેવાનાં ટીપાં ઉપરથી મોતીયોની જેમ ટપકવા લાગ્યાં તેમ છતાં પણ કે ઠંડીનો દિવસ હતો. પછી જ્યારે આપની આ સ્થિતી જતી રહી તો આપે હસતાં હસતાં ફરમાવ્યું કે આઇશા ( રદી. )! તમે અલ્લાહ તઆલાની તારીફ ( વખાણ ) કરો કારણ કે તમને તેણે બરી (તહોમતથી પાક ) કરી દીધાં.

તેના પછી મારાં માએ કહયું, હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )ની સામે ઉભા રહીને આપનો આભાર વ્યક્ત કરો. તેના જવાબમાં મેં કહ્યું કે ખુદાની કસમ ! હું હરગીઝ આપની સામે ઉભી થઈશ નહિ અને અલ્લાહના સિવાય કોઈની હમ્દ ( વખાણ ) કરીશ નહિ. તે ' વહી 'માં અલ્લાહ તઆલાએ આ આયતો નાઝીલ ફરમાવી 'ઇન્નલ્લઝીન જાઉ બિલ ઇફ્કિ (છેવટ સુધી ) તો જ્યારે મારા વિષે આ આયતો નાઝીલ થઈ ચુકી તો હઝરત અબુબક ( રદી. ) એ કહ્યું,

હવે હું મિસ્તહ પર કદી કોઇ વસ્તુ ખર્ચ કરીશ નહિ. તે સમયે ખુદાએ આ આયત નાઝીલ ફરમાવી કે 'વલા યાતલિ ઉલુલ ફઝલ મિનકુમ (છેવટ સુધી) એટલે કે તમારામાંથી બુઝુર્ગીવાળા અને માલવાળા પોતાના સંબંધીઓની સાથે સંબંધ રાખવાથી દૂર ન રહે (છેવટ સુધી) આ સાંભળીને હઝરત અબુબક્ર (રદી.)એ કહ્યું, મને મારી બક્ષીસ મંજુર છે અને મિસ્તહનું ખર્ચ પહેલાંની જેમ ચાલુ કરી દીધું અને તેની પાસે ગયા.

આ બાજુ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત ઝેનબ (રદી.)થી પૂછયું, હે ઝેનબ! તમે આઇશા (રદી.)ના વિષે શું કહો છો? તેમણે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મે આઈશા (રદી.) માં ભલાઈના સિવાય કોઈ બુરાઈ જોઈ નથી. હઝરત આઇશા (રદી.) કહે છે કે આ તે જ પત્નિ હતા જે મારી બરાબરીનો દાવો રાખતાં હતાં. પરંતુ અલ્લાહ તઆલાએ તકવાના કારણે તેમને તોહમત મુકવાથી હિફાઝતથી રાખ્યાં.

૧૦૭૭. હઝરત અબુબક્ર (રદી.) કહે છે કે એક માણસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સામે બીજાના વખાણ કર્યા તો આપે ફરમાવ્યું, તારા પર ઘણો અફસોસ છે કે તેં જેની તારીફ કરી છે તેની તે ગર્દન કાપી નાખી. અને તે પણ ઘણી વખત ફરમાવ્યું. તેના પછી ફરમાવ્યું કે જે સમયે કોઈના વખાણ કરવાનો હેતુ હોય તો એમ કહેવું જોઇએ કે હુ તેને આવો જાણું છું અને અલ્લાહ તઆલા સાચું ઈલ્મ રાખે છે. ખુદા એવાઓના સિવાય બીજાને પવિત્ર કરતો નથી. આ પણ તે સમયે કહે જ્યારે કે તે માણસની જાણકારીમાં આ લક્ષણો તેમાં મૌજુદ હોય.

૧૦૭૮. ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મને ઓહદની લડાઈના દિવસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં પેશ કરવામાં આવ્યો, તે સમયે મારી ઉંમર ૧૪ વર્ષની હતી. આપે મને રજા ન આપી પછી મને ખન્દકની લડાઈમાં પેશ કરવામાં આવ્યો, તે સમયે હું ૧૫ વર્ષનો હતો તો આપે મને લડાઈમાં શરીક થવાની રજા આપી દીધી.

૧૦૭૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ એક કૌમને કસમ ખાવા માટે ફરમાવ્યું, તો દરેક માણસ કસમ ખાવામાં ઉતાવળ કરવા લાગ્યો. તો આપે હુકમ આપ્યો કે તેઓમાં ચિઠ્ઠી નાખો, જેનું નામ આવે તે જ કસમ ખાય.

૧૦૮૦. ઈબ્ને ઉમર ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )એ ફરમાવ્યું, દરેક માણસ કસમ ખાવા ઇચ્છે તો ખુદાની કસમ ખાય, નહિં તો ચૂપ રહે.



# સમજુતીના બયાન વિષે

૧૦૮૧. હઝરત ઉમ્મે કુલસુમ બિન્તે ઉકબા ( રદી. ) એ કહયું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ફરમાવતા હતા કે જે માણસ લોકોમાં સુધાર કરવાની સાચી ઇચ્છા રાખતો હોય તે બેહતર જુઠ બયાન કરે.

૧૦૮૨. હઝરત સહલ બિન સઅદ ( રદી. ) કહે છે કે કુબાના લોકોએ આપસમાં લડાઈ અને ફસાદ કરી. ત્યાં સુધી કે આપસમાં પત્થરોથી લડયા. આ ખબર હઝરત ( સલ્લ. ) ને થઇ તો ફરમાવ્યું કે અમોને લઈ ચાલો. અમે સમજુતી કરાવી દઈશું

૧૦૮૩. હઝરત બરા બિન આઝીબ ( રદી. ) કહે છે કે રસુલુલ્લાહ ( સલ્લ. ) એ જીલ્કાદના મહિનામાં ઉમરા અદા કર્યો તો મક્કાવાળા- આપને મક્કામાં દાખલ થવાથી રોકી દીધા. છેવટે હુઝુર ( સલ્લ. ) એ આ વાત પર સમજુતી કરી લીધી કે આપ ત્યાં ત્રણ દિવસ વધારે રોકાયા. પછી જ્યારે તે લોકોએ સમજુતીનામું લખ્યું કે આ સમજુતીનામું તે છે જેના પર મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ સમજુતી કરી છે. કુફ્ફારોએ કહયું, અમે આને પસંદ કરતા નથી કારણ કે જો અમે આપને ખુદાના રસુલ માનતા તો આપને મક્કામાં આવવાથી રોકતા શા માટે ? પરંતુ અમે આપને મોહંમદ બિન અબ્દુ- લ્લાહ માનીએ છીએ. હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું કે મોહંમદ બિન અબ્દુલ્લાહ પણ છુ અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) પણ. હે અલી ! હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) કાઢી નાખો હઝરત અલી ( રદી. ) એ અર્ઝ કરી, ખુદાની કસમ ! હું કાઢીશ નહિં તો આપે સમજુતીનામુ લઈ લીધું અને લખી દીધુ આ તે સમજુતી- નામુ છે જેના પર મોહંમદ બિન અબ્દુલ્લાહે સમજુતી કરી છે કે

મક્કામાં હથિયારો સાથે દાખલ થઈશું નહિં. અને જો મક્કાના રહેવાવાળાઓમાંથી કોઈ માણુસ આપની સાથે જવા ઈચ્છશે તો તેને પોતાની સાથે લઈ જશે નહિં. અને જો આપના સહાબા (રદી.) માં કોઈ માણુસ મક્કામાં રોકાવવા ઈચ્છશે તો તેને ના પાડીશું નહિં. એટલા માટે જ્યારે આપ મક્કામાં તશરીફ લાવ્યા અને નક્કી કરેલ મુદત પુરી થઇ ગઈ તો મક્કાવાળાઓએ હઝરત અલી (રદી) થી કહયું કે આપ આપના સાથીથી કહી દો કે મુદત પુરી થઇ ગઈ, હવે મક્કા ખાલી કરી દો. છેવટે હઝરત (સલ્લ.) ત્યાંથી ચાલ્યા. હઝરત હમ્ઝા (રદી.) ની પુત્રી પાછળ પાછળ દોડી અને કાકા-કાકા કહીને અવાજ આપી. હઝરત અલી (રદી.) એ પકડીને હઝરત ફાતેમા (રદી.) ને સોંપી દીધી. કે આપના કાકાની પુત્રીને સંભાળો અને (તમારી સાથે સવાર કરી લો) રિવાયત કરવાવાળા કહે છે કે મદીનામાં પહોંચીને હઝરત અલી (રદી.) અને હઝરત ઝેદ (રદી.) અને જાફર (રદી.) નો તે છોકરી ના વિષે લડાઇ થઇ. હઝરત અલી (રદી.) એ કહયું કે હું આનો હકદાર છું કારણ કે આ મારા કાકાની પુત્રી છે અને મારાં પત્નિ આની માસી પણ થાય છે. ઝેદ (રદી.)એ કહ્યું કે મારી ભત્રીજી છે. પરંતુ ખુદાના રસુલ (સલ્લ.)એ માસીના વિષે ફેંસલો કર્યો અને ફરમાવ્યું કે માસી માના બરાબર છે અને હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું કે તમે મારાથી અને હુ તમારાથી છું અને જાફર (રદી.)થી ફરમાવ્યું કે તમે મારી આદત અને દેખાવ (મળતાપણા) બન્નેમાં મારાથી મળતા જુલતા છો અને ઝેદ (રદી.) થી ફરમાવ્યું તમે અમારા ભાઇ છો અને દોસ્ત છો.

૧૦૮૪. હઝરત અબુબક્ર (રદી.) કહે છે કે મેં જોયું કે ખુદાના રસુલ (સલ્લ.) મિમ્બર પર તશરીફ રાખે છે અને હસન બિન અલી (રદી.) આપના પેહલુમાં તશરીફ રાખે છે અને હઝરત (સલ્લ.) કદીક તો હઝરત હસન (રદી.)ની તરફ ધ્યાન આપે છે અને કદીક લોકોની તરફ ધ્યાન આપીને ફરમાવે છે કે મારો પુત્ર સરદાર છે. અને અલ્લાહ તઆલા આના જરીએ બે મોટા મોટા જુથોમાં સમજુતી કરાવશે.

૧૦૮૫. હઝરત આઇશા (રદી.) કહે છે કે (એક વખત)

ખુદાના રસુલ ( સલ્લ. )એ સાંભળ્યું કે બે માણુસો દરવાજાની બહાર ઘણા જોરેશોરથી લડી રહ્યા છે અને જોરદાર અવાજમાં એક બીજાને ધમકાવી રહ્યા છે. તેમાંથી એક આ ઇચ્છતો હતો કે બીજો કંઈક દેવામાં ઓછું કરી દે અને નરમી કરે અને બીજો આ કહેતો હતો કે હું કદી ઓછું કરીશ નહિ. અને કસમ ખાતો હતો ( આ જ સાંભળીને ) હઝરત ( સલ્લ. ) બહાર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે તે માણુસ કયાં છે જે ખુદાની કસમ ખાઈ રહ્યો હતો અને કહેતો હતો કે હું સારૂં (અચ્છાઈ) કરીશ નહિ. તે માણુસે કહ્યું, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )! હું છું. આપને શું વાત પસંદ છે અને પ્યારી છે. ( હું ખુશ છું. )



# શરતના બયાન વિષે

૧૦૮૬. હઝરત ઉકબા બિન આમીર (રદી.) કહે છે કે રસુલુ-લ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે જે શરતો પુરી કરવાની વધારે હકદાર છે તે 'વહી' છે. જેના જરીએ તમે શર્મગાહોને હલાલ કરી છે (એટલે કે નિકાહની શરતો.)

૧૦૮૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક ગામડીયો હઝરત (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કરી, હે મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! આપને ખુદાની કસમ આપું છું કે આપ મારો ફેંસલો અલ્લાહની કિતાબ પ્રમાણે કરો. તેના મુકાબલા-વાળાએ કહ્યું અને તે સમજદાર પણ હતો કે હા, હે મોહંમદ રસુલુ-લ્લાહ (સલ્લ.)! ખુદાની કિતાબના પ્રમાણે જ ફેંસલો કરો. આપે ફરમાવ્યું, સારું, કહો, તેણે કહ્યું કે મારો પુત્ર તેનો મજુર હતો. તેણે તેની પત્નિ સાથે ઝિના (સંભોગ) કરી. મને આ જાણ થઈ કે તે પત્થર મારવાના લાયક થઈ ગયો. એટલા માટે મેં આને એક સો બકરીઓ અને એક બાંદી મારા પુત્રના ફીદીઆમાં આપી દીધી. તેના પછી મેં આલીમોથી પુછયું, તો તેમણે કહ્યું કે તારા પુત્ર પર સો ચાબુક અને એક વર્ષ માટે શહેરથી નિકળવું જરૂરી છે. આપે ફર-માવ્યું કે મને તે ઝાતની કસમ જેની કુદરતના તાબામાં મારો જીવ છે. હું તમારા બન્નેમાં. ખુદાની કિતાબથી જ ફેંસલો કરીશ. એટલા માટે બાંદી અને બકરીયો તને પાછી મળવી જોઈએ અને તારા પુત્ર પર સો ચાબુક અને એક વર્ષ માટે દેશ નિકાલ જરૂરી છે.

હે અનીસ, જાઓ, જો આની પત્ની કબુલ કરે તો તેને પત્થરોથી

મારી નાખજો. હુકમના પ્રમાણે જ્યારે અનીસ ગયા તો તેણે કબુલ કર્યું અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ના હુકમના પ્રમાણે તેને પત્થર મારવામાં આવ્યા.

૧૦૮૮. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે જે સમયે અબ્દુલ્લાહ બિન ઉંમર (રદી.)ના ખૈબરવાળાઓએ હાથ પગ તોડી નાખ્યા તો હઝરત ઉમર (રદી.) ખુત્બા માટે ઊભા થયા અને ફરમાવ્યું કે અમે તેમને આ મામલામાં તે સમય સુધી કાયમ રાખીશું, જે સમય સુધી ખુદા તેમને કાયમ રાખે અને અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ખૈબરને પોતાના માલના માટે ગયા હતા. ત્યાંના માણસોએ તેમના હાથ–પગ તોડી નાખ્યા અને તેમના ઉપર જબરજસ્તી કરી અને ત્યાં તેમના (યહુદીઓ) સિવાય આપણા લોકોના કોઈ દુશ્મન નથી અને ન કોઈ બીજો તોહમત લગાવવાના લાયક છે. અને મેં તેઓને દેશનિકાલ કરી દેવાનો ઇરાદો કરી લીધો છે. હઝરત ઉમર (રદી.) તેઓને દેશ નિકાલ પર અડી ગયા તો બનુલ હકીમમાંથી એક માણુસ આપની પાસે આવ્યો અને એમ અર્ઝ કરી કે અમીરૂલ મોમિનીન! શું આપ અમોને દેશથી નિકાળવા ચાહો છો? જો કે ખુદાના રસુલ (સલ્લ.)એ અમોને અમારા માલ પર કાયમ રાખ્યા હતા અને આ જ માલ પર અમારાથી મામલો કર્યો હતો આને જ અમારા માટે શરત નક્કી કરી હતી. હઝરત ઉમર (રદી.)એ જવાબ આપ્યો કે તું શું સમજે છે કે હુઝુર (સલ્લ.)નું આ ફરમાન હું ભૂલી ગયો છું? તે સમયે તારી સ્થિતી શું હશે, જે સમયે તું ખૈબરથી નિકાળવામાં આવશે અને તારી સવારીની ઊંટણી ભાગ ભાગ રાતોરાત જઈ રહી હશે. તેણે કહ્યું, આ તો અબુલ કાસીમ (સલ્લ.)ની બકવાસ હતી. હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે ખુદાના દુશ્મન! તું જુઠ્ઠો છે. પછી આપે ફળો, કોઠીઓ અને રસ્સીઓની કિંમત આપી તેઓને દેશથી કાઢી મુકયા.

૧૦૮૯. હઝરત મસઉદ બિન મખ્ઝમા (રદી.) અને મરવાન (રદી.) કહે છે કે હઝરત મોહંમદ ખુદાના રસુલ (સલ્લ.) જે સમયે હુદયબિયાના સફરે રવાના થયા. અને કેટલોક રસ્તો પાર કરી લીધો તો આપે ફરમાવ્યું કે ખાલિદ બિન વલિદ (રદી.) ગુમેમ

નામના સ્થળે કુરેશના લશ્કરની આગળની ટુકડી છે. એટલા માટે તમારે પણ તે તરફ ચાલવું જોઇએ.

ખાલિદ (રદી,)ને ખુદાની કસમ ! આપની ખબર પણ ન હતી. ફક્ત એક કાળા ધુમાડાના ગોટા જોઇને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) ની આવવાની ખબર આપીને કુરેશને ડરાવી દીધા અને હુઝુર નબી (સલ્લ.) બરાબર તશરીફ લઈ જઇ રહ્યા હતા. ત્યાં સુધી કે જ્યારે આપ સનિયા નામના સ્થળે પહોંચ્યા કે જ્યાંથી લોકો ઉતરતા હતા તો આપની ઊંટણી બેસી ગઈ. લોકોએ તન ઉઠાડવાના ઘણા પ્રયત્નો કર્યા પરંતુ તે ન ઉઠી. લોકોએ કહ્યું કે હઝરત (સલ્લ), ઊંટણી ઘણી હઠીલી થઈ ગઇ છે, ફરમાવ્યું, કસવા કદી એવી નથી થઇ શકતી અને ન તેની આ આદત છે પરંતુ તેને હાથીઓના રોકવાવાળાએ રોકી દીધી છે. અને હું તે ખુદાની કસમ ખાઉં છું. જેની કુદરતના તાબામાં મારો જીવ છે કે કાફીર મારાથી જો એવી વાત ઇચ્છશે. જેમાં અલ્લાહ તઆલાની ઇજ્જતની મોટાઈ હશે તો હું તેને ચોક્કસ મંજુર કરી લઈશ. પછી આપે ઊંટણીને ધમકાવી તો તે કુદી પડી અને ચાલવા લાગી.

રિવાયત કરવાવાળા કહે છે કે હઝરતમોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) સક્કાના તરફથી ફરીને તે સ્થળે જે હુદેબિયાના છેલ્લા કિનારામાં છે. પહોંચી ગયા અને ત્યાં આપ રોકાયા. આ સ્થળે પાણીની અછત હતી તે કારણે લોકો ત્યાંથી ઘણું ઓછું પાણી લેતા હતા પરંતુ છતાં પણ ત્યાં સુધી હાલત પહોંચી કે પાણી આવીં નીકળ્યું ત્યાં લોકોએ નીકાળી લીધું અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી તરસની ફરીયાદ કરતા હતા, આ ફરીયાદને સાંભળીને હઝરત ( સલ્લ. ) એ તરકશથી એક તીર કાઢ્યું અને લોકોને હુકમ કર્યો કે તેને તે પાણીમાં નાખી દે, ( રિવાયત કરવાવાળા કહે છે ) હું ખુદાની કસમ ખાઇને કહું છું કે તેમાં એટલું પાણી જોશ મારીને નીકળવા લાગ્યું કે બધાએ તેનાથી તરસ છીપાવી.

આજ સ્થિતિમાં બુદેલ બિન વરકા અખજાઈ પોતાના કુટુંબના કેટલાક માણસો લઈને આવી પહોંચ્યો અને ( આ હુઝુર (સલ્લ.)ની

ભલાઈ ઈચ્છાવાળા તહામાના લોકોમાંથી હતા) અને આવીને કહેવા લાગ્યો કે મેં કઅબ બિન લુવી અને આમીર બિન લુવીને હુદૈબિયાની એવી જગા પર જોયા છે કે ત્યાં પાણી વધારે છે અને તેમની સાથે દુધ આપવાવાળી અને બચ્ચાંવાળી ઊંટડી પણ છે (અને મારો ખ્યાલ આ છે) કે તે લોકો આપથી મુકાબલાનો ઈરાદો કરીને આવ્યા છે અને ખાનએ કાબા જવાથી રોકશે. આ સાંભળીને) હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે અમે કોઈનાથી લડવા આવ્યા નથી. અમે તો ફકત ઉમરા અદા કરવાના ઈરાદાથી આવ્યા છીએ. કુરૈશને આ જ લડાઈ ઓએ નબળા કરી દીધા છે અને તેના જ કારણે તેઓને નુકશાન પણ પહોંચ્યું છે.

જો તે લોકો આ ઈચ્છે છે કે હું અમુક મુદ્દત નક્કી કરી લઉં જેથી તે લોકો રસ્તો વિગેરે ખાલી કરી દે (તો બેહતર છે) જો હું તેમના પર ગાલિબ આવી જાઉં તો તેમને અધિકાર છે. ચાહે તે આમાં દાખલ થઇ જાય જેમાં બીજા લોકો દાખલ છે નહિં તો તે લડાઈ ઝગડાથી તો આરામમાં થઇ જશે અને જો તેઓ આમાં કોઈ વાતને ન માને તો મને તે ખુદાની કસમ છે જેની કુદરતના તાબામાં મારો જીવ છે.

હું તેમનાથી એ હદ સુધી લડીશ કે મારી ગરદન જુદી થઇ જાય અથવા અલ્લાહ તઆલા તેનો હુકમ જારી ફરમાવે. બુદૈલે કહ્યું, જે કંઇ આપે ફરમાવ્યું, હું અત્યારે તે લોકો સુધી પહોંચાડું છું. આ કહીને તે ગયો અને કુરૈશથી કહેવા લાગ્યો કે હું તે માણસ (સલ્લ.)ની પાસેથી આવ્યો છું અને તેમની એક વાત નકલ કરૂં છું. શરત આ છે કે તમોને મંજુર હોય. તો તેમાં કેટલાક બેવકુફોએ કહ્યું કે અમોને તેના સાંભળવાની કોઈ જરૂરત નથી અને જે લોકો ચાલાક હતા તેમણે કહ્યું કે તમે જે કંઇ સાંભળ્યું હોય, બયાન કરો. બુદૈલે કહ્યું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફલાણી ફલાણી વાત કહી અને જે કંઈ આપે ફરમાવ્યું હતું બધું તેઓની સામે નકલ કર્યું. આ સાંભળીને ઉરવહ બિન મસઉદ કહેવા લાગ્યા કે કાબવાળાઓ, સાંભળો. શું હું તમારા બાપની જગ્યા પર નથી? બધાંએ જવાબ આપ્યો કે બેશક પછી કહયું કે શું તમે મારી ઔલાદની જગ્યાએ નથી? તેમણે જવાબ

આપ્યો કે હા, પછી કહેવા લાગ્યા, શું તમે મને કોઈ તોહમતમાં સપડાયેલો સમજો છો? કૌમે જવાબ આપ્યો, નહીં, પછી કહયું. આ પણ તમને ખબર છે કે લડાઈમાં તમારી મદદના માટે ઉકાજના ઘરવાળાઓએ ના પાડી તો મારા બીવી બચ્ચાં અને તેમનાથી સબંધ રાખવાવાળાઓને લઈને તમારી પાસે ચાલી આવ્યો. આ લોકોએ પણ આને કબુલ કર્યું. તે આના પછી કહેવા લાગ્યા. તે માણુસ (એટલે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ એક સીધો અને સાફ રસ્તો બતાવ્યો છે તમારે જોઈએ કે તેના પર ખુશ થાઓ અને મને તેમની પાસે જવા દો. કૌમે કહ્યું જાઓ (જ્યારે તેમને રજા મળી ગઇ) તો આ હુઝુર (સલ્લ.)ની (ખદમતમાં હાજર થયા અને આપથી વાતચીત શરૂ કરી. આપે લગભગ એ જ વાત કરી જે બુદેલથી કરી હતી. તે સમયે ઉરવહે કહયું, હે મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! જો આપ અરબ કૌમને બરબાદ કરી દેશો. તો શું આપે સાંભળ્યું છે કે કોઈએ પોતાની કૌમને મુળથી ઉખાડી હોય અને કયાંય ઉલ્ટી વાત પડી ગઈ તો ખુદાની કસમ મને અહીં એવા માણુસો નજર આવે છે કે જેઓ તમોને છોડીને નાસી જશે. આ સાંભળીને હઝરત અબુબક (રદી.)એ કહ્યું, જા, તારા માબુદ લાતની શર્મગાહ ચુસ. શું અમે એવા છીએ કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ન છોડીને નાસી જઈશું? ઉરવહે આ સાંભળીને પુછ્યું, આ કોણ માણુસ છે? લોકોએ કહ્યું, અબુબક સિદદીક (રદી.) છે. ઉરવહે કહ્યું, ખુદાની કસમ. જો મારા પર તારાં પહેલાં એહસાન ન હોતાં તો હું તને આનો જરૂર જવાબ આપતો. (રિવાયત કરવાવાળ: કહે છે) કે ફરીથી હુઝુર (સલ્લ.)થી વાતો કરવા લાગ્યો. અને વાતચીતના વચ્ચે આપની દાઢીને હાથ લગાવતો હતો, મુગીરહ બિન શોઅબા (રદી.) હુઝુર (સલ્લ.) ની પાછળ ઉભા રહયા હતા. હાથમાં તલવાર હતી અને માથા પર ટોપો (ખુદ) (લોઢાની ટોપી) રાખેલ હતો. જ્યાં સુધી ઉરવહે આ સિલસિલો ચાલુ રાખ્યો તો દરેક વખત મુગીરહ (રદી.) તલવારનો હાથો તેના હાથ પર મારી દેતા હતા અને ફરમાવતા કે તું (તારો હાથ) હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની દાઢીથી અલગ રાખ. તેમને જોઈને ઉરવહે પોતાનું માથું ઉઠાવ્યું અને પુછ્યું કે આ કોણ છે? લોકોએ જવાબ આપ્યો કે મુગિરહ બિન શોઅબા (રદી.) છે. (ઉરવહ બોલ્યો) કે હે

ધોખાબાજ! શું હું તારી ગદ્દારીના શરના બચાવવામાં પ્રયત્ન કરવાવાળો ન હતો. મુગિરહ (રઝી.) નો કિસ્સો આ બન્યો હતો કે અજ્ઞાનતાના જમાનામાં મુગિરહ (રઝી.) એક ટોળાના દોસ્ત બની ગયા હતા. જ્યારે નવશશનો સમય જોયો તો તેમનો માલ લઈને નાસી ગયા અને તેઓને કતલ કરી નાખ્યા અને તેના પછી આવીને મુસલમાન થઇ ગયા. મુસલમાન થતા સમયે રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે ભાઇ મુસલમાન તો હું કરી લઇશ અને તમારા ઈસ્લામને જાઈઝ પણ સમજીશ. પરંતુ ગદ્દારીના માલમાં ભાગીદાર ન થઈશ. (આ કિસ્સો મુગિરહ (રઝી.)નો હતો હવે અસલ કિસ્સાની તરફ ધ્યાન આપવામાં આવે છે) આ વાતચીતમાં ઉરવહ જ્યારે કોઈ બાજુ દેખતો આના સિવાય કંઈ નજરે ન પડતું કે જો હુઝુર (સલ્લ.) થુંકતા તો તરત જ લોકો હાથોમાં લઈને પોતાના ચહેરાઓ પર મસળી દેતા અને જો કોઇ હુકમ આપ કોઈને આપતા તો તે હુકમ આપવાના પહેલાં તેને પુરો કરવા માટે તૈયાર થઈ જતો અને આપ વુઝુ કરતા તો વુઝુનું ઉપયોગ કરેલું પાણીના માટે લડાઈ કરતા અને દરેક ઈચ્છતો કે હું તબરૂકના તૌર પર તેને લઈ લું. અને આપની વાત ચીતના સમયે બિલકુલ ચુપ રહેતા અને આપની તરફ તાઝીમના લેહાઝથી નજર ઉઠાવીને ન જોતા. આ સારી વાતો જોઈને ઉરવહ પોતાના સાથીઓની પાસે પહોંચ્યો અને તેમનાથી કહેવા લાગ્યો કે ખુદાની કસમ. હું હબ્શા પણ ગયેલો છું અને રોમ અને ફારીસના બાદશાહો પાસે પણ ગયેલો છું પરંતુ મેં કોઈ બાદશાહને એવો જોયો નથી કે તેના લોકો તેની આવી તાઝીમ કરતા હોય, એ જેવી રીતે, મોહંમદ (સલ્લ.)ની તાઝીમ તેમના લોકો કરે છે. હું ખુદાની કસમ ખાઈને કહું છું કે જ્યારે તે થુંકે છે તો તે કોઈને કોઈ સહાબીના હાથમાં જ પડે છે અને તે તેને તરત જ પોતાના બદન અને ચહેરા પર મસળી દે છે અને જો તે વુઝુ કરે છે તો વપરાયેલા પાણી પર લડાઇ કરે છે અને હુકમ આપવા પહેલાં પુરું કરવાની તૈયારી કરે છે. અને જો તે કોઈ પણ જાતની વાત કરે છે તો બધા જ ચૂપ થઈ જાય છે અને કોઇ નજર ઉઠાવીને જોતુ પણ નથી. મારી રાય જો માનો તેમણે તમારા માટે એક ઘણી જ યોગ્ય વાત વિચારી છે. તમારે તો

માની લેવી જોઈએ. ( આ સાંભળીને ) બનુ કનાનાનો એક માણસ બોલ્યો કે, સારૂં, હવે મને જવા દો. કૌમના માણસોએ કહ્યું કે જાઓ તમે પણ જુઓ જ્યારે આ માણસ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) અને આપના સહાબીઓની પાસે પહોંચ્યો. આપે ફરમાવ્યું કે આ માણસ તે કૌમનો છે. જે કુરબાનીના જાનવરોની ઘણી જ તાઝીમ કરે છે. એટલા માટે તેની સામે કુરબાનીના જાનવરોને ચલાવો. જેથી કુરબાનીના જાનવર તેની સામે ચલાવવામાં આવ્યા અને લોકોએ બુમો પાડીને 'લબ્બૈક' કહેવું શરૂ કર્યું. જ્યારે તે માણસે આ દૃશ્ય જોયું તો કહેવા લાગ્યો 'સુબ્હાનલ્લાહ, આવા માણસોને 'ખાનએ કાબા'થી ન રોકવામાં આવે અને અહીંયાંથી જ પાછો જતો રહ્યો. જ્યારે એ પોતાના સાથીઓમાં પહોંચ્યો તો કહેવા લાગ્યો કે મેં કુરબાનીના જાનવરોને જોયાં કે તેમના ગળાઓમાં પટ્ટા પડેલા છે.

અને તેમના કોહાનના નિશાનીના માટે ચીરી નાખવામાં આવ્યા છે. મારો વિચાર આ છે કે તેઓને ખાનએ કાબાથી ન રોકવામાં આવે. આ સાંભળીને એક માણસ જવા માટે તૈયાર થયો અને કહ્યું કે હવે હું જાઉં છું, લોકોએ કહ્યુ કે સારૂં જાઓ. જ્યારે તે રસુલુલ્લાહ (સલ્લ.) ની સામે પહોંચ્યો તો આપે ફરમાવ્યું કે આ એક બેહુદા ( ખરાબ, બેકાર ) માણસ છે. આ દરમિયાન સુહૈલ બિન ઉંમર આવ્યા આપે તેમના આવવાથી સારા શકુન પ્રાપ્ત કરીને ફરમાવ્યું કે હવે તમારો મામલો ઠીક થઈ જશે. જેથી સુહૈલે આવતાં જ કહ્યું કે લાવો તમારા અને અમારા વચ્ચે એક સમજૂતીનામુ લખીએ. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ કાતીબને બોલાવ્યા અને ફરમાવ્યું, લખો. બિસ્મિલ્લાહિર્રંહમાનિર્રંહીમ. સુહૈલ બોલ્યો કે રહમાનને તો અમે ઓળખતા જ નથી કે કોણ છે. હા, આમ લખો 'બિઈસ્મકલ્લાહુમ્મ' જેવી રીતે કે તમે પહેલાં લખ્યા કરતા હતા. મુસલમાન બોલ્યા કે ખુદાની કસમ ! અમે તો આ જ રીતે લખીશું, બિસ્મિલ્લાહિર્રંહમાનિર્રંહીમ વગર સમજૂતી નામુ લખીશું નહિ. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે સારૂ એમ જ લખો 'બિઈસ્મકઅલ્લાહુમ્મ' પછી ફરમાવ્યું, આ તે સમજૂતીનામુ છે જેના પર મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફેસલો કર્યો છે. સુહૈલ બોલ્યો

ખુદાની કસમ, જો અમે આપને અલ્લાહના રસુલ માનતા તો ખાનએ કાબાથી તમોને કેમ રોકતા અને ન તમારાથી મુકાબલો કરતા અને તમો આમાં લખો કે હું મોહંમદ બિન અબ્દુલ્લાહ છું હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે ખુદાની કસમ, હું ખુદાનો બેશક રસુલ છું. જો કે તમે લોકો મને જૂઠો સમજતા હોય. (ખૈર) મોહંમદ બિન અબ્દુલ્લાહ જ લખો. તેના પછી આપે ફરમાવ્યું કે આ તે શરત પર કે તમે ખાનએ કાબાને અમારા માટે ખાલી કરી દો. જેથી અમે તેનો તવાફ કરી લઈએ. સુહૈલે જવાબ આપ્યો કે અમે આ સમયે આ કરી શકતા નથી. કારણકે લોકો અમોને કહેશે કે આ દબી ગયા. અલબત્તા આગલા વર્ષ માટે રોકી રાખો. જેથી તે જ લખવામાં આવ્યું. પછી સુહૈલે કહ્યું કે એક શરત લખો કે જ્યારે અમારા લોકોમાંથી કોઇ તમારી પાસે આવે, જોકે તે તમારા જ ધર્મ પર હોય, પરંતુ તેને અમારી પાસે પાછો સોંપી દેવામાં આવશે.

મુસલમાનોએ જવાબ આપ્યો, સુબ્હાનલ્લાહ, જે માણસ મુસલમાન થઇને આવશે અમે તેને કાફીરોમાં કેવી રીતે સોંપી દઈશું, આ જ વાત થઇ રહી હતી કે અબુજૂંદલ બિન સુહૈલ બિન ઉમર બેડીઓ પહેરેલા ધીરે ધીરે મક્કાની તરફથી આવતા જણાયા ત્યાં સુધી કે તે મુસલમાનોની જમાઅતમાં પહોંચી ગયા. સુહૈલ આ જોઈને બોલ્યો કે હે મોહંમદ (સલ્લ.) સૌથી પહેલા આ જ વાત છે જેના પર હું તમારાથી સમજુતી કરી રહ્યો છું કે અબુ જુંદલને મને પાછો આપી દો. આપે કહ્યું, હજુ તો સમજુતીનામુ પૂરો પણ થયો નથી, તેણે જવાબ આપ્યો, આના સિવાય અમે કોઈના પર સમજુતી જ કરીશું નહિ. આપે ફરમાવ્યું, ભાઈ, આની રજા આપી દો. સુહેલ બોલ્યો. હું તમોને તેની રજા આપી શકતો નથી આપે ફરમાવ્યું નહી! આની રજા આપી દો. તેણે ફરીથી ઈન્કાર કર્યો. અહીંયાં આ વાતચીત થઈ રહી હતી. ત્યાં અબુ જુંદલે કહ્યું કે હે મુસલમાનો! શું મને મુસલમાન થવાના પછી પણ હવે કાફીરોની તરફ પાછો સોંપી દેવામાં આવશે? શું તમોને આ ખબર નથી કે મેં ખુદાના દીનને અપનાવવામાં શું શું તકલીફો ઉઠાવી છે અને મને કેવો કેવો સખત અઝાબ આપવામાં આવ્યો છે?

ઉમર (બિન ખત્તાબ (રઝી.) કહે છે કે મેં નબી (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી કે આપ સચ્ચાઈ પર અને આપણા દુશ્મનો જૂઠ પર નથી? આપે ફરમાવ્યું કે છે. તો મેં અર્ઝ કરી કે આપણે આપણા ધર્મમાં ખરાબી દાખલ કરવા ઇચ્છતા નથી આપે ફરમાવ્યું કે હું ખુદાનો નબી છું અને તેનો નાફરમાન નથી અને ખુદા મારી મદદ કરવાવાળો છું પછી આપથી અર્ઝ કરવામાં આવી કે આપે આ ફરમાવ્યું ન હતું કે આપણે ખાનએ કાબામાં દાખલ થઈને તવાફ કરીશું. આપે ફરમાવ્યું કે હા, મેં કહ્યું હતું પરંતુ શું આ પણ કહ્યું હતું કે આ જ વર્ષે દાખલ થઈશું? મેં અર્ઝ કરી કે નહિં (આ તો કહેવાય નહિં) આપે ફરમાવ્યું કે તમે દાખલ થઇ તવાફ કરશો. હઝરત ઉમર (રઝી.) એ કહ્યું કે પછી હું હઝરત અબુબક્ર સિદ્દીક (રઝી.) ની પાસે આવ્યો. અને તેમનાથી કહ્યું કે હે અબુબક્ર (રઝી.) કે શું આ અલ્લાહના સાચા નબી નથી? તેમણે કહ્યું કે હા, તો મેં કહ્યું કે આપણે હક પર અને આપણા દુશ્મનો જુઠ પર નથી? તેમણે કહ્યું કે છે. તો મેં કહ્યું કે પછી શા માટે આપણે ધર્મમાં ઝિલ્લત દાખલ કરીએ. તેમણે જવાબ આપ્યો કે ભાઇ, તે જ (ખુદા) તેમનો મદદગાર પણ છે એટલા માટે તેમના હુકમને માનો. કારણ કે આપ ખુદાની કસમ સાચા છે. તેના પછી મેં કહ્યું, શું તેમણે આ કહ્યું ન હતું કે આપણે ખાનએ કાબામાં દાખલ થઇ તવાફ કરીશું? અબુબક્ર (રઝી.) એ ફરમાવ્યું, આ તો ઠીક છે. પરંતુ શું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ આ પણ ફરમાવ્યું હતું કે આપણે ખાનએ કાબામાં દાખલ થઈ તવાફ કરીશું? મેં કહ્યું, આ ફરમાવ્યું ન હતું. સિદ્દીકે અકબર (રઝી.) એ કહ્યું, તો પછી તમે ચોક્કસ દાખલ થશો. અને ખાનએ કાબાનો તવાફ કરશો. હઝરત ઉમર (રઝી.) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) નું કહેવું ન માનવા પર માફીના માટે ઘણાં સારાં સારાં કાર્યો કર્યા. રિવાયત કરવાવાળા કહે છે કે જ્યારે રસુલુલ્લાહ (સલ્લ.) લખાવીને ફારીગ થયા તો આપે સહાબા (રઝી,) થી ધ્યાન આપીને ફરમાવ્યું કે ઊઠો અને માંથુ મુંડવાવીને હલાલ થઇ જાઓ. અને કુરબાનીઓ કાયદેસર કરો. પરંતુ ખુદાની કસમ કોઈ પણ ઉભું ન થયું તો આપ (સલ્લ.) ઉમ્મે સલમા (રઝી.) ની પાસે

તશરીફ લઈ ગયા તેમનાથી સહાબા (રદી.)નો પુરો કિસ્સો બયાન કર્યો. તેમણે કહ્યું કે જો આપ આ ચાહો છો કે આ બધા આપના હુકમના પ્રમાણે કરે તો ચુપચાપ જઈને પહેલાં આપનાં જાનવર ઝુબ્હ કરો અને માથું મુંડાવાવો અને માથું મુડવાવાળાઓને બોલાવો જેથી હુઝુર (સલ્લ.) બહાર તશરીફ લાવ્યા અને કોઈથી વાતચીત ન કરી અને બધું કાર્ય કર્યું. જાનવરને ઝુબ્હ કર્યું અને નાઈને (હજામને) બોલાવીને માથું પણ મુંડાવવ્યું. જ્યારે સહાબા (રદી) એ આ જોયું તો બધા તૈયાર થઇ ગયા અને પોતપોતાના જાનવર ઝુબ્હ કરવાનાં શરૂ કર્યાં. અને માથાં પણ મુડાવવાનાં શરૂ કર્યાં ત્યાં સુધી કે એટલી ગીરદી થઈ ગઈ કે એક બીજાને દબાવી દેતા હતા. દરેક એ ઇચ્છતો કે હુકમ પહેલાં હું પૂરો કરૂ પછી કેટલીક સ્રીઓ મુસલમાન થઇને આવી. તે સમયે આ આપતો નાઝીલ થઈ. 'યા અય્યહુલઝીન આમનું ઈઝાજાકુમુલ મોમીનાત મહાજિરાત ફમ્તહેનુ હુન્ન હત્તા બલગ બિઈસકમલ કવાફિર ( છેવટે સુધી )

હઝરત ઉમર (રદી.) એ તે દિવસે પોતાની બે પત્નિઓને તલાક આપી. જે તે સમય સુધી મુશ્રિક હતી. તેમાંથી એકની સાથે તો મુઆવિયા બિન સાફ્યા અવી સુફીયાને નિકાહ કરી લીધા અને બીજીની સાથે સફવાન બિન ઉમય્યાએ તેના પછી નબી (સલ્લ.) મદીના પાછા આવ્યા તો કુરૈશમાંથી એક માણસ જેનું નામ અબુલ બસીર હતું, હુઝુર (સલ્લ.) ની પાસે આવ્યો અને મુસલમાન થઈ ગયો. કુરૈશે તેના માટે બે માણસો રવાના કર્યા અને આ કહી મોકલ્યા કે તમારા અહદ પ્રમાણે તેને પાછો આપી દો. આપે અબુલ બસીરને આ બન્ને માણસોના હવાલે કર્યા. તે બન્ને તેમને લઈને ચાલ્યા. જ્યારે ઝુલહુલૈફાની નજીક પહોંચ્યા તો ત્યાં રોકાઈને ખજુરો ખાવા લાગ્યા. અબુલ બસીર (રદી.) એ એકથી કહ્યું કે તમારી તલવાર ઘણી ઉમદા જણાય છે. બીજાએ તેને મ્યાનથી કાઢીને કહ્યું કે હા, બેશક ઘણી ઉમદા છે. મેં તેને ઘણી વખત આજમાવી છે. અબુલ બસીર (રદી.) બોલ્યા. મને પણ બતાવો. જરા હું પણ જોઇ લઉં. તેણે તે તલવાર તેમને આપી દીધી અબુ બસીર (રદી.) એ લાગ જોઇને એક કાફીરની ગરદન ઉડાવી દીધી. તે ઠંડો થઇ ગયો અને

દોડતો દોડતો મસ્જિદે નબવીમાં પહોંચ્યા. ખુદાના રસુલ (સલ્લ.) એ તેને જોઈને ફરમાવ્યું કે આ ડરી ગયો છે. જ્યારે તે આપની નજીક પહોંચ્યો તો બોલ્યો, ખુદાની કસમ, મારો એક સાથી તો માર્યો ગયો અને હું પણ માર્યો જઈશ. (જો આપે અબુ બસીર (રઝી.) ને ન પકડયા) એટલામાં અબુ બસીર (રઝી.) પણ આવી ગયા અને અર્ઝ કરી, હે મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! ખુદાની કસમ, અલ્લાહ તઆલાએ આપની જવાબદારીને પૂરી કરી દીધી. કારણકે આપ મને તેમના સુપુર્દ કરી ચૂકયા પરંતુ પછી ખુદા તઆલાએ મને તેમનાથી છૂટકારો આપ્યો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે અફસોસ આ લડાઈને ભડકાવવાવાળો છે. જો મરવાવાળાનો કોઈ મદદગાર થઈ જાય (તો લડાઈ તૈયાર કરી છે) જ્યારે અબુ બસીર (રઝી.) એ આ સાંભળ્યું તો સમજી લીધું કે ફરીથી આપ મને કાફીરોની તરફ પાછો આપી દેશે તો ત્યાં સાહિલના સ્થળે આવી ગયા. રિવાયત કરવાવાળાએ કહ્યું કે કાફીરોમાંથી અબુ જુન્દલ બિન સુહેલ પણ નિકળી આવ્યા અને અબુ બસીર (રઝી.) ની સાથે શામેલ થઈ ગયા અને સ્થિતી ત્યાં સુધી પહોંચી કે જે કોઈ કાફીર મુસલમાન થઈને મક્કાથી નીકળીને આવતો તો અબુ બસીર (રઝી.) ની સાથે શામેલ થઈ જતો.

આવી રીતે એક પુરી જમાઅત થઈ ગઈ. તેના પછી ખુદાની કસમ કુરૈશના કોઈ પણ કાફલાની જાણ જો આ સાંભળી લેતા હતા તો તરત જ તેને રોકી લેતા અને તેનો માલ લુંટી લેતા હતા. (જ્યારે આ સ્થિતી થઈ) તો કુરૈશે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ને ખુદા અને સગપણની કસમ આપીને કહેડાવી મોકલ્યું કે આપ અબુ બસીર (રઝી.)ની પાસે હુકમ કહેડાવી દો કે તે કુરૈશને તકલીફ આપવાના રવૈયાથી બંધ થઈ જાય અને જે માણસ આપની પાસે મક્કાથી પહોંચે તેને અમે પાછો લઈશું નહિં અને તે પાછો આવવાથી બેપરવાહ છે. ત્યારે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અબુ બસીર (રઝી.)ની જમાઅતની તરફ આ સંદેશો રવાના કરી દીધો. અલ્લાહ તઆલાએ આ આયત તે જ કિસ્સામાં ઉતારી 'હુવલ્લઝી કફ્ફ અયદેય હુમ' (છેવટ સુધી) કાફીરોની આ જીદ હતી કે આપના ખુદાના નબી

હોવાને માનતા ન હતા. અને ન 'બિસ્મિલ્લાહિર'હમાનિર'હીમ' તેમણે લખવાની મંજુરી આપી હતી. અને હુઝુરે અકદસ ( સલ્લ. )ને કાબા જવાથી રોકી દીધા હતા.

૧૦૯૦. અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાનાં નવ્વાણું નામ છે એટલે સોમાં એક ઓછું. જે જે માણુસ તેઓને યાદ કરશે, જન્નતમાં દાખલ થશે.



# વસીયતના બયાન વિષે

૧૦૯૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. કોઈ મુસલમાનને આ જાઈઝ નથી કે વસીયતની વસ્તુ હાજર હોય અને તે વસીયત લખ્યા વગર બે રાત પસાર કરી દે.

૧૦૯૨. હઝરત અમ્ર બિન હારિસ (રદી.) જે હુઝુર (સલ્લ.)ના સાળા હતા. કહે છે કે હુઝુર (સલ્લ.) એ મૌતના સમયે રૂપિયા, અશરફીઓ કંઈ ન છોડયું અને ન કોઈ ગુલામ અને ન કોઈ લોંડી ન કોઈ બીજી વસ્તુ. એક સફેદ ખચ્ચરી અને હથિયાર અને જમીનના સિવાય જેને સદકો કરી દીધો હતો. (જઅલહા)

૧૦૯૩. અબ્દુલ્લાહ બિન અબી ઉફી (રદી)થી પુછવામાં આવ્યું, શું હુઝુર (સલ્લ.) એ વસીયત ફરમાવી હતી? તેમણે કહ્યું, નહિં. સવાલ કરવાવાળાએ કહ્યું કે લોકો પર કેવી વસીયત ફર્ઝ હતી અને કઈ વસ્તુ પર અમલ ફર્ઝ હતો? જવાબ આપ્યો, અલ્લાહની કિતાબ પર અમલ કરવાની વસીયત કરી હતી. (કાલ વસ્સા બિકિતાબિલ્લાહ).

૧૦૯૪ હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે એક માણસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! કયો સદકો બેહતર છે? આપે ફરમાવ્યું, તે સદકો બેહતર છે કે તું તંદુરસ્તીની હાલતમાં અદા કરે અને તને માલદારીની ઇચ્છા પણ હોય અને ફિત્નાથી ડરતો હોય અને ઘણો જ જલ્દી અદા કરે. એવું ન હોય કે જયારે મૌતની હાલતનો સમય તારો આવી પહોંચે 'ઓલા તમ્હિલ હત્તા ઈઝા બલગતિલ્હલ્કુમ' (બુખારી પાનું ૩૮૪) તો તો વસીયત કરે કે ફલાણાને આટલો માલ આપજો અને ફલાણાને આટલો. ત્યાં સુધી કે તે માણસ તેનો અસર લે.

૧૦૯૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જે સમયે આયત 'અંઝીર અશીરત કલઅકર બૈન' હુઝુર (સલ્લ.) પર ઉતરી તો આપે ફરમાવ્યું કે હે કુરૈશ! તમે તમારા નફસોને ખરીદી લો. કારણ કે હું ખુદાનો અઝાબ જરા પણ તમારાથી દૂર કરી શકતો નથી. હે બનુ અબ્દે મુનાફ! હું તમારાથી ખુદાનો અઝાબ જરા પણ દૂર કરી શકતો નથી. હે અબ્બાસ બિન-અબ્દુલ મુત્તલિબ! હું તમારાથી પણ ખુદાનો અઝાબ જરા પણ દૂર કરી શકતો નથી. હે સફિયા! (રસુલુલ્લાહ (સલ્લ.)નાં ફઈ) હું તમારાથી ખુદાનો અઝાબ બિલ્કુલ દૂર કરી શકતો નથી. હે ફાતેમા હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની બેટી! મારા માલથી જે ચાહો લઈ લો પરંતુ ખુદાના અઝાબને રોકી શકતો નથી. (બુખારી, પાનું ૩૮૫)

૧૦૯૬. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે મારા વાલિદે હુઝુર (સલ્લ.)ના ઝમાનામાં પોતાની જાયદાદનો આઠમો ભાગ અને ખજુરોનો બગીચો ખૈરાત કરવા ઈચ્છયું એટલા માટે હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં અર્ઝ કરી. હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! મારી પાસે કેટલોક માલ છે. જેને હું સારો ખ્યાલ કરૂ છું. અને હું આ ઇચ્છું છું કે તેને ખૈરાત કરી દઉં. ફરમાવ્યું કે અસલ માલને વકફ કરી દો. કે ન આ વેચવામાં આવે અને ન આનો હિબા ( ) થઈ શકે અને ન આમાં વિરાસત ચાલુ હોય. હઝરત ઉમરે વકફ કરી દીધો. ફારૂકે આઝમનું આ વકફ મુજાહિદીનના ખર્ચ, ગુલામોની આઝાદી, ગરીબો અને મહેમાનોના અને મુસાફરોના અને સગાં-વ્હાલાંના કાર્યમાં ખર્ચ થતો હતો અને જે તેનો મુતવલ્લી હોતો હતો તેને વકફના નિયમ પ્રમાણે પોતે ખાવા કે પોતાના ગરીબ દોસ્તોને ખવડાવવામાં કોઈ બંધી ન હતી.

૧૦૯૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું, સાત બરબાદ કરવાવાળી વસ્તુઓથી બચો. સહાબા (રદી.)એ અર્ઝ કરી. હુઝુર (સલ્લ.) તે સાત વસ્તુઓ કઈ છે? ફરમાવ્યું કે (૧) ખુદાનો ભાગીદાર બનાવવો (૨) જાદુ કરવું (૩) કોઇને ઝુલ્મના રીતે કત્લ કરી દેવો. કારણ કે ખુદાએ કતલ ઝાલીમાના રીતે હરામ કરી દીધું છે. (૪) બ્યાજ ખાવું (૫) યતીમનો

માલ ખાવો. (૬) જેહાદમાં પીઠ ફેરવીને નાસવું. (૭) મુસલમાન પાક દામન સ્રીઓ પર તોહમત લગાવવી.

૧૦૯૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મારો કોઈ વારીસ હોઈ શકતુ નથી. છોડેલો માલ મારી બીવીઓના ખર્ચ અને કાર્ય કરવાવાળાઓનો પગારના પછી જે બાકી રહે તે ખુદાના રસ્તામાં ખૈરાત છે.

૧૦૯૯. હઝરત ઉસ્માન (રદી.) જે સમયે ઘેરી લેવામાં આવ્યા તો તે ઊંચાઇ પર ચઢીને બાગીઓના સામે આવ્યા અને કહ્યુ કે હું ખુદાની કસમ, ફક્ત સહાબા કિરામ (રદી.) ને આપું છું કે તમને આ ખબર નથી કે હુઝુરે અકદસ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો હતો કે જે માણસ રૂમા કુવો ખોદાવે તે જન્નતી છે. મેં જ તેને ખોદાવ્યો અને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું હતુ કે જે માણસ જૈશુલ ઉસરા (તબુકની લડાઈ)નો સામાન ઠીક કરે તે જન્નતી છે. તો મેં સામાન ઠીક કર્યો હતો તો તેમણે તેને સત્ય બતાવ્યું.

૧૧૦૦. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે કબીલા બની સહમનો એક માણુસ તમીમદારી અને અદી બિન બદારની સાથે (સફરે) નિકળ્યો. અને તે માણુસ એવા સ્થળે મૃત્યુ પામ્યો જ્યાં મુસલમાન કોઇ ન હતા જ્યારે આ લોકો તેનો છોડેલો માલ લઇને પાછા આવ્યા તો તેના વારીસોએ એક ચાંદીનો કટોરો જેના ઉપર સોનાનો ગિલેટ કરેલ હતો, તેમાં જોયો નહિં. તે કારણે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ તે બન્નેને કસમ આપી, પછી તે કટોરો મક્કામાં મળ્યો. તેમનાથી ખબર કરી કે કયાંથી આવ્યો? તો મકકાવાળાઓએ કહયું કે તમીમ અને અદીથી ખરીદયો છે. તો મરવાવાળાના વારીસોમાં બે માણુસોએ આ કસમ ખાધી કે અમારી ગવાહી આ બન્નેની ગવાહીથી સાચી છે કે આ કટોરો અમારા મુતવફ્ફી (મરવાવાળા) નો છે.



# જિહાદના બયાન વિષે

૧૧૦૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયો અને કહેવા લાગ્યો કે હુઝુર (સલ્લ.) મને એવુ કોઈ કામ બતાવો જે મરતબામાં જેહાદના બરાબર હોય,

હુઝુર (સલ્લ.) ફરમાવ્યુ મને એવા કોઈ કામની ખબર નથી, ફરમાવ્યું શું તું આટલું કરી શકે છે કે જ્યારે મુજાહિદ નીકળે તો મસ્જિદમાં જઈને નમાઝ પઢે આ તરીકા પર કે કોઈ તેમાં કમી ન હોય અને રોઝા બરાબર ( લગાતાર ) રાખે. ઈફતાર કદી ન કરે. તેણે અર્ઝ કરી કે આની કોણ તાકાત રાખી શકે છે?

૧૧૦૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. કે જ્યારે મુજાહિદનો ઘોડો પોતાના દોરડામાં બાંધેલો ચરવા માટે ચાલે ફરે છે. તો તેના દરેક મુજાહિદના માટે નેકીઓ લખવામાં આવે છે. ‘ ફયુકતબુ લહુ હસનાત’

૧૧૦૩. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે હુઝુર (સલ્લ) થી કોઈએ અર્ઝ કરી., કયો માણસ બેહતર છે? ફરમાવ્યું કે તે મોમિન જે પોતાની જાન અને માલથી ખુદાના રસ્તામાં જેહાદ કરે. તેણે અર્ઝ કરી પછી કોણ? ફરમાવ્યું કે તે મોમિન જે કોઈ ઘાટીમાં રહીને ખુદાની ઈબાદત કરે અને બીજા માણસો તેની શરારતથી બચેલા રહે

૧૧૦૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત ( સલ્લ. ) એ ફરમાવ્યું કે ખુદાના માટે જેહાદ કરવાવાળાની મિસાલ એવી છે જેવી રીતે રોઝેદાર વધારે નફીલો પઢવાવાળો અને ( આ સ્થિતીમાં ) ખુદા તઆલા તેના માટે જન્નતાનો સહારો થઈ જાય છે.

૧૧૦૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ ખુદા અને તેના રસુલ પર ઈમાન લાવ્યો હોય. નમાઝ પઢતો હોય અને રમઝાનના રોઝા રાખતો હોય તો અલ્લાહના જિમ્મે છે કે તેને જન્નતમાં દાખલ કરે. અલ્લાહના માટે તેણે જેહાદ કર્યો હોય કે પોતાના વતનમાં બેઠો રહ્યો હોય. લોકોએ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) અમને લોકોને તેની ખુશખબરી સાંભળાવી દો. ફરમાવ્યું કે જન્નતમાં સો દર્જા છે. અને તેઓને અલ્લાહ તઆલાએ તે લોકો માટે તૈયાર કર્યા છે જે ખુદાના માટે જેહાદ કરે છે. અને તેમાંથી બે દર્જાઓની વચ્ચે એટલુ અંતર છે જેટલું કે આસમાન અને જમીનના વચ્ચે છે. જ્યારે તમે અલ્લાહથી જન્નત માગો તો 'ફિરદૌસ' માગો કારણકે તે ઊંચા દર્જાની જન્નત છે. (રિવાયત કરવાવાળા કહે છે) કે મારો ખ્યાલ છે કે આપે ફરમાવ્યું કે તેની ઉપર રહમાનનું અર્શ છે. અને આ જ 'ફિરદૌસ'થી જન્નતની નહેરો ચાલુ થાય છે.

૧૧૦૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુરે અકરમ (સલ્લ.) એ ફરમાવ્યું કે દિવસના પહેલા કે છેલ્લા ભાગમાં ખુદાના રસ્તામાં ચાલવું દુનિયા અને તેની બધી વસ્તુઓથી બેહતર છે.

૧૧૦૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે હુઝુરે અકદસ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો કે જન્નતમાં કમાન બરાબર જગ્યા હજાર દુનિયાથી બેહતર છે. અને ફરમાવ્યું કે બપોર પહેલાં કોઈ સમય જેહાદના માટે ચાલવું તે બધી વસ્તુઓથી બેહતર છે જેના પર સૂરજનું નિકળવું કે ડૂબવું થાય છે.

૧૧૦૮. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ બનુ સુલૈમના સિત્તેર માણસોને કબીલા બનું આમીરની ઈસ્લામની તબ્લીગ કરવા માટે રવાના કર્યા. જ્યારે આ લોકો (બેર મઉના) પહોંચ્યા, તો તેઓમાંથી મારા મામા હરામ બિન લમ્હાન અન્સારીએ કહ્યું કે હું તમારામાં પહેલો જાઉં છું જો તે લોકોએ મને અમન આપી દીધુ તે સમય સુધી કે હું તમને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) નો સંદેશો પહોંચાડું, તો બેહતર નહિં તો તમે

લોકો મારી નજીક તો છો જ. જેથી તે આગળ થઈ ગયા અને તે લોકોએ તેમને અમન પણ આપી દીધું અને તેમણે હુઝુર (સલ્લ) ની તરફથી ઈસ્લામ પહોચાડવાનું શરૂ કર્યું. પરંતુ તે લોકોએ બેખબર જોઈને એક માણસને ઇશારો કર્યો તેણે પાછળથી એક ભાલો માર્યો કે પાર થઈ ગયો (નિકળી ગયો) તે સમયે તેમના મોઢાથી નિકળ્યું 'અલ્લાહુ અકબર' ખુદાની કસમ હું મારા મકસદે પહોંચી ગયો. પછી બનું આમીર તેમના સાથીઓ તરફ વધ્યા અને તે માણસોને પણ કતલ કરી દીધા. ફક્ત એક લંગડો માણસ (કાબ બિન યઝીદ) બાકી રહ્યા. કારણકે તે પહાડ પર ચઢી ગયા હતા. આ બાજુ હઝરત જીબ્રાઈલ (અલૈ) એ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને ખબર આપી કે તે હઝરાત પોતાના રબ (ખુદા) થી મળી ગયા. ખુદા તેમનાથી રાજી થયો અને તેઓ ખુદાથી.

૧૧૦૯. હઝરત જૂંદુબ બિન સુફીયાન (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોઈ જેહાદના માટે તશરીફ લઈ ગયા હતા. ત્યાં આપની મુબારક આંગળી ઝખ્મી થઈ ખૂનથી ભરાઈ ગઇ. આપે આંગળીથી ફરમાવ્યું, તું એક આંગળીજ છે. જે ખૂનથી ભરાઈ ગઇ છે. અને તકલીફ તને પહોંચી છે તે ખુદાના રસ્તામાંજ પહોંચી છે.

૧૧૧૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ(સલ્લ.)એ ફરમાવ્યું, હું તે ઝાતની કસમ ખાઇને કહું છું કે જેના તાબામાં મારો જીવ છે. જે માણસ ખુદાના રસ્તામાં ઝખ્મી થયો તેની સ્થિતી તો ખુદા સારી રીતે જાણે છે. જ્યારે તે માણસ કિયામતના દિવસે આવશે તો તેના ઝખ્મોથી ખુન વહેતું હશે, તેની રંગત લાલ હશે અને તેમાં ખુશ્બુ મુશ્કના જેવી હશે.

૧૧૧૧. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે મારા કાકા અનસ બિન નજ (રદી.) કોઈ કારણ સર બદરની લડાઇમાં શરીક ન થઈ શકયા. અને તેમણે હુઝુર (સલ્લ.) થી અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું તે લડાઈમાં જે પહેલા મુશરીકોથી થઇ શરીક ન થઈ શકયો પરંતુ હવે જો અલ્લાહ તઆલાએ મને તૌફીક આપી અને મુશરીકોથીલડાઈનો પ્રસંગ થયો તો ખુદા તઆલા જોઇ લેશે કે હું શું કરૂં છું. જેથી ઓહદની લડાઈનો દિવસ આવ્યો અને મુસલમાન

મેદાનથી નાસ્યા. તો તેમણે કહ્યું હે અલ્લાહ મારા સાથીઓએ જે કાર્ય કર્યું છે તેમાં હું બેકસુર છું. આ કહીને આગળ વધ્યા એટલામાં સઅદ (રદી.) થી કહ્યું કે સઅદ ! નાસો છો કેમ ? નજા (રદી.) ના રબની કસમ ! જન્નત ઘણી જ નજીક છે. અને મને તેની ખુશ્બુ ઓહદની પહાડીની તરફથી આવી રહી છે. સઅદ (રદી) કહે છે કે કંઇ નજા ( રદી. ) એ કર્યું, હું ન કરી શકયો. અનસ ( રદી. ) નું કહેવું છે કે અમે તેમના શરીર પર એંસી (૮૦) થી વધારે ઝખમો જોયા જેમાં કેટલાક તલવારોના હતા અને કેટલાક નેજાઓ (ભાલા) ના અને કતલ ( શહીદ ) થવાના પછી જ્યારે તેમને અમે લોકોએ જોયા તો કાફીરોએ તેમના નાક, કાન વિગેરે કાપી નાખ્યા હતા અને એવી હાલત કરી નાખી હતી કે ફક્ત આંગળીના જરીએ ઓળખવામાં આવ્યા. તે પણ તેમને તેમની બહેને ઓળખ્યા અમારો ખ્યાલ છે કે આ આયતો તેમના અને તેમના જેવા લોકોના વિષે ઉતરી 'રિઝાઉન સદકુમા આહિદુલ્લાહ' ( છેવટ સુધી ) અનસ (રદી.) કહે છે કે અનસ બિન નજા (રદી.) ની બહેન જેમનું નામ રબીઅ હતું. તેમણે કોઈ સ્રીનો દાંત તોડી નાખ્યો હતો. અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ ) એ બદલો લેવાનો હુકમ આપ્યો હતો. તો અનસ (રદી.) એ કહ્યું હે અલ્લાહના રસુલ (સલ્લ.)! તે ખુદાની કસમ ! જેણે આપને સચ્ચાઈનાં સાથે મોકલ્યા છે. રબીઅનો દાંત તોડવામાં આવશે નહિ. ( તેના પછી ) કિસાસવાળા માણસો તાવાન ( બદલો ) લેવા પર માની ગયા. અને કિસાસને માફ કરી દીધો, આ જોઈને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, કે ખુદાના કેટલાક બંદાઓ એવા પણ છે કે જો કોઈ વાત પર ખુદાની કસમ ખાઈલે તો અલ્લાહ તઆલા તેને પૂરી કરી દે છે.

૧૧૧૨. હઝરત ઝેદ બિન સાબિત (રદી.) કહે છે કે હું કુરઆન શરીફ ભેગુ લખ્યા કરતો હતો. એક દિવસે મને સુરએ અહઝાબની આયત ન મળી જેને હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ-) થી સાંભળ્યા કરતો હતો. અને આપ તેને પઢયા કરતા હતા. ઘણીજ શોધ ખોળના પછી તે આયત હઝરત ખુઝેમા અન્સારી (રદી.) ની પાસે

મળી. (આ તે માણુસ છે કે તેમની એક ગવાહી) હુઝુર (સલ્લ.) એ એના બરાબર કહી હતી. અને તે આયત આ હતી. 'મિનલ મુઅમિનીન રિજાલુન, સદકુમા આહિદુલ્લાહ અલૈહિ'

૧૧૧૩. હઝરત બરા (રદી.) કહે કે કે એક માણુસ હથિયારોથી સજ્જ થયેલો આવ્યો અને અર્ઝ કરી કે હું પહેલાં મુસલમાન થઈ જાઉં કે પહેલા જેહાદ કરૂ અને પછી મુસલમાન થઈ જાઉં? આપે ફરમાવ્યું કે પહેલાં મુસલમાન થઈ જા અને પછી જેહાદ કરજે તે માણુસ મુસલમાન થઇ ગયો અને પછી જેહાદમાં જોડાઇને શહીદ થઈ ગયો. આપે ફરમાવ્યું કે તે માણુસે અમલ તો થોડુંજ કર્યું પરંતુ વધારે સવાબ મેળવી ગયો 'અમલ કલીનન વ અજુરન કસીર (છેવટે સુધી)

૧૧૧૪. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે ઉમ્મે રબીઅ બિન્ત બરાએ જે હારિસા બિન બીરાકા (રદી.) ની મા હતી. નબી (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઇને અર્ઝ કરી કે હે રસુલુલ્લાહ (સલ્લ.)! મને હારિસા (રદી.) ની કાંઈ હાલત બતાવો જેમને બદરની લડાઈમાં તીર લાગી ગયું હતું. અને શહીદ થઇ ગયા હતા જો તે જન્નતમાં હોય તો સબ્ર કરૂ નહિંતો દિલ ભરીને ખૂબ રડું. આપે ફરમાવ્યું કે હે હારિસાની મા! જન્નતના ઘણા જ દર્જા છે અને તમારો પુત્ર તે બધાજ દર્જાઓમાંથી ઊંચા દર્જાની જન્નતુલ ફિરદૌસ છે. તેમાં છે. (તમે ચિંતા ન કરો) 'વ ઈન્નબ્નક અસાબલ ફિરદૌસલ આલા.

૧૧૧૫. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે એક માણુસ નબી (સલ્લ.) ની પાસે આવ્યો. અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ)! (લડવાવાળા કેટલીએ જાતના છે) કેટલાક તે છે જે માલ પ્રાપ્ત કરવા માટે લડે છે અને કેટલાક તે છે જે નામ પૈદા કરવા માટે લડે છે. અને કેટલાક એવા છે જે પોતાની બહાદુરી બતાવવા લડે છે. પરંતુ તેઓનામાં તે કોણુ છે જેને 'મુજાહિદ ફી સબીલિલ્લાહ' (અલ્લાહના રસ્તામાં જેહાદ કરવાવાળો) કહેવામાં આવે. આપે ફરમાવ્યું કે જે માણુસ એટલા માટે લડાઈ કરે કે ખુદાનો બોલબાલા થાય તો તે મુજાહિદ ફી સબીલિલ્લાહ કહેવામાં આવશે.

૧૧૧૬. હઝરત આઇશા (રઝી.) કહે છે કે જ્યારે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ખન્દકની લડાઈથી પાછા તશરીફ લાવ્યા અને પોતાના હથિયાર ખોલીને ગુસલ કરી ચુકયા તો હઝરત જીબ્રઈલ (અલે.) તશરીફ લાવ્યા. તે સમયે તેમનું માથું ધુળથી ભરેલું હતું અને કહેવા લાગ્યા. આપે તો હથિયાર ઉતારીને રાખી દીધા. પરંતુ મેં હજુ સુધી જુદા કર્યા નથી. આપે ફરમાવ્યું કે (હવે) કયાનો ઈરાદો (વિચાર) છે. હઝરત જીબ્રઈલ (અલે) એ બની કુરૈઝાની તરફ ઇશારો કરીને કહ્યું કે આ બાજુ હઝરત આઈશા (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) પછી બનુ કુરૈઝાની તરફ તશરીફ લઈ ગયા.

૧૧૧૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા બે માણુસોની સ્થિતિ પર ખુશનુદી જાહેર કરે છે. તે બન્ને એક બીજાથી લડે છે. એક 'ફી સબીલિલ્લાહ' લડીને શહીદ થઈ જાય છે અને બીજો પાછળથી તૌબા કરીને અને (મુસલમાન થઇને) શહીદ થઈ જાય છે.

૧૧૧૮. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હું હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં ખૈબરની જીતના પછી હાજર થયો. અને અર્ઝ કરી કે મને કંઈક આપો. (તે સમયે) આસના પુત્રે કહ્યું કે હઝરત તેમણે ન આપો. મેં કહયું, આ ઇબ્ને નોફુલનો કાતીલ છે. (તેને સાંભળીને) સઅદ બિન આસના પુત્રે કહ્યું કે ઘણુા આશ્ચર્યની વાત છે કે વિબર એટલે કે જીવની કોઇ પહાડીની ઘાટીમાંથી નિકળી આવ્યો છે. અમારા પર એવા મુસલમાન પુરુષના કતલનો એબ લગાવે છે જેને ખુદાએ મારા હાથોથી ઇજ્જત આપી અને મને તેના હાથોથી બેઈજ્જત નથી કરાયો.

૧૧૧૯. હઝરત અનસ (રઝી.) કહે છે કે અબુ તલ્હા (રઝી.) હુઝુર (સલ્લ.)ના ઝમાનામાં જેહાદના કારણે રોઝા રાખતા ન હતા, અને હુઝુર (સલ્લ.)ના ઝમાના પછી અમે જોયું કે આપ ઇદુલફિત્ર અને ઈદુલ અઝહાના સિવાય છોડતા જ ન હતા.

૧૧૨૦. હઝરત અબુ હુરૈરહ (રઝી.)થી રિવાયત છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું, શહીદ પાંચ જાતના હોય

છે. (૧) જે મુસલમાન તાઉન (પ્લેગ)થી મરે છે. (૨) અને જે માણુસ પેટની બિમારીમાં મરી જાય (૩) અને જે ડૂબીને મરી જાય (૪) અને જે દબીને મરી જાય (૫) અને જે ખુદાના રસ્તામાં શહીદ થઈ જાય.

૧૧૨૧. હઝરત ઝેદ બિન સાબિત (રદી.) ફરમાવતા હતા કે એક વખત હુઝુર (સલ્લ.) મને આ આયત લખાવી રહ્યા હતા. 'લા યસ્તવિલ્કાબિદુન મિનલ મુઅમિનીન' (છેવટ સુધી) કે અબ્દુલ્લાહ બિન ઇબ્ને મકતુમ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે હાજર થયા અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો હું જેહાદ કરવાની શક્તિ રાખતો તો જરૂર જેહાદ કરતો. આ (અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતુમ) અંધ હતા અને તે સમયે હુઝુર (સલ્લ.)ની રાન (સાથળ) મારી રાન પર રાખેલી હતી. તરત જ એટલો વજન મારી રાન પર થઈ ગયો કે મને આ ડર થવા લાગ્યો કે મારી રાન કયાંક ફાટી ન જાય. પરંતુ થોડી વાર પછી આ સ્થિતિ જતી રહી. અને આ આયત ઉતરી ('ગૈર ઉલિઝ ઝરર').

૧૧૨૨. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) ખન્દકના દિવસોમાં (મુલાહજા)ના માટે તશરીફ લઇ ગયા, અને મુહાજીરીન અન્સારોને જોયા કે સવારના ઠંડા સમયે ખોદવામાં લાગેલા છે. કારણ કે તે સમયે તેઓની પાસે ગુલામો ન હતા કે તેઓ તેમના બદલે કામ કરતા. આપે આ મહેનત અને તકલીફ તે લોકોની જોઈને ફરમાવ્યું કે હે ખુદા! જીંદગી આખેરતની જ જીંદગી છે. તું અન્સાર અને મુહાજીરીનને બક્ષી દે. આના પર તે લોકોએ જવાબ આપ્યો કે તે અમે લોકો છીએ જેમણે મોહંમદ (સલ્લ.)ની બૈઅત એ શરત પર કરી છે કે જ્યાં સુધી જીવતા રહીશું, જેહાદ કરીશું. 'નહનુલ્લઝીન બાયઉ મુહમ્મદ અલલજિહાદ મા બકીનન અબદા'!

૧૧૨૩. હઝરત બરા (રદી.) કહે છે કે મેં જોયું કે અહઝાબના દિવસોમાં હુઝુર (સલ્લ.) માટી ઉઠાવતા જતા હતા. જેનાથી પેટ મુબારક ધુળથી ભરાઈ ગયું હતું. અને આ ફરમાવતા જતા હતા.

હે ખુદા! તારી મદદ ન હોતી તો અમે હિદાયત ન મેળવતા અને ન સદકો આપતા અને ન નમાઝ પઢતા. અમારી ઉપર સુકુન અને

અમન નાઝીલ ફરમાવ અને દુશ્મનોના મુકાબલાના સમયે અમારા કદમ સાબિત રાખ. પછીની તૌર પર આ કાફીરોએ અમારા પુર ઝુલ્મ કર્યો છે. જ્યારે આ કોઈ બુરાઈનો ઈરાદો કરે છે, તો અમે તેને દૂર કરીએ છીએ.

૧૧૨૪. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત (સલ્લ.) એક વખત કોઇ લડાઈના માટે સફર કરી રહ્યા હતા. તો આપે ફરમાવ્યું કે કેટલાક લોકો એવા છે જે જોડાઈ જવાથી રહી ગયા છે. પરંતુ જ્યારે અમે કોઈ ઘાટી કે કોઈ જંગલમાં પસાર થઈએ છીએ (અને મહેનત કરે છે) તેના સવાલમાં તે લોકો પણ અમારા ભાગીદાર હોય છે. કારણ કે તેઓ મજબુરીના કારણે રોકાઇ ગયા છે.

૧૧૨૫. ઝેદ બિન ખાલિદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જેણે મુજાહિદને (જેહાદના માટે) સામાન આપ્યો તો જાણે તેણે જેહાદ કર્યો અને જે માણસ ગાઝી (લડવાવાળા) નો ખલીફા બન્યો તો જાણે તેણે પોતે પણ જેહાદ કર્યો.

૧૧૨૬. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ફરમાવે છે, જે માણસ ખુદાની રઝા પ્રાપ્ત કરવા માટે રોઝો રાખે છે તેને અલ્લાહ તઆલા આગથી સિત્તેર વર્ષના રસ્તા પર દૂર કરી દેશે.

૧૧૨૭. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મદીનામાં કોઈના ઘરમાં જતા ન હતા. પરંતુ યા તો ઉમ્મે સુલેમ (રદી.) ના ઘરમાં યા તો પોતાની બીવીઓના ઘરમાં. આપથી આનું કારણ પુછવામાં આવ્યું તો ફરમાવ્યું કે હું તેની પર રહમ કરૂં છું કારણ કે તેનો ભાઈ મારી સાથે કતલ થઈ ગયો છે,

૧૧૨૮. હઝરત અનસ (રદી.) કહે છે કે હું યમામાના દિવસે સાબિત બિન કેસ (રદી.) ની પાસે આવ્યો. સાબિત (રદી.) પોતાની બન્ને સાથળો (રાનો) ખોલીને સવારી પર ખુશ્બુ લગાવી રહ્યા હતા, મેં કહ્યું, કાકા, લડાઈમાં જોડાવવાથી આપને શું મજબુરી છે.? ફરમાવ્યું, ભત્રીજા! ચાલું છું. તેના પછી આપ ખુશ્બુ ફરીથી લગાવવા લાગ્યા. અને આવીને બેસી ગયા. પછી લોકોના નાસવાની ચર્ચા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અમારી સામે કુફફાર આ જ રીતથી હોતા

હતા. ત્યાં સુધી કે અમારી જમાઅત લડતી હતી. અમે આવું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે કરતા ન હતા તમારા લોકોએ તમોને બગાડી નાખ્યા.

૧૧૨૯. હઝરત જાબિર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અહઝાબની લડાઇના દિવસે ફરમાવ્યું, કાફિરોની જાણકારી તને કોણ લાવી આપશે? હઝરત ઝુબેર (રદી.) બોલ્યા, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) હું, ફરીથી આપે આ જ ફરમાવ્યું. હઝરત ઝુબેર (રદી.) એ ફરીથી કહ્યું કે, હું. તેના પછી હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે દરેક નબીનો એક મુખલીસ મદદગાર હોય છે. અને મારો મદદગાર ઝુબેર (રદી.) છે.

૧૧૩૦. હઝરત ઉરવહ (રદી.) થી રિવાયત છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે ઘોડાઓની પેશાનીઓમાં કિયામતના સુધી બેહતરી ચોક્કસ કરી નાખવામાં આવી એક સવાબ, બીજો ગનીમત (લૂટેલો માલ.)

૧૧૩૧. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું છે કે જેણે જેહાદની તૈયારીના માટે ઘોડો બાંધી રાખ્યો, શરત આ છે કે ખુદા પર અને તેના વચનો પર ઈમાન લાવ્યા હોય, તો તે ઘોડાનું પેટ ભરવું, અને પાણીથી સૈરાબ (ધરાવવું) થવું અને તેની લીદ અને પેશાબ કિયામતના દિવસે તરાઝુમાં તોલાશે (એટલે કે નેકીઓમાં ગણવામાં આવશે)

૧૧૩૨. હઝરત મઆઝ (રદી.) કહે છે કે હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની પાછળ ગધેડા પર સવાર હતા. જેનું નામ ઉફેર હતું. આપે ફરમાવ્યું મઆઝ (રદી.) તમને ખબર છે કે ખુદાનો બંદાઓ પર શું હક છે! અને પછી પહેલી હદીસ બયાન ફરમાવી કે અલ્લાહનો હક બંદો પર આ છે કે તેની ઈબાદત કરે અને તેની સાથે કોઇને ભાગીદાર ન કરે. અને બંદાનો હક અલ્લાહ પર આ છે કે જે માણસ તેની સાથે કોઈ ને ભાગીદાર ન કરતો હોય તેને અઝાબ ન કરે. (છેવટ સુધી.)

૧૧૩૩. હઝરત સુહેલ (રદી.) કહે છે કે અમારા બગીચામાં હઝરત

મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)નો એક ઘોડો હતો જેનું નામ ખલીફા હતું.

૧૧૩૪. હઝરત અનસ (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને મદીનામાં કોઇ ખટકો જણાયો. તો આપે અમારો ઘોડો જેનું નામ 'મંદુબ' હતું, માગ્યો. (અને જ્યારે સવાર થઇને શોધી ચુકયા) તો ફરમાવ્યું કે અમોને કોઇ વાત જણાઈ નહિ. આ ઘોડો દરિયાની જેમ હલકો અને તેજ રફતાર છે.

૧૧૩૫. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું કે જો નહુસત હોતી તો ત્રણ વસ્તુઓમાં હોતી. ઘોડો. સ્ત્રી. અને મકાન.

૧૧૩૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ઘોડાના માટે બે ભાગ અમે સવારના માટે એક (ગનીમતના માલમા) નક્કી ફરમાવ્યા હતા.

૧૧૩૭. હઝરત બરા બિન આઝિબ (રદી.) કહે છે કે મારાથી એક માણસે કહ્યું. હું તમે હુનૈનના દિવસે હઝરત મોહમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને છોડીને નાસી ગયા હતા! હુઝુરેવાલા તો નાસ્યા ન હતા. વાત આ હતી કે હવાઝીન કૌમ ઘણી તીરબાજ હતી. જ્યારે અમે તેઓના પર હુમલો કર્યો અને હારી ગયા તો મુસલમાનોએ ગનીમતનો માલ લુંટવાનું શરૂ કર્યું. તે લોકોએ તીરોથી અમારો સામનો કર્યો, પરંતુ હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને જોતો રહ્યો કે આપ આપની સફેદ ખચ્ચરી પર સવાર છે અને અબુ સુફીયાન તેની લગામ પકડેલા છે. અને હુઝુર (સલ્લ.) આ ફરમાવતા જાય છે, હું જુઠો નબી નથી. હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું.

૧૧૩૮. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની એક ઊંટણી હતી. જેનું નામ ગજબા હતું. કદી પાછળ રહેતી ન હતી. અચાનક એક ગામડીયો જવાન ઊંટ પર આવ્યો અને આપની ઊંટણીથી આગળ નિકળી ગયો. સહાબા (રદી.) ને આ ઘણું જ નાપસંદ લાગ્યું. અને આ નાપસંદીને હુઝુર (સલ્લ.) પણ સમજી ગયા અને આપે ફરમાવ્યું કે અલ્લાહને આ હક્ક છે કે દુનિયાની જે વસ્તુ ઊંચી હોય તેને કદી નીચી કરી દે.

૧૧૩૯. હઝરત ઉમર (રઝી.) ફરમાવે છે કે એક વખત મેં મદીનાની સ્ત્રીઓને ચાદરો વહેંચી. અને એક સારી ચાદર બાકી રહી ગઇ એક માણસે મારાથી કહ્યું, હે અમીરૂલ મોમિનીન ! આ તમારી બીવી એટલે રસુલુલ્લાહ (સલ્લ.) ની પુત્રી (નવાસી) ઉમ્મે કુલસુમ (રઝી.) ને આપો આ હઝરત અલી (રઝી.) ની પુત્રી હતાં આ સાંભળીને મેં જવાબ આપ્યો ઉમ્મે સુલૈત રઝી. તેમનાથી વધારેનાં હકદાર છે. અને ઉમ્મે સુલૈત અન્સારીયા (રઝી.) નહિ તેમણે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી બેઅત કરી હતી અને ઓહદની લડાઇમાં અમારા લોકોના માટે પાણીની મશક લઇને ફરતાં હતાં.

૧૧૪૦. રબીઅ બિન્તે મુઅવ્વજ (રઝી.) કહે છે કે અમે નબી (સલ્લ.) ની સાથે જેહાદ કર્યા કરતા હતા. (તે આ કે) પોતાની કોમને પાણી પીવડાવતા હતા અને તેમની ખિદમત કરતા હતા અને શહીદો અને ઝખ્મીઓને મદીના પાછા લાવતાં હતાં.

૧૧૪૧. હઝરત આઇશા (રઝી.) કહે છે કે એક રાત નબી (સલ્લ.) જાગતા રહ્યા. જ્યારે મદીનામાં તશરીફ લાવ્યા તો આપે ફરમાવ્યું કે અમારા સહાબા (રઝી.) માંથી આજની રાત કોઇ મારું રક્ષણ (ચોકી) કરતું. તેના પછી અમે હથિયારોની ઝન ઝનની અવાજ સાંભળી. ફરમાવ્યું, કોણ માણસ છે! જવાબ મળ્યો કે સઅદ બિન વકકાસ (રઝી.) છું. આપનું રક્ષણ કરવા આવ્યો છું. તેના પછી આપ સુઈ ગયા.

૧૧૪૨. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. દિરહમ અને દિનાર અને પહેરવેશના ચાહવાવાળા ખુદા કરે હલાક (બરાબર) થઈ જાય. કારણ કે (આ એવા લોકો છે) કે જો તેમને મળી જાય તો ખુશ થાય છે અને જો ન મળે તો નારાઝ થાય છે. ખુદા કરે આ બરબાદ થાય અને બેભાન થઇ પડી જાય. જો કાંટો લાગી જાય તો કોઈ ન કાઢે. અને તે લોકોના માટે ખુશી કે જેમણે જેહાદના ઘોડાઓની લગામ પકડી છે. તેમનું માથું ધૂળવાળું અને પગ (ચાલવાના કારણે) માટીથી ભરેલા છે. જો તેઓને લશ્કરના મુકદમતુલ જૈશ (આગળની હરોળમાં) બનાવી દેવામાં આવ્યા છે તો તે જ બની રહે અને મુઅખિખરૂલ જૈશ (પાછળની હરોળમાં) બનાવવામાં આવ્યા તો તેના જ બની રહે. (આ હદ સુધી કે) જો

ક્યાંક જવાની રજા માગે તો ન મળે અને જો કોઈની સિફારીશ કરે તો કબુલ કરવામાં ન આવે.

૧૧૪૩. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હું નબી (સલ્લ.) ની સાથે ખૈબરે હુઝુર (સલ્લ.)નો ખાદીમ બનીને ગયો જ્યારે આપ ત્યાંથી પાછા ફરીને આવ્યા અને ઓહદનો પહાડ દેખાયો તો આપે ફરમાવ્યું કે અમે આને દોસ્ત રાખીએ છીએ અને આ અમોને દોસ્ત રાખે છે.

૧૧૪૪, હઝરત અનસ (રદી.) કહે છે કે અમે એક સફરમાં નબી (સલ્લ.) ની સાથે હતા. અને અમારા લોકોમાંથી છાંયડામાં તે જ માણુસ હતો જેણે પોતાની ચાદરથી છાંયડો કરી લીધો હતો. કેટલાક લોકો રોઝેદાર પણ હતા. તો જે લોકો રોઝેદાર હતા તેમનાથી કંઈ કામ થઈ શક્યું નહિ. અને જે રોઝા વગરના હતા તેમણે બધાંજ કાર્યો ઊંટો અને રોઝેદારોનાં પુરાં કર્યા. આ જોઈને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે આજ રોઝા વગરના સવાબમાં વધી ગયા.

૧૧૪૫. હઝરત સુહૈલ બિન સઅદ અસ્સાઇદી (રદી.) કહે છે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું,

કે કોઈ માણુસનું ખુદાના રસ્તામાં રક્ષણ કરવું. દુનિયા અને તેમાં જે કંઇ છે તેનાથી બેહતર છે. અને જે માણુસ ખુદાના માટે સવાર અને સાંજનો રસ્તો ચાલે તે દુનિયા અને તેની વસ્તુઓથી બેહતર છે.

૧૧૪૬. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તમારી જે કંઈ મદદ કરવામાં આવે છે અથવા તમોને અલ્લાહ તઆલા રોજી આપે છે. તે તમોને કમઝોર લોકોના તુફેલે મળે છે.

૧૧૪૭. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે હઝરત મોહમદ રસુ-લુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે એક ઝમાનો (સમય) એવો આવ-વાનો છે કે લોકો એક બીજાથી જેહાદ કરશે અને તેમનાથી પુછવામાં આવશે કે તમારામાંથી કોઈ રસુલુલ્લાહ (સલ્લ.) નો સોહબતવાળો છે. તેને જવાબ આપવામાં આવશે કે છે તો તેના ઝરીએ દુઆ માગં

વામાં આવશે તા તેની જીત થશે. પછી બીજો એક સમય આવશે કે તેમાં પુછવામાં આવશે કે તમારામાંથી કોઈ એવા માણસ પણ છે, જેણે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની સોહબત પ્રાપ્ત કરી હોય. જવાબ આપવામાં આવશે કે છે. તો તેના હાથ પર જીત થશે. પછી એક સમય આવશે કે તેમાં પુછવામાં આવશે, તમારામાંથી કોઈ એવો માણસ છે જેણે સહાબા (રદી.) ને જોવાવાળાઓને પણ જોયા હોય, જવાબ આપવામાં આવશે કે છે તો તેના તુફેલમાં જીત થશે

૧૧૪૮. હઝરત અબુન્ન વલીદ (રદી.) કહે છે કે બદરના દિવસે જ્યારે અમે કુફ્ફારોની સામે સફબંધી કરી રહ્યા હતા અને તેઓ અમારી સામે હતા, તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું કે જ્યારે આ લોકો તમારા નજીક આવી જાય તો તેઓના ઉપર તીર વરસાવજો.

૧૧૪૯. હઝરત ઉમર (રદી.) કહે છે કે બનુ નઝીરનો માલ તે માલમાંથી હતો. જેને અલ્લાહ તઆલાએ પોતાના રસુલ ( સલ્લ. )ના માટે ગનીમત ઠેરાવ્યો હતો અને ઘોડા અને ઊંટોના વગર બરદાર કર્યે પ્રાપ્ત થયો હતો. એટલા માટે આ માલ હઝરત મોહંમદ રસુ-લુલ્લાહ (સલ્લ.)ના માટે 'ખાસ' હતો. આપ તેમાંથી પોતાના ઘર-વાળાઓને એક વર્ષનું ખર્ચ આપતા હતા અને જે કંઈ બચતું તો તેનાથી ઘોડા અને હથિયારો ખરીદીને જેહાદના માટે સામાનની તૈયારી કરતા.

૧૧૫૦. હઝરત અલી (રદી.) કહે છે કે મેં સઅદ ( રદી. ) ના સિવાય કોઈને જોયા નથી કે તેના પર હુઝુર (સલ્લ.) એ પોતાનાં મા–બાપ કુરબાન કર્યાં હોય. તેમનાથી જ આપ ફરમાવતા હતા કે સઅદ (રદી.) ! તીર મારો. તમારા પર મારા મા–બાપ કુરબાન થાય.

૧૧૫૧. હઝરત અબુ ઉમામા (રદી.) કહે છે કે સહાબાએ કિરામ (રદી. એ ઘણા વિજયો મેળવ્યા. પરંતુ કોઈની તલવાર પર સોનું કે ચાંદીનો ગિલેટ ન હતો. પરંતુ તેમનું ઘરેણું ફક્ત ધાતુ કે સીસું અને લોખંડનું હોતું હતું.

૧૧૫૨. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે ( એક વખત )

હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કુબામાં આ ફરમાવતા હતા કે હે ખુદા! હું તને તારા અહદ અને વાયદાની કસમ આપું છું. હે ખુદા! જો તારી આ મરજી છે કે આજના પછી તારી ઇબાદત ન થાય. કે એટલામાં હઝરત અબુબક (રદી.) એ હાથ પકડીને અર્ઝ કરી બસ, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપને આજ પૂરતું છે કે આપે આપના ખુદાથી ગિડગિડાવીને દુઆ કરી. આ હઝરત (સલ્લ.) બખ્તર પહેરેલ હતા અને કહેતા બહાર નિકળ્યા કે જલ્દી જ (કુફ્ફારો)ની જમાઅતની હાર થશે. અને પાછળ નાસી જશે. પછી તેમના માટે નક્કી કરેલી ધમકી કિયામતના દિવસે આવશે અને કિયામતનો અઝાબ ઘણો જ કડવો અને સખ્ત છે. અને એક રિવાયતમાં છે કે આ કિસ્સો બદરની લડાઇનો છે.

૧૧૫૩. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અબ્દુરંહમાન બિન ઔફ (રદી.) અને ઝુબૈર (રદી.)ને ખુજલીને કારણે રેશમના ખમીસની રજા આપી દીધી હતી.

૧૧૫૪. હઝરત અનસ (રદી.) કહે છે કે તે જ બે માણસોએ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી જુઓની ફરીયાદ કરી તો તે આપે તેઓને રેશમના (ખમીસ વિગેરે)ની રજા આપી દીધી હતી.

૧૧૫૫. હઝરત ઉમ્મે હરામ (રદી.) કહે છે કે હુઝુરે અકરમ (સલ્લ.) એ ફરમાવ્યું, મારી ઉમ્મતમાંથી જે માણસ દરીયાઈ જેહાદ કરશે, તો પોતાના માટે જન્નત વાજીબ કરી લેશે. (આ સાંભળીને) મેં અર્ઝ કરી હે રસુલુલ્લાહ (સલ્લ.)! હું પણ તે જ લોકોમાંથી છું? ફરમાવ્યું કે હા, તમે પણ છો. પછી આપે ફરમાવ્યું કે મારી ઉમ્મતનું જે લશ્કર કેસરથી જેહાદ કરશે. તેઓને બક્ષી દેવામાં આવશે. મેં અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! હું પણ તેમાં શરીક (જોડાવવું) થઈ જઈશ? ફરમાવ્યું, નહિં.

૧૧૫૬. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તમારી લડાઈ યહુદીઓથી એવી રીતે થશે કે જો કોઈ યહુદી પત્થરની પાછળ સંતાયો હશે તો તે પત્થર તમોને બતાવી દેશે કે હે ખુદાના બંદા! આ યહુદી

અહીં સંતાયો છે. તેને કતલ કરી નાખ. અને એક રિવાયતમાં છે કે કિયામત તે સમયે જ કાયમ થશે, જ્યારે તમો યહુદીથી લડશો.

૧૧૫૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામત તે સમયે થશે, જે જે સમયે તમારી તુર્કોથી લડાઈ થશે. જેમની નાની નાની આંખો હશે, નાક બેઠેલી હશે. જાણે કે તેમના ચહેરા ઢાલોના જેવા હશે અને કિયામત એવા સમયે કાયમ થશે કે જ્યારે તમે એવા લોકોથી લડો. જેઓના જુતાં બાલોના હશે.

૧૧૫૮ હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઉફી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ અહઝાબની લડાઈમાં મુશ્રિકોનાં માટે બદ દુઆ કરી અને ફરમાવ્યું કે હે કિતાબ નાઝીલ કરવાવાળા, જલ્દી હિસાબ લેવાવાળા, કુફ્ફારોને હાર આપવાવાળા ખુદા ! આમને હાર આપ અને મેદાનથી તેઓના પગ ઉખાડી નાખ.

૧૧૫૯. હઝરત આઇશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) ની ખિદમતમાં યહુદીઓએ હાજર થઈને કહ્યું 'અસ્સામુ અલૈક.' મેં આ સાંભળીને લાનત (ફીટકાર) કરી. આપે ફરમાવ્યું, આઇશા (રદી.)! આ શું હરકત છે ? મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! આપે નથી સાંભળ્યું, તેમણે શું કહ્યું. આપે ફરમાવ્યું. ( આઇશા (રદી.) ! તમે મારો જવાબ સાંભળ્યો નથી કે મેં શું જવાબ આપ્યો મેં પણ 'અલૈકુમ' કહી દીધું.

૧૧૬૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે તુફેલ બિન ઉમર અને તેમના સાથી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા. અને અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ! આ કૌમે નાફરમાની પણ કરી અને ઈમાન લાવવાથી ઈન્કાર કરી દીધો. આપ તેમના માટે બદદુઆ કરો. એક માણસ બોલ્યો, ખુદા કરે દૌસ બરબાદ થાય. હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું. હે ખુદા ! કૌમે દૌસને હિદાયત કર અને સચ્ચાઈની તરફ લાવ.

૧૧૬૧. હઝરત સુહેલ બિન સઅદ (રદી.) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી ખૈબરના દિવસે સાંભળ્યું. હુઝુર

(સલ્લ.) ફરમાવતા હતા કે આજે હું ઝંડો એવા માણસને આપીશ જેના હાથ પર ખુદા જીત આપી દેશે. (આ સાંભળીને) બધા સહાબા (રદી.) રાહ જોઈ રહ્યા હતા કે જુઓ કોને ઝંડો આપવામાં આવે છે. જ્યારે સવારે હાજર થયા, દરેકની આ જ તમન્ના હતી કે અમોને મળે. એટલામાં હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું, અલી (રદી) કયાં છે? લોકોએ કહ્યું કે તેમને આંખો દુખવાની ફરીયાદ છે. હુકમ પ્રમાણે હઝરત અલી (રદી.) ને બોલાવવામાં આવ્યા. હુઝુર (સલ્લ.)એ હઝરત અલી (રદી.)ની આંખોમાં થુંક મુબારક લગાવ્યું. તરત જ આંખો એવી સારી થઈ ગઈ કે કદી દુ:ખી જ ન હતી. (તેના પછી) હઝરત અલી (રદી.) એ અર્ઝ કરી કે શું ખેબરના લોકોથી એટલું લડું કે તેઓ આપણી તરફ થાય? રસુલે મકબુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જરા રોકાઓ જે સમયે તમે તેઓની સામે મેદાનમાં પહોંચો, તો પહેલાં તેઓને ઈસ્લામની દાવત આપો અને દરેક વાજીબ વાતોની જાણ કરી દો કે તમારી પર ફલાણી ફલાણી વાત કરવી જરૂરી છે કારણ કે તે ખુદાની કસમ! તેઓમાં ફક્ત એક માણસનું તમારા કારણે હિદાયત પર આવવું તમારા માટે લાલ ઊંટોથી બેહતર છે.

૧૧૬૨. હઝરત કઅબ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) જ્યારે કોઈ સફરનો ઈરાદો કરતા.તો જુમેરાત (ગુરુવાર) ના સિવાય બીજા દિવસોમાં ઓછા તશરીફ લઈ જતા હતા.

૧૧૬૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે હુઝુર ( સલ્લ. ) એ (એક વખત) અમોને કોઈ લશ્કરમાં રવાના કર્યા. અને અમારાથી ફરમાવ્યું જ્યારે તમે કુરૈશના ફલાણા ફલાણા માણસોને મેળવો (પકડો) તો તેઓને આગથી સળગાવી દેજો. અબુ હુરૈરહ (રદી.) કહે છે કે પછી અમે લોકો વિદાય થવાના સમયે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા. તે સમયે આપે ફરમાવ્યું મેં તમારાથી કહ્યું હતું કે જો ફલાણા માણસો તમોને મળે તો જ આગથી સળગાવી દેજો (હવે તમોને હુકમ છે કે) જ્યારે તે બે મળે તો પકડીને કતલ કરી નાખજો. કારણ કે આગથી અઝાબ આપવો ખુદાનુ કામ છે.

૧૧૬૪. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે, હઝરત રસુલુલ્લાહ

(સલ્લ.) એ ફરમાવ્યું, હાકિમના હુકમને સાંભળીને તેના ઉપર અમલ કરવું વાજીબ છે. શરત આ છે કે કોઈ ગુનાહનો હુકમ ન હોય અને જો કોઈ ગુનાહનો હુકમ આપવામાં આવે તો ન તેનું સાંભળવું જાઈઝ ન તેનું કહેવું માનવું જરૂરી છે.

૧૧૬૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે આપણે છીએ તો પાછળ વાળા પરંતુ કિયામતના દિવસે સૌથી આગળ હોઈશું. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું' કે જે માણસે મારી ઈતાઅત કરી ( કહેવું માન્યું ) તેણે ખુદાની ઇતાઅત કરી અને જેણે મારી નાફરમાની કરી, તેણે ખુદાની નાફરમાની કરી. અને જે માણસ તેના હાકિમની તાબેદારી કરે છે તે મારો હુકમ માને છે અને જે માણસ હાકિમની નાફરમાની કરે છે, કારણ કે હાકિમ એક ઢાલ છે. તેના છાંયડામાં ( તેના હાથ નીચે ) લડવામાં આવે છે અને તેના કારણે બચાવ થાય છે. જો તે ખુદાથી ડરવાનો હુકમ આપે અને ન્યાય સાથે હુકમ કરે તો તેને સવાબ મળશે અને જો તેણે નાફરમાનીનો હુકમ આપ્યો તો તેનો વબાલ તેની ગરદન પર હશે.

૧૧૬૬. હઝરત ઈબ્ને ઉમર ( રદી. ) કહે છે કે જ્યારે આગલા વર્ષે તે ઝાડની જગ્યા પર આવ્યા, જ્યાં અમારાથી બૈઅત લેવામાં આવી હતી. તો તેને કોઇ નુકસાન પહોંચાડી શકયું ( તે ગાયબ થઈ ગયું) અને તેનું ગાયબ થઈ જવું એક રહમત હતું. અમારાથી પુછવામાં આવ્યું કે કઈ વસ્તુના વિષે બૈઅત કરવામાં આવી હતી ? શું મૌતના વિષે ? મેં કહ્યું કે નહિં, પરંતુ જેહાદમાં કાયમ રહેવા પર.

૧૧૬૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદી.) કહે છે કે જ્યારે હુર્રાની લડાઇની તક આવી તો મારી પાસે એક માણસ આવ્યો અને તેણે કહ્યું કે ઇબ્ને હન્ઝલા લોકોથી મૌતની બૈઅત લઈ રહ્યા છે. મેં જવાબ આપ્યો કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ના પછી મૌત પર હું કોઈનાથી બૈઅત કરીશ નહિ.

૧૧૬૮. હઝરત સલમા બિન અકવઅ (રદી.) રિવાયત કરે છે કે

મેં નબી (સલ્લ.)થી બૈઅત કરી અને પછી એક ઝાડના છાંયડામાં ગયો. ત્યાં સુધી કે જ્યારે લોકોની ભીડ કંઇક ઓછી થઇ ગઈ તો હુઝુર (સલ્લ.) એ મારી તરફ ધ્યાન આપીને ફરમાવ્યું. ઈબ્ને અકવઅ, તમે બૈઅત નહિં કરો? મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું તો (બૈઅત) કરી ચુકયો. ફરમાવ્યું, ફરીથી કરી લો. મેં બીજી વખત બૈઅત કરી લીધી. સલમા (રદી.) થી પુછવામાં આવ્યું કે તે સમયે તમે કઈ વસ્તુ પર બૈઅત કરી રહ્યા હતા? જવાબ આપ્યો, મૌત પર.

૧૧૬૯ હઝરત મુજાશેઅ (રદી.) કહે છે કે હું અને મારો ભાઈ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થયા અને અમે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમારાથી હિજરત પર બૈઅત લઈ લો. ફરમાવ્યું, હિજરતનો ઝમાનો પસાર થઇ ગયો. અમે અર્ઝ કરી કે પછી કઇ વસ્તુ પર બૈઅત લેશો? ફરમાવ્યું, ઇસ્લામ અને જેહાદ પર.

૧૧૭૦ હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે એક વખત મારાથી એક માણસે આવીને એવી વાત કરી કે તેના જવાબથી હું લાજવાબ થઈ ગયો. તેણે પુછ્યું કે શું એક હાકિમ હથિયાર સાથે અમારી સાથે ખુશી ખુશી જેહાદ માટે નિકળે અને અમારા પર એવી વાતમાં સખ્તી કરે જેના અમે તાકાત રાખતા નથી. તો શું અમે તેની ઈતાઅત કરીએ? મેં કહ્યું, ખુદાની કસમ, તારી વાતનો જવાબ મારાથી હલ થઈ શકે તેમ નથી. તેના સિવાય કે જ્યારે આપણે લોકો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે કોઈ જેહાદમાં જતા તો આપ અમોને એક વખત હુકમ ફરમાવતા, જેને અમે સાંભળી લીધા કરતા હતા અને તમારામાંથી તે માણસ બેહતરી (ભલાઇ) પર હશે જે ખુદા તઆલાથી ડરે છે. અને જો તેના દિલમાં કોઈ વાતનો ખટકો ઉત્પન થાય તો કોઇ બીજાથી પુછી લીધા કરે. જેથી તે માણસ તેને સંતોષકારક જવાબ આપી દે. પરંતુ તમને એવો માણસ મળશે નહિ. ખુદાની કસમ, દુનિયાનો બસ એટલો ભાગ બાકી રહી ગયો. જેવી રીતે તે તળાવનું પાણી જે ચોખ્ખુ હતું, પી ગયો અને ગંદુ બાકી રહી ગયું.

૧૧૭૧. હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઉફી (રદી.) કહે છે કે

એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કુફ્ફારોથી મુકાબલો કરી રહ્યા હતા અને એટલી વાર થઈ ગઈ હતી કે સૂરજ ડૂબી ગયા અને પછી ઊભા થઈને આપે ફરમાવ્યું કે દુશ્મનથી મુકાબલો કરવામાં તમે લોકો ઉતાવળ ન કરો. પરંતુ અલ્લાહ તઆલાથી આફીયત માગો અને મુકાબલાના સમયે સબ્રથી કામ લો. કારણ કે જન્નત તલવારોના છાંયડાની નીચે છે.

૧૧૭૨. હઝરત યાલી બિન ઉમય્યા (રદી.) કહે છે કે મેં એક મજુર રાખ્યો. તેણે બીજા એક માણસથી લડાઈ કરી. અને તેના હાથમાં ડૂચો ભર્યો. તેણે તેનો હાથ તેના મોઢાથી નિકાળીને ઝાટકો આપ્યો. જેનાથી તેના દાંત તૂટી ગયા. આ મજુર હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો. આપે તેના દાંતોનો બદલો બિલ્કુલ અપાવ્યો નહિં અને ફરમાવ્યું કે શું તે તેનો હાથ તારા મોઢાંમાં રહેવા દેતો કે તું તેને ઊંટની જેમ ચાવી લેતો.

૧૧૭૩. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે મેં હઝરત ઝુબૈર (રદી.) થી કહ્યું કે તમોને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ તે સ્થળે ઝંડો રોપવાનો હુકમ આપ્યો હતો.

૧૧૭૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મને કલામ અને પૂરેપૂરા અખ્લાક આપવામાં આવ્યા છે. અને દબદબો અને જલાલ આપીને મારી મદદ કરવામાં આવી છે. એક વખત જ્યારે કે હું સુઇ રહ્યો હતો. જમીનના ખજાનાઓની ચાવીઓ મારા હાથમાં મૂકી દેવામાં આવી. અબુહુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) તો તશરીફ લઈ ગયા. પરંતુ તમે લોકો આને ઇચ્છો છો.

૧૧૭૫. હઝરત અસ્મા બિન્તે અબુબક્ર (રદી.) કહે છે કે જે સમયે નબી (સલ્લ.) એ મદીનાની હિજરતનો ઇરાદો કર્યો તો મેં આપને સફરના માટે ખાવાનું તૈયાર કર્યું. તેને બાંધવા માટે મને કોઈ વસ્તુ ન મળી ફક્ત મારી એક કમરબંધ હતી. મેં સિદ્દીકે અકબર (રદી.)થી અર્ઝ કરી કહ્યું કે ખાવા બાંધવાની કોઈ વસ્તુ મને ન મળી, મારા કમરબંધના સિવાય. ફરમાવ્યું. તેના બે ટૂકડા કરી દો.

એકમાં ખાવાનુ બાંધી દો અને બીજાથી પાણીની મશક બાંધી દો. આજ કારણે હઝરત અસ્માનો લકબ 'ઝાતુન્નતાકૈન' (એટલે કે બે કમર બંધવાળી) થઈ ગયો.

૧૧૭૬. હઝરત ઉસામા બિન ઝેદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એક ગધેડા પર સવાર થયા. જેની પીઠ પર કાઠડો બાંધેલો હતો. તે કાઠડા પર એક ચાદર હતી અને આપની પાછળ મને બેસાડી દીધો હતો.

૧૧૭૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મક્કાથી જીતના દિવસે મક્કાની ઉપરી તરફથી તશરીફ લાવ્યા. તે વખતે આપની પાછળ સવારી પર ઉસામા બિન ઝેદ સવાર હતા. અને સાથે બિલાલ (રદી.) અને ઉસ્માન બિન તલ્હા (રદી.) કાબાના દરબાનોમાંથી હતા. આપની સવારી મસ્જિદમાં બેસાડવામાં આવી અને આપે હુકમ કર્યો કે મક્કાની ચાવીઓ લાવો. પછી તેને ખોલીને અંદર દાખલ થયા અને બાકી હદીસ આવી ગઈ.

૧૧૭૮. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ કુરઆન મજીદને સાથે લઇને દુશ્મનની જમીનમાં લઈ જવાથી ના પાડી છે.

૧૧૭૯. હઝરત અબુ મુસા (રદી.) કહે છે અમે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે હતા. જ્યારે કોઇ ઊંચી જગ્યા પર ચઢતા તે ઊંચા આવાજની સાથે 'લાઈલાહા ઈલ્લલ્લાહુ' અને 'અલ્લાહુ અકબર' કહેતા, આપે સાંભળીને ફરમાવ્યું કે લોકો! ધીરેથી કહો. કારણ કે તમે કોઈ બહેરાને નથી પુકારતા અને ન કોઈ ગાયબને. પરંતુ સાંભળવાવાળો તમારી સાથે છે અને તમારાથી નજીક છે.

૧૧૮૦. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે જ્યારે અમે કોઈ ઊંચી જગ્યા પર ચઢતા તો તકબીર કહેતા અને કોઈ જગ્યાથી ઉતરતા તો તસ્બીહ પઢતા.

૧૧૮૧. હઝરત અબુમુસા અશઅરી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે કોઈ બંદો બિમાર હોય છે યા સફરમાં હોય છે તો તેના સારા આમાલ તે જ રીતે

લખવામાં આવે છે જેવી રીતે તંદુરસ્તીની હાલત અને કોઈ સ્થળે રોકાવવાના સમયે કર્યા કરતો હતો.

૧૧૮૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જો કોઈ સવાર એકલો ચાલવાના (નુકશાન) ને જાણતો, તો હું જાણું છું તો કદી રાત્રે એકલો સફર ન કરતો.

૧૧૮૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી. કહે છે કે એક માણસે આવીને નબી (સલ્લ.) થી જેહાદની રજા માગી. આપે ફરમાવ્યું કે શું તારા મા-બાપ જીવતા છે? તેણે અર્ઝ કરી જી. હા. ફરમાવ્યું તેમની જ ખિદમતની તકલીફ સહન કરો.

૧૧૮૪. હઝરત અબુ બશીર અન્સારી (રદી.) કહે છે કે હું કોઈ સફરમાં રસુલુલ્લાહ (સલ્લ) ની સાથે હતો. લોકો રાત પસાર કરવામા લાગેલા હતા કે આપે એક કાસીદ એટલા માટે રવાના કર્યો કે કોઈ ઊંટની ગરદનમાં આંતરડાનો હાર બાકી ન રહે. બધાને તોડી નાખવા જોઈએ.

૧૧૮૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કોઈ ગેર-મહરમ પુરુષ અને સ્ત્રી એક સ્થળે એકલા ન રહે અને સ્ત્રીને મહરમ વગર સફર કરવો ન જોઈએ. (આ સાંભળીને) એક માણસ ઉભો થયો અને અર્ઝ કરી કે હે ઉઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! મારું ફલાણા ફલાણા જેહાદમાં નામ લખેલુ છે. અને મારી પત્ની હજ્જ માટે જવાનો વિચાર કરી રહી છે. ફરમાવ્યું, તુ તારી પત્નિના સાથે જઈને હજ્જ કર.

૧૧૮૬. હઝરત સઅબ બિન જસામા (રદી.) કહે છે કે હું અબવા નામના સ્થળે કે દવ્વાન નામના સ્થળે હતો કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) નું તે બાજુથી પસાર થવાનું થયું. હુઝુર (સલ્લ,) થી પુછવામાં આવ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો કુફ્ફારો પર શબખુન મારવામાં આવે અને તેમનાં બાલ-બચ્ચાં કતલ થઈ જાય તો શું આ ગુનોહ છે? આ સ્થિતીમાં તેમનામાંથી જ છે કાફીરોના બાળકો પણ. તેના પછી ફરમાવ્યું કે અહાતા (ચારાગાહ) ખુદા અને તેના રસુલ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના માટે છે.

૧૧૮૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે કોઇ જેહાદમાં એક સ્ત્રી કતલ થયેલી મળી. તો આપે સ્ત્રીઓ અને બાળકોનું કતલ કરવું યોગ્ય ખ્યાલ ન ફરમાવ્યો.

૧૧૮૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ને જ્યારે આ ખબર પહોંચી કે હઝરત અલી (રદી.) એ કોઈ કૌમને આગથી સળગાવ્યા છે તો આપે ફરમાવ્યું કે જો હું તેમની જગ્યાએ હોતો તો આગથી અઝાબ ન આપતો. એટલા માટે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું છે કે ખુદાનો ખાસ અઝાબ કોઈને ન આપો. પરંતુ હું તેમને કતલ કરી નાખતો રસુલુલ્લાહ (સલ્લ.) ના ફરમાનના પ્રમાણે જો કોઇ માણુસ પોતાના મઝહબને બદલી નાખે તો તેને કતલ કરી નાખો.

૧૧૮૯. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કોઈ નબી ને એક કીડીએ કરડી લીધા હતા. તેમણે કીડીઓનું એક ટોળું સળગાવી દીધું. અલ્લાહ તઆલાએ 'વહી' મોકલી કે તમોને કીડીએ ચટકો જ ભર્યો પરંતુ તમે કીડીઓના એક ટોળાને સળગાવી દીધું જે અમારી તસ્બીહ બયાન કરતું હતું.

૧૧૯૦. હઝરત જરીર (રદી.) કહે છે કે મારાથી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે ઝુલહુલૈફાના સ્થળને પાડીને મને શાંતિ અપાવો તો ઘણું સારૂં છે. આ અસલમાં ખશઅમ કુટુંબનુ એક મકાન હતું જેનું નામ કાબા યમાનિયા હતું. જરીર (રદી.) કહે છે કે હું એકસો પચાસ સવારો કબીલા અહમસના લઈને ચાલ્યો આ લોકો ઘોડા પર સવાર થવાના ચાલાક ઉસ્તાદ હતા. અને હું ઘોડા પર ઠેહરી શકતો ન હતો. હુઝુર (સલ્લ.) એ મારા સીના પર એટલા જોરથી હાથ માર્યો કે આપની આંગળીઓના નિશાન મારા સીના પર બની ગયા અને ફરમાવ્યું, ઈલાહી, આને કાયમ રાખ અને હિદાયત મેળવેલો રહબર બનાવ. તેના પછી અમે લોકો ચાલી નિકળ્યા. અને ઝુલહુલૈફાને જઈ ને તોડી નાખ્યું અને આ ખબર હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે મોકલી દીધી. કાસિદે જઇને અર્ઝ કરી કે ખુદાની કસમ, જેણે આપને સાચા રસુલ બનાવીને મોકલ્યા છે. હું આપની પાસે તે સમય સુધી ન આવ્યો જ્યાં સુધી

હુલહુલૈફાને ખુજલીવાળા ઊંટની જેમ ન કરવામાં આવ્યું. રિવાયત કરવાવાળા કહે છે કે પછી આપે અહમસ કબીલાના ઘોડા અને સવારોના માટે પાંચ બરકતની દુઆઓ ફરમાવી.

૧૧૯૧. હઝરત અબુહુરૈહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિસરા મરી જશે તો તેના પછી બીજો કિસરા થશે નહિં. અને કૈસર બરબાદ થશે તો તેના પછી બીજો કૈસર થશે નહિં અને બન્નેના ખઝાનાઓ ફકીરોને વહેંચી દેવામાં આવશે.

૧૧૯૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હુઝુર નબીં અકરમ (સલ્લ.) એ લડાઈનું નામ 'ખુદઅ' (ધોખાબાજી) રાખ્યું છે.

૧૧૯૩. હઝરત ઈબ્ને આઝીબ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ઓહદની લડાઈના દિવસે હઝરત ઝુબેર (રદી.) ને પચાસ (૫૦) સિપાહીઓ પર (અફસર બનાવ્યા) અને ફરમાવ્યું કે જો તમે અમોને જુઓ કે અમે હારી ગયા, તો પણ તમે તમારી જગ્યાએથી ન હલતા. જ્યાં સુધી હું તમોને રજા ન આપું. અને જો તમો જુઓ કે અમે તેઓને હાર આપી અને હરાવી દીધા તો પણ હરકત ન કરતા. તે સમય સુધી કે હું તમોને હુકમ ન મોકલું. જેથી લોકોએ કાફીરોને હરાવી દીધા અને મેં જોયું કે કાફીરોની સ્ત્રીઓ દામન ઉઠાવી નાસી રહી છે. અને તેમનાં કડાં (ઘરેણાં) અને પીંડલીઓ ચમકી રહી છે. આ જોઈને ઝુબેર (રદી.) ના સાથીઓએ કહ્યું, હે કૌમ? ગનીમતનો માલ અને તમારા સાથીઓ ગાલીબ આવી ગયા હવે શું રાહ જોઈ રહ્યા છો! અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદી.) કહે છે કે મેં તેમનાથી કહ્યું કે શું તમોને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) નો કૌલ યાદ નથી! તેમણે જવાબ આપ્યો કે ખુદાની કસમ! અમે અમારા સાથીઓમાં પહોંચીને ચોક્કસ ગનીમતનો માલ લૂટીશું જેથી આ લોકો તેઓની પાસે પહોંચ્યા તો પીઠ ફેરવીને નાસવું પડયું અને આ બધા લોકોને હાર ખાઈને નાસવું પડયું. તે સમયે હુઝુરે વાલા લોકોને છેલ્લી લાઈનમાં ઊભા પુકારી રહ્યા હતા. આપની સાથે ફક્ત બાર જ (૧૨) માણુસો રહી ગયા હતા. અને કાફીરોએ અમારા સીત્તેર માણુસો પકડયા હતા. અને મુસલમાનોએ બદર (લડાઈ) ના

દિવસે એકસો ચાલીસ (૧૪૦) માણુસો પર કાબુ મેળવ્યો હતો જેમાં સીત્તેર કેદીઓ હતા અને સીત્તેર કતલ થઇ ગયા હતા. આ કિસ્સાના પછી અબુ સુફીયાન બોલ્યો કે શું લોકો! મોહંમદ (સલ્લ.) બાકી છે! આપે જવાબ આપવો યોગ્ય ન સમજ્યો. ફરીથી તેણે કહ્યું, લોકોમાં ઇબ્ને અબી કહાફા છે! તો પણ કોઇ જવાબ આપવામાં ન આવ્યો. ફરીથી તેણે કહ્યું કે લોકોમાં ઇબ્ને ખત્તાબ છે! ત્રણ ત્રણ વખત આ રીતે કહ્યું. તેના પછી પાછો જતો રહ્યો અને ત્યાં જઈને કહેવા લાગ્યો કે આ ત્રણ તો કતલ થઈ ગયા. આ વાત સાંભળીને હઝરત ઉમર (રદી.) કાબુમાં ન રહ્યા અને બોલી ઉઠયા કે ખુદાની કસમ! હે ખુદાના દુશ્મન! તું જુઠો છે. જે વસ્તુને તું ખરાબ જાણે છે તે મૌજુદ છે. અબુ સુફીયાને કહ્યું કે લડાઈ ડોલની જેમ છે. અને તમને જલ્દી ખબર પડી જશે કે તેઓના નાક-કાન કપાયેલા હશે, પરંતુ મેં તેનો હુકમ આપ્યો નથી. હા. અલબત્તા, મને તેનો કોઈ ગમ પણ થશે નહિં. પછી કહેવા લાગ્યો, હે હુબલ મુર્તિ! ઊંચી થાય. આ સાંભળીને નબી સલ્લ. એ ફરમાવ્યું કે તમે લોકો આનો જવાબ નથી આપતા. સહાબા (રદી.) એ અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ) ! શું જવાબ આપીએ ફરમાવ્યું, કહો. ખુદા મોટો અને (બરતર) સૌથી પર છે. ફરીથી તેણે કહ્યું, અમારા માટે માબુદ ઉઝઝા (મુર્તિ) છે. અને તમારા માટે કોઇ ઈઝઝત નથી. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે આનો જવાબ નથી આપતા. સહાબા (રદી.) એ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું જવાબ આપીએ! ફરમાવ્યું કે અમારો માલીક ખુદા છે. અને તમારો કોઈ માલીક નથી. 'અલ્લાહુ મૌલાના વલામૌલા લકુમ.'

૧૧૯૪. હઝરત સલમા (રદી.) કહે છે કે હું મદીના તૌયેબાની તરફથી ગાબાની તરફ નિકળ્યો. ત્યાં સુધી કે જ્યારે હું ગાબાની ટેકરી પર પહોંચ્યો તો મને અબ્દુર્રહમાન બિન ઔફ (રદી)નો ગુલામ મળ્યો. મેં તેનાથી પુછ્યું. અરે, તારો આ શું હાલ છે? તેણે કહ્યું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ઊંટણી પકડી લેવામાં આવી. મેં પુછ્યું કે કોણે પકડી? તેણે કહ્યું કે ગતફાનીએ તો મેં ત્રણ બુમો પાડી અને કહ્યું કે હે કૌમ! દુશ્મન આવી પહોંચ્યો અને આ કહેતો દોડયો. ત્યાં સુધી કે ગતફાની માણુસો સુધી પહોંચી ગયો

અને તેઓને તીર મારવાનું શરૂ કર્યું. અને આ કહેતો જતો હતો. હું અકવઅનો પુત્ર છું અને દુશ્મનની બરબાદીનો દિવસ છે. છેવટે મેં તેનાથી ઊંટણી પડાવી લીધી. તેના પહેલાં કે લોકો પાણી પીએ, પછી હું ઊંટણીને હાંકતો લાવ્યો. એટલામાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી મુલાકાત થઈ. મેં અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! તે લોકો તરસ્યા છે. અને હું ઊંટણીને લઇને જલ્દીથી પાછો આવી ગયો છું. એટલા માટે આપ તે લોકોની પાછળ એક ટૂકડી રવાના કરી દો. ફરમાવ્યું, અકવઅ, તમે ઊંટણી લઈ લીધી. તેઓને જવા દો કારણ કે તે લોકોની તેમની જ કૌમમાં મહેમાનદારી થશે.

૧૧૯૫. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. કેદીઓને છોડાવો અને ભુખ્યાઓને ખાણું ખવડાવો અને બિમારની ખબર પુરસી કરો.

૧૧૯૬. હઝરત અબુ હુઝૈફા (રદી.) કહે છે, મેં હઝરત અલી (રદી.)થી પુછવામાં આવ્યું કે અલ્લાહની કિતાબના સિવાય કોઇ 'વહી'નો બીજો હુકમ છે? ફરમાવ્યું, નહિં. ખુદાની કસમ મને કોઈ હુકમ આ હુકમોના સિવાય ખબર નથી. હા, કુરઆન સમજવાની એક સમજ અર્પણ થઈ છે. અને જે કંઈ આ સહીફામાં છે, મેં કહ્યું કે આ સહીફામાં શું છે? ફરમાવ્યું કે દિયત ( ના અહકામો ) અને કેદીઓને છોડાવવાનાં બયાન અને આવા કે કોઇ મુસલમાન કાફીરના બદલે કતલ કરવામાં ન આવે.

૧૧૯૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે અન્સારના કેટલાક પુરુષોએ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી વિનંતી કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને રજા આપી દો કે અમે અમારા ભાણીયા અબ્બાસના બદલામાં ફિદીયો માફ કરી દઈએ. ફરમાવ્યું કે તેનાથી એક દિરહમ પણ ન છોડો.

૧૧૯૮. હઝરત સલમા બિન અગવઅ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એક સફરમાં હતા કે મુશ્રિકોનો એક જાસુસ આવ્યો અને સહાબા ( રદી. ) સાથે વાતો કરવા લાગ્યો અને

તેના પછી ઉઠીને જતો રહ્યો. આપે ફરમાવ્યું. તેને શોધીને કતલ કરી નાખો. જેથી તેને કતલ કરી દેવામાં આવ્યો અને તેનો સામાન હુઝુર (સલ્લ.) એ તેના કાતિલ (કતલ કરાવાવાળા)ને અપાવી દીધો.

૧૧૯૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) એ એક વખત ફરમાવ્યું આહ ! ગુરુવારનો દિવસ કેવો હતો. એટલું કહીને આપ ઘણું રડયા કે આંસુઓથી બિસ્તર પલળી ગયો. પછી આપે ફરમાવ્યું કે રસુલુલ્લાહ (સલ્લ.)ની બિમારી ગુરુવારના દિવસે જ તેજી પર થઈ હતી. તે સમયે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું હતું કે મારી પાસે કલમ અને ખડિયો લાવો. જેથી હું તમારા માટે એક લખાણ લખી દઉં કે તેના પછી કદી ન ભટકો. આ સાંભળીને લોકો પરસ્પર લડવા લાગ્યા. જો કે કોઈ નબીની પાસે લડવું સારૂં નથી. (આ સાંભળીને) આપે ફરમાવ્યું કે મને (આ સ્થિતી પર) છોડી દો. કારણ કે મને તમે જે વાતની તરફ બોલાવી રહ્યા છો. તેનાથી આ જ સ્થિતી બેહતર છે. જેમાં આ સમયે છું. તેના પછી હુઝુર ( સલ્લ. ) એ ત્રણ વાતોની વસીયત કરી. (૧) મુશ્રિકોને અરબના ટાપુથી નિકાળી દો. (૨) જમાત (વફદ)ની એવી રીતે મહેમાની કરવી, જેવી રીતે હું કરૂં છું. (૩) ત્રીજી વાત હું ભુલી ગયો.

૧૨૦૦. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે કે એક વખત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ લોકોમાં ઉભા થઇને તકરીર કરવી શરૂ કરી. પહેલાં અલ્લાહ તઆલાની સના પછી દજ્જાલનો ઝિકર કર્યો અને ફરમાવ્યું કે તમોને હું તેનાથી ડરાવું છું. અને દરેક નબીએ તેનાથી ડરાવ્યા છે. ત્યાં સુધી કે નુહ (અલૈ.) એ પણ પોતાની કૌમને તેનાથી ડરાવ્યા હતા. પરંતુ હું તમોને તેના વિષે એવી વાત બતાવું છું કે કોઈ નબીએ પોતાની ઉમ્મતને ન બતાવી. જુઓ દજ્જાલ કાણો થશે અને અલ્લાહ તઆલાનું નામ નથી.

૧૨૦૧.હઝરત હુઝેફા ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે મને તે લોકોનાં નામ લખી દો. જે ઇસ્લામ કબુલ કરી ચુકયા છે. એટલા માટે અમે એક હઝાર પાંચસો માણસોનાં નામ લખી દીધાં અને અર્ઝ કરી કે શું અમે હજુ પણ ડરીએ જો

કે એક હઝાર પાંચસો માણસોની (સંખ્યા) છે. પછી અમે જોયું કે અમારી પરીક્ષા લેવામાં આવી. આ હાલતથી દરેક માણસ નમાઝ ડરતાં ડરતાં અદા કરતો હતો. (પઢતો હતો.)

૧૨૦૨. હઝરત અબુ તલ્હા (રદી.) કહે છે જ્યારે હઝરત મોહુંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોઇ કૌમ પર ગાલીબ આવી જતા તો (તેજ મેદાનમાં) ત્રણ રાત સુધી રોકાઈ રહેતા.

૧૨૦૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે મારો એક ઘોડો નાસી ગયો હતો. અને તેને દુશ્મનોએ પકડી લીધો હતો. પછી જ્યારે મુસલમાન (કાફીરો પર) ગાલીબ આવી ગયા તો તે પાછો આપી દેવામાં આવ્યો. અને મારો એક ગુલામ રોમમાં ચાલ્યો ગયો હતો. તો જ્યારે મુસલમાન રોમ પર ગાલીબ થયા તો હઝરત ખાલિદ બિન વલિદ (રદી.) એ તે મને પાછો આપી દીધો. આ રસુલુલ્લાહ (સલ્લ.)ના પછીનો કિસ્સો છે. અને પહેલો હુઝુર (સલ્લ.) ના ઝમાનાનો છે.

૧૨૦૪. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ( રદી. ) કહે છે કે ( ખન્દકના દિવસે ) મેં અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મેં એક લશ્કરીનું બચ્ચું ઝુબ્હ કર્યું છે અને એક સાઅ જવની રોટીઓ પકાવવાનું કહી દીધું છે. એટલા માટે આપ અને બે ચાર માણસો તશરીફ લઈ ચાલો. (આ સાંભળીને) હુઝુર (સલ્લ.) એ આવાઝ આપી કે હે ખન્દકવાળાઓ ! જાબિર (રદી.) એ તમારા માટે ખાવાનું તૈયાર કર્યું છે એટલા માટે બધા જ ચાલો.

૧૨૦૫. ઉમ્મે ખાલિદ બિન્તે ખાલિદ બિન સઈદ (રદી.) કહે છે કે હું એક વખત મારા પિતાની સાથે હુઝુર ( સલ્લ. )ની ખિદમતમાં પીળા રંગનો ઝભ્ભો પહેરીને હાજર થઈ. આપે ફરમાવ્યું કે ઘણો જ ખુબસુરત છે. તેના પછી હું આપની નુબુવ્વતની મોહરથી રમવા લાગી. મારા પિતાએ મને ધમકાવી તો આપે મના કર્યું અને ફરમાવ્યું કે તારા પર....

૧૨૦૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક વખત હુઝુર (સલ્લ.) એ અમારી સામે ખયાનતની ચર્ચા કરી અને જોરદાર શબ્દોમાં ઇરશાદ ફરમાવ્યું કે કિયામતના દિવસે હું તમોને એ સ્થિતીમાં

ન જોઉં કે કોઈ ગરદન પર બકરી બુમો પાડતી હોય અને મારાથી કહેતો હોય કે મારી ફરીયાદે પહોંચો. અને હું જવાબ આપું કે હવે હું તારી મદદ કરી શકતો નથી. હું પહેલાંથી જ તને તબ્લીગ કરી ચુકયો. અથવા ઘોડો હણહણાતો હોય અને હું આ જ જવાબ આપુ અથવા તેની ગરદન પર ઊંટ બુમો પાડતો હોય અને તે કહે છે હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મારી ફરીયાદ રસી કરી દો અને હું જવાબ આપું કે હુ તારી બક્ષીસનો માલિક નથી. મેં તમોને તબ્લીગ કરી દીધી હતી, અથવા તેની ગરદન પર (સોનુ-ચાંદી) હોય અને તે કહે કે હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! મારી ફરીયાદ રસી કરો અને હું કહું કે હું તારી બક્ષીસ પર કાદીર નથી. મેં તને તબલીગ કરી દીધી હતી. અથવા તેની ગરદન પર કપડાંના ટૂકડાઓ હાલી રહ્યા હોય અને તે કહે કે હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! મારી ફરીયાદરસી કરો. અને હું તે જ જવાબ આપુ. હું તારી બક્ષીસ પર કાદીર નથી. હું તો પહેલાં જ તબ્લીગ કરી ચૂકયો.

૧૨૦૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલલ્લાહ (સલ્લ.) ના સામાનો પર એક હિફાઝત કરવાવાળો હતો. જેનું નામ કિરકિરા હતું. જ્યારે તે મૃત્યુ પામ્યો તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે તેને દોઝખમાં જાણો. લોકો તેનું મોંઢુ જોવા લાગ્યા. છેવટે ખબર પડી કે તેણે એક ઝબ્બાની ખિયાનત કરી હતી.

૧૨૦૮. હઝરત ઈબ્ને ઝુબેર ( રદી. ) કહે છે કે મેં ઈબ્ને જાફર (રદી.)થી કહ્યું કે મને યાદ છે. જ્યારે હું અને તમે અને ઈબ્ને અબ્બાસ (રદી.) હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( અલ્લ. )થી મુલાકાતના માટે ગયા. તેમણે કહ્યું કે હા. અમોને સવાર કર્યા હતા અને તમોને છોડી દીધા હતા.

૧૨૦૯. હઝરત સાઈબ બિન યઝીદ (રદી) કહે છે કે અમે લોકો બાળકો સાથે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )ના આવકારવા માટે સનીયતુલ વિદા સુધી ગયા હતા.

૧૨૧૦. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે અમે લોકો

અસ્કાનથી પાછા ફરીને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે આવી રહ્યા હતા અને આપ એક ઊંટણી પર સવાર હતા. અને આપની પાછળ સફીયા બિન્તે હયી સવાર હતી. (અચાનક) આપની ઊંટણીનો પગ લપસી ગયો. અને બન્ને નિચે પડી ગયા. (આ જોઈને) પોતાના ઊંટ પરથી કુદી પડયા અને અર્ઝ કરી હે અલ્લાહુના રસુલ (સલ્લ.)! ખુદા મને આપ પરથી કુરબાન કરે. આપે ફરમાવ્યું, પહેલાં સ્ત્રીની તરફ ખ્યાલ કરો. ત્યારે અબુ તલ્લા (રદી.) પોતાના મોંઢાને કપડાથી છુપાવીને હઝરત સફીયાના નજીક આવી ગયા અને તે કપડુ તેના ઉપર નાખી દીધું અને તેમના માટે તેમની સવારી તૈયાર કરી. પછી બન્ને સવાર થઈ ગયા અને જ્યારે મદીનાના નજીક પહોંચી ગયા તો આપે ફરમાવ્યું, 'આઇબુન તાઇબુન હામિદુન લહૈના આબિદુન' આ જ ફરમાવતાં ફરમાવતા! મદીનામાં દાખલ થઈ ગયા

૧૨૧૧. હઝરત કઅબ (રદી.) કહે છે કે જ્યારે કદી હઝરત મોહમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) સફરથી ચાશતના સમયે પાછા આવતા, બેસવાના પહેલાં મસ્જીદમાં જઈને બે રકઅત નફીલની નમાઝ પઢી લેતા.

૧૨૧૨. હઝરત ઉમર બિન ખત્તાબ ( રદી. ) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું. અમારો કોઈ વારીસ નથી. જે કંઈ અમે છોડી જઈએ તે સદકો છે. અને આપ આપના ઘરવાળાઓને તે માલમા જેને અલ્લાહ તઆલાએ ખાસ કરીને આપની સાથે આપના માટે ગનીમત બનાવી દીધો હતો, એક વર્ષનું ખર્ચ આપી દીધા કરતા હતા અને જે કંઈ બાકી રહી જતો તેને સદકો કરી દેતા. તેના પછી હઝરત ઉમર ( રદી. ) એ હાજર લોકોથી ફરમાવ્યું, મેં જે હદીસ બયાન કરી છે, તમોને ખુદાની કસમ આપું છું, શું તમોને તેની જાણકારી છે? સહાબા (રદી.) એ કહ્યું, હા. અમોને ખબર છે. તે સમયે અલી (રદી.) અને અબ્બાસ (રદી.), ઉસ્માન (રદી.), અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) અને ઝુબૈર (રદી.) અને સઅદ બિન વકકાસ (રદી ) બધા હાજર હતા.

૧૨૧૩. હઝરત અનસ (રદી.) કહે છે, મેં સહાબા ( રદી. )ને

એ જુનાં જુતાં ફીતાવાળી નિકાળીને બતાવી અને કહ્યું કે આ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ના છે.

૧૨૧૪. હઝરત આઈશા (રદી.) એ એક થીગડું લાગેલી ચાદર બતાવી અને કહ્યું કે હઝરત (સલ્લ.)ની રૂહ મુબારક તેમાં નિકળી હતી. અને એક રિવાયતમાં આ છે કે તેમણે એક મોટી લુંગી અને એક ચાદર નિકાળીને બતાવી.

૧૨૧૫. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)નો પ્યાલો તૂટી ગયો તો તેને ચાંદીના તારથી બાંધીને લેવામાં આવ્યો.

૧૨૧૬. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ( રદી. ) કહે છે કે અન્સારમાંથી કોઈ માણસને ત્યાં છોકરો પૈદા થયો અને તેણે તેનું નામ અબુલ કાસીમ રાખ્યું (અન્સારને જ્યારે ખબર પડી) તો તેમણે કહ્યું કે અમે લોકો તને અબુલ કાસીમ નામ રાખવા દઈશું નહિં. અને તારી આંખો આ નામ રાખીને ઠંડી થવા દઈશું નહિં તે માણસ હુઝુર (સલ્લ,)ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! મારા ત્યાં છોકરો પૈદા થયો છે અને મેં તેનું નામ અબુલ કાસીમ રાખ્યું છે. અન્સારો કહે છે કે અબુલ કાસીમ કુનિય્યત (અટક) રાખવા દઈશું નહિં અને (આ નામથી) તારા દિલને ઠંડુ થવા દઈશું નહિં. ફરમાવ્યું, અન્સારોએ ઘણું સારૂં કર્યું. મારી અટક બીજા કોઈની નક્કી ન કરો. હા, મારા નામ પર બીજાનું નામ રાખી લીધા કરો.

૧૨૧૭. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું કે ન હું તમોને આપું છું ન રોકું છું. પરંતુ જ્યાંનો હુકમ હોય છે ત્યાં માલ રાખી દઉં છું,

૧૨૧૮. હઝરત ખોલા અન્સારીયા ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કોઇ નબીએ જેહાદનો ઇરાદો કર્યો અને તેમની કૌમથી કહયું કે અમારી સાથે તે માણસ ન જાય, જેણે નવી શાદી કરી હોય અને એકાંત ન કર્યું હોય પરંતુ એકાંતનો ઈરાદો કરી રહ્યો હોય. તે માણસ જાય જેણે મકાન બનાવ્યું

હોય અને તેણે છત ઊંચી ન કરી હોય અને તે માણુસ પણ ન જાય જેણે સગર્ભા બકરીઓ અથવા ઊંટણીઓ ખરીદી હોય અને તેમના હમલ પુરાં થવાની રાહ જોઇ રહયો. (આ કહીને તે) જેહાદના માટે ચાલ્યા અને અસરની નમાઝના નજીકના સમયે કોઇ ગામની નજીક પહોંચ્યા અને સૂરજથી કહયું કે તું પણ હુકમ માનવાવાળો છે અને હું પણ હે ખુદા અમારા માટે સૂરજને રોકી દે. જેથી સૂરજ રોકી લેવામાં આવ્યો. ત્યાં સુધી કે ખુદા તઆલાએ તેમને જીત આપી દીધી તો આગ તેમને ખાવા માટે આવી લોકોએ નબીથી અર્ઝ કરી. નબીએ ફરમાવ્યું કે તમારા લોકોમાં ખિયાનત છે. એટલા માટે મારાથી એક એક માણુસ દરેક કુટુંબનો બૈઅત કરે. જ્યારે બધાંએ બૈઅત શરૂ કરી તો એક માણુસનો હાથ નબીના હાથથી ચોંટી ગયો નબીએ કહ્યું કે તારા જ કુટુંબમાંથી કોઈએ ખિયાનત કરી છે. એટલા માટે તારા કુટુંબનો દરેક માણુસ મારાથી બૈઅત કરે (જ્યારે સૌએ બૈઅત કરી) તો નબી (સલ્લ.)ના હાથથી બે–ત્રણ માણસોના હાથ ચોંટી ગયા. ફરમાવ્યું કે તમે લોકો જ ચોર છો એટલા માટે તેઓ પકડાઈ ગયા. માથા બરાબર સોનુ લાવ્યા અને તેને ગનીમતના માલમાં રાખ્યું તે આગ આવી અને બધાંને ખાઈ ગઈ. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું અલ્લાહ તઆલાએ ગનીમત (લૂટેલો માલ) નો માલ હલાલ કરી દીધો છે. અને ફકત આપણી કમજોરી અને આજીઝી જોઇને હલાલ કર્યો છે.

૧૨૧૯. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ એક ટોળી નજદની તરફ રવાના કરી જેમાં ઇબ્ને ઉમર (રદી.) પણ હતા. ત્યાં ગનીમતના માલમાં ઘણા ઊંટ હાથ આવ્યા અને દરેકના ભાગમાં અગીયાર–અગીયાર ઊંટ આવ્યા અને એક–એક ઊંટ વધારે આપવામાં આવ્યો.

૧૨૨૦. હઝરત જાબિર (રદી.) કહે છે કે જે સમયે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ઝારાના નામના સ્થળે ગનીમતનો માલ વહેંચી રહ્યા હતા, એક માણુસ કહેવા લાગ્યો, ન્યાયથી વહેંચો, તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું જો હું ન્યાયથી ન વહેચુ તો બદબખ્ત થઈ જાઉં (અઆઝહુલ્લાહુ)

૧૨૨૧. ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત ઉમર (રદી,) ને હુનૈનના કેદીઓમાંથી બે લોંડીઓ મળી આપે તેઓને કોઇ ઘેર લાવી દીધી. એટલામાં હુઝુર (સલ્લ.) એ તે કેદીઓ પર એહસાન કર્યો (એટલે કે તેઓને આઝાદ કરી દીધા.) અને તે લોકો ગલી-કુચામાં ફરવા લાગ્યા. હઝરત ઉમર (રદી.) એ આ જોઇને ફરમાવ્યું. અબ્દુલ્લાહ (રદી-)! જરા જુઓ, આ શી વાત છે? મેં કહ્યું, હુઝુર (સલ્લ.) એ હુનૈનના કેદીઓ પર અહેસાન કરીને તેઓને આઝાદ કરી દીધા. આપે ફરમાવ્યું, તેઓની લોંડીઓને પણ આઝાદ કરી દો.

૧૨૨૨. હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદી) કહે છે કે બદરની લડાઇના દિવસે લડાઈની લાઈનમાં હું ઉભો હતો. અને બે નાની ઉમરના બાળકો બીજા પણ ઉભા હતા. તેઓમાંથી એકે મારાથી ઇશારાથી પુછયું કે કાકા! શું તમે અબુ જહલને ઓળખો છો? મેં કહ્યું ભત્રીજા! હા, તમારે તેની શી જરૂરત છે? તેણે કહ્યું, મેં સાંભળ્યું છે કે તે રસુલુલ્લાહ (સલ્લ.) ને ગાળો આપે છે. તે ખુદાની કસમ, જેના તાબામાં મારો જીવ છે. જો મેં તેને જોઈ લીધો તો મારું શરીર તેના શરીરથી તે સમય સુધી જુદુ નહીં થશે જ્યાં સુધી કે જેનું મૃત્યુ પહેલાં થઈ જાય તે ન મરી જાય (એટલે કે જ્યાં સુધી અમારા બે માંથી એક ખતમ નહીં થશે તે સમય સુધી અલગ થઇશું નહિં.) મને આ સાંભળીને ઘણું આશ્ચર્ય થયું. એટલામાં બીજા છોકરાએ પણ આવીને તે જ વાતો કરી જે પહેલાએ કરી રતી. થોડી જ વાર થઇ હતી કે મેં અબુ જહલને લોકોમાં ફરતો જોયો મેં તરત જ બૂમ પાડી કે (હે છોકરાઓ) તૈયાર થઈ જાઓ. જેને તમે શોધી રહ્યા તે જ છે. બન્ને છોકરા પોતાની તલવારો સંભાળીને તેની ઉપર લપકયા અને તેને કતલ કરી નાખ્યો અને પછી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં પાછા ફરીને ખુશ-ખબરી સંભળાવી અને અર્જ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે અબુ જલને કતલ કરી નાખ્યો ફરમાવ્યુ, તમારા બન્નેમાંથી કોણે કતલ કર્યો? બન્નેએ કહ્યું મેં, આપે ફરમાવ્યું કે શું તમે બન્નેએ તમારી તલવારો સાફ કરી દીધી? તે બન્નેએ કહ્યું. નહિ તો આપે બન્નેની તલવારો જોઈને ફરમાવ્યું કે તમે બન્નેએ કતલ કર્યો છે હુઝુર (સલ્લ.) એ તેનો સામાન મઆઝ બિન જમુઅને આપ્યો. અબુ

જહલને કતલ કરવાવાળાઓના નામ આ છે. (મઆઝ બિન અફ્રર અને મઆઝ બિન અમ્ર બિન જમુહ (રદી.)

૧૨૨૩. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે હું કુરેશને માલ, તેઓના દિલ ઝુકાવવામાટે આપી રહ્યો છું કારણ કે આ નવા મુસ્લિમો છે.

૧૨૨૪. હઝરત અનસ (રદી.) કહે છે કે જ્યારે હવાઝીનનો માલ આવ્યો અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ કુરેશને તેમાંથી સો (૧૦૦) ઊંટ આપ્યાં તો અન્સારના કેટલાક લોકોએ કહ્યું કે રસુલુલ્લાહ (સલ્લ.) કુરૈશને તો આપે છે અમે અમને છોડી દે છે (ટાળે છે) જો કે અમારી તલવારો હજુ સુધી ખુનથી રંગેલી છે. આ વાતની રસુલુલ્લાહ (સલ્લ.) ને ખબર પડી આપે બધાંને એક ચામડાનો તંબુ ઉભો કરીને બોલાવરાવ્યા અને આપ તેમની પાસે તશરીફ લાવ્યા. અને ફરમાવ્યું કે મને તમારા તરફથી શી શી વાતો પહોંચે છે? તેમાંથી એ અકલમંદ હતા, તેમણે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે તો કંઇ કહ્યું નથી.

૧૨૨૫. હઝરત ઝુબૈર બિન મુતઇમ (રદી.) કહે છે કે હુનૈનથી પાછા ફરતા સમયે હું પણ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે હતો. વચ્ચે રસ્તામાં ગામડીયા રસુલુલ્લાહ (સલ્લ.) ને ચોંટી ગયા અને અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને પણ કંઇ આપો અને ત્યાં સુધી તંગ કર્યા કે હુઝુર (સલ્લ.) બાવળના એક ઝાડ સુધી દબાતા ચાલ્યા ગયા અને છેવટે હુઝુર (સલ્લ.) ની ચાદર ખેંચી લીધી. આપ થોભી ગયા અને ફરમાવ્યું કે મારી ચાદર આપી દો જો મારી પાસે ઝાડોની સંખ્યા બરાબર જાનવર હોતાં તો તે પણ તમારામાં જ વહેંચ્યા કરતો (તમે મને અજમાવી લો) ઇન્શા અલ્લાહ તમે મને કંજુસ, જુઠો અને બુઝદિલ જોશો નહિ.

૧૨૨૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હું રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે જઈ રહયો હતો, તે સમયે આપના શરીર પર નજરાનની મોટી ચાદર હતી જેની ચારે તરફ કિનારો હતી, રસ્તામાં આપ (સલ્લ.)ને એક ગામડીયો મળ્યો. અને ચાદર પકડીને તેણે

ખેંચી કે કિનારોના નિશાન ( ચિન્હ ) આપની મુબારક ગરદનમાં પડી ગયા તેના પછી કહેવા લાગ્યો કે 'અલ્લાહનો માલ જે આપની પાસે છે. તેમાંથી મને પણ આપવાનો હુકમ ફરમાવો. આપે તેની તરફ મોઢુ ફેરવ્યું અને હસ્યા. અને પછી આપવાનો હુકમ આપ્યો.

૧૨૨૭. હઝરત અબ્દુલ્લાહ ( રદી. ) કહે છે કે જ્યારે હુનેનનો દિવસ આવ્યો તો હુંઝુર ( સલ્લ.) એ વહેંચવામાં કેટલાક લોકોને પસંદ કર્યા જેથી અકરા બિન જાબિસને સો ( ૧૦૦ ) ઊંટ અને હઝરત એનિયાને સો ( ૧૦૦ ) ઊંટ અને અરબના બિજા સરદારોને પણ થોડા થોડા આપ્યા. એક માણસ બોલ્યો, આ વહેચવામાં ન્યાય ન થયો અથવા આ કહ્યું કે આ વહેચવામાં ખુદાની ખુશી મકસુદ નથી. મેં આ સાંભળીને કહ્યું કે ખુદાની કસમ ! હું આની જાણકારી રસુલુલ્લાહ ( સલ્લ. ) ને જરૂર પહોંચાડીશ. જેથી હું આપની ખિદમતમાં હાજર થયો અને આપને આની જાણકારી આપી. આપે ફરમાવ્યું જયારે ખુદા અને ખુદાનો રસુલ ન્યાય ન કરશે તો બીજો કોણ કરી શકે છે ? અલ્લાહ તઆલા મુસા ( અલૈ. ) પર રહમ ફરમાવે તેમને આનાથી વધારે તકલીફ આપવામાં આવી હતી પરંતુ તેમણે સબ્ર પસંદ કર્યો ( અપનાવ્યો )

૧૨૨૮. હઝરત ઈબ્ને ઉમર ( રદી.) કહે છે કે જેહાદમાં અમોને દ્રાક્ષ અને મધ પણ મળ્યા કરતુ હતું તો અમે ખાઈ લેતા હતા અને તેને રાખતા ન હતા.

૧૨૨૯. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) એ પોતાના મૃત્યુના એક વર્ષ પહેલાં બસરાના લોકોને લખ્યું કે મજુસી અરસ પરસ જેટલો પણ વધતો ઓછો સબંધ રાખવાવાળા હોય, તેઓના નિકાહ તોડીને જુદા કરો. હઝરત ઉમર (રદી.) મજૂસોથી વેરો ( ટેકસ ) લેતા ન હતા તેના પછી અબ્દુર્રહમાન બિન ઔફ (રદી.) એ ગવાહી આપી કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ.) એ હિજરના મજૂસોથી વેરો (ટેકસ) લીધો હતો.

૧૨૩૦. હઝરત અમ્ર બિન ઔફ અન્સારી ( રદી. ) કહે છે કે હું બની આમીર બિન લુવીનો જોડીદાર હતો. અને હઝરત મોહંમદ રસુ-

લુલ્લાહ (સલ્લ.) એ અબુ ઉબૈદા બિન જર્રાહને બહરૈનની તરફ રવાના કર્યા જેથી ત્યાંનો વેરો (ટેક્સ) વસુલ કરીને લાવે. કારણ કે હુઝુર (સલ્લ.) એ બહરૈન વાળાઓથી સમજુતી કરી હતી. અને તેમની પર અલા બિન ખજરમી (રદી.) ને નક્કી કર્યા હતા, જ્યારે અબુ ઉબૈદા (રદી.) બહરૈનનો માલ લઈને પાછા ફર્યા તો અન્સાર (રદી.) ને અબુ ઉબૈદા (રદી.)ના આવવાની ખબર પડી. બધા જ સવારના સમયે હુઝુર (સલ્લ.)ની પાસે પહોંચી ગયા. જ્યારે આપ નમાઝ પઢાવી ચુકયા, અન્સારી (રદી.) આપની સામે આવી ગયા. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) અન્સારને જોઈને હસ્યા અને ફરમાવ્યું કે મારો ખ્યાલ છે કે અબુ ઉબૈદા (રદી.)ની માલ લાવ્યાની જાણકારી તમોને ખબર પડી ગઈ છે. તેમણે કહ્યું કે હા, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ફરમાવ્યું (સારૂં ખુશ થાઓ અને ભવિષ્યમાં ખુશીની આશા રાખો) ખુદાની કસમ હું તમારી તંગદસ્તીથી આટલો નથી ડરતો કે તમારી વિશાળ દુનિયવીથી મને એટલો ડર છે જેવી રીતે તમારાથી પહેલાં લોકો પર છૂટી કરી અને પછી તેમણે ઈચ્છાઓ કરી ત્યાં સુધી કે (આ ઈચ્છાના કારણે) તેઓ બરબાદ થઈ ગયા. એવી જ રીતે કયાંક તમે લોકો ઈચ્છાઓ કરવા લાગો અને પછી બરબાદ થઈ જાઓ.

૧૨૩૧. હઝરત ઉમર (રદી.)એ મુસલમાનોને મદાઇનના ચારે તરફ મુશ્રિકોથી જેહાદ કરવા માટે રવાના કર્યા. ત્યાં હરમુજાન અને રૂસ્તમ મુસલમાન થઈ ગયા. ફારૂકે આઝમ (રદી.) એ ફરમાવ્યું, હું તમારાથી કેટલીક લડાઈઓના વિષે રાય લઉ છું. હરમુજાને અર્ઝ કરી અમીરૂલ મોમિનીન! આ જમીન અને તેના તે રહેવાસીઓ જે મુસલ-માનોના દુશ્મન છે તેઓનુ દ્રષ્ટાંત એવું છે જેવું કે એક પક્ષી, જેનો એક માથું અને બે પાંખો અને બે પગ હોય. જ્યારે તેની એક પાંખ તૂટી જાય છે તો બન્ને પગ અને માથું અને પાંખ બાકી રહે છે અને માથુ તૂટી જાય છે તો બન્ને પગ અને બન્ને પાંખો અને માથું બધું જ બેકાર થઈ જાય છે. (આ દ્રષ્ટાંત પછી કહેવા લાગ્યો કે) માથું કિસરા છે અને પાંખ કૈસર અને બીજો હાથ (પાંખ) ફારસ એટલા માટે મુસલમાનોને હુકમ કરો કે પહેલાં કિસરાની તરફ ધ્યાન આપે. જેથી હઝરત ઉમર (રદી.) એ (તે પ્રમાણે) એક જમાઅતને બોલાવી અને તેનો અફસર નોમાન બિન મુકરિનને નક્કી કર્યા જ્યારે આ લોકો

દુશ્મનની જમીનમાં દાખલ થયા તો કિસરાનો સેનાપતિ ચાલીસ હઝાર (૪૦,૦૦૦)નું લશ્કર લઇને મુકાબલા માટે આવ્યો એક ભાષાંતર કરવાવાળાને ઉભો કરીને મુસલમાનોથી કહ્યું, તમારા લોકોમાંથી એક માણુસ ઉભો થઈને વાતચીત કરે હઝરત મુગીરા (રદી.) એ ફરમાવ્યું જે ઇચ્છો તે પુછો તેણે કહ્યું કે તમે લોકો કોણ છો? મુગિરા (રદી.) એ જવાબ આપ્યો, અમે અરબ લોકો છીએ. અમે સખત તંગીમાં હતા. ભૂખના કારણે ચામડુ અને ઠળિયા ચૂસતા અને ઉન અને બાલનાં કપડાં પહેરતા હતા અને ઝાડ-પત્થરોની ઈબાદત કરતા હતા. આ જ સ્થિતીમાં જમીન અને આસમાનોના માલિકે અમારા લોકોમાંથી એક નબી મોકલ્યો, જેમના મા-બાપને અમે સારી રીતે ઓળખીએ છીએ. અને તે નબીએ અમોને તમારાથી લડવાનો હુકમ આપ્યો જેથી યા તો તમે એક સાચા ખુદાની ઈબાદત કરો અથવા વેરો આપવાનુ નક્કી કરો અને તેમણે આ પણ અમારા પરવર દિગારના હુકમના પ્રમાણે અમોને જાણ કરી કે જે માણુસ મુસલમાનોમાંથી શહીદ થશે તે જન્નતમાં દાખલ થશે. અને જન્નત એક અજોડ મિસાલની વસ્તુ છે. અને જે જીવતા રહેશે તે કાફીરોની ગરદનનો માલિક હશે. (તેના પછી) નોમાન (રદી.) એ મુગિરા (રદી.) થી કહ્યું કે તમોને ઘણીવાર ખુદા તઆલાએ જેહાદમાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે ઘણી વાર શરીક થવાની તક આપી છે. પરંતુ હું પણ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે લડયો છું જ્યારે આપ દિવસના શરૂ ભાગમાં લડાઇ શરૂ ન કરતા તો એટલા રોકાતા કે હવાઓ ચાલવા લાગતી અને નમાઝનો સમય આવી જતો.

૧૨૩૨. હઝરત અબુ હુમૈદ સાઈદી (રદી.) કહે છે કે અમે નબી (સલ્લ.)ની સાથે તબુકના સ્થળે જેહાદ કર્યો એલાના બાદશાહે આપને હદિયાની રીતે એક સફેદ ખચ્ચર પેશ કર્યું. આપે એક ચાદર આપી અને તેનો દેશ તેના માટે છોડી દેવાનુ લખી દીધું.

૧૨૩૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણુસ પોતાના વાયદા કરવાવાળાને કતલ કરશે તેને જન્નતની ખુશ્બુ ચાલીસ વર્ષના ફાસલા સુધી પહોંચે છે.

૧૨૩૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જ્યારે ખૈબરની જીત થઈ તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ)ની ખિદમતમાં ઝેરથી ભરેલુ બકરીનું ગોશ્ત હાજર કરવામાં આવ્યું હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે તે સ્થળ પર જેટલા યહુદીઓ હોય, બધાને મારી પાસે લાવો. (આપના હુકમના પ્રમાણે) બધાંને ભેગા કરવામાં આવ્યા. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હું તમારાથી એક વાત પુછુ છું શું તમે સાચુ બોલશો? તેમણે કહ્યું, હા, ફરમાવ્યું તમારો બાપ ફલાણો માણસ છે? યહુદીઓએ કહ્યું, આપે સચ ફરમાવ્યું જો હવે તમારાથી કોઈ વાત પુછુ તો તમે સાચુ બોલશો? તેમણે કહ્યું, ચોકકસ જો અમે જુઠ બોલીશું તો આપ જાણી લેશો. જેવી રીતે કે અમારા બાપના વિષે આપને ખબર પડી ગઈ આપે ફરમાવ્યું, બતાવો દોઝખી કોણ લોકો છે? તેમણે જવાબ આપ્યો કે અમે થોડી મુદ્દત સુધી રહીને (નિકળી આવીશુ) તેના પછી અમારા સ્થળે આપ લોકો હશો. ફરમાવ્યું કે દૂર હટો. ખુદાની કસમ અમે કદી દોઝખમાં જઈશું નહિ. પછી આપે ફરમાવ્યું (સારૂં) તમે મને બીજી એક વાતનો સાચો જવાબ આપશો? તેમણે અર્ઝ કરી હા ફરમાવ્યું તમે આ બકરીમાં ઝેર નાખ્યું છે? તેમણે કહ્યું, જી, હા. ફરમાવ્યું, તમે એવુ કેમ કર્યું, યહુદીઓએ કહ્યું, અમારો આ ખ્યાલ હતો કે જો આપ જુઠા છો તો આપના તરફથી અમોને આરામ મળી જશે અને જો સાચા છો તો આપને કોઈ નુકસાન પહોંચશે નહિ.

૧૨૩૫. હઝરત સુહૈલ બિન હશ્મા (રદી,) કહે છે કે અબ્દુલ્લાહ બિન સહલ (રદી.) અને મુહૈસા બિન મસઉદ બિન ઝૈદ સમજુતીના સમયમાં ખૈબર તશરીફ લઈ ગયા અને ત્યાં જોઈને બન્ને જુદા થઈ ગયા. પછી જ્યારે મુહૈસા બિન મસઉદ અબ્દુલ્લાહ બિન સહલ (રદી) ની પાસે આવ્યા તો જોયું કે તે કતલ થયેલા પડયા છે. અને ખુનમાં લથપથ છે. એટલા માટે મુહૈસાએ અબ્દુલ્લાહ (રદી.)ને દફન કર્યા અને મદીના પાછા આવી ગયા અને અબ્દુર્રહમાન બિન સહલ અને મુહૈસા અને હુવૈસા મસઉદના બન્ને પુત્રો નબી (સલ્લ.)ની ખિદમતમાં આવ્યા અને અબ્દુર્રહમાન (રદી.) એ વાત શરૂ કરી. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે મોટાની મોટાઈનો ખ્યાલ કરીને પહેલાં મોટાને બોલવા દો. (કારણ કે તે નાના હતા. અબ્દુર્રહમાન (રદી.) ચૂપ

થઈ ગયા.) પછી તે બન્નેએ બોલવાનું શરૂ કર્યું. આપે ફરમાવ્યું શું તમે કસમ ખાઓ છો જેથી તમારા કાતિલના ખુનના હકદાર થઈ જાઓ? તેમણે કહ્યું, અમે કેવી રીતે કસમ ખાઈ શકીએ છીએ, અમે હાજર ન હતા અને ન અમે જોયું ફરમાવ્યું, સારૂં યહુદીઓના પચાસ માણસો કસમો ખાઈને નિર્દોષતા જાહેર કરી શકે છે! આ હઝરાતોએ અર્ઝ કરી કે અમોને કાફરોની કસમોનો શો ભરોસો છે. (આ સાંભળીને આપે મકતુલોની દીય્યત (દંડ) પોતાની પાસેથી ચુકવ્યો.)

હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) પર કોઈએ જાદુ કરી દીધુ હતું. આપની આ સ્થિતી થઈ ગઈ હતી કે કર્યા વગરના કામોને આપ આ ખ્યાલ કરવા લાગ્યા હતા કે આને કરી ચુકયો છું.

૧૨૩૬. હઝરત ઔફ બિન માલિક (રદી.) કહે છે કે તબુકની લડાઈના સમયમાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમા હાજર થયો. તે સમયે આપ ચામડાના એક ખેમામાં તશરીફ રાખેલ હતા. આપે ફરમાવ્યું કે કિયામતના પહેલાં છ વાતો ગણી લો (૧) મારી વફાત (૨) બૈતુલ મુકદ્દસની જીત (૩) બકરીઓની જેમ તમારામાં પ્લેગનું શરૂ થવું (૪) પછી માલ વધારે હોવો કે જો કોઈને સો અશરફીઓ આપવામાં આવે તો તો તેઓને જોઈને નારાજ થાય. (૫) પછી એવા ફિત્તાનું હોવું કે જેનાથી અરબનું કોઈ ઘર ખાલી ન રહેવું, દરેક ઘરમાં તે ફિત્નો પહોંચશે. (૬) પછી તે સમજુતી જે તમારા અને બની અસગરના વચ્ચે થશે. પછી તે વાયદો તોડશે અને ૮૦ ઝંડાઓની નીચે તમારા મુકાબલા માટે આવશે અને દરેક ઝંડાની નીચે બાર હઝાર જવાનોનું લશ્કર હશે.

૧૨૩૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે તે સમયે તમારી શું સ્થિતી થશે. જે સમયે તમો ટેકસના પૈસા વસુલ કરી શકશો નહિ? આપ (સલ્લ.)થી કોઈએ કહ્યું, શું આપને ખબર છે કે એવો સમય પણ આવશે? હઝરત અબુ હુરૈરહ (રદી.) એ કહ્યું, હા. ખુદાની કસમ! આ તે માણસનો કૌલ છે જે સાચો અને મસદુક છે. પછી લોકોએ કહ્યું કે આનું શું કારણ હશે? ફરમાવ્યું, ખુદા અને તેના રસુલ (સલ્લ.)ના હુકમના વિરૂધ્ધ કરવામાં આવશે અને અલ્લાહ તઆલા ટે..

આપવાવાળાઓના દિલોને સખ્ત કરી દેશે તે કારણે તેઓ તે ટેકસને રોકી લેશે, જે તેઓના તાબામાં છે.

૧૨૩૮. હઝરત અબ્દુલ્લાહ અને અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, વાયદો તોડવાવાળાઓનો એક ઝંડો હશે. એક કહેતા હતા કે લગાવવામાં આવશે અને બીજાનું બયાન છે કે કિયામતના દિવસે જોવામાં આવશે અને તેનાથી ઓળખવામાં આવશે.



# પૈદાઇશની શરૂઆતનું બયાન

૧૨૩૯. હઝરત ઇમરાન બિન હુસેન (રદી.) કહે છે કે બની તમીમ કુટુંબના કેટલાક લોકો હુઝુર (સલ્લ.)ની ખિદમતમા હાજર થયા. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, હે બનુ તમીમ! ખુશખબરી કબુલ કરો. તે લોકોએ અર્ઝ કરી, યા રસુલલ્લાહ (સલ્લ.)! આપે અમોને આપવાની ખુશખબરી આપી હતી કોઇ માલ પણ તો આપો. આ સાંભળીને હુઝુર (સલ્લ.)નો ચહેરો ફિકરમંદ થઈ ગયો. થોડી વાર પછી યમનના લોકો હાજર થયા. આપે કહ્યું, હે યમનવાળા! ખુશ ખબરી કબુલ કરો. કારણ કે બની તમીમે ખુશ ખબરી કબુલ કરી નહિ. તે લોકોએ અર્ઝ કરી, અમે કબુલ કરી પછી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ દુનિયા અને આસમાનની પૈદાઈશના શરૂઆતનું બયાન કર્યું. એટલામાં એક બીજો માણસ આવ્યો અને તેણે કહયું, હે ઇમરાન! તમારી ઊંટણી ભડકીને નાસી ગઇ. (હુ ઉઠીને તેની શોધમાં દોડયો) પરંતુ મને અફસોસ છે કે કાશ! હું તે સમયે ન ઉઠતો તો ઘણું સારૂં હતું.

૧૨૪૦. હઝરત ઇમરાન (રદી.) આ જ ઇમરાન બિન હુસૈન (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા હતો. તેના સિવાય કોઈ વસ્તુ ન હતી અને તેનું અર્શ પાણી પર હતું. અને તેણે લોહે મહફુઝમાં દરેક વસ્તુને લખી દીધી અને આસમાનો અને ઝમીનોને પૈદા કર્યા. એટલામાં એક માણસે અવાજ આપી કે હે ઇબ્ને હુસૈન! તમારી ઊંટણી જતી રહી જ્યારે હું બહાર આવ્યો તો જોયું કે તે એટલી દૂર જતી રહી કે નજર પણ ન આવતી ખુદાની કસમ ખાઈને કહું છું કે મને આ પસંદ હતું કે હું તેને છોડી દઉં.

૧૨૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઇબ્ને આદમ મને ગાળ દે છે. જો કે આ તેના માટે જાઇઝ નથી. અને મને ઝુટલાવે છે જો કે આ પણ તેના માટે જાઇઝ નથી. તેની ગાળ દેવી આ છે કે મારા માટે વિલાદત સાબિત કરે છે અને તેનું ઝુટલાવવું આ છે કે તે કહે છે કે ખુદા મને બીજી વખત જીવતો કરશે નહિ જેવી રીતે મને પૈદા કર્યો હતો.

૧૨૪૨. હઝરત અબુ હુરૈરહ (રઝી.) થી રિવાયત છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે ખુદા તઆલાએ મખલુકાતને પૈદા ફરમાવી દીધી તો તેણે પોતાની કિતાબમાં આ પણ લખી દીધું કે મારી રહમતની સિફત મારા ગુસ્સાની સિફત પર ગાલિબ છે. 'ઇન્ન રહમતી ગલબત ગઝબી.'

૧૨૪૩. હઝરત અબુબક્ર (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે ઝમાનો હવે એ જ સ્થિતીમાં પાછો આવી ગયો જે સ્થિતી પર આસમાન તેમ જ ઝમીનને પૈદા કરવાના સમયે હતો. વર્ષ બાર મહિનાનું હોય છે, જેમાં ચાર મહિનાઓમાં લડાઈ હરામ છે. (આ ચારમાંથી) ત્રણ એવા છે જે અરસપર મળેલા છે. જિલકાદ, જિલહજ્જ અને મોહરમ અને મુજર કુટુંબનો રજબ જે જમાદિલ આખર અને શાબાનની વચ્ચે છે.

૧૨૪૪. હઝરત અબુઝર (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ સૂરજ ઢળવાના સમયે ફરમાવ્યું. તમે જાણો છો કે આ કયાં જાય છે? મેં અર્ઝ કરી કે અલ્લાહ અને તેના રસુલ (સલ્લ.) વધારે જાણે છે. ફરમાવ્યું કે આ અર્શના નીચે જઇને સિજદો કરે છે અને ઉગવાની રજા ચાહે છે. તો તેને રજા આપવામાં આવે છે. અને કિયામતના નજીક જ્યારે તે સિજદો કરશે તો તેનો સિજદો કબુલ કરવામાં આવશે નહિ. અને રજા ઇચ્છશે તો પૂર્વની બાજુએ ઉગવાની આપવામાં આવશે નહિ. આજ મતલબ ખુદાના તે કૌલનો છે. 'વશ્શમ્સુ તજરીલિમુસ્ત કરિંલ લહા ઝાલિકા તકદીરૂલ અઝીઝીલ અલીમ.'

૧૨૪૫. હઝરત અબુ હુરેરહ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, ચાંદ અને સુરજ કિયામતના દિવસે લપેટી લેવામાં આવશે.

૧૨૪૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) જ્યારે આસમાન પર વાદળ જોઈ લેતા તો બેચેનીથી આપ (સલ્લ.)ની સ્થિતી એવી થઈ જતી હતી કે કોઇક વખત આગળ આવતા અને કદીક પાછળ જતા અને કદીક અંદર આવતા અને કદીક બહાર નિકળતા અને આપના ચહેરાનો રંગ બદલાઈ જતો. પરંતુ જ્યારે વાદળ વરસી જતું હતું તો આપ (સલ્લ.)ની આ સ્થિતી જતી રહેતી હતી. હઝરત આઈશા (રદી.) કહે છે કે મેં આપ (સલ્લ.) થી આનું કારણ પુછ્યું તો ફરમાવ્યું, મને ખબર છે. કદાચ એવુ વાદળ હોય જેવું કે કૌમે (આદ) એ કહ્યું હતું. 'ફલમ્મા રઔહુ આરિઝન મુસ્તકિબલ ઔદીય તુહુમ' (છેવટ સુધી.)

૧૨૪૭. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું અને આપ સાદિક તેમ જ મસદુક છે. કે તમારામાંથી દરેકનો પૈદાઇશી માદદો તમારી માના પેટમાં જમા રહે છે. પછી ચાલીસ દિવસ ઘટ્ટ ખૂન રહે છે. પછી ચાલીસ દિવસ ગોશ્તનો લોથડો રહે છે પછી અલ્લાહ એક ફરિશ્તાને મોકલે છે. અને તેને ચાર વાતો લખવાનો હુકમ આપે છે. અને ફરમાવે છે કે આનું અમલ અને રોઝી તેમજ ઉમર અને બદબખ્ત અને નેકબખ્ત હોવુ લખીને તેમાં રૂહ ફુંકવામાં આવે છે. એટલા માટે માણસ અમલ કરતો રહે છે ત્યાં સુધી કે તેના અને જન્નતના વચ્ચે ફક્ત એક હાથનો ફાસલો રહી જાય છે. પછી તેના પર તેની બુરાઇ ગાલીબ આવી જાય છે તો દોઝખીઓના જેવા અમલ કરવા શરૂ કરી દે છે. ત્યાં સુધી કે તેના અને દોઝખના વચ્ચે એક હાથનું અંતર રહી જાય છે. પછી તેના પર તેની તકદીર ગાલિબ આવી જાય છે તો તે જન્નતના અમલ-કરવાવાળાઓની જેમ અમલ કરવા લાગે છે.

૧૨૪૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ માણસને દોસ્ત રાખે છે તો જીબ્રઇલ અલૈથી ફરમાવે છે કે જીબ્રઇલ! હું ફલાણા બંદાને દોસ્ત રાખુ છું. તમે પણ દોસ્ત રાખો તો જીબ્રઇલ (અલૈ.) પણ તેને દોસ્ત રાખે છે. પછી જીબ્રઇલ (અલૈ.) આસમાનમાં અવાજ આપે છે. અલ્લાહ તઆલા ફલાણા બંદાને દોસ્ત રાખે છે. એટલા માટે તમે પણ દોસ્ત રાખો તો આસમાનવાળા પણ તેનાથી

મોહબ્બત કરવા લાગે છે. પછી ઝમીનમાં તેની મકબુલીયત નાઝીલ કરવામાં આવે છે. જેના કારણે તે લોકોમાં મકબુલ (પ્રિય) થઈ જાય છે.

૧૨૪૯. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાઉ (સલ્લ.) એ ફરમાવ્યું કે ફરિશ્તાઓ આસમાનથી ઉતરે છે અને જે વાતોના આસમાનમાં ફેસલા થઈ ચુકયા હોય છે. તેના વિષે અરસપરસ વાતચીત કરે છે, શૈતાન તેને ચોરીથી સાંભળી લે છે અને પછી ભવિષ્ય જોનારાઓને કહી દે છે. તેઓ એકની સાથે સો (૧૦૦) વાતો પોતાના તરફથી જાદુગર લોકો લગાવી લે છે.

૧૨૫૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે જુમ્આનો દિવસ આવે છે (અને નમાઝનો સમય આવે છે) તો ફરિશ્તાઓ એક મસ્જિદના દરવાજા પર આવી જાય છે. અને જે માણસ નમાઝ માટે આવે છે. તેનું નામ લખે છે. જ્યારે ઈમામ ખુત્બા માટે ઉભો થાય છે તો તેઓ પોતાનાં પાનાં લપેટી લે છે. અને અંદર આવીને ખુત્બો સાંભળવા લાગે છે.

૧૨૫૧. હઝરત બરા (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.)એ હસ્સાન બિન સાબિત (રદી.)થી ફરમાવ્યું તમે કાફીરોની બુરાઈ કરો. જીબ્રઈલ (અલ.) તમારા મદદગાર છે.

૧૨૫૨. હઝરત આઈશા (રદી.) કહે છે કે એક વખત નબી (સલ્લ.) એ ફરમાવ્યું. કે હે આઈશા ! આ જીબ્રઇલ છે. અને તમોને સલામ કહે છે. મેં કહ્યું, 'વ અલૈહિસ્સલામ વ રહમતુલ્લાહિ વ બરકાતુહુ.' હુઝુર (સલ્લ.) આપ જે વસ્તુઓ દેખો છો. હું નથી જોઈ શકતી.

૧૨૫૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત જીબ્રઈલ (અલૈ.)થી ફરમાવ્યું, આપ જેટલી વખત મારી પાસે આવો છો. તેનાથી વધારે કેમ આવતા નથી? રિવાયત કરવાવાળા કહે છે કે તે સમયે આ આયત ઉતરી. 'વમા નતનઝિઝલ ઈલ્લા બિઅમ્રિ રબ્બિક લહુ મા બેન ઐદીના વમા ખલફના.'

૧૨૫૪. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જીબ્રઈલ (અલૈ.) એ મને કુરઆન એક કિર્અતમાં પઢાવ્યું. હું તેનાથી બીજા વધારેની ઈચ્છા કરતો રહ્યો તો તેમણે સાત લેહજા સુધી પુરૂ કર્યું. સાત લોગત ( કિર્અત ) સુધી પુરૂ કર્યું.

૧૨૫૫. હઝરત યઅલી (રદી.) કહે છે કે મેં સાંભળ્યું, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મિમ્બર પર ફરમાવી રહ્યા હતા. 'વનદૌ યા મઆલ'.

૧૨૫૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે મેં નબી (સલ્લ.) થી પુછ્યું કે આપ ( સલ્લ. ) પર કોઈ દિવસ ઓહદની લડાઈથી પણ વધારે સખત પસાર થયો છે? ફરમાવ્યું. તમારી કૌમથી જે તકલીફે ઉઠાવી, તે તો ઉઠાવી. બધાંમાં વધારે સખત જે તકલીફ ઉઠાવી, ઉકબાનો દિવસ હતો. જે સમયે મેં મને પોતાને ઈબ્ને અબ્દ બિલ્લૈલ બિન અબ્દ કલાલની સામે પેશ કર્યો હતો. અને તેણે મારી દાવત મંજુર કરી ન હતી. એટલા માટે હું પાછો ફર્યો. અને મારા ચહેરાથી ગમના આસાર જાહિર થઈ રહયા હતા. ગમ 'કર્ન સઆલિબ' નામના સ્થળે આવીને ઓછો થયો. ત્યાં પહોંચીને મેં આંખ ખોલીને જોયું અને માથુ ઉઠાવ્યું તો મને એક વાદળ નજર આવ્યું, જેણે મારા પર છાંયડો કર્યો હતો. મેં ધ્યાનથી જોયું તો તેમાં જીબ્રઈલ (અલૈ.)ને જોયા. તેમણે મને પુકાર્યો અને કહ્યું કે જે કંઇ આપની કૌમે આપથી કહ્યું અને જે કંઈ આપે જવાબ આપ્યો બધું જ અલ્લાહ તઆલાને ખબર છે કે અલ્લાહ તઆલાએ પહાડોના ફરિશ્તાઓને મોકલ્યા છે. જેથી આપ તેઓને જે રીતનો હુકમ ચાહો આપો. એટલામાં તે ફરિશ્તાએ જે પહાડોનો માલિક હતો. મને પુકારીને સલામ કરી અને કહ્યું હે મોહંમદ (સલ્લ.) ! જીબ્રઈલ (અલૈ.)નો કૌલ સાચો છે. હવે આપ શું ઈચ્છો છો ? જો આપ ઈચ્છો તો આ બન્ને પહાડો 'અબુકૈસ' અને 'કિકાન'ને તે લોકો પર પાડી નાખું. મેં કહ્યું કે નહિં. પરંતુ મને તેની આશા છે કે અલ્લાહ તઆલા તેઓની નસલથી એવી ટોળી પૈદા ફરમાવશે જે એક ખુદાની ઈબાદત કરે અને તેની સાથે કોઈને શરીક ન બનાવે.

૧૨૫૭. હઝરત ઈબ્ને મસઉદ (રદી.), કહે છે આ આયત ઉતરતા સમયે 'ફકાન કાબ કૌસૈનિ ઓ અદના ફઔહા ઈલા અબ્દિહિમા ઔહા.' હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ જોયું કે જીબ્રઈલ (અલૈ.)ના છસો (૬૦૦) બાઝુ છે.

૧૨૫૮. હઝરત ઈબ્ને મસઉદ ( રદી. ) નીચે લખેલી આયતની તફસીરમાં કહે છે ' લકદ રઆ મિન આયાતિ રબ્બિહિલ કુબરા' ની આપે એક રફરફ ( એક લીલા રંગની વસ્તુ ) બિછાવેલી જોઇ, જેણે આસમાનના કિનારા બંધ કરી દીધા હતા.

૧૨૫૯. હઝરત આઇશા ( રદી. ) કહે છે, જે માણુસ કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ખુદાને જોયા. તેણે એક ખરાબ વાત કહી. હા, આપ (સલ્લ.) એ સારી રીતે જીબ્રઈલ (અલૈ.) ને પોતાની સૂરતમાં સ્થિતીમાં જોયા, જે ચારે બાજુ આસમાનને બંધ કરેલ છે.

હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ, ) એ ફરમાવ્યું કે જે સ્રીને તેનો પતિ પોતાના બિસ્તર પર બોલાવે અને તે ના પાડે અને પતિ સવાર સુધી ગુસ્સાની સ્થિતીમાં રહે તો સવાર સુધી ફરિશ્તાઓ તેના ઉપર લાનત કરે છે.

૧૨૬૦. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી(સલ્લ.)એ ફરમાવ્યું, મેરાજની રાત્રે મેં મુસા (અલૈ.)ને જોયા કે તેમના બાલ વાંકળીયા હતા. ઘઉં વર્ણું રંગ હતો અને કદ મોટું હતું. જાણે કે શનહુ કુટુંબના એક માણુસ હતા. અને ઈસા (અલૈ.) ને જોયા કે તે નાના કદ અને જન્મજાત સફેદ, માફસર અંગવાળા, લાંબા બાલવાળા હતા. અને દોઝખના માલિક અને દજ્જાલને જોયા તો તે નિશાની-ઓની સાથે જે ખુદાએ બતાવી.

૧૨૬૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે રસુલુ-લ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, તમારામાંથી જ્યારે કોઇ માણુસ મૃત્યુ પામે છે તો તેને તેનું સ્થળ, સવારે અને સાંજે બન્ને ટાઇમે બતા-વવામાં આવે છે જો તે જન્નતિઓમાંથી હોય છે તો તેને જન્નતિ-ઓનું સ્થળ બતાવવામાં આવે છે. અને જો દોઝખીઓમાંથી હોય છે તો તેને દોઝખીઓનું સ્થળ બતાવવામાં આવે છે.

૧૨૬૨. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ મેં જન્નતમાં ઝાંકીને જોયું (નજર કરી) તો ત્યાંના ઘણા ખરા રહેવાવાળા ફકીર લોકો જોયા અને દોઝખમાં ઝાંકીને જોયુ (નજર કરી) તો તેના રહેવાવાળાઓમાં ઘણીખરી સ્ત્રીઓ જોઈ.

૧૨૬૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અમે લોકો હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર હતા. આપને ફરમાવ્યું કે એક દિવસે હું સૂઇ રહ્યો હતો. મેં જોયું કે હું જન્નતમાં છુ. અને એક સ્ત્રીને જોઈ કે એક મહેલની તરફ બેસેલી વુઝુ કરી રહી છે. મેં પૂછ્યું, આ મહલ કોનો છો ? લોકોએ અર્ઝ કરી. ઉમર બિન ખત્તાબ (રદી.) નો છે. મને ઉમર (રદી.) ની ગૈરત (શરમ) યાદ આવી ગઈ. અને હું પાછો ફરી ગયો. (આ સાંભળીને હઝરત ઉમર (રદી.) રડવા લાગ્યા અને અર્ઝ કરી કે હુઝુર (સલ્લ.) શું આપ (સલ્લ.) થી પણ હું ગૈરત (શરમ) કરૂ છું.

૧૨૬૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે ટોળી પહેલાં જન્નતમાં જશે તેઓના ચહેરાઓ ચૌદમી રાતના ચંદ્રની જેમ હશે. લોકો જન્નતમાં ન થુંકશે, ન નાક સાફ કરશે અને ન તેમને સંડાસની જરૂરત હશે. તેઓના વાસણ સોનાનાં હશે અને તેઓના કાંસકા પણ સોના–ચાંદીના હશે. વિંટીઓ અગરની હશે અને તેમનો પરસેવો મુશ્કનો હશે અને તેમના માટે પત્નિઓ એવી હશે જેમની પિંડલીઓના ગુદા ગોશ્તના બહારથી દેખાશે. જન્નતીઓમાં વિરોધ ન હશે, ન અરસ–પરસ ગુસ્સો અને ઈર્ષા હશે સૌનાં દિલ એક માણસના દિલની જેમ હશે. અને તેઓ સવાર–સાંજ ખુદાની પાકી બયાન કરશે.

અને તેમનાથી જ એક રિવાયત આ પણ છે કે તે લોકો જે તેઓના પછી દાખલ થશે, તેઓ મોટા ચમકવાવાળા તારાની જેમ ચમકતા હશે. તે સૌનાં દિલ એક એક માણસના દિલની જેમ એક તરફી હશે. અને તેમાં કોઇ વિરોધ ન હશે. ન અરસ–પરસ ગુસ્સો અને ઈર્ષા હશે. તેમાંથી દરેક માણસની બે પત્નિઓ હશે. (એટલી ખૂબ સૂરત) કે તેમની પિંડલીનો ગુદો ગોશતના બહારથી નજર આવશે. સવારે અને સાંજે ખુદાની તસ્બીહ પઢતા રહેશે. ન ત્યાં બિમાર હશે અને ન નાક સાફ કરવાની જરૂરત હશે.

૧૨૬૫. હઝરત સહલ બિન સઅદ (રદી.) ઝિક્ર કરે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, મારી ઉમ્મતમાં સીત્તેર હજાર સાત લાખ માણુસો જન્નતમાં દાખલ થશે. તેમાંથી પહેલાં દાખલ થવાવાળા તે સમયે દાખલ ન થશે જ્યાં સુધી પાછલા દાખલ ન થઈ જાય અને દાખલ થવાવાળાઓના ચહેરા ચૌદમી રાતની જેમ ચમકતા હશે.

૧૨૬૬. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના પાસે રેશમી કપડાનો ઝભ્ભો ભેટની રીતે લઇ આવ્યો. જો કે આપ રેશમને પહેરવાથી મના ફરમાવ્યા કરતા હતા. આ કારણે લોકોને આશ્ચર્ય થયું આપે ફરમાવ્યું, તે ખુદાની કસમ છે જેની કુદરતના તાબામાં મોહંમદ (સલ્લ.) નો જીવ છે. કે સઅદ બિન મઆઝ (રદી.) ના રૂમાલ જન્નતમાં આનાથી ઘણા સારા હશે.

૧૨૬૭. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું. જન્નતમાં એક એવું ઝાડ છે કે સવાર જો તેના છાંયડામા સો (૧૦૦) વર્ષ પણુ ચાલે તો તેને ખતમ નથી કરી શકતો (અંત સુધી પહોંચી સકતો નથી)

૧૨૬૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) એ પણુ આજ રીતની રિવાયત બયાન કરી છે અને સાબિતીમાં ફરમાવ્યુ કે જો ઇચ્છો તો કુરઆન શરીફની આ આયત પઢો 'વઝિલ્લિમ મમ્દુદ' ।

૧૨૬૯. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે જન્નતના લોકો ઉપર રહેવાવાળાઓને એવી રીતે જોશે જેવી રીતે લોકો ચમકતો સિતારો આસમાનના કિનારે પૂર્વ કે પશ્ચિમમાં જુએ છે. કારણુ કે અરસ-પરસ મરતબાઓનો તફાવત જરૂર હશે લોકોએ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! નબીઓના મરતબા પર તો કોઇ પહોંચી શકશે નહિ. આપે ફરમાવ્યું, પહોંચશે કેમ નહિં ? તે ખુદાની કસમ છે જેના તાબામાં મોહંમદ (સલ્લ.) નો જીવ છે જે લોકો ખુદા પર ઈમાન લાવ્યા છે અને તેના રસુલોને સાચા માન્યા છે (તેઓ નબીઓના મરતબા પ્રાપ્ત કરશે)

૧૨૭૦. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુ-

લુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, તાવ દોઝખની ગરમીથી થાય છે. એટલા માટે તેને પાણીથી ઠંડો કરી દીધા કરો (ગુસલ કરી લીધા કરો.)

૧૨૭૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લા... ...લ્લ) એ ફરમાવ્યું. તમારી દુનિયાની આગથી દોઝખની આગ ૭૦ (સીત્તેર) ગણી વધારે છે. અને આ આગ તેના ૭૦ ભાગોનો એક ભાગ છે. અર્ઝ કરવામાં આવી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! આ દુનિયાની જ આગ પુરતી છે. આપે ફરમાવ્યું કે તે આનાથી નવ્વાણું ગણી વધારે છે. અને દરેક ભાગ તે આગના બરાબર ગરમ છે.

૧૨૭૨. હઝરત ઉસામા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે એક માણુસને લાવવામાં આવશે. અને તેને દોઝખમાં નાખી દેવામાં આવશે તો તેનાં આંતરડાં નીકળી પડશે અને તે એ રીતે ફરતો ફરશે જેવી રીતે ગધેડું ચક્કીને લઈને ફરે છે. (આને જોઈને) લોકો કહેશે કે હે માણુસ! તને શું થયું, તું અમોને નેક કાર્યો બતાવ્યા કરતો હતો અને ખરાબ કાર્યોથી રોકતો હતો. તે જવાબ આપશે, હું તમોને જ નેક કાર્યો કરવાનું કહેતો હતા અને પોતે કરતો ન હતો અને તમોને ખરાબ કાર્યોથી મના કરતો હતો, પરંતુ પોતે કરતો હતો

૧૨૭૩. હઝરત આઈશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) પર કોઈએ જાદુ કરી દીધું તો આપની આ સ્થિતી થઈ ગઈ કે ન કરેલાં કાર્યોને ખ્યાલ ફરમાવતા કે હું કરી ચૂકયો છું કે આપે એક દિવસ બે વખત, ત્રણ વખત દુઆ ફરમાવી અને પછી ફરમાવ્યું કે આઈશા તમોને ખબર છે કે અલ્લાહ તઆલાએ આજે મને એવી વસ્તુ બતાવી કે જેમાં મારી તંદુરસ્તી છે. એટલે કે મારી પાસે બે માણસો આવ્યા એક એકે બીજાથી કહ્યું તે માણુસને શું બીમારી છે. બીજાએ કહ્યું, તેના ઉપર જાદુ કરી દેવામાં આવ્યું છે. પહેલાએ કહ્યું કોણે જાદુ કર્યું છે? તેણે જવાબ આપ્યો, લુબેદ બિન આસિમ યહુદીએ પહેલો બોલ્યો. કઈ વસ્તુમાં કર્યું છે? બીજાએ કહ્યું કાંસકામાં અને રૂના અને ભીની ખજૂરોના ફોતરા પર પહેલાએ કહ્યું, કયાં છે? બીજાએ

કહ્યું. જરવાનના કુવામાં છે. તેના પછી હુઝુર (સલ્લ.) કુવાની પાસે તશરીફ લાવ્યા અને જ્યારે પાછા ફરીને આવી ગયા તો ફરમાવ્યું, મેં જોયું કે ત્યાંની ખજુરો એવી છે, જાણે કે શયતાનોનાં માથાં મેં અર્ઝ કરી કે આપે જાદુની પણ વસ્તુ કઢાવી? ફરમાવ્યું, નહિ. કારણ કે અલ્લાહ તઆલાએ મને તંદુરસ્તી બક્ષી દીધી. મેં આ વિચાર કરીને કે કોઈ બીજી ખરાબી પૈદા ન થાય તે કુવાને બંધ કરી દીધો

૧૨૭૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે મોહંમદ ખુદાના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, લોકોમાંથી કેટલાકની પાસે શયતાન આવે છે. અને આ કહેછે કે આ કોણે પૈદા કર્યું? આ કોણે પૈદા કર્યું? ત્યાં સુધી કે આ સવાલ કરવા લાગે છે કે ખુદાને કોણે પૈદા કર્યો? (નઉઝુ બિલ્લાહ) તો જ્યારે શયતાન આ સવાલ પર પહોંચે તો ઈન્સાનને જોઇએ કે ખુદાથી પનાહ માગે અને આ લપને છોડી દે.

૧૨૭૫. હઝરત અબ્દુલ્લાહ (સલ્લ.) પશ્ચિમની તરફ ઈશારો કરીને ફરમાતા હતા કે સાવધાન થઈ જાઓ. ફિત્નો આ બાજુથી શરૂ થશે બીજી વખત ફરમાવ્યું અને ફરમાવ્યું તે બાજુથી શયતાનનું શિંગડું પૈદા થશે.

૧૨૭૬. હઝરત જાબિર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જે સમયે રાત શરૂ થાય તો પોતાના બાળકોને બહાર નિકળવાથી રોકો કારણ કે તે વખતે શયતાનો ફેલાઈ જાય છે. પછી સાંજનો કેટલોક ભાગ પસાર થઇ જાય તો તેઓને છોડી મૂકો અને 'બિસ્મીલ્લાહ કહીને દરવાજો બંધ કરી દો. પછી 'બિસ્મીલ્લાહ' કહીને મશકનું મોઢું બંધ કરી દો. અને ખુદાનું નામ લઇને વાસણોને ઢાંકી દો. જો બંધ કરવાની કોઈ વસ્તુ ન મળે. તો તેના બદલે કોઇ વસ્તું મૂકી દો.

૧૨૭૭. હઝરત સુલેમાન બિન સર્દ (રદી.) કહે છે કે હું હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) ની સાથે હતો કે બે માણસોને અરસ પરસ ગાળો દેતા જોયા. તેમાંથી એકનો ચહેરો લાલ થઇ ગયો હતો અને ગળાની નસો ફુલી ગઇ હતી. હઝરત મોહંમદ અલ્લાહના રસુલ (સલ્લ.) એ

ફરમાવ્યું, હું એક એવો કલમો જાણું છું કે જો આ માણસ તેને પઢે તો તેનો ગુસ્સો તરત જ જતો રહે 'અઊઝુ બિલ્લાહિમિનશશૈતાનિર્રજીમ' પઢી લે. તે માણસ બોલ્યો. શું મને જુનુન (પાગલપણું) છે?

૧૨૭૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, બગાસુ શયતાનની હરકતોમાંથી છે જો તમારામાંથી કોઈને બગાસુ આવી જાય તો જ્યાં સુધી થઈ શકે તેને રોકી લે. કારણ કે જ્યારે તમારામાંથી કોઇ બગાસુ ખાય છે તો શયતાન હસે છે.

૧૨૭૯. હઝરત કતાદહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, સારૂં સ્વપ્ન ખુદાની તરફથી હોય છે અને પરેશાન (મુસીબતવાળો) સ્વપ્ન શયતાનની તરફથી પરંતુ તમારા લોકોમાંથી કોઈ માણસ મુસીબતવાળુ સ્વપ્ન જુએ તો પોતાની ડાબી બાજુ થુંકી દે અને ખુદાની પનાહ માગે, તો આ સ્વપ્ન તેને નુકસાન આપશે નહિં.

૧૨૮૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે કોઈ માણસ સૂઈને ઉઠે અને વુઝુ કરવા ઇચ્છે તો ત્રણ વખત નાક સાફ કરી લીધા કરે. કારણ કે તેના નાકમાં શયતાન રાત પસાર કરે છે.

૧૨૮૧. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે 'હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મિમ્બર પર ખુત્બો ફરમાવી રહ્યા હતા, તો આપે ફરમાવ્યું કે સાપોને મારી નાખવો ખાસ કરીને બે લીટીવાળો (ધારીવાળો) હોય અને વેંતના બરાબર હોય અથવા પૂંછડી વગરનો હોય અથવા નાની પૂંછડી હોય. કારણ કે આ બન્ને આંધળા કરી નાખે છે અને ગર્ભ પાડી નાખે છે. અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હું એક સાપ મારવાની તાકમાં હતો કે મારાથી અબુલબાબા આ બોલ્યા કે આપ (સલ્લ.) એ બાદમાં સાપોને મારવાથી મના કર્યું" છે. જે ઘરોમાં રહે છે.

૧૨૮૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કુફ્રનું માથું પૂર્વની તરફ છે અને મોટાઇ અને અભિમાન ઘોડા અને ઊંટવાળાઓમાં છે અને

ચારવાવાળાઓમાં જે જંગલમાં રહેવાવાળા અને ઊંટના બાલથી ઘર બનાવાવાળા છે. અને બકરીવાળાઓમાં નરમી હોય છે.

૧૨૮૩. હઝરત ઉકબા બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ પોતાના હાથથી યમનની તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું કે ઈમાન યમનવાળાઓથી છે. પરંતુ દિલની સખ્તી ઊંટવાળાઓમાં છે. જો કે ઊંટોની પાસે તે દેશમાં રહે છે. જ્યાંથી શયતાનના બન્ને શિંગડાં નિકળશે એટલે કે કબીલા મુજર અને રબીઆ.

૧૨૮૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું, જે સમયે તમે મુરઘાની આવાજ સાંભળો તો અલ્લાહથી ભલાઇ (બેહતરી)ની દુઆ કરો. કારણ કે તે ફરિશ્તાને જુએ છે અને જ્યારે તમે ગધેડાની આવાજ સાંભળો તો શયતાનથી ખુદાના જારએ પનાહ માંગો કારણ કે તે શયતાનને જુએ છે.

૧૨૮૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે તમારામાંથી કોઇના પીવાની વસ્તુમાં માંખ પડી જાય તો જોઇએ કે તેને નિકાળીને ફેંકી દો. કારણ કે તેના એક પગમાં બીમારી છે અને બીજામાં શિફા છે.

૧૨૮૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક ઝિના કરવાવાળી સ્ત્રી (વ્યભિચાર કરનાર) પોતાના કુતરાના કારણે બક્ષી દેવામાં આવી. તે કુતરૂ કુવાના કિનારા પર હતું. તરશના કારણે જીભ નિકળી રહી હતી. અને મરવાની નજીક હતું. સ્ત્રીએ પોતાનો મોજો કાઢયો અને પોતાની ઓઢણી બાંધીને તેને પિવડાવ્યું. જેના કારણે તે બક્ષી દેવામાં આવી.



# નબીઓના જન્મના બયાન વિષે

૧૨૮૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે નબી ( સલ્લ. ) એ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલાએ આદમ ( અલૈ. )ને પૈદા કર્યા તો આપનું કદ સાઈઠ હાથનું હતું. પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જાઓ. તે ફરિશ્તાઓને સલામ કરો જે તેઓ જવાબ આપે તે જ જવાબ તમારી ઔલાદ અને છે. આપ તશરીફ લઈ ગયા અને ' અસ્સલામુ અલૈકુમ ' કહ્યું. ફરિશ્તાઓએ જવાબ આપ્યો ' વઅલૈકુમુસ્સ લામ વ રહમતુલ્લાહ ' ફરિશ્તાઓએ 'રહમતુલ્લાહ' વધારી દીધું. તો જે માણસ જન્નતમાં દાખલ થશે. આદમ (અલૈ.)ની સૂરતમાં હશે. પછી મખ્લુકનું કદ ઘટતાં ઘટતાં અહીં સુધી પહોંચ્યું.

૧૨૮૮. હઝરત અનસ (રઝી.) કહે છે કે જ્યારે અબ્દુલ્લાહ બિન સલામને નબી (સલ્લ.)ની મદીનામાં તશરીફ લાવવાની ખબર પહોંચી તો આપની ખિદમતમાં હાજર થયા અને અર્ઝ કરી. હું આપથી ત્રણ વાતો પુછું છું જે નબીના સિવાય કોઈ જાણતું નથી. (૧) પહેલી આ કે કિયામતની નિશાનીઓમાંથી પહેલી નિશાની શું છે ?

(૨) અને તે પહેલું ખાણું જેને જન્નતીઓ ખાશે, શું છે ? (૨) (૩) અને કયા કારણે બાળકો પોતાના બાપદાદાના મળતાપણામાં હોય છે. અને કયા કારણે પિયરના મળતાપણામાં હોય છે ? ત્યારે રસુલુ-લ્લાહ ( સલ્લ.) એ ફરમાવ્યું કે મને આનો જવાબ હાલ જીબ્રઈલ ( અલૈ.) એ બતાવ્યો છે. અબ્દુલ્લાહ એ કહ્યું કે આ ફરિશ્તો યહુદી-ઓનો દુશ્મન છે. રસુલુલ્લાહ ( સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામતની પહેલી નિશાની તે આગ છે. જે બધા લોકોને હાંકીને પૂર્વથી પશ્ચિમની તરફ લઈ જશે અને પહેલું ખાણું જેને જન્નતી ખાશે. મચ્છીના

જીગરનો એક ટુકડો હશે અને બાળકના મળતા પણાનું કારણ આ છે કે પુરૂષ જ્યારે સ્ત્રીથી અ. સંભોગ કરે છે તો જો પુરૂષનું પાણી (વિર્ય) સ્ત્રીના પાણી (વિર્ય) પર ગાલિબ આવે છે. તો પુરુષના જેવું બાળક હોય છે. અને જો સ્ત્રીનું પાણી (વિર્ય) પુરુષના પાણી (વિર્ય) પર ભારે પડે છે તો સ્ત્રીના જેવું બાળક પેદા થાય છે ઈબ્ને સલામ તરત જ બોલી ઉઠયા.

હું સાક્ષી આપુ છું કે આપ અલ્લાહ તઆલાના સાચા રસુલ છો. તેઓનાથી આપ કોઈ પ્રશ્ન કરો તે મને જુઠો કરી દેશે. એટલા માટે યોગ્ય છે કે હુઝુર (સલ્લ.) પહેલાં મારી સ્થિતી તેઓનાથી જાણે જેથી યહુદીઓ હાજર થયા તો અબ્દુલ્લાહ ઘરની અંદર જતા હતા અને હુઝુર (સલ્લ.) એ તેઓનાથી પૂછયું કે તમારા લોકોમાં અબ્દુલ્લાહ બિન સલામ કેવા છે? તેમણે જવાબ આપ્યો તે તેઓ અમારામાં સૌથી મોટા આલીમ અને મોટા આલીમના પુત્ર છે અને બધા લોકોથી ઘણા સારા અને બેહતરીન (ઉચ્ચ) બાપની ઓલાદ છે. આપ (સલ્લ.)એ ફરમાવ્યું. જો તે મુસલમાન થઈ જાય (તો પછી શું થશે?) યહુદીઓએ કહ્યું. ખુદા તેઓને પનાહમાં રાખે. આ સાંભળીને હઝરત અબ્દુલ્લાહ (રદી.) તરત જ ઘેરથી નિકળી આવ્યા અને કહ્યું, 'અશહદુઅલ લાઈલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુઅન્ન મુહમ્મદુર રસુલુલ્લાહ'. (યહુદીઓ કહેવા લાગ્યા) આ અમારા બધામાં સૌથી વધારે બદનસીબનો પુત્ર છે. અને તેમની બુરાઈઓ શરૂ કરી દીધી.

૧૨૮૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જો બની ઈસરાઈલ ન હોતા તો ગોશ્ત ન સડતુ અને હઝરત હવ્વા ન હોતા તો કોઈ સ્ત્રી પોતાના પતિની ખયાનત ન કરતી.

૧૨૯૦. હઝરત અનસ બિન માલિક (રદી.) બયાન કરે છે કે અલ્લાહ તઆલા તે દોઝખીથી જે સૌથી આસાન અઝાબવાળો હશે, ફરમાવશે કે જો જમીનની બધી વસ્તુઓ તારી હોતી તો તું તેઓને અઝાબથી છુટકારાના માટે આપી દેતો. તે અર્ઝ કરશે કે હા. પરવરદિગારનો તે સમયે ફરમાન થશે કે મેં તેનાથી ઘણી જ ઓછી વસ્તુ તારાથી માગી. જે સમયે તુ આદમની પીઠમાં હતો મેં કહ્યું હતું કે મારો કોઇને ભાગીદાર ન બનાવો. પરંતુ તે શિર્કને છોડયું નહિં.

૧૨૯૧. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ ઝુલ્મથી કતલ થાય છે તેની પરેશાની આદમ (અલૈ.) ના પહેલા પુત્ર પર ચોક્કસ થાય છે કારણ કે પહેલાં તે જ માણસે કતલની રીત (રિવાજ) ચાલુ કર્યો છે.

૧૨૯૨. હઝરત ઝેનબ બિન્તે જહશ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મારા ઘરે ગભરાએલા આવ્યા અને આ ફરમાવતાં તશરીફ લાવ્યા. અફસોસ આજે યાજુજ અને માજુજની દિવાલમાં આટલું છિદ્ર ખુલી ગયું છે. હુઝુર (સલ્લ.) એ પોતાના અંગુઠા અને શહાદતની આંગળીથી નિશાની બનાવીને બતાવ્યું. મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું અમે લોકો બરબાદ થઈ જઈશું જો કે અમારા લોકોમાં નેક પણ છે. ફરમાવ્યુ, હા જ્યારે ઝિના (વ્યભિચાર) અને વ્યાજ ખાવું વધારે થઇ જશે (તો બધા બરબાદ થઈ જશે.)

૧૨૯૩. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે નબી સલ્લ. એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા આદમ (અલૈ.) ને બોલાવશે આદમ (અલૈ.) આવશે આદમ (અલૈ.) અર્ઝ કરશે, 'લબ્બૈક વ સાદૈક એટલે કે હું હાજર છું અને બધી બેહતરી (ભલાઈ) તારા જ તાબામાં છે. પછી હુકમ થશે કે દોઝખી ઓને કાઢી લો. આદમ (અલૈ.) અર્ઝ કરશે, કેટલા પ્રમાણમાં (કેટલી સંખ્યામાં)? જવાબ આપવામાં આવશે. એક હજાર નવ સો નવ્વાણુ. (જ્યારે આ નિકાળવા માટે તશરીફ લઈ જશે) તે સમયે દરેક સગંભાનું ગર્ભ પૈદા થઈ ગયું હશે. આપ તે સમયે લોકોને નશામાં જોશે. જો કે તે નશામાં ન હશે પરંતુ ખુદાનો અઝાબ સખ્ત હશે. લોકોએ અર્ઝ કરી. હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! તે એક માણસ કોણ હશે? ફરમાવ્યું, ખુશ થઈ જાઓ કારણ કે તમારામાંથી એક જ હશે અને યાજુજ અને માજુજમાંથી એક હજાર, પછી ફરમાવ્યું, તે ઝાતની કસમ છે. જેના તાબામાં મોહંમદ (સલ્લ.) નો જીવ છે. મને આશા છે કે જન્નતના લોકોનો ચોથો ભાગ તમે જ લોકો છો. (આ સાંભળીને) અમે 'અલ્લાહુ અકબર' કહ્યું. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું. મને આશા છે કે તમે તેમનામાંથી ૧/૩ (ત્રીજા ભાગના) થઈ ગયા. અમે ફરીથી 'અલ્લાહુ અકબર' કહ્યું, ફરમાવ્યું

મને આશા છે કે તમે જન્નતના લોકોમાં અડધા લોકો થઈ ગયા. અમે ફરીથી 'અલ્લાહુ અકબર' કહ્યું. આપે ફરમાવ્યું. કે તમે બધા દુનિયા ભરના લોકોમાં આટલા થઈ ગયા જે રીતે સફેદ બળદના ચામડામાં કાળા બાલ હોય અથવા કાળા બળદના ચામડામાં સફેદ બાલ હોય.

૧૨૯૪. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. તમે (કિયામતના દિવસે) માથાથી પગ સુધી નગ્ન ઉઠાવવામાં આવશે- પછી આ આયત પઢી 'કમા બદાના અવ્વલ ખલકિન નુઈદુહુ વઅદન અલૈના ઈન્ના કુન્ના ફાઈલીન' અને કિયામતના દિવસે સૌથી પહેલા જેને કપડું પહેરાવવામાં આવશે, તે ઈબ્રાહીમ (અલૈ.) હશે અને મારા લોકોમાંથી કેટલાક લોકોને ડાબી તરફ લઈ જવાનો હુકમ થશે તો હું અર્ઝ કરીશ કે આ તો મારા લોકો છે. જવાબ આપવામાં આવશે કે જ્યારથી આપ આમનાથી જુદા થયા છો, આ લોકો ઈસ્લામથી ફરી ગયા હતા તો હું, તે જ કહીશ જે એક નેક બંદા ઇસા (અલૈ) એ કહ્યું હતું "વ કુન્તુમ શહીદા માદુમતુ ફીહિમ'

૧૨૯૫. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે કે હઝરત મોહંદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામતના દિવસે ઇબ્રાહીમ (અલૈ) ની તેમના પિતા આઝરથી મુલાકાત થશે, ઈબ્રાહીમ (અલૈ.) કહેશે કે શું મેં તમારાથી કહ્યું ન હતુ કે તમે મારી નાફરમાની ન કરો તો તેમના પિતા કહેશે સારૂ આજે હુ તમારી ફરમાબરદારી કરૂં છું. ઈબ્રાહીમ (અલૈ.) કહેશે કે હે પરવરદિગાર! તેં મારાથી વાયદો ફરમાવ્યો હતો કે કિયામતના દિવસે તું મને રૂસ્વા (શરમિંદો) ન કરીશ અને કઈ શરમિંદગી આનાથી મોટી હશે કે મારા પિતા રહેમતથી દૂર છે તે સમયે અલ્લાહ તઆલા ફરમાવશે મેં જન્નત કાફીરો પર હરામ કરી દીધી છે. પછી ફરમાન થશે કે હે ઈબ્રાહીમ! તમારા પગ નીચે શી વસ્તુ છે? હઝરત ઈબ્રાહીમ નીચે જોશે તો એક બિજ્જુ (કાફીર) ખુનથી લથપથ નજર આવશે તો તેના ચારે હાથ પગ પકડીને તેને દોઝખમાં નાખવામાં આવશે.

૧૨૯૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે કોઈએ હુઝુર સલ્લ થી સવાલ કર્યો, હે અલ્લાહના રસુલ(સલ્લ.)! બધા લોકોમાં ઈઝઝત

તવાળો કોણ માણસ છે? ફરમાવ્યું. જે માણસ જદ્દોજહદ અને તકવાવાળો હોય. લોકોએ અર્ઝ કરી કે અમારો આ સવાલ નથી. ફરમાવ્યું, સૌથી ઈઝઝતવાળા યુસુફ (અલૈ.) છે. કારણ કે નબી પણ છે અને નબીના પુત્ર પણ છે અને નબીના પૌત્ર અને પડપૌત્ર પણ લોકોએ અર્ઝ કરી. કે અમારો આ મતલબ નથી. ફરમાવ્યું તો શું અરબના કુટુંબોના વિષે સવાલ કરો છો? કુટુંબોમાં જે અજ્ઞાનતાના સમયે બેહતર (ઘણો સારો) હતો, તે જ ઈસ્લામના સમયે પણ બેહતર (ઘણો સારો) હશે. શરત આ છે કે દીનનો 'ફકીહ' થઈ જાય (દીનની વાતોને સારી રીતે સમજવા લાગે.)

૧૨૯૭. હઝરત સમુરા (રદી.) કહે છે કે હઝરત રસુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું કે આજ રાત્રે મારી પાસે બે માણસો આવ્યા (જીબ્રઈલ અને મિકાઈલ (અલૈ.) પછી અમે બધા ભેગા થઈને એક મોટા કદના બુઝુર્ગની પાસે ગયા. જેમનું માથુ મોટું હતું અને તે ઈબ્રાહીમ (અલૈ.) હતા.

૧૨૯૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જો ઈબ્રાહીમ (અલૈ.) ને જોવા ઈચ્છો તો પોતાના નબીને જોઈ લો. રહ્યા મુસા (અલૈ.) તો કસાયેલા ગૌંવર્ણ રંગના માણસ હતા. લાલ રંગના ઊંટ પર સવાર હતા. જેની દોરી ખજુરના પાદડાઓની વણેલી દોરીના જેવી હતી. જાણે કે હું તેને જોઈ રહ્યો છું કે તે આ જંગલમાં તકબીર કહેતા ઉતરી રહ્યા છે.

૧૨૯૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે ઈબ્રાહીમ (અલૈ.) એ એંસી ૮૦ વર્ષની ઉમરે પોતાના ખત્ના કુદુમ નામના સ્થળે કર્યા હતા.

૧૩૦૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ ત્રણ વખતના સિવાય કદી જુટ નથી બોલ્યા. (૧) તેમનું કહેવું આ છે કે હું બિમાર છું (૨) આ કે આ મુર્તિઓમાંથી મોટી મુર્તિએ કર્યું છે. (તેના પછી) ફરમાવ્યું કે એક દિવસ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત સારા (અલૈ) જઈ રહ્યા હતા. તો

જ રીતે વહેવા દેતાં અને તેમાંથી ખોબાના જરીએ પાણી ન લેતાં તો ઝમઝમ એક ઝરણું થઈ જતું જે હંમેશાં વહેતુ રહેતું. રિવાયત કરવાવાળા કહે છે કે પછી હાજરા (અલૈ.) એ પીધું અને તેમના છોકરા ઈસ્માઈલ (અલૈ.) ને દૂધ પણ પીવડાવ્યું. તેના પછી ફરિશ્તાએ કહ્યું. જીવનો ડર ન કરો કારણ કે અહીં ખુદાનુ એક ઘર છે જેને આ છોકરો અને તેના બાપ બનાવશે.

અલ્લાહ પોતાના લોકોને બરબાદ કરતો નથી. તે સમયે ખાનએ કાબા જમીનથી કેટલુંક ઉપર ઉઠેલું હતું, જ્યારે પાણીનાં વહેણ ત્યાં વહીને આવતાં તો જમણા-ડાબે થઇને પાણી વહી જતું. (એક મુદત સુધી) આજ સ્થિતી રહી કે અચાનક ત્યાંથી એક જરહમના કુટુંબનું ત્યાંથી પસાર થવાનું થયું અથવા જરહમના રહેવાવાળાઓમાંથી કેટલાક લોકો કદા નામના સ્થળેથી આવી રહયા હતા.

તે મક્કાની મેદાનવાળી જમીનમાં રોકાઇ ગયા. તેમને ત્યાં એક પક્ષી નજર આવ્યું. અને તેમણે આ ઓળખી લીધું કે આ પક્ષીને ચોક્કસ પાણી પર ફરી રહ્યું છે. જે અમારા નજીક છે. જો કે તે ઝમાનામાં ત્યાં પાણી ન હતું. તે લોકો એ એક કાસીદ (દૂત) તે તરફ રવાના કર્યો. દૂત આગળ વધ્યો અને હઝરત ઈસ્માઇલ (અલૈ.) ની માને પાણીની પાસે જોઈને પુછયું કે અમોને તમારી પાસે રહેવાની રજા તમે આપો છો ?

આપે ફરમાવ્યું શું વાંધો છે. પરંતુ પાણીમાં તમારો કોઈ હક નથી. તેઓ બોલ્યા કે હા, કોઈ હક નથી. રિવાયત કરવાવાળા કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે તે કુટુંબે હઝરત ઈસ્માઈલ (અલૈ.) ની માને મોહબ્બત કરવાવાળાં જોયાં (દયાળુ સ્વભાવનાં) તે કારણે તેમણે પોતાના ઘરવાળાઓને બોલાવીને રહેવાનો નિર્ણય કરી લીધો. ત્યાં સુધી કે જ્યારે તે લોકોના ત્યાં કેટલાંક મકાન થઈ ગયાં. અને છોકરો પણ જવાન થઈ ગયો અને તેમનાથી અરબી ભાષા પણ શીખી લીધી. અને તે લોકોના નજીક ઇસ્માઇલ એક સારા અખ્લાકવાળા માણસ સાબિત થયા અને સંપૂર્ણ જવાન પણ થઇ ગયા તો તે લોકોએ પોતાના ત્યાંની એક છોકરીથી વિવાહ કરી લીધો. જ્યારે

ઈસ્માઈલ (અલૈ.)ની માનો ઈન્તેકાલ (મૃત્યુ) થઇ ગયો તો ઈબ્રાહીમ (અલૈ.) પોતાની છોડેલી વસ્તુ જોવા આવ્યા.

પરંતુ તે સમયે ઈસ્માઈલ (અલૈ.) ન હતા. ઇબ્રાહીમ (અલૈ.)એ તેમની પત્નિથી પુછયું કે ઈસ્માઈલ (અલૈ.) ક્યાં ગયા? તેમણે જવાબ આપ્યો અમારા માટે રોઝીની શોધમાં ગયા છે. પછી આપે તેમની જીંદગી અને હાલતના વિષે પુછયું તો પત્નિએ કહ્યું કે અમે ઘણી જ તકલીફ અને મુસીબતમાં છીએ. અને આપનાથી ( જાત જાતની ફરીયાદો કરી ) આ સાંભળીને આપે ફરમાવ્યું કે જ્યારે તમારા પતિ આવી જાય તો તેમને મારા સલામ કહી દેજો અને કહી દેજો કે પોતાના દરવાજાની પરસાળ બદલી નાખે. જેથી જ્યારે ઇસ્માઇલ (અલૈ.) આવ્યા તો તેમને પોતાના પિતાની ગંધ ( સુવાસ ) આવી ગઈ. એટલા માટે આપે ફરમાવ્યું કે શું તમારી પાસે કોઇ આવ્યું હતું ?

તેમણે કહ્યું કે હા, એક ઘરડા માણસ આવ્યા હતા અને તેમણે આપના વિષે મારાથી પુછયું હતું, મેં તેમને આપની જાણકારી આપી હતી. પછી તેમણે જીંદગીની સ્થિતીના વિષે પ્રશ્ન કર્યો તો મેં કહ્યું કે તંગી અને મુસિબતમાં ગુજર થાય છે. ઇસ્માઈલ (અલૈ.)એ ફરમાવ્યું કે શું તમને કોઈ વસીયત પણ કરી ગયા છે?

તેમણે કહ્યું કે હા, આ કે હું તેમના સલામ આપને કહી દઉં અને આ કે આપ આપના દરવાજાની પરસાળ બદલી નાખો. હઝરત ઈસ્માઈલ ( અલૈ.) એ કહ્યું કે તે મારા પિતા હતા. અને તેમણે હુકમ કર્યો છે હું તમને તલાક આપી દઉં. એટલા માટે તમે તમારા ઘરવાળાઓના ત્યાં ચાલી જાઓ. ( આ કહીને ) તેને તલાક આપી દીધી. પછી તે જ કુટુંબની બીજી સ્ત્રીથી નિકાહ કરી લીધો. પછી ઈબ્રાહીમ ( અલૈ.) ના ત્યાંથી પાછા આવીને જ્યાં સુધી ખુદાએ ઇચ્છયું ગાયબ રહ્યા. ( અને થોડા સમય પછી ) પછી ઈસ્માઈલ (અલૈ) ના ત્યાં તશરીફ લાવ્યા. પરંતુ મકાન પર ફરીથી કોઈ ન મળ્યું તો તેમની પત્નિથી માલુમ કર્યું તેમણે કહ્યું. અમારા માટે રોઝીના સામાનની શોધમાં ગયા છે.

ઇબ્રાહીમ ( અલૈ. ) એ ફરમાવ્યું કે તમારો ગુજર કેવી રીતે

થાય છે. અને તેમની રોઝી અને હાલતના વિષે સવાલ કર્યા, તો તેમણે જવાબમાં કહ્યું કે અમે સારી હાલતમાં અને વુસઅતની સાથે ગુજર કરીએ છીએ, અને અલ્લાહ તઆલાની હમ્દ અને સના કરી તો ઈબ્રાહીમ (અલૈ.) એ પુછ્યું કે તમે શું ખાઓ છો? તો તેમણે જવાબ આપ્યો કે ગોશ્ત પછી પુછ્યું કે શું વસ્તુ પીઓ છો? તેમણે કહ્યું કે પાણી ઈબ્રાહીમ (અલૈ.) એ ફરમાવ્યું, હે ખુદા!

આ લોકોના ગોશ્ત અને પાણીમાં બરકત આપ. નબી (સલ્લ.) ફરમાવે છે કે તે લોકોના માટે અનાજ વિગેરે મળતું ન હતું, જો હોતુ તો આપ તેમાં બરકતની ચોક્કસ દુઆ ફરમાવતા, અને આપે ફરમાવ્યું કે મક્કાના સિવાય જે માણસ આને વધારે વાપરશે તેને આ બે વસ્તુઓ માફક આવશે નહિં. ઈબ્રાહીમ (અલૈ.) એ ફરમાવ્યું કે જ્યારે તમારા પતિ આવી જાય તો તેમને મારા સલામ કહેજો અને આ કહી દેજો કે તમારા દરવાજાની પરસાળ બાકી રાખજો જ્યારે ઈસ્માઈલ (અલૈ.) તશરીફ લાવ્યા તો ફરમાવ્યું, તમારી પાસે કોઈ આવ્યું હતું?

પત્નિએ કહ્યું, હા મારી પાસે એક ઘરડા માણસ આવ્યા હતા. જેમની શકલ ખુબસુરત હતી, અને તેમના ઘણા વખાણ કર્યા પછી તેમણે મને આપના વિષે પુછ્યું, મેં બતાવી દીધું કે ફલાણા કામે ગયા છે. પછી તેમણે મને જીંદગીના ગુજરાના વિષે સવાલ કર્યો તો મેં તેમને અર્ઝ કરી કે સારી રીતે ગુજર કરીએ છીએ. ઈસ્માઈલ (અલૈ.) એ પુછ્યું, શું તેમણે તમોને વસીયત પણ કરી છે? પત્નિ એ જવાબ આપ્યો કે હા, તેમણે તમોને સલામ કહી છે અને આ હુકમ આપ્યો છે કે તમારા દરવાજાની પરસાળ કાયમ રાખજો આપે ફરમાવ્યું કે તે મારા પિતાએ હુકમ આપ્યો છે કે તને નિકાહમાં કાયમ રાખું, પછી ઈબ્રાહીમ (અલૈ.) જેટલું ખુદાએ ઈચ્છયું, ગાયબ રહ્યા.

તેના પછી ફરીથી તશરીફ લાવ્યા, તે સમયે ઈસ્માઈલ (અલૈ.) એક મોટા ઝાડની નીચે પોતાનું તીર ઠીક કરી રહ્યા હતા. અને ઝમઝમના નજીક બેસેલા હતા. જ્યારે પોતાના પિતાને જોયા તો ઈઝઝતના માટે ઉભા થઈ ગયા અને તે કામ કર્યાં, જે ઔલાદ બાપની સાથે અને બાપ ઔલાદની સાથે કરે છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ ફરમાવ્યું કે હે ઈસ્માઈલ (અલૈ.) અલ્લાહ તઆલાએ મને એક કાર્યનો

હુકમ આપ્યો છે. આપે અર્ઝ કરી કે જે કંઇ આપને આપના પરવર દિગારે હુકમ આપ્યો છે, તે કરો ઈબ્રાહીમ (અલૈ.) એ ફરમાવ્યું, મારી મદદ કરશો? તેમણે અર્ઝ કરી કે ચોક્કસ મદદ કરીશ. ફરમાવ્યું, મને અલ્લાહ તઆલાએ આ હુકમ આપ્યો છે કે અહીં એક મકાન બનાવું અને એક ટેકરીની તરફ ઇશારો કર્યો, જે પોતાની આજુ બાજુની વસ્તુઓથી મોટી અને ઊંચી હતી. રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તે સમયે બન્ને એ બૈતુલ્લાહ ઝાદલ્લાહુ શરફહુના થાંભલા ઊંચા કર્યા.

ઈસ્માઈલ (અલૈ.) તો પત્થરો લાવતા હતા અને ઈબ્રાહીમ (અલૈ.) બનાવતા હતા. ત્યાં સુધી કે જ્યારે ઈમારત ઊંચી થઈ ગઇ તો તે પત્થરને જેને મકામે ઈબ્રાહીમ કહે છે લાવ્યા અને તેને તે સ્થળે મુકી દીધો, જેથી ઈબ્રાહીમ (અલૈ.) તેના ઉપર ઉભા રહીને બનાવતા જતા હતા અને ઈસ્માઈલ (અલૈ.) તેમને પત્થર આપતા જતા હતા, અને બન્ને કહેતા જતા હતા, હે પરવર દિગાર! અમારાથી કબુલ ફરમાવ, તુ સાંભળવાવાળો અને જાણવાવાળો છે. 'રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નક અન્તસ્સમિઉલ અલીમ.'

૧૩૦૨. હઝરત અબુઝર (રદી.) કહે છે, મેં અર્ઝ કરી, હે અલ્લાહ ના રસુલ (સલ્લ)! જમીન પર સૌથી પહેલાં કઈ મસ્જિદ બનાવવામાં આવી છે? ફરમાવ્યું, બૈતુલ મુકદ્દસની મસ્જિદ મેં અર્ઝ કરી, બન્નેમાં કેટલી મુદ્દતનો તફાવત હશે? ફરમાવ્યું, ચાલીસ વર્ષ અને જ્યાં તારે નમાઝનો સમય હોય ત્યાં જ નમાઝ પઢીલે કારણ કે તે સમયે ફઝીલત તેમાં જ છે.

૧૩૦૩. હઝરત અબુ હુમૈદ સાઈદી (રદી.) કહે છે કે લોકોએ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમે આપ પર દુરૂદ શરીફ કેવી રીતે પઢીએ? ફરમાવ્યું આ રીતે પઢો. 'અલ્લા હુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ વઅઝવાજિહી વ ઝુર્રિયાતિહી કમા સલ્લયત અલા ઈબ્રાહીમ વબારિક અલા મુહમ્મદિવ વઅવાઝજિહી વઝુર્રિયાતેહી કમા બારકત અલા ઇબ્રાહીમ ઈન્નક હમીદુમ્મજીદ.'

૧૩૦૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)

નીચેના કલમા હઝરત હસન (અલૈ.) અને હુસૈન (અલૈ.) પર પઢીને ફુંકતા જતા હતા અને આ ફરમાવતા હતા કે તમારા બાપ હઝરત ઇબ્રાહીમ (અલૈ.) અને ઇસ્માઇલ (અલૈ.) ઇસ્હાક (અલૈ.) પર પણ આજ પઢીને ફુંકતા હતા. ' અઉઝુબિલ્લાહિ બિકલિમાતિત્તામ્મતિ મિન કુલ્લિ શેતાનિવ વહામ્મતિવ વજિન કુલ્લે ઐનિલ્લામ્મતિ !

૧૩૦૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહેતા હતા કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે ઇબ્રાહિમ (અલૈ.) થી વધારે હું આ કૌલનો હકદાર હતો. 'ઇઝકાલ ઇબ્રાહીમ રબ્બિઅરિની કેફ તુહિયલ મૌતા' અને ખુદા તઆલા લૂત (અલૈ.) પર રહમ ફરમાવે કે તેમણે રૂકને શદીદની તરફ પોતાનું સ્થળ બનાવ્યું હતું, અને જો હું યુસુફ (અલૈ.)ની જેમ કેદખાનામાં જેટલા સમય સુધી તેં રહ્યા, હું રહેતો તો બોલાવવાળાના બોલાવવા પર ચોક્કસ જતો રહેતો.

૧૩૦૬. હઝરત સલમા બિન અકવઅ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)નું 'કબીલા ઇસ્મ'ની તરફ પસાર થવાનું થયું. તે લોકો તીરબાજી કરી રહ્યા હતા. આપે ફરમાવ્યુ કે હે બની ઇસ્રાઇલ, તીરબાજી કરો કારણ કે તમારા બાપ ઇસ્માઇલ(અલૈ.) પણ તીરબાજ હતા અને હું પણ તમારામાંથી એક ટોળીની તરફ થઇ જાઉં છું. આ સાંભળીને બીજી તરફવાળાઓએ પોતાના હાથ રોકી લીધા રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે શા માટે તીરબાજી કરતા નથી ? તેમણે અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! અમે કેવી રીતે તીરબાજી કરીએ, જો કે આપ તેમની સાથે છો. ફરમાવ્યું કે તીરબાજી કરો હું બધાંની સાથે છું.

૧૩૦૭ હઝરત ઇબ્ને ઉમર(રદી.) કહે છેકે રસુલુલ્લાહ(સલ્લ.) જયારે તબુકના રસ્તામાં હજના સ્થળે પહોંચ્યા તો આપે હુકમ આપ્યો કે અહીંના કુવાઓનું ન પાણી પીઓ અને ન વાસણોમાં ભરો લોકોએ અર્ઝ કરી કે અમે તો આનાથી લોટ પણ ગુંધી ચુકયા છીએ અને વાસણોમાં ભરી ચુકયા છીએ તો આપે તેઓને હુકમ આપ્યો કે પોતાના વાસણોનું પાણી ઢોળી દો અને લોટ ફેંકી દો.

૧૩૦૮. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)

એ ફરમાવ્યું કરીમ, કરીમનો પુત્ર કરીમનો પૌત્ર, કરીમનો પડપૌત્ર યુસુફ બિન ઇસ્હાક બિન ઇબ્રાહીમ છે.

૧૩૦૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું કે ખિઝર (અલૈ.)નું આ નામ એટલા માટે રાખવામાં આવ્યુ કે તે એક વખત એક સફેદ જમીન પર બેસ્યા તો તે તેમના બેસવાના કારણે હરી ભરી (લીલોતરીવાળી) થઈ ગઈ.

૧૩૧૦. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે (એક વખત) અમે રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે ઝાડના ફળ વીણી રહ્યા હતા. અને રસુલુલ્લાહ (સલ્લ.) આ ફરમાવતા જતા હતા. કે કાળુ ફળ શોધે કારણ કે તે સારૂ હોય છે લોકોએ આપથી પુછયું કે આપે બકરીઓ ચરાવી છે? ફરમાવ્યું, કોઈ નબી એવા નથી કે જેમણે બકરીઓ ન ચરાવી હોય.

૧૩૧૧ હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે અલ્લાહના (સલ્લ.) એ ફરમાવ્યું કે પુરુષોથી તો ઘણા પુરુષ પુરા થઇ ચુકયા અને સ્ત્રીઓથી તે સ્ત્રીઓના સિવાય કોઇ પુરી ન થઇ. આસિયા (અલૈ.) (ફિરઔનની પત્નિ) હઝરત મરયમ બિન્તે ઈમરાન અને આઈશા (રદી.) ની સરીદ (સૂપમાં પલાળેલી રોટી) ની ફઝીલત બીજા ખાણાં પર.

૧૩૧૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું. કોઈ માણસના માટે આ જાઇઝ નથી કે આ કહે કે હું યુનુસ બિન મતી (અલૈ.)થી બેહતર છું. અને તેમના બાપની તરફ નિસ્બત કરે.

૧૩૧૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે દાઉદ (અલૈ.) પર ઝબુર હલકી કરી દેવામાં આવી હતી. આપ જે સમયે આપના ઘોડાઓ પર જીન બાંધવાનો હુકમ કરતા તો જીનના બાંધવાના પહેલાં ઝબુર ખતમ કરી દીધા કરતા હતા. અને પોતાના હાથની મજુરીથી ખાતા હતા.

૧૩૧૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ

(સલ્લ.) એ ફરમાવ્યું કે મારું અને બીજા લોકોનું દૃષ્ટાંત એવું છે, જેવી રીતે કોઈ માણુસ આગ સળગાવે અને તેમાં પતંગીયાં, મચ્છરો અને જે પક્ષીઓ આગમાં પડવાવાળાં છે. પડવા લાગે અને ફરમાવ્યું બે સ્ત્રીઓ હતી. જેમને બે પુત્રો પણ હતા. તેમની સાથે એક વાઘ આવ્યો અને તે બેમાંથી એકનો પુત્ર ઉઠાવીને લઇ ગયો. તો એ કે બીજી સાથીથી કહ્યું કે તારો પુત્ર લઇ ગયો બીજી બોલી કે તારો પુત્ર લઇ ગયો. પછી બન્ને દાઉદ (અલૈ.) ની પાસે મુકદ્દમો લઈ ગઈ. દાઉદ (અલૈ.) એ મોટીના માટે ફેંસલો કર્યો. તો પછી બન્ને સુલેમાન (અલૈ.) ની પાસે ફેંસલો લઇ ગઇ. અને તેમને કિસ્સાની ખબર આપી. તેમણે ફરમાવ્યું કે એક છરી લાવો. બાળકને ચીરીને બન્નેને આપુ છું. નાની બોલી, ખુદા આપ પર રહમ કરે. એવું ન કરો. આ તેને આપી દો. ત્યારે સુલેમાન (અલૈ.) તે છોકરો નાનીને આપી દીધો

૧૩૧૫. હઝરત અલી (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મરયમ બિન્તે ઇમરાન પોતાના ઝમાનાની સ્ત્રીઓમાં બેહતર છે. અને હઝરત આઇશા (રદી.) તેમના ઝમાનાની સ્રીઓમાં બેહતર છે.

૧૩૧૬. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે ખુદાના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે કુરૈશની સ્ત્રીઓ તે બધી સ્રીઓથી બેહતર છે, જે ઊંટ પર સવાર થાય છે. કારણુ કે આ સ્રીઓ બધી સ્રીઓથી બાળકોને વધારે મોહબ્બત કરે છે.

૧૩૧૭. હઝરત ઉબાદા ( રદી. ) કહે છે કે રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, જે માણુસે આ કહ્યું કે અલ્લાહના સિવાય કોઈ માબુદ (ઇબાદતના લાયક) નથી. તે એકલો છે. કોઇ તેનો ભાગીદાર નથી. મોહંમદ ( સલ્લ. ) તેના બંદા અને રસુલ છે, અને ઇસા ( અલૈ. ) પણુ તેના બંદા અને રસુલ છે. અને ખુદાનો તે હુકમ છે, જે હઝરત મરયમ (અલૈ.)ની તરફ ખુદાએ મોકલ્યો હતો. અને જન્નત અને દોઝખ હક છે. તો અલ્લાહ તઆલા તેને, તેના અમલોના પ્રમાણે જન્નતમાં દાખલ ફરમાવશે.

૧૩૧૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)

એ ફરમાવ્યું, ખોળામાં ફક્ત ત્રણ માણસોએ વાત કરી પહેલા ઈસા (અલૈ.) એ બીજા બની ઈસ્માઈલમાં એક માણસ હતો. જેનું નામ જુરેહ હતું. તે નમાઝ પઢી રહ્યો હતો કે તેની માએ તેને અવાજ આપી. તેણે તેના દિલમાં કહ્યું કે નમાઝ પઢું કે માને જવાબ આપું (પરંતુ) તેની માને જવાબ ન આપ્યો આ કારણે માએ બદદુઆ કરી કે હે ખુદા! આને તે સમય સુધી મોત ન આવે, જ્યાં સુધી આ ઝિના કરવાવાળી સ્ત્રીનું મોઢુ ન જોઈલે. જેથી જુરેહ એક વખત તેમના ઈબાદતખાનામાં હતા કે એક સ્ત્રી તેમની સામે આવી અને ઝિનાના વિષે વાત કરવા લાગી જુરૈહે ઈન્કાર કરી દીધો, પછી તે એક ચરવાહા ભરવાડની પાસે આવી અને તેનાથી ઝિના કરાવ્યા. જેનાથી એક છોકરો જન્મ્યો તે સ્ત્રીએ તોહમત લગાવવા માટે કહી દીધું કે આ છોકરો જુરેહનો છે. લોકો જુરેહની પાસે આવ્યા અને તેના ઇબાદતખાનાને તોડી નાખ્યું અને બે ઈજ્જતી કરી. ગાળો વિગેરે આપી. જુરેહે વુઝુ કરીને નમાઝ પઢી પછી છોકરાની પાસે આવીને કહ્યું, તારો પિતા કોણ છે? તેણે કહ્યું કે ભરવાડ (આ સાંભળીને) લોકોએ કહ્યું કે તમારૂં ઈબાદતખાનું સોનાનું બનાવી દઈએ તેમણે કહ્યું કે માટીનું જ બનાવી દો. ત્રીજી બની ઈસ્રાઈલની એ સ્ત્રી એક બાળકને દૂધ પિવડાવી રહી હતી કે તેની પાસેથી એક સરદાર કિંમતી કપડાં પહેરેલો પસાર થયો. તે સ્ત્રીએ દુઆ કરી કે હે ખુદા!

મારા પુત્રને પણ આવો ખુબ સુરત અને માલદાર કરી દે. છોકરાએ કહ્યું, હે ખુદા! મને આની જેમ ન કર. પછી તે સ્ત્રીની છાતીમાં ધાવવા લાગ્યો. અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જાણે હું રસુલુલ્લાહ (સલ્લ.) ને જોઇ રહ્યો છું કે તેઓ પોતાનો મુબારક અંગુઠો ચૂસી રહ્યા છે. પછી તે સ્ત્રીની પાસેથી એક લોંડી પસાર થઈ તો સ્ત્રીએ કહ્યું કે હે ખુદા, મારા પુત્રને આની જેમ ન કરતો. છોકરાએ દૂધ છોડીને કહ્યુ કે હે ખુદા! આની જેમ કરી દેજે. ત્યારે તે સ્ત્રીએ કહ્યું, આ શા માટે? છોકરાએ કહ્યું કે સવાર જાલિમોમાંથી એક જાલિમ છે. અને આ લોંડી પર આક્ષેપ (તોહમત) છે. કારણ કે લોકો આને કહે છે કે તેં ઝિના કર્યો છે, ચોરી કરી છે, જો કે તે બિચારીએ કંઈ પણ કર્યું નથી.

૧૩૧૯. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ

(સલ્લ.) એ ફરમાવ્યું કે મેં ઈસા (અલૈ.) અને ઇબ્રાહીમ (અલૈ.) ને જોયા ઈસા (અલૈ.) તો લાલ રંગવાળા, કસાયેલુ બદન અને પહોળા સિનાવાળા માણુસ હતા. અને મુસા (અલૈ.) ગૌવર્ણના શરીર અને કદવાળા અને જવાન હતા. જાણે કે જિત્ત કબીલાના રહેવાવાળા લોકોમાંથી હતા.

૧૩૨૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે મેં આજે રાત્રે જોયું કે હું ખાનાએ કાબાની નજીક છું અને એક માણુસને જોયો જે એક ગૌંવર્ણ રંગનો હતો કે ગૌવર્ણવાળાઓમાં તેનાથી બેહતર (ઘણુ સારો) હોતો નથી. તેના બાલ (વાળ) કાનની બુટના લટકેલા ખભાઓના વચ્ચે પડેલા હતા અને વાળ વાંકડીયા નહિ, પરંતુ સધા હતા. તેમના માથાથી પાણી ટપકી રહ્યું હતું અને બે માણુસોના ખભાઓ પર હાથ મુકીને કાબાનો તવાફ કરી રહ્યા હતા. મેં પૂછ્યુ કે આ લોકો કોણ છે? લોકોએ કહ્યું કે આ મસીહ બિન મરયમ (અલૈ.) છે. પછી મેં તેમની પાછળ એક બાજો માણુસ જોયો, જેના વાળ ઘણા વાંકડીયા હતા. અને જમણી આંખથી કાણો હતો અને ઈબ્ને કુતનથી મળતો જુલતો હતો. અને તેના બન્ને હાથ એક માણુસના ખભાઓ પર રાખીને તવાફ કરી રહ્યો હતો. મેં કહ્યું કે આ કોણ છે? લોકોએ કહ્યું, મસીહુદ્દજ્જાલ છે.

૧૩૨૧. હઝરત ઇબ્ને ઉમર (રદી.) બીજી રિવાયતમાં કહે છે, ખુદાની કસમ ! રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત ઇસા (અલૈ.)ના વિષે શબ્દ 'લાલ'નો ઉપયોગ નથી કર્યો પરંતુ આ ફરમાવ્યું કે જ્યારે હું તવાફ કરી રહ્યો, હતો, તો મેં એક માણુસ ગૌંવર્ણ રંગના જેમના માથાના વાળ સિધા હતા અને માથાથી પાણી ટપકી રહ્યું હતું, બે માણસો પર ટેકો આપેલ હતા જોયા. મેં પુછ્યું કે આ કોણ છે? લોકોએ જવાબ આપ્યો, મસીહ બિન મરયમ (અલૈ.) છે. હું પાછો ફરીને જોવા લાગ્યો તો એક બીજા માણુસને જોયો જે લાલ હતો, અને લાંબો પહોળો હતો વાળ વાંકડીયા હતા. મેં પુછ્યું આ કોણ છે? લોકોએ કહ્યું કે આ દજ્જાલ છે. અને તે જમણી આંખથી કાણો હતો તેની આંખ દ્રાક્ષની જેમ સંપૂર્ણ બહાર નિકળેલી હતી. અને ઈબ્ને કુતન જેવો હતો.

૧૩૨૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, હું ઈબ્ને મરયમથી ઘણો નજીક છું અને બધા પૈગમ્બરો સવતેલા ભાઈ છે મારા અને ઈબ્ને મરયમના વચ્ચે કોઈ નબી નથી.

૧૩૨૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે ઈસા બિન મરયમ (અલૈ.) એ એક માણુસને ચોરી કરતાં જોયો પછી તેનાથી ફરમાવ્યું, શું તે ચોરી કરી છે? તેણે કહ્યું, કદાપી નહિં. આપે ફરમાવ્યું કે તે ખુદાની કસમ જેના સિવાય કોઇ માબુદ નથી. કે હુ ખુદા પર ઈમાન લાવ્યો છું અને મારી આંખોને જુઠી ખ્યાલ કરૂં છું.

૧૩૨૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે ખુદાના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે હું બધા લોકોના મુકાબલામાં હઝરત ઈસા (અલૈ.)થી નજીક છું અને બધા નબીઓ સવતેલા ભાઈ છે. કારણુ કે તેમની માઓ જુદી જુદી અને દીન બધાંનું એક જ છે.

૧૩૨૫. હઝરત ઉમર (રદી.) કહે છે. કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું મારાં વખાણુ ખુબ વધારીને ન કરો, જેવી રીતે ઈસાઈઓએ ઈબ્ને મરયમના કર્યા. કારણુ કે હું તેનો બંદો છું, આમ કહયા કરો કે ખુદાના બંદા અને તેના રસુલ (સલ્લ.)

૧૩૨૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું, તે સમયે તમારી શું સ્થિતી થશે. જે સમયે તમારા લોકોમાં હઝરત ઈસા બિન મરયમ (અલૈ.) ઉતરશે અને ઈમામ તમારા તમારા જ લોકોમાંથી હશે.

૧૩૨૭. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે સમયે દજ્જાલ નીકળશે તો તેની સાથે આગ અને પાણી હશે. જેને લોકો આગ સમજશે, તે તો ઠંડુ પાણી હશે અને જેને લોકો ઠંડુ પાણી સમજશે, તે આગ હશે, જે સળગાવી દેશે. એટલા માટે તમારામાંથી જે માણુસ તેનાથી મુલાકાત કરે તો આગને અપનાવી લે. કારણુ કે તે મીઠું અને ઠંડુ પાણી હશે,

૧૩૨૮. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું. એક માણુસ જયારે મૃત્યુંની નજીક થયો અને

તેની જીંદગીની આશા ન રહી, તો પોતાના ઘરવાળાઓને વસીયત કરી કે જ્યારે હું મૃત્યુ પામુ તો મારા માટે ઘણી લાકડીઓ ભેગી કરજો અને પછી તેમાં આગ સળગાવીને મને સળગાવી દેજો. અને જ્યારે આગ મારૂ ગોશ્ત સળગાવીને હાડકાંને સળગાવીને હાડકાંને સળગાવવાનું શરૂ કરે અને તે પણ સળગી ચુકે તો તેઓને પીસી નાખજો. પછી આંધીના સમયની રાહ જોજો. જ્યારે સખત આંધી ચાલે તો તે લોટને હવામાં ઉડાડી દેજો, જેથી તે બધાંએ આ જ કર્યું. અલ્લાહ તઆલાએ તેના બધા ભાગ ભેગા કરીને ફરમાવ્યું કે તેં આ શા માટે કર્યું તેણે અરજ કરી કે તારા ડરથી અલ્લાહ તઆલાએ તેને બક્ષી દીધો.

૧૩૨૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે બની ઇસ્રાઈલના હાલાતને પૈગંબર ઠીક કરતા રહેતા હતા જ્યારે કોઈ નબીનું મૃત્યુ થઈ જતું તો તેના સ્થળે કોઈ બીજો થઇ જતો હતો અને મારા પછી કોઈ નબી નથી. હા, ખલીફા ચોક્કસ થશે અને વધારે થશે. લોકોએ અર્ઝ કરી. પછી આપ અમોને શું હુકમ ફરમાવો છો? આપે ફરમાવ્યું, તેમની તાબેદારી (આજ્ઞા પાલન) કરવી અને તેમનો હક અદા કરવો કારણ કે તેમનાથી અલ્લાહ તઆલા રિઆયા (જવાબદારીના)ના મામલામાં સવાલ કરશે.

૧૩૩૦ હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, તમે (હે મારી ઉમ્મત!) પહેલા લોકોની પૈરવી (અનુકરણ કરશો. ત્યાં સુધી કે કોઈ તફાવત ન રહેશે. જો તે ગોહના દરમાં જશે તો તમે પણ તેમના પાછળ જશો. અમે અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.) શું પહેલા લોકોથી મુરાદ યહુદી અને ઇસાઈ છે? આપે ફરમાવ્યું કે તે નહિં તો પછી કોણ?

૧૩૩૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) ફરમાવ્યું કે મારા તરફથી તબ્લીગ કરો. ચાહે એક જ આયતની હોય અને બની ઈસરાઇલના કિસ્સા બયાન કરો. કારણ કે તેમાં કોઇ નુકસાન નથી. અને જેણે મારી તરફ જુઠી હદીસ જોડી, તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં તૈયાર કર્યું".

૧૩૩૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ

ફરમાવ્યું, યહુદી અને ઈસાઈ પોતાની દાઢીઓ નથી રંગતા (તેમના વિરોધના માટે) તમે તેમનો વિરોધ કરો. (એટલે કે મેંદીનો ખિઝાબ લગાવો.)

૧૩૩૩. હઝરત જુન્દુબ બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, પહેલા જમાનામાં એક માણસ હતો. જેને એક ઘા હતો. તો ઘણું જ રડયો પીટયો અને તડપ્યો. છેવટે છરી લઈને પોતાનો હાથ કાપી નાખ્યો. જેનાથી ખુન બંધ ન થયો અને મરી ગયો. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારો બંદો પોતાના જીવને બરબાદ કરવામાં મારાથી આગળ વધી ગયો. મેં તેના પર જન્નત હરામ કરી દીધી.

૧૩૩૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, બની ઈસ્રાઈલના જમાનામાં ત્રણ માણસ હતા. આંધળો. ખાંડાવાળો, કોઢવાળો. અલ્લાહ તઆલાનો ઈરાદો થયો કે તેમને આજમાવે જેથી તેમની પાસે એક ફરિશ્તો આવ્યો. પહેલાં કોઢીની પાસે આવ્યો અને કહ્યું કે તને શી વસ્તુ પસંદ છે? તેણે કહ્યું કે સારો રંગ અને ખુબ સુરત શરીર કારણ કે લોકો મારાથી ચિડ કરે છે? જેથી ફરિશ્તાએ તેના પર પોતાનો હાથ ફેરવી દીધો. તે સારો થઈ ગયો. અને સારો રંગ અને સારૂ શરીર તેને આપી દેવામાં આવ્યું પછી ફરિશ્તાએ કહ્યું કે કયો માલ તેને પસંદ છે? તેણે કહ્યું કે ઊંટ. એટલા માટે તેને એક સગર્ભા ઊંટણી આપી દેવામાં આવી. પછી ફરિશ્તાએ કહ્યું કે તને તેમાં બરકત થશે. પછી ખાંડાવાળાની પાસે આવ્યો અને કહ્યું તને શી વસ્તુ વહાલી છે તેણે કહ્યું સારા વાળ અને ખાંડાપણું દૂર થઈ જવું કારણ કે તેના કારણે લોકો મારાથી ચીડ કરે છે. ફરિશ્તાએ તેના માથા પર હાથ ફેરવ્યો તો તેનું ખાંડાપણું દૂર થઇ ગયું. અને સારા વાળ પણ આપી દેવામાં આવ્યા. પછી તેનાથી પુછયું કે તને કયો માલ પસંદ છે? તેણે કહ્યું કે ગાય ફરિશતાએ એક સગર્ભા ગાય તેને આપી દીધી અને કહ્યું કે ખુદા તને તેમાં બરકત આપશે. પછી આંધળાની પાસે આવ્યો. અને તેનાથી કહ્યું કે તને શી વસ્તુ પસંદ છે? તેણે કહ્યું કે અલ્લાહ તઆલા મને મારી આંખ પાછી આપી દે જેથી હું લોકોને જોવા લાગુ (રિવાયત કરવાવાળાએ કહ્યું કે ફરિશ્તાએ તેના મોંઢા પર હાથ ફેરવ્યો.

તો અલ્લાહુતઆલાએ તેનું આંધળાપણુ દૂર કરી દીધું. પછી ફરિશ્તાએ કહ્યું કે તને કયો માલ પસંદ છે? તેણે કહ્યું કે બકરીઓ તો તેને સગર્ભા બકરી આપી દીધી.

તેના પછી તે ત્રણે પ્રાણીઓની નસલ પૈદા થઈ તો પહેલાંની પાસે એક ઊંટોનું જંગલ ભરાઈ ગયું અને બીજાનું એક ગાયોનું જંગલ અને ત્રીજાનુ બકરીઓનું.

પછી તે ફરિશ્તો એક અરસાના પછી પોતાની પહેલી સુરત અને શકલમાં કોઢીની પાસે આવ્યો અને કહ્યું કે હું એક ગરીબ માણુસ છું. કે સફરમાં મારા બધા વસીલા પુરા થઈ ગયા એટલા માટે હવે ખુદા જ મને વતન પહોંચાડી શકે છે. અને હું તારાથી તે દીન (ધર્મ) નો વસીલો આપીને જેણે તને સારો રંગ અને ખૂબ સૂરત શરીર આપ્યું. અને માલ પણ આપ્યો. આ સવાલ કરૂં છું કે મને એક ઊંટ આપી દે જેના જરીએ હું મારો સફર પૂરો કરીને મંઝીલે પહોંચી જાઉં તેણે કહ્યું કે હું નથી આપી શકતો ત્યારે ફરિશ્તાએ કહ્યુ કે કદાચ હું તને ઓળખું છું. શું તું પહેલાં કોઢી ન હતો કે લોકો તારાથી ચીડ કરતા હતા. અને શું તું મોહતાજ ન હતો કે અલ્લાહ તઆલાએ માલ આપ્યો. તેણે કહ્યું કે નહિં આ માલ તો મારી પેઢીઓથી જ ચાલ્યો આવ્યો છે. ફરિશ્તાએ કહ્યું કે જો તું જુઠ્ઠો હોય તો અલ્લાહ તઆલા તને તેવો જ કરી દે જેવો કે તુ પહેલાં હતો.

પછી તે ફરિશ્તો પોતાની સૂરતમાં ખાંડાળની પાસે આવ્યો. અને તેનાથી પણ તે જ કહ્યું જે પહેલાંએ કહ્યુ હતું તેણે પણ તે જ જવાબ આપ્યો જે પહેલાએ આપ્યો હતો. ફરિશ્તાએ કહ્યું કે અલ્લાહ તઆલા તને તેવો જ કરી દે જેવો તું પહેલાં હતો.

પછી આંધળાની પાસે પોતાની પહેલી શકલ અને સૂરતમાં નજરે આવ્યો. અને તેનાથી કહ્યું કે એક ગરીબ માણુસ છું મુસાફીર છું. સફરમાં બધા જરીયા ખતમ થઇ ચૂકયા છે. એટલા માટે મંઝીલ સુધી પહોંચવા અલ્લાહ તઆલાના જ જરીયાથી છે. તેના પછી તારા જરીયાથી છે. હું તારાથી તે ઝાતનો વાસ્તો આપીને જેણે તને આંખ

પાછી આપી છે. એક બકરી માંગુ છું જેના જરીયાથી હું મારો સફર કરીને મંજીલ સુધી પહોંચી જઉં તેણે જવાબ આપ્યો કે બેશક હું પહેલાં આંધળો હતો. તેણે મારી આંખ પાછી આપી દીધી અને હું ફકીર અને મોહતાજ હતો. અલ્લાહ તઆલાએ મને માલદાર બનાવી દીધો. એટલા માટે તું જે ઇચ્છે તે લઈ જા. તને કોઈ વસ્તુથી રોકીશ નહિં. ફરિશ્તાએ જવાબ આપ્યો કે સારું તારો માલ રાખી લે. અલ્લાહ તઆલાએ તમે ત્રણ જણાની આજમાઇશ કરી હતી. તારાથી અલ્લાહ તઆલા ખુશ થયો. અને તારા સાથીઓથી નારાજ.

૧૩૩૫. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે બની ઈસરાઇલમાં એક માણસ હતો. તેણે નવ્વાણું માણસોના ખૂન કર્યાં હતા. પછી મસલો પુછવા માટે નિકળ્યો અને રાહિબની પાસે આવ્યો પુછ્યું કે મારી તવબા કબુલ થશે રાહિબે કહ્યું, નહિં. તે માણસે તે રાહિબને પણ કતલ કરી નાંખ્યો. પછી (લોકોથી) મસલો પૂછવા લાગ્યો. કોઈએ. તેને કહ્યું કે ફલાણા ગામમાં જાઓ. (જ્યારે તે તે ગામની તરફ ચાલ્યો) તો રસ્તામાં મૃત્યુ થઈ ગયું, તો મૃત્યુના નજીકના સમયે પણ તે ગામની તરફ સરકયો. પરંતુ તેનો દમ નિકળી ગયો અઝાબ અને રહમત ફરિશ્તા અરસ પરસ લડવા લાગ્યા તો અલ્લાહ તઆલાએ તે બાજુની જમીનને હુકમ આપ્યો કે નજીક થઈ જા. તે નજીક થઇ ગઈ. અને આ બાજુની જમીનને હુકમ કર્યો કે દૂર થઇ. જા, તે દુર થઈ તે જ સમયે અલ્લાહ તઆલાનું ફરમાન થયું કે હે ફરિશ્તાઓ! જમીનને માપો. જેથી માપવામાં આવી તો તે આલિમના ગામની તરફ નજીક નીકળી આ કારણે અલ્લાહ તઆલાએ તેને બક્ષી દીધો.

૧૩૩૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે એક માણસે બીજાથી જમીન ખરીદી (જ્યારે ખરીદી ચુકયો) તો ખરીદારને તે જમીનમાં એક ઘડો મળ્યો, જેમાં સોનુ ભરેલું હતું. વેચવાવાળાથી કહેવા લાગ્યો કે ભાઇ, તારૂ સોનુ મારાથી લઇ લે કારણ કે મેં તારાથી ફકત જમીન ખરીદી હતી. સોનુ તારાથી ખરીદયું ન હતું. જેની જમીન હતી તે કહેવા લાગ્યો કે મેં જમીન અને જે કંઇ તેમાં છે તે બધું તારા હાથે વેચી નાખ્યું છે. તો તે બન્ને એક માણસની પાસે ફેંસલા માટે ગયા. તેણે કહ્યું કે તમારા બન્નેની ઔલાદ

પણ છે ? તો તેમાંથી એકે કહ્યું કે મારો પુત્ર છે અને બીજાએ કહ્યું, મારી પુત્રી છે. તેણે હુકમ કર્યો છોકરા અને છોકરીની અરસ પરસ શાદી કરી દો અને તે તે માલને આ બન્ને પર ખર્ચ કરી દો અને (બાકીનો) સદકા કરી દો.

૧૩૩૭. હઝરત ઉસમા બિન ઝેદ (રદી.)થી પુછવામાં આવ્યું કે તમે રસુલુલ્લાહ (સલ્લ.)થી કંઇ પ્લેગના વિષે પણ સાંભળ્યું છે ? જવાબ આપ્યો કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું છે કે પ્લેગ એક અઝાબ છે. જે બની ઈસ્રાઇલની એક જમાઅત પર મોકલવામાં આવ્યો હતો, એટલા માટે જો તમોને ખબર પડે કઇ જગ્યાએ છે, ત્યાં ન જાઓ, અને જો તમારા સ્થળે શરૂ હોય તો ત્યાંથી ન ભાગો.

૧૩૩૮. હઝરત આઈશા (રદી.) કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ્લ.) થી પ્લેગના વિષે પુછ્યું, તો આપે ફરમાવ્યું કે આ ખુદાનો અઝાબ છે. અલ્લાહ તઆલા જેના પર ઇચ્છે છે, તેના પર મોકલી દે છે. પરંતુ તેને અલ્લાહ તઆલાએ મોમિનોના માટે રહમત બનાવ્યો છે. કોઈ માણસ એવો નથી કે તેના શહેરમાં પ્લેગ આવે અને તે સબ્ર અને નેકી પણાથી ત્યાં બેસેલો રહે અને યકીન કરે કે તે જ વસ્તુ મને પહોંચશે જે તકદીરમાં છે. અને આજ સ્થિતીમાં તે મરી જાય તો તેને શહીદનો સવાબ મળે છે.

૧૩૩૯. હઝરત ઇબ્ને મસઉદ (રદી.) કહે છે કે જાણે હું નબી (સલ્લ.)ને જોઈ રહ્યો છું કે આપ નબીઓમાંથી કોઇ નબીનો કિસ્સો ફરમાવી રહ્યા છે અને ઈરશાદ ફરમાવી રહ્યા, છે કે એક નબીની કૌમે તેમને એટલા માર્યા કે ખુનથી લથપથ કરી નાખ્યા. તો તે પોતાના ચહેરા પરથી ખુન લુછતા જતા હતા અને કહેતા જતા હતા કે ખુદા મારી કૌમને હિદાયત આપ, કારણ કે આ લોકો જાહિલ છે.

૧૩૪૦. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, એક માણસ લુંગી અભિમાનની સાથે જમીન પર ઘસડતો ચાલતો હતો, તો અલ્લાહ તઆલાએ તેને જમીનમાં ધસાવી દીધે અને તે કિયામત સુધી જમીનમાં ધસતો રહેશે.

# કુરૈશના વખાણના બયાન

૧૩૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે લોકો ખાણુંની જેમ છે. જે લોકો અજ્ઞાનતાના જમાનામાં બેહતર હતા, તે જ ઇસ્લામના જમાનામાં બેહતર છે. શરત આ છે કે દિનની વાતો સમજવા લાગે અને તેઓમાં જે મકાન અને ખિલાફતથી વધારે બચતો રહેશે (પરહેજ કરશે) તેને તમે સૌથી બેહતર જોશો અને સૌથી બદમાશ તે માણુસને જોશો જે મુનાફીક હશે. જે તેઓની પાસે એક મોંઢાથી આવતો હોય અને બીજા મોઢાથી બીજાઓની પાસે જતો હોય.

૧૩૪૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે લોકો (મકાન અને ખિલાફતમાં) કુરૈશની તાબેદારી કરશે, તેઓમાંથી એક મુસલમાન કુરૈશનું અનુકરણ કરશે અને જે કાફીર હશે તે કાફીરોની અને લોકો ખાણુંની જેમ છે. જે અજ્ઞાનતામાં બેહતર હતો, તે ઈસ્લામમાં બેહતર છે. બસ શરત આ છે કે દીનની સમજ પ્રાપ્ત કરી લે. અને બેહતર માણુસ તેને જ સમજો જે ખિલાફતને નાપસંદ સમજે અને તેમાં જ ફસાઈ ન જાય.

૧૩૪૩. હઝરત મઆવિયા (રદી.) ને ખબર મળી કે અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદી.) આ હદીસ બયાન કરે છે કે કહતાન કબીલામાં એક બાદશાહ થશે. આ સાંભળીને (હઝરત) મઆવિયા (રદી.) નારાજ થયા અને ઉભા થઈને પહેલાં અલ્લાહ તઆલાની હમ્દ વ સના પઢી પછી ફરમાવ્યું કે મને આ ખબર પડી છે કે તમારામાં કેટલાક લોકો એવી હદીસો બયાન કરે છે જે અલ્લાહની કિતાબમાં નથી. અને ન રસુલુલ્લાહ (સલ્લ.)થી નકલ છે. એટલા માટે આ જ લોકો તમારામાં જાહિલ (અજ્ઞાન) છે. તમોને પોતાને આવા લોકોથી

બચાવે મેં રસુલુલ્લાહ (સલ્લ.)થી સાંભળ્યું છે કે આપે ફરમાવ્યું હતું કે ખિલાફત કુરૈશમાં રહેશે. તેમનાથી જે કોઈ દુશ્મની કરશે, અલ્લાહ તઆલા તેને નીચે બેહોશ ગિરાવી દેશે, જે સમય સુધી કુરૈશ દીનને કાયમ રાખશે. 'મા અકામુદદીન' (બુખારી.)

૧૩૪૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, કુરૈશ અને અન્સાર અને જહીનિયા અને મગરમઈના અને અસલમ અને અશ્જા અને ગિફફાર મારા મિત્રો છે અને તેમનો ખુદા અને રસુલ (સલ્લ.) ના સિવાય કોઈ દોસ્ત નથી.

૧૩૪૫. ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે ખિલાફતનું કાર્ય જ્યાં સુધી કુરૈશમાં છે (તેઓ પણ દીનદાર બાકી રહેશે) તેઓમાં જ રહેશે.

૧૩૪૬. હઝરત ઝુબૈર બિન મુતઈમ (રદી.) કહે છે કે હું અને ઉસ્માન બિન અફફાન (રદી.) રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં ગયા. હઝરત ઉસ્માન (રદી.) એ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ! હુઝુર (સલ્લ.) એ મુત્તલિબ કબીલાને માલ આપ્યો અને અમોને છોડી દીધા અને જો કે અમે લોકો અને તેઓ આપના નજીક એક જ દરજ્જામાં છીએ. ફરમાવ્યું, બનુ મુત્તલિબ અને બનુ હાશિમ એક જ દરજામાં છે.

૧૩૪૭. અબુઝર (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. જે માણસે પોતાના પિતાના સિવાય કોઈ બીજાની તરફ નિસ્બત કરી, જો કે તેને ખબર છે. તો કાફીર છે. અને જે માણસ પોતાની જાતને એવી કૌમનો બતાવે જેમાં તેનું નસીબ ન હોય તો તેને જોઈએ કે પોતાની જગ્યા (સ્થળ) દોઝખમાં તૈયાર કરી લે.

૧૩૪૮. હઝરત વાસલા બિન અશકા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે સૌથી મોટી તહોમત આ છે કે તું પોતાના બાપના સિવાય કોઈ બીજાને બાપ બનાવે. અથવા જુઠ્ઠું સ્વપ્ન બયાન કરે. અથવા અલ્લાહના રસુલ(સલ્લ.) થી તેનો સંબંધ કરે જે આપે ન ફરમાવ્યો હોય.

૧૩૪૯. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, ગિફફાર કબીલાની ખુદા મગફેરત કરે. અને

અસલમ કબીલાને ખુદા સહી સલામત રાખે. અને અસીયા કબીલાએ ખુદા અને તેના રસુલ(સલ્લ.) ની નાફરમાની કરી.

હઝરત અબુબક્ર (રદી.) કહે છે કે અકરા બિન હાબિસે રસુલુલ્લાહ (સલ્લ.)થી આ શબ્દો કહ્યા. હાજીઓના માલ ચોરવાવાળા અસલમ, ગિફ્ફાર અને મુરૈના કબીલા છે. (હઝરત અબુબક્ર (રદી.) કહે છે) કે મારી સમજ આ છે કે કદાચ જહનિયા કબીલાનું પણ કહ્યું. નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે મને આ બતાવો કે જો અસલમ, ગિફ્ફાર, મુરૈના અને જહનિયા કબીલા, બની તમીમ અને આસિર અને અસદ કબીલા અને ગતફન કબીલાઓથી બેહતર થઈ જાય તો બની તમીમ વિગેરે કબીલા નુકસાનમાં હશે. અકરાએ અર્ઝ કરી. ચોક્કસ ફરમાવ્યું કસમ છે તે ઝાતની જેના તાબામાં મારો જીવ છે. પહેલા કબીલા બીજાઓથી ઘણા બેહતર છે.

૧૩૫૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, અસલમ કબીલો અને ગિફ્ફાર અને મુરૈના આ બધા અલ્લાહની નજીક બેહતર છે અથવા ફરમાવ્યું, કિયામતના દિવસે બેહતર હશે. અસદ અને તમીમ હવાજિન અને ગતફાન કબીલાઓથી.



# નબી (સલ્લ.)ની નુબુવ્વત અને મેરાજના બયાન વિષે

૧૩૫૧. હઝરત મોહંમદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ બિન મુનાફ બિન કિલાબ બિન મુર્રા બિન કઅબ બિન લુવી બિન ગાલિબ બિન ફિહ્ર બિન માલિક બિન નસ્ર બિન કિનાના બિન ખુઝૈમા બિન મુદરકા બિન ઇલિયાસ બિન મુજર બિન નઝાર બિન અદનાન.

૧૩૫૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે ચાલીસ વર્ષની ઉંમરે રસુલુલ્લાહ ( સલ્લ. ) પર 'વહી' ઉતરી. તેના પછી આપ મક્કામાં તેર વર્ષ રહ્યા. તેના પછી આપને હિજરતનો હુકમ કરવામાં આવ્યો. તો આપે મદીના હિજરત કરી અને દસ વર્ષ સુધી રહ્યા. તેના પછી આપે ઈન્તેકાલ ફરમાવ્યો.

૧૩૫૩ હઝરત ઇબ્ને અમ્ર બિન આસ (રદી) કહે છે કે એક વખત રસુલુલ્લાહ (સલ્લ.) કાબાના પરનાળાના નજીક નમાઝ પઢી રહ્યા હતા. એટલામાં ઉકબા બિન અબી મુગીત આવ્યો અને તેનું કપડું આપની ગરદનમાં નાખીને ગળું ઘુંટવું શરૂ કર્યું. આ દરમિયાન હઝરત અબુબક્ર (રદી.) તશરીફ લાવ્યા. અને તેના બન્ને ખભા પકડીને રસુલુલ્લાહ ( સલ્લ. )ની નજીકથી દૂર કરી દીધો અને ફરમાવ્યું કે માણસને ફક્ત આટલા માટે કતલ કરો છો કે તે કહે છે મારો રબ ખુદા છે. છેવટ સુધી

૧૩૫૪. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ ( રદી. ) થી પુછવામાં

આવ્યું કે જે દિવસે જિન્નાતોએ કુરઆન સાંભળ્યું હતું, તે દિવસની જિન્નાતોની ખબર હુઝુર (સલ્લ.)ને કેવી રીતે થઈ? ફરમાવ્યું, એક ઝાડે આપી હતી.

૧૩૫૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હું અલ્લાહના રસુલ (સલ્લ.) નું વુઝુ અને પેશાબના માટેનું પાણી આપની સાથે લઇને રહેતો હતો. આ હદીસ આવી ચૂકી છે. આ રિવાયતમાં આટલુ બીજુ વધારે છે કે હુઝુર (સલ્લ.) એ અલ્લાહ તઆલાથી જિન્નાતોના માટે દુઆ કરી હતી. જે હાડકુ અથવા છાણથી પસાર થાય તો તેઓને ખાવાની કોઈ વસ્તુ ત્યાં મળે.

૧૩૫૬. હઝરત ઉમ્મે ખાલિદ (રદી.) કહે છે કે હું બાળપણના દિવસોમા હબશાથી આવી તો રસુલુલ્લાહ (સલ્લ.) એ મને એક ચાદર આપી. જેમાં ડિઝાઇન હતી. અને તેની ડિઝાઇન પર હાથ ફેરવીને ફરમાવતા જતા હતા કે સારી છે, સારી છે.

૧૩૫૭. હઝરત અબ્બાસ બિન અબ્દુલમુત્તલિબ (રદી.) કહે છે કે મેં ખિદમતે મુબારકમાં અર્ઝ કરી કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હુઝુર (સલ્લ.) એ પોતાના કાકાને શું ફાયદો પહોંચાડયો? કારણ કે તે આપની હિફાઝત (રક્ષણ) કરતા હતા. અને કાફીરોના મુકાબલામાં આપની હિમાયત કરતા હતા. ફરમાવ્યું કે તે ઘુંટનાં સુધી આગમાં ન હશે અને જો હું ન હોતો તે આગના સૌથી નીચેના ભાગમાં હોતા.

૧૩૫૮. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) થી આપના કાકાના વિષે પ્રશ્ન કરવામાં આવ્યો હતો. તો મેં સાંભળ્યું કે આપ ફરમાવે છે. કદાચ મારી શફાઅત તેમને કંઈક ફાયદો આપે અને અલ્લાહ તઆલા તેમને ફક્ત પિંડલીઓ સુધી આગમાં રાખે. તેમના ઘુટના આગમાં ડૂબેલાં હશે. અને તેના કારણે તેમનુ મગજ જોશ મારતું હશે.

૧૩૫૯. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે અલ્લાહ કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, જયારે કુરૈશે મને જુઠો ઠેરાવ્યો તો હું હિજ્રના સ્થળે ઉભો થઇ ગયો અને ત્યાં અલ્લાહ

તઆલાએ મારી સામે બૈતુલ મુકદ્દસ કરી દીધું અને હું તેને જોઈને તેની નિશાનીઓ બતાવતો રહ્યો. અને તેને જોતો રહ્યો.

૧૩૬૦. હઝરત ઇબ્ને સઅસઆ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ મેરાજની રાતનું લોકોમાં બયાન ફરમાવ્યું કે હું હુજરામાં ઉંઘેલો હતો. એક માણસ મારી પાસે આવ્યો અને તેણે અહીંથી અહીં સુધી એટલે કે શરીર પર ગરદનથી લઇને નીચે સુધી (આ રિવાયત કરવાવાળાનો કૌલ છે) ચીરો લગાવ્યો અને મારા દિલને કાઢી લીધું. તેના પછી એક સોનાની રકાબી મારી નજીક લાવવામાં આવી જેમાં ઈમાન ભરેલું હતું. અને મારા દિલને ધોઇને અને સીનામાં મુકીને પહેલાં જેવું કરી દીધું. તેના પછી મારી પાસે એક પ્રાણી લાવવામાં આવ્યું, જે ખચ્ચરથી નાનુ અને ગધેડાથી મોટું હતું જેને 'બુર્રાક' કહે છે, જ્યાં સુધી નજર જતી હતી તે અંતર સુધી તેનું એક કદમ જતું હતું અને મને તેના પર સવાર કરવામાં આવ્યો. અને મને જીબ્રઈલ (અલૈ.) લઈને ચાલ્યા ત્યાં સુધી કે હું દુનિયાના આસમાનની નજીક પહોંચ્યો અને દરવાજો ખોલાવવા ઈચ્છયું તો અવાજ આવી કોણ છે? જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું જીબ્રઈલ અવાજ આવી, આપની સાથે કોણ છે?

જવાબ આપ્યો કે મોહમદ (સલ્લ.) પુછવામાં આવ્યું કે તેમની તરફ મોકલવામાં આવ્યા હતા? જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું હા, અવાજ આવ્યો તશરીફ લાવો. શું મુબારક આવવું છે કે તેમને નસીબ થયુ અને દરવાજો ઉઘડી ગયો. જ્યારે હું પહોંચ્યો તો જોઉં છું કે હઝરત આદમ (અલૈ.) હાજર છે. જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું, આ આપના બાપ આદમ (અલૈ.) છે. આમને સલામ કરો મેં સલામ કરી તેમણે જવાબમાં 'ખુશ આમદીદ' કહ્યું હે નેક પુત્ર અને હે નેક નબી (સલ્લ.)

પછી મને તેનાથી વધારે ઊંચે લઈ ને ચઢયા અને બીજા આસમાન પર પહોંચ્યા. અને દરવાજો ખોલાવવાની કોશીશ કરી અવાજ આવ્યો કોણ છે? જવાબ મળ્યો જીબ્રઈલ, સવાલ થયો. તમારી સાથે કોણ છે? જવાબ આપ્યો. મોહંમદ (સલ્લ.) અવાજ આવ્યો શું મોકલવામાં આવ્યા હતા? જવાબ આપ્યો હા. અવાજ આવ્યો. તશરીફ

લાવો શું સારૂં આવવાનું થયું છે. જે નસીબ થયું અને દરવાજો ઉઘડી ગયો. જ્યારે હું ઉપર પહોંચ્યો તો શું જોઉં છું કે યહ્યા (અલૈ.) અને ઈસા (અલૈ.) છે. તેમને સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને તેના પછી કહ્યું કે આવો, સારા ભાઈ અને નેક નબી. 'ખુશ આમદીદ.' તેના પછી મને ત્રીજા આસમાન પર લઈને ચઢયા. અને દરવાજો ખોલાવરાવવાની રજા ઈચ્છી. અવાજ આવી કોણુ છે? જવાબ આપ્યો. જીબ્રઈલ ( અલૈ. ) છે. સવાલ કરવામાં આવ્યો. આપના સાથે કોણુ છે? જવાબ આપ્યો. મોહમદ ( સલ્લ. ) સવાલ કર્યો. શું મોકલવામાં આવ્યા હતા? જવાબ આપ્યો. હા. અવાજ આવ્યો. તશરીફ લાવો. આપને સારૂ આવવાનું પ્રાપ્ત થયું. અને દરવાજો ઉઘડી ગયો. હું દાખલ થયો. અચાનક યુસુફ (અલૈ.) નજર આવ્યા. જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું કે આ યુસુફ (અલૈ.) છે. તેમને સલામ કરો. મેં તેમને સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને ફરમાવ્યું, હે નેક ભાઈ અને નેક નબી. 'ખુશ આમદીદ.'

તેના પછી મને લઈને ઉપર ચઢયા અને ચોથા આસમાન પર પહોંચ્યા અને દરવાજો ખોલાવવા ઇચ્છયું. અવાજ આવ્યો કોણુ છે? જવાબ આપ્યો. જીબ્રઈલ. પછી પુછવામાં આવ્યું, તમારી સાથે કોણુ છે? જવાબ આપ્યો. મોહંમદ (સલ્લ.) પછી કહેવામાં આવ્યું કે શું મોકલવામાં આવ્યા હતા? તેમણે જવાબ આપ્યો, હા. અવાજ આવ્યો. આવી જાઓ. અને દરવાજો ઉઘડી ગયો. જ્યારે અંદર દાખલ થયો તો શું જોઉં છું કે ઈદ્રીસ (અલૈ.) છે. તેમને મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને ફરમાવ્યું કે આવો સારા નેક ભાઈ અને નેક નબી. તેના પછી મને વધુ ઉપર લઈ ગયા અને પાંચમા આસમાન પર પહોંચ્યા. અને દરવાજો ખોલવાનો સવાલ કર્યો. પુછવામાં આવ્યું કોણુ છે? જવાબ આપ્યો, જીબ્રઈલ. પછી કહેવામાં આવ્યું. તમારી સાથે કોણુ છે? જવાબ મળ્યો મોહંમદ સલ્લ.. સવાલ કરવામાં આવ્યો, તશરીફ લાવવી મુબારક છે જે તેમને નસીબ થઈ. અંદર દાખલ થયો તો હારૂન (અલૈ.) નજર આવ્યા. જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું કે આ હારૂન (અલૈ.) છે. આમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જે જવાબ આપ્યો અને ફરમાવ્યું કે 'ખુશ આમદીદ' હે નેક ભાઇ અને નેક નબી (સલ્લ.).

તેના પછી મને ઉપર લઈ ગયા અને છટ્ઠા આસમાન પર પહોંચ્યા અને દરવાજો ખોલાવવાનો સવાલ કર્યો. અંદરથી અવાજ આવ્યો કોણ છે? જવાબ આપ્યો, જીબ્રઈલ. પછી પુછવામાં આવ્યું. તમારી સાથે કોણ છે? તેમણે કહ્યું. મોહંમદ (સલ્લ.) પુછવામાં આવ્યું, શું તેમને લાવવાના માટે મોકલવામાં આવ્યા હતા? તેમણે કહ્યું. હા. અવાજ આવ્યો. તશરીફ લાવો. અને ઘણું મુબારક આવવાનું થયું છે જે નસીબ થયું છે. તેના પછી દરવાજો ઉઘડી ગયો હું અંદર દાખલ થયો તો મને મુસા (અલૈ.) નજર આવ્યા. જીબ્રઈલ ( અલૈ. ) એ કહ્યું, આ મુસા (અલૈ,) છે, આમને સલામ કરો. મેં સલામ કરી. તેમણે જવાબ આપ્યો અને કહયું કે 'ખુશ આમદીદ' નેક ભાઇ અને નેક નબી.

તેના પછી હું આગળ વધવા લાગ્યો તો મુસા ( અલૈ. ) રડવા લાગ્યા. કોઈએ પુછયું કે આપ શા માટે રડવા લાગ્યા? જવાબ આપ્યો, મને આ ખ્યાલ આવ્યો કે મારા પછી એક છોકરો જ નબી બનાવીને મોકલવામાં આવ્યો. તેમની ઉમ્મતના માણસો મારી ઉમ્મતના લોકોથી વધારે જન્નતમાં દાખલ થશે. તેના પછી મને સાતમા આસમાન પર લઈ ગયા અને જીબ્રઈલ ( અલૈ. ) એ દરવાજો ઉઘાડવાની ફરમાઈશ કરી. અવાજ આવ્યો, કોણ છે? જવાબ આપ્યો, જીબ્રઈલ ( અલૈ. ). સવાલ કર્યો કે તમારી સાથે કોણ છે? જવાબ આપ્યો. મોહંમદ ( સલ્લ. ) અવાજ આવ્યો. શું તેમને લેવા માટે મોકલવામાં આવ્યા હતા? જીબ્રઈલ ( અલૈ. ) એ કહ્યું, હા. અવાજ આવ્યો. અંદર તશરીફ લાવો, શું મુબારક આવવાનું નસીબ થયું છે. અને દરવાજો ઉઘડી ગયો. જયારે હું અંદર દાખલ થયો. ઈબ્રાહીમ (અલૈ.) નજર આવ્યા. જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું, આ તમારા પિતા ઈબ્રાહીમ (અલૈ.) છે. આમને સલામ કરો. મેં તેમને સલામ કરી. ઇબ્રાહીમ (અલૈ.) એ જવાબ આપ્યો અને ફરમાવ્યું. 'ખુશ આમદીદ' નેક પુત્ર અને નેક નબી.

તેના પછી જીબ્રઈલ (અલૈ.) મોહંમદ (સલ્લ.)ને 'સિદરતુલમુનતહા' પર લઈ ગયા. મેં જોયું કે તેનાં પાંદડા એવાં છે. જેવા કે હાથીના કાન અને તેનાં ફળ મુશકની જેમ. જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું કે આ 'સિદરતુલમુનતહા' છે. ત્યાં ચાર નહેરો દેખાઈ. બે અંદર હતી.

અને બે બહાર હતી. મેં પુછ્યું. આ કેવી છે? જીબ્રઈલ (અલૈ.) એ કહ્યું કે આ જે અંદરની છે આ તે છે જે જન્નતમાં જાય છે. અને બે બહારની જે છે. તેમાંથી એક 'નીલ' છે. બીજી 'ફુરાત' તેના પછી મને 'બૈતુલ મામુર'ની તરફ લઈ ચાલ્યા. ખબર પડી કે આમાં દર રોજ સિત્તેર હજાર ફરિશ્તાઓ (નવા) દાખલ થાય છે. તેનાં પછી મારી પાસે બે વાસણ લાવવામાં આવ્યા. એક દૂધનું અને બીજુ ચોખ્ખા મધનું. મેં દૂધવાળુ લીધું. જીબ્રઈલ (અલૈ.)એ કહ્યું કે આ હિદાયત છે. જેના પર આપની ઉમ્મત રહેશે.

પછી મારા પર દરરોજ પચાસ નમાઝો ફર્ઝ કરવામાં આવી. અને હું પાછો ફરીને મુસા (અલૈ.)ની પાસેથી પસાર થયો. મુસા (અલૈ.)એ માનથી પુછ્યું. શું ફર્ઝ થયું? મેં કહ્યું દર રોજની પચાસ નમાઝો. મુસા (અલૈ.)એ કહ્યું કે તમારી ઉમ્મતથી પચાસ નમાઝો અદા થઈ શકશે નહિ. કારણ કે આના પહેલાં હું અનુભવ કરી ચુકયો છું. અને બની ઈસ્રાઈલ પર પુરેપુરી રીતે આજમાઈશ કરી લીધી છે. એટલા માટે પોતાના રબની પાસે ફરીથી જાઓ અને પોતાની ઉમ્મતના માટે ઓછાની દરખ્વાસ્ત કરો. જેથી હું પાછો ફર્યો તો મને દસ નમાઝો માફ થઈ. ફરીથી મુસા (અલૈ.)ની પાસે આવ્યો તો તેમણે ફરીથી તે જ કહ્યું. હું ફરીથી પાછો ગયો. અને દસ માફ થઈ. ફરીથી હું પાછો ફરીને મુસા (અલૈ.)ની પાસે આવ્યો તો તેમણે તે જ કહ્યું. જેથી હું પાછો ગયો તો બીજી દસ માફ થઈ. અને દરરોજ દસ નમાઝોનો હુકમ બાકી રહ્યો. અને હું પાછો ફરીને ફરીથી મુસા ( અલૈ. ) સુધી આવ્યો તો તેમણે ફરીથી તે જ કહ્યું. હું ફરીથી પાછો ગયો તો દરરોજ મને પાંચ નમાઝોનો હુકમ થયો અને મુસા (અલૈ.)ની પાસે આવ્યો તો તેમણે કહ્યું કે હવે શું ફર્ઝ થયું? મેં કહ્યું. દર રોજ પાંચ નમાઝો ફર્ઝ થઈ. મુસા (અલૈ.) એ કહ્યું, તમારી ઉમ્મત પાંચ પણ અદા કરી શકશે નહિં. કારણ કે તમારા પહેલાં હું લોકોનો અનુભવ કરી ચુકયો છું. અને બની ઈસ્રાઈલ પર પુરેપુરી રીતે તેની આજમાઈશ કરી લીધી છે. એટલા માટે ફરીથી જાઓ અને પોતાની ઉમ્મતના માટે ઓછાની દરખ્વાસ્ત કરો. મેં જવાબ આપ્યો કે મેં મારા રબની આટલી દરખ્વાસ્તો કરી કે હવે મને શરમ આવવા લાગી

બસ હવે ખુશ છું. અને માનું છું પછી જ્યારે હું આગળ વધી ગયો તો કોઈએ અવાજ આપી કે અમે અમારૂં ફર્ઝ ચાલુ કરી દીધું (એટલે કે પાંચમાંથી પચાસનો સવાબ આપીશું) અને પોતાના બંદાઓ પર ઓછી કરી દીધી.

૧૩૬૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) અલ્લાહ તઆલાના આ કૌલની તફસીરમાં 'વમાજઅલનરૂંઅયલ્લઝી અરૈનાક ઈલ્લા ફિતનતલ લિન્નાસ'ની તફસીરમાં કહે છે એટલે કે અમે તમોને જે આ દૃશ્ય બતાવ્યું હતું. તો તેને જ લોકોની આઝમાઈશ બનાવી છે. ફરમાવ્યું કે આ આંખનું દૃશ્ય હતું. જે રસુલુલ્લાહ (સલ્લ.)ને બતાવવામાં આવ્યું હતું અને ફરમાવ્યું કે લાનતવાળા ઝાડથી મતલબ કુરઆનમાં ઝાડ છે.

૧૩૬૨. હઝરત આઇશા (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ જ્યારે મારાથી નિકાહ કર્યા તો તે સમયે મારી ઉંમર છ વર્ષની હતી. પછી જ્યારે અમે લોકો મદીનામાં ચાલ્યા આવ્યા તો તે સમયે મને તાવ આવવા લાગ્યો હતો. અને મારા વાળ ઉતરીને ટૂંકા થઈ ગયા હતા. (તેના પછી જ્યારે મારો તાવ ઠીક થઇ ગયો હતો) તો ખભાઓથી નીચે સુધી વાળ વધારે થઈ ગયા હતા. મારી પાસે મારાં મા ઉમ્મે રૂમાન (રઝી.) આવ્યાં. તે વખતે હું મારી સહેલીઓની સાથે ઝુલામાં હતી કે તેમણે આવીને મને અવાજ આપી. હું તેમની પાસે હાજર થઈ અને મને આ ખબર ન હતી કે તેમનો મારાથી શું મકસદ હતો. જ્યારે હું તેમની નજીક પહોંચી તો, તેમણે મારો હાથ પકડીને ઘરના દરવાજા પર ઉભી કરી દીધી. જો કે હું ઘણી થાકી ગઇ હતી એટલા માટે હાંફી રહી હતી. જ્યારે મારો શ્વાસ કંઇક રોકાયો તો મારી મા એ પાણી લઈને મારુ મોંઢુ અને માથુ ધોયું. અને ઘરમાં લઇ ગયાં. જ્યારે હું ઘરમાં પહોંચી તો તે મેં અન્સારી સ્ત્રીઓને જોઈ. સ્ત્રીઓ મને જોઇને બોલી કે નેક ફાલ અને ભલાઇ તેમજ બરકતની સાથે આવો. મારી માએ મને આ સ્ત્રીઓના હવાલે કરી દીધી. તેમણે મારી શારીરિક હાલત ઠીક કરી. પરંતુ તેના પછી કોઈ કિસ્સો તે સમયે ન થયો. તેના સિવાય રસુલુલ્લાહ (સલ્લ.) ચાશ્તના સમયે તશરીફ લાવ્યા અને આ સ્ત્રીઓએ મને આપના હવાલે કરી દીધી તે સમયે હું નવ વર્ષની હતી.

૧૩૬૩. હઝરત આઈશા ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું. તમે મને બે વખત સ્વપ્નમાં નજર આવ્યાં. મેં જોયું કે તમે રેશમના ટુકડામાં છે. અને મને કોઈ કહે છે કે આ તમારી પત્નિ છે. ખોલીને જોયું તો તે તમે જ હતા. દિલમાં કહેતો હતો કે જો આ સ્વપ્ન ખુદાની તરફથી છે તો ખુદા આને ચોક્કસ પુરું કરશે.



# હુઝુર (સલ્લ.)ની બીમારી અને મૃત્યુ

૧૩૬૪. હઝરત આઈશા ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાની બીમારીમાં હઝરત ફાતેમા ( રદી. )ને બોલાવ્યા અને તેમના કાનમાં કોઈ વાત છાની રીતે કહી, જેને સાંભળીને હઝરત ફાતેમા (રદી.) રડી પડયાં. તેના પછી ફરીથી બીજી કોઈ વાત છાની રીતે કહી. જેને સાંભળીને આપ હસી પડયા. અમે લોકોએ પુછયું કે આપથી રસુલુલ્લાહ (સલ્લ.) એ છાની રીતે શું ફરમાવ્યું ? કહેવા લાગ્યાં હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું ? કહેવા લાગ્યાં હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું હતું કે આ બીમારીમાં ઈન્તેકાલ કરી જઇશ. આ સાંભળીને હું રડવા લાગી. તેના પછી ફરમાવ્યું કે મારા બધા લોકોમાં મારાથી પહેલી મુલાકાત જેને થશે તે તમે છો. સાંભળીને હું ખુશ થઈ અને હસી પડી.

૧૩૬૫. હઝરત આઈશા (રદી.) કહે છે કે હું સાંભળ્યા કરતી હતી કે કોઈ નબી તે સમય સુધી ઈન્તેકાલ કરી જશે નહિં, જ્યાં સુધી તેને દુનિયા અને આખેરતને પસંદ કરવાનો અધિકાર ન આપી દેવામાં આવે. તો મેં અલ્લાહના રસુલ ( સલ્લ. )ને પણ મૃત્યુની બીમારીમાં આ ફરમાવતાં સાંભળ્યા 'મ અલ્લઝીન અન અમલ્લાહુ અલૈહિમ.' તે વખતે આપના શ્વાસ પર પણ જોર હતું. હું સમજી ગઇ કે આપ આખેરતને દુનિયા પર પસંદ ફરમાવી રહ્યા છે.

૧૩૬૬. હઝરત આઈશા ( રદી. ) કહે છે કે તંદુરસ્તીની હાલતમાં રસુલુલ્લાહ ( સલ્લ. ) ફરમાવ્યા કરતા હતા કે દરેક નબીને તેના મૃત્યુના પહેલાં જન્નતમાં તેનું સ્થળ બતાવી દેવામાં આવે છે. જેથી આપ બીમાર થયા તો હુઝુર (સલ્લ.)નું મુબારક માથું મારા સાથળ પર હતું. આપને ખુશી થઈ પછી ઓછી થઈ ગઈ તો છતની તરફ

જોયું અને ફરમાવ્યું 'અલ્લા હુમ્મર ફીકલ આલા' ( એટલે કે ) આખેરતને પસંદ કરી. તે સમયે મેં અર્જ કરી કે શું અમારી સાથે રહેવાનું પસંદ નથી કરતા. હવે મને યકીન થઈ ગયું જે આપ અમારાથી ફરમાવ્યા કરતા હતા.

૧૩૬૭. હઝરત આઈશા (રદી.) કહે છે કે રસુલુલ્લાહ ( સલ્લ. ) જ્યારે બીમાર હોતા તો પોતાના હાથ પર 'કુલ અઉઝુ બિર-બ્બલ ફલક' અને કુલ અઉઝુ બિરબ્બિન્નાસ' પઢીને ફુંકી લેતા. પછી તેને પુરા શરીર પર ફેરવી લેતા અને મૌતની બીમારીમાં આપના હાથ પર પઢીને ફુંકી દેતી અને તેને આપના મુબારક શરીર પર ફેરવી દેતી હતી.

૧૩૬૮ હઝરત આઈશા (રદી.) કહે છે કે મૃત્યુના સમયે પીઠ મુબારકનો ટેકો મારા પર લાગેલો હતો. તે વખતે મેં કાન લગાવીને સાંભળ્યું તો આપ આ ફરમાવી રહયા હતા. ' અલ્લાહુમ્મગ્ફિરલી વર્હમ્ની વલહિક્ની બિર્રફિકીલ આલા' (હે અલ્લાહ! મને બક્ષી દે અને મારા પર રહમ કર અને આલા રફીક ( ઉચ્ચ મિત્ર )ના સાથે મિલાવી દે

૧૩૬૯. હઝરત આઈશા ( રદી. ) કહે છે કે જે સમયે નબી (સલ્લ.)એ ઇન્તિકાલ ફરમાવ્યો છે તે વખતે માથું મારા સિના પર હતું અને આપની મૌતની સખ્તીના પછી મને કોઈની સખ્તી મોટી જણાઇ નથી.

૧૩૭૦. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત અલી (રદી.) જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) મૌતની બીમારીમાં હતા, આપની પાસેથી બહાર તશરીફ લાવ્યા. તો લોકોએ પુછયું કે હુઝુર (સલ્લ.)નો મિજાજ કેવો છે? ફરમાવ્યું, અલ્લાહનો શુક્ર છે, સારા છે તે વખતે અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ ( રદી. ) એ હઝરત અલી (રદી.)નો હાથ પકડીને કહ્યું કે મારો અંદાઝ આ છે કે ત્રણ દિવસના પછી તમે લાઠીના ગુલામ થઇ જશો અને રસુલુલ્લાહ (સલ્લ.) આ જ બીમારીમાં ઈન્તેકાલ કરશે. કારણ કે હું બની અબ્દુલ મુત્તલિબના ચહેરાથી ઈન્તેકાલની નિશાઓની જાણી ચુકુ છું. અમારી સાથે ચાલો જેથી ચાલીને આ પુછી લઇએ કે ( ખિલાફતનું કાર્ય ) કોના હવાલે

થશે ? જો આપણા લોકોમાં હશે તો ખબર પડી જ જશે અને બીજા-ઓમાં હશે તો પણ ખબર પડી જશે. આ સાંભળીને હઝરત અલી (રદી.)એ ફરમાવ્યું, ખુદાની કસમ જો અમે હઝરતથી ખિલાફતનો પ્રશ્ન કર્યો અને આપે ઈન્કાર કરી દીધો તો આપના પછી લોકો જો આપણને ખિલાફત આપશે નહિં. હુ તો આ સમયે, ખુદાની કસમ! હુઝુર (સલ્લ.)થી પુછીશ નહિં

૧૩૭૧. હઝરત આઈશા (રદી.) કહે છે કે ખુદાનો મારા પર ઘણો ફઝલ થયો કે રસુલુલ્લાહ ( સલ્લ. ) એ મારા ઘરમાં જ ઈન્તેકાલ ફરમાવ્યો. અને મારી વારીનો દિવસ પણ હતો. મારા જ સીના અને ગરદનની વચ્ચે હુઝુર (સલ્લ.) ટેકો લગાવેલ હતા. મારા અને આપના થુંક મુબારકને અલ્લાહ તઆલાએ તે દિવસે ભેગુ કરી દીધું હતું. રસુલુલ્લાહ (સલ્લ.) મારાથી તકિયો લગાવેલ હતા કે મારી પાસે અબ્દુર્રહમાન આવ્યા. તેમના હાથમાં મિસવાક હતી. હુઝુર (સલ્લ.) એ તેમની તરફ એ રીતે જોયું કે જેનાથી ખબર પડી કે આપ મિસ-વાક તે સમયે ચાહે છે અને પ્રિય છે. હું સમજી ગઇ અને અર્ઝ કર્યું કે આપના માટે લઈ લુ. આપે ઇશારાથી ફરમાવ્યું કે હા. મેં આપને લઇને આપી દીધી. પરંતુ આપને મિસવાક કરવી મુશ્કેલ થઇ ગઇ. કારણ કે બીમારી એકદમ તેજ થઇ ગઈ હતી. મેં અર્ઝ કરી કે આને આપના માટે નરમ કરી દઉં. ઇશારાથી ફરમાવ્યું હા. મેં નરમ પણ કરી દીધી અને આપના મુબારક દાંત પર તેને ફેરવ્યો. તે સમયે આપની પાસે એક ચામડાનું વાસણ પણ રાખેલું હતું. જેમાં પાણી ભરેલું હતું. આપ તેમાં હાથ ડબોળીને ચહેરા પર ફેરવતા હતા અને ફરમાવતા 'લાઇલાહા ઈલ્લલ્લાહ' હકિકતમાં સકરાત હક છે. અને પછી હાથ ઉઠાવીને ફરમાવ્યું, 'અલ્લાહુમ્મ બિર્રફીક્ અાલા' આ જ સ્થિતીમાં આપે વફાત પાયી અને સર મુબારક નીચે નમી ગયો.

૧૩૭૨. હઝરત આઇશા (રદી.) કહે છે કે મોતની બીમારીમાં અમે હુઝુર (સલ્લ.)ના મુબારક હલકમાં દવા નાખી. આપે ઇશારાથી દવા નાખવાની મના કરી દીધી. અમે આ ખ્યાલ કર્યો કે કદાચ ખરાબ લાગવાના કારણે મના ફરમાવે છે. જેવી રીતે કે બીમારને દવા ખરાબ લાગતી હોય છે. પરંતુ જ્યારે રાહત થઈ તો આપે ફરમાવ્યું

શું મેં તમોને દવા નાખવાથી મના કર્યાં ન હતાં? અમે અર્ઝ કરી, અમોને આ ખ્યાલ થયો કે બીમારોની જેમ દવા ખરાબ લાગવાના કારણે આપ મના ફરમાવો છો. ફરમાવ્યું, મેં બધાંને જોયા કે જબરદસ્તી દવા પિવડાવતા હતા, પરંતુ ફક્ત અબ્બાસ (રદી.) ન હતા.

૧૩૭૩. હઝરત અનસ ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)નાં તબીયત કંઇક વધારે ખરાબ થઈ ગઇ અને આપ પર બેહોશી તારી થઇ ગઇ, તો હઝરત ફાતેમા (રદી.) બોલ્યા કે હાય! પિતાની મુસિબત. તે સમયે આપે ફરમાવ્યું કે આના પછી તમારા પિતા પર કોઇ મુસીબત ન હશે.

૧૩૭૪. હઝરત આઇશા (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)એ તેસઠ વર્ષની ઉંમરમાં ઇન્તેકાલ ફરમાવ્યો.

૧૩૭૫. હઝરત અબુ સઇદ બિન મઅલા (રદી.) કહે છે કે એક વખત હું મસ્જિદમાં નમાઝ પઢી રહયો હતો કે રસુલુલ્લાહ (સલ્લ). એ મને અવાજ આપી. પરંતુ મેં આપ ( સલ્લ. ) ને જવાબ ન આપ્યો. જ્યારે નમાઝથી ફારીગ થઈ ચુકયો તો અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું નમાઝ પઢી રહ્યો હતો. એટલા માટે જવાબ ન આપ્યો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, શું ખુદાએ આ નથી કહ્યું 'ઇસ્તજીબુલ્લાહ વર્રસુલ ઇઝા દઆકુમ'. એટલે કે ખુદા અને ખુદાના રસુલ (સલ્લ.)ના બોલાવવાના સમયે જવાબ આપો. ફરમાવ્યું, હુ તમોને એવો સૂરઃ બતાવીશ જે પુરા કુરઆનમાં મોટા દરજાની છે. તેના પછી મારો હાથ પકડીને મસ્જિદથી બહાર લઇ જવા લાગ્યા. મેં અર્ઝ કરી, આપે ફરમાવ્યું હતું કે હું તમોને મસ્જિદથી નિકળવાના પહેલાં એક મોટી શાનવાળી સૂરઃ બતાવીશ. ફરમાવ્યું કે તે 'અલ્હમદુ લિલ્લાહિ રબ્બિલ આલમિન, સબઉલ મસાની છે, આ જ તે કુરઆન છે, જે અલ્લાહ તઆલાએ મને આપ્યું છે, આમાં આ અફઝલ (ઉચ્ચ) છે.

૧૩૭૬. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ ( સલ્લ. ) થી પૂછ્યું કે સૌથી મોટો ગુનોહ શું છે? ફરમાવ્યું, ખુદાનો ભાગીદાર બનાવવો. મેં અર્ઝ કરી; તેના પછી ૧ ફરમાવ્યું. પોતાના બાળકને આ ડરથી કતલ કરવો કે તે ખાવામાં મારો ભાગી-

દાર થઈ જશે, અને ખર્ચ વધુ થઈ જશે મેં અર્જ કરી, તેના પછી ક્યો? ફરમાવ્યું, પડોશીની સ્ત્રીથી ઝિના કરવું.

૧૩૭૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે બની ઈસ્રાઈલને ખુદાનું આ ફરમાન આવ્યું કે તમે દરવાજામાં ઝુકીને અને આ કહેતા જાઓ કે હે ખુદા! અમોને બક્ષી દે. તો તેમણે તેના બદલે આ હરકત કરી કે સૂરીનના બલ ઘસડતા ગયા અને બક્ષીશ માગવાના બદલે કહેવા લાગ્યા કે અમોને ઘઉં ઉંબીઓમાં લાગેલા હતા અને જવના દાણા અતા કર.

૧૩૭૮ હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે હઝરત ઉમર (રઝી.) ફરમાવવા લાગ્યા કે આપણા લોકોમાં બેહતરીન કારી ઉબઈ (રઝી.) છે. અને ફેંસલો કરવાવાળા અલી (રઝી.) છે. પરંતુ તેમ છતાં પણ અમે હઝરત ઉબઈ (રઝી.) ના તે કૌલને કબુલ નથી કરતા જે તેમણે કહયો છે. કે હું ખુદાના કોઈ કૌલને જે રસુલલ્લાહ (સલ્લ.) થી સાંભળ્યો હોય, છોડતો નથી. કારણ આ છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે મા નનસખ મિન આયતિન ઔં નુનસિહા નાતિ બિખૈરિમ મિનહા'

૧૩૭૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા આ આયતમાં 'વકાલુત્તખઝલ્લાહુ વલદન સુબ્હાનહુ' ફરમાવે છે કે મારા બંદાએ મને જૂઠ લાવ્યો. જો કે તેને યોગ્ય ન હતું તેણે મને ગાળ દીધી અને આ પણ તેને યોગ્ય ન હતું. તેનું ઝુટલાવવું તો આ છે કે મને બીજી વખત આ રીતે ખુદા પૈદા નથી કરી શકતો અને તેની ગાળ દેવી આ છે કે કહે કે ખુદાની ઓલાદ છે. જો કે હું બીવી બાળકોથી પાક છું.

૧૩૮૦. હઝરત અનસ (રઝી.) કહે છે કે હઝરત ઉમર (રઝી.) એ ફરમાવ્યું કે ખુદાવંદ તઆલાએ મારી તરફદારી ત્રણ વસ્તુઓમાં કરી. મેં આપથી અર્જ કરી; હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો આપ મકામે ઈબ્રાહીમને નમાઝ પઢવાની જગ્યા બનાવી લો તો બેહતર છે. અને જોકે આપની પાસે સારા અને ખરાબ દરેક જાતના માણસો આવે છે. તો સારૂં એ છે કે આપ ઉમ્મુલ મોમિનીનને પડદાનો હુકમ

આપી દો, તો પડદાની આયત ઊતરી હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત ઉમર (રદી.) ને આ ખબર પડી કે રસુલુલ્લાહ (સલ્લ.) પોતાની કોઇ પત્નિથી નારાજ છે તો આપ તેઓને સમજાવવા લાગ્યા અને એક પત્નિથીકહ્યું કે તમે અલ્લાહના રસુલ (સલ્લ.)ને નારાજ ન કરો. નહિ તો ખુદા તમારથી સારી તેમને આપશે. તે બોલી કે શું રસુલુલ્લાહ (સલ્લ:) પોતાની પત્નિઓને નસીહત નથી કરી શકતા, જે તમે નસીહત કરવા આવ્યા ? તે સમયે ખુદા તઆલાએ આ આયત નાઝીલ ફરમાવી. 'અસા રબ્બહુ ઈન તલ્લક કુન્ન અય્યુ બદ લલહુ અઝવાજન ખૈરમ મિમકુન્ન મુસલિમાત'

૧૩૮૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અહલે કિતાબ તૌરાતને પઢતા ઈબરાની ભાષામાં હતા અને મુસલમાનોની સામે તેનું ભાષાંતર અરબી ભાષામાં કરતા હતા. રસુલુલ્લાહ (સલ્લ.) એ અમારા લોકોથી ફરમાવ્યું કે અહલે કિતાબની ન તમે તસ્દીક કરો અને ન જુઠલાવો. પરંતુ આમ કહો કે આમન્ના બીલ્લાહી વમા નઝઝ-લલ કિતાબી ( છેવટ સુધી )

૧૩૮૨. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે હઝરત નુહ (અલૌ.)ને બોલાવવામાં આવશે. અને ખુદાનું ફરમાન થશે કે તમે તમારી કૌમને તબ્લીગ કરી દીધી હતી ? તે અર્ઝ કરશે, જી, હા. તો તેમની કૌમથી પૂછવામાં આવશે, તે જવાબ આપશે કે અમારી પાસે કોઈ ડરાવવા-વાળો નથી આવ્યો. તે સમયે ફરીથી નુહ (અલૌ.)થી પૂછવામાં આવશે કે તમારા કોઇ સાક્ષી પણ છે ? હઝરત નુહ (અલૌ.) કહેશે કે હા, મોહંમદ (સલ્લ.) અને તેમની ઉમ્મત મારી સાક્ષી આપશે કે મેં તબ્લીગ કરી દીધી છે. જેથી તે લોકો સાક્ષી આપશે અને રસુલુ-લ્લાહ (સલ્લ.) ને તેમની સાક્ષી આપવાની રહેશે. આ જ મતલબ આ આયતનો છે. 'વ કઝાલિક જઅલના કુમ ઉમ્મત વવસતલ્લિતકુન શુહદાઅ અલન્નાસિ'

૧૩૮૩. હઝરત ઝુબૈરબિન અબ્બાસ (રદી.) એ કહ્યું કે હું જવાન હતો. જે સમયનો આ કિસ્સો છે. મેં હઝરત આઈશા (રદી.)થી પૂછયું આ આયતનો શું મતલબ છે ? હું તો આ સમજુ છું કે જો સફા

અને મરવામાં 'સઇ' ન કરે તો કોઈ વાંધો નહિ. તેમણે ફરમાવ્યું કે આ અર્થ હોતો તો આયત આમ હોતી. 'અફલા જુનાહ અલૈહિ અલ્લા યતુફુ બિહિમા' (એટલે કોઇ વાંધો નહિ, જો સઈ ન કરે) પછી ફરમાવ્યું, પહેલાં અન્સાર તે મૂર્તિ (જેનું નામ મનાત હતું અને કદીદની બરાબર રાખ્યું હતું) ની પાસે જઈને લબ્બૈક અને સાદેક કહ્યા કરતા હતા. તેઓ સફા અને મરવામાં 'સઈ' કરવાને ગુનોહ સમજતા હતા. જ્યારે આ આયત નાઝીલ થઇ, 'ઇન્નસ્સફા વલમરવત મિન શઆઈરિલ્લાહિ' (છેવટે સુધી)

૧૩૮૪. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) હમેશા આમ દુઆ કરતા હતા. 'અલ્લા હુમ્મ રબ્બના આતિના ફિદદુનિયા હસનતંવ વફિલ આખિરત વકિના અઝાબિન્નારિ'

૧૩૮૫, હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે તે માણસ મિસ્કીન (ફકીર) હોતો નથી જે ખજુર કે બે ખજૂરો કે એક લુકમો કે બે લુકમાની લાલચ તેને સ્થળે સ્થળે લઈ ફરે ફકીર તે માણસ છે, જે સવાલ ન કરે (અને તેની સ્થિતિ નાજુક હોય) જો ઇચ્છો એક આ આયત પઢી લો. 'વલાયસઅલુન્નસ ઈલહાફા.'

૧૩૮૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે એક વખત રસૂલુલ્લાહ (સલ્લ.) એ આ આયત તિલાવત ફરમાવી. 'હુવલ્લઝી અન્જલ ઈલૈ-કલ કિતાબ મિનહુ આયાતુમ મુહકમાત વમા યઝઝકકરૂ ઈલ્લા ઉલુલ અલબાબ' તેના પછી ફરમાવ્યું જ્યારે લોકોને મળતાપણા પર આવેલા દેખો તો સમજી લો કે તે જ લોકો છે જેમના વિષે ખુદાએ ફરમાવ્યું છે, અને એવા લોકોથી બચો.

૧૩૮૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ની પાસે બે સ્ત્રીઓ મુકદ્દમો લઈને આવી અને આ પોતાના ઘરમાં જુતાં સિવ્યા કરતી હતી. તે બન્નેમાંથી એકના હાથમાં જુતાં સિવવાનો સોયો ઘૂસી ગયો હતો. તેણે બીજી પર દાવો કર્યો. ઈબ્ને અબ્બાસ (રદી.) એ ફરમાવ્યું કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જો ફક્ત દાવા પર જ મુકદ્દમાનો ફેંસલો કરી દેવામાં આવે તો ઘણા લોકોનાં ખૂન અને માલ

બેકાર થઈ જાય. પરંતુ તે સ્ત્રીને આ આયત પઢીને સંભળાવી 'ઈન્નલ્લઝીન યશ્તરૂનં બિઅહદિલ્લાહિ વઈમાનિહિમ સમનન કલીલા' જેથી લોકોએ તે સ્ત્રીને ડર અપાવ્યો તો તેણે કબુલ કરી લીધું અને ઈબ્ને અબ્બાસ (રદી.) એ કહ્યું, જેના પર દાવો કરવામાં આવે, તેના પર કસમ છે.

૧૩૮૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે ખુદા અમારા માટે પૂરતો છે. અને બેહતરીન જીમ્મેદાર છે. આ જ શબ્દો 'હસબુનલ્લાહુ વનિઅમલ વકીલ.' ઈબ્રાહીમ (અલૈ.) એ આગમાં પડતા સમયે કહ્યા હતા. અને જે સમયે રસુલુલ્લાહ (સલ્લ.) થી લોકોએ કહ્યું હતું કે 'ઈન્નન્નાસ કદ જમઅલકુમ ફખશૌહુમ' તે સમયે હુઝુર (સલ્લ.) એ પણ આ જ શબ્દો ફરમાવ્યા હતા.

૧૩૮૯. હઝરત ઉસામા બિન ઝેદ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) બદરની લડાઈના પહેલાં બની હારિસ બિન ખુઝાઆમાં સઅદ બિન ઉબાદા (રદી.) ની ખબર પૂરસી માટે તશરીફ લઈ જઇ રહ્યા હતા, એક ગધેડા પર ચાદર બિછાવીને મને પણ આપનાં પાછળ સવાર કરી લીધો હતો. તો આપને એક મજલિસ પરથી સવાર થવાનું થયું. તે મજલિસમાં જુદી જુદી જાતના માણસો હાજર હતા. મુસલમાન પણ મૂર્તિને પૂજવાવાળા પણ, યહુદી પણ અને અબ્દુલ્લાહ બિન રવાહા (રદી.) પણ એટલામાંઆપના ખચ્ચરની ધૂળ અબ્દુલ્લાહ બિન ઉબઈના નાકમાં પહોંચી અને તેણે તેનું નાક છુપાવી લીધું અને બોલ્યો અમારા પર ધૂળ ન ઉડાવો. આપ (સલ્લ.) એ ત્યાં પહોંચીને લોકોને સલામ કરી અને ઈસ્લામની દાવત આપી અને કુરઆન પઢીને સંભળાવ્યું. અબ્દુલ્લાહ બિન ઉબઇ કહેવા લાગ્યો કે જો આ સત્ય છે તો તમે આને મકાન પર જઇને સંભળાવજો. અમારી મજલિસોમાં ન પઢો. આ સાંભળીને અબ્દુલ્લાહ બિન રવાહા (રદી.) એ કહ્યું, નહિં. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને આ સારૂં જણાય છે. આપ ચોક્કસ આને અમારી મજલિસોમાં પઢીને સંભળાવ્યા કરો. આ દરમિયાન મુસલમાનો અને યહુદીઓ. મુશરિકોમાં ગાળોની નૌબત આવી ગઈ. અને રસુલુલ્લાહ (સલ્લ.) ચૂપ કરી રહયા હતા. મતલબ આ કે તે બધા લોકો ચૂપ થઇ ગયા. અને આપ ખચ્ચર પર સવાર થઇને સઅદ બિન ઉબાદા (રદી.)ના ત્યાં તશરીફ લાવ્યા. અને

ફરમાવ્યું કે સઅદ ( રઝી. ) તમે કંઇ બીજુ પણ સાંભળ્યું ? અબુ હુબ્બાસ એટલે અબ્દુલ્લાહ બિન ઉબઇએ શું કહ્યું ? તેણે આવી વાતો કરી. સઅદ (રઝી.) બોલ્યા, હે અલ્લાહના રસુલ (સલ્લ.)। તેને માફ કરો. તે ખુદાની કસમ ! જેણે આપ પર કિતાબ ઉતારી છે. આ સ્થળના લોકોએ આ નક્કી કર્યું હતું કે તેના માથા પર તાજ મુકીએ. પરંતુ તે ખુદાને પસંદ ન હતું. ખુદાએ આપ ( સલ્લ. )ને ગાલિબ કર્યા. આ જ કારણે જે કંઈ તેણે કહ્યું, તે કહ્યું. આ સાંભળીને હુઝુર (સલ્લ.) એ માફ કરી દીધો. અને આપનો નિયમ હતો કે મુશ્રિકોના તકલીફ આપવા પર સબ્ર કરતા હતા. અને તેમનાથી બચતા રહેતા. અને તેના પછી આપ (સલ્લ.)ને તેમનાથી જેહાદની રજા આપી દેવામાં આવી હતી. પછી જ્યારે આપ (સલ્લ,)એ બદરની લડાઈમાં મુશ્રિકોના મોટા મોટા સરદારોને કતલ કરી નાખ્યા તો તે સમયે અબ્દુલ્લાહ બિન ઉબઈ સલોલે પોતાની કૌમથી કહ્યું કે આ કાર્ય ઈસ્લામનું હવે ચાલુ થઈ ગયું. એટલા માટે ઈસ્લામ સ્વીકારી લેવો જોઇએ. જેથી બધા મુસલમાન થઈ ગયા.

૧૩૯૦. હઝરત અબુ સઈદ ખુદરી (રઝી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)ના જમાનામાં કેટલાક મુનાફીક એવા હતા કે જ્યારે આપ કોઈ જેહાદમાં તશરીફ લઇ જતા તો તેઓ લોકો રહી જતા અને પોતાના રહી જવાના પર ઘણા ખુશ થતા અને હુઝુર (સલ્લ.) પાછા તશરીફ લઈ જતા તો મજબુરી પર માફી માગતા અને ચાહતા કે આ કાર્ય પર તેમનાં વખાણ કરવામાં આવે. તે સમયે આ આયત. 'વલા તહસબન્નલ્લઝીન યુફરિહુન બિમ ઊતૂ (છેવટ સુધી) ઉતરી.

૧૩૯૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.)થી કોઇએ કહ્યું કે જો એવા માણુસોને અઝાબ આપવામાં આવ્યો કે જે તેમની પાસે છે. તેના પર તે ખુશ થાય છે અને ન કરેલા કાર્યો પર વખાણ કરવાનુ પસંદ કરે છે. તો અમે બધા તે અઝાબથી નથી બચી શકતા. ફરમાવ્યું, તમોને આ આયતથી શું મતલબ છે ? આ આયત તો તે યહુદીઓના વિષે છે કે તેઓને હઝરત રસુલુલ્લાહ (સલ્લ.) એ બોલાવ્યા અને તેઓથી કોઇ વાત પુછી તો તેમણે અસલ વાત છુપાવી રાખી અને આપના સામે [illegible]વી દીધું. અને આ કાર્ય પર પછી વખાણની ઇચ્છા કરી અને

આને ઘણું સારૂં સમજ્યું. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'ઈન ખિફ્તુમ અલ્લા તુકસિતૂ ફીલયતામા' (છેવટ સુધી)

૧૩૯૨. હઝરત આઈશા (રદી.)થી 'અલ્લા તુકસિતૂ ફિલયતામા'ના વિષે ઉરવહે પ્રશ્ન કર્યો કે આ કોના વિષે ઉતરી હતી? ઉમ્મુલમોમિનીન (રદી.)એ જવાબ આપ્યો કે ભત્રીજા! આ તે યતીમ છોકરીના વિષે છે જે કોઇ માણસની પરવરિશમાં હોય અને તેનો માલ અને જમાલ............... પરવરિશ કરવાવાળાને સારૂં જણાતું હોય અને તે ઇચ્છા રાખતો હોય કે તેની મહર નક્કી ન કરે અને ઓછી મહર પર નિકાહ કરે તો એવા માણસને આ આયતમાં આ હિદાયત કરવામાં આવી છે કે આવા યતિમોના સિવાય જેને ઇચ્છો, નિકાહમાં લઈ આવો, પરંતુ તેની સાથે નિકાહ ન કરે. જો તેમનાથી નિકાહ કરે તો પુરી મહર ચુકવે.

૧૩૯૩. હઝરત આઈશા (રદી.) કહે છે કે 'ઇનખિફ્તુમથી અલ્લા તુકસિતૂ' (છેવટ સુધી)ના પછી લોકોએ રસુલુલ્લાહ (સલ્લ.)થી ફતવો માગ્યો. તો આ આયત ઉતરી 'વ યસ્તફતુનક ફિન્નિસા' (છેવટ સુધી) હઝરત આઈશા ( રદી. ) કહે છે કે આ બીજી આયતમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે કે 'વ તરગબુન ઇન તન્કિહુ હુન્ન' આનાથી મુરાદ તે યતીમ છોકરી છે જેનાથી નિકાહની તમોને ઇચ્છા હોય અને તે ઓછો માલ અને ખુબસુરતીવાળી હોય. પછી કહે છે કે તે છોકરીઓથી નિકાહનું ના ફરમાવ્યું છે. જેમની ઈચ્છા તેમના માલ અને ખુબસુરતીના કારણે હોય. નહિંતો નાજાઇઝ નથી. અને ના પાડવાનું કારણ આ છે કે જ્યારે યતીમ છોકરીઓ ખુબસુરતી અને માલમાં ઓછી હશે તો તેઓથી લોકો બચશે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'યુસીકુમુલ્લાહ ફી ઓલાદિકુમ' (છેવટ સુધી).

૧૩૯૪. હઝરત જાબિર ( રદી. ) કહે છે કે મારી બીમારીની સ્થિતિમાં રસુલુલ્લાહ (સલ્લ.) અને હઝરત અબુબક્ર ( રદી. ) મારી ખબરપુરસીના માટે તશરીફ લાવ્યા. તે સમયે હું બેહોશ હતો. આપે થોડું પાણી માંગ્યું. અને તેનાથી વુઝુ કરીને મારા ઉપર છાંટયું. જેનાથી મને હોશ આવી ગયા. મેં અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ

(સલ્લ.)! મારા માલના વિષે આપ શું ફરમાવો છો? તે સમયે આ આયત નાઝીલ થઈ. 'હુઇ યુસીકુમુલ્લાહુ ફી ઔલાદિકુમ કૌલુલ્લાહુ તઆલા ઈન્નલ્લાહું લા યજલમુ મિસ્કાલ જર્રતિન.'

૧૩૯૫. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે કેટલાક માણસોએ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને અર્જ કરી કે અમે શું કિયામતમાં અલ્લાહ તઆલાને જોઇશું? તેના પછી હઝરત અબુ સઈદ (રદી.) એ પુરી હદીસ વર્ણન કરેલી બયાન કરી. પછી કહ્યું કે જ્યારે કિયામતનો દિવસ હશે તો એક અવાજ આપનાર અવાજ આપશે કે દરેક કૌમ પોતાના માબુદોની સાથે હાજર થાય. બધી જ કૌમો પોતાની મુર્તિઓ વિગેરેની ઈબાદત કરવાવાળી હાજર થઇને દોઝખમાં ફેંકી દેવામાં આવશે, અને ફક્ત તેજ લોકો બાકી રહેશે, જે ખુદાની ઈબાદત કરતા હતા. તેમાં કેટલાક નેક હશે, કેટલાક ખરાબ હશે. અને કેટલાક યહુદીઓ તેમ જ ઈસાઈઓ બાકી રહેશે. તેઓ-માંથી યહુદીઓને બોલાવવામાં આવશે અને તેમનાથી પ્રશ્ન કરવામાં આવશે કે તમે કોની ઈબાદત કરતા હતા? તેઓ કહેશે કે ઉઝેરની ઈબાદત કરતા હતા. કારણ કે તે ખુદાના પુત્ર છે. તે સમયે તેમને જવાબ મળશે કે તમે જુઠા છો. ખુદાની ન કોઇ પત્નિ છે, ન કોઈ બાળક. પછી તેમનાથી પુછવામાં આવશે કે હવે તમે શું ઈચ્છો છો? તેઓ કહેશે કે હે અમારા પરવરદિગાર! અમોને પાણી પીવડાવી દો. અમે તરસ્યા છીએ. તે સમયે તેઓને ઈશારાથી કહેવામાં આવશે કે ત્યાં કેમ એકઠા નથી થતા? પછી તેઓને એકઠા કરવામાં આવશે. અને દોઝખ તેઓને તે સમયે એક પાણીના મૃગજળની જેમ દેખાશે. જેની કેટલીક આગ કેટલીકને પોતે જ ખાતી હશે. અને તેઓને તેમાં નાખી દેવામાં આવશે. તેમના પછી ઈસાઇઓને બોલાવવામાં આવશે. અને તેમનાથી પુછવામાં આવશે કે તમે કોની ઈબાદત કરતા હતા? તેઓ કહેશે કે અમે મસીહ (અલૈ.) અલ્લાહના પુત્રની ઈબાદત કરતા હતા. તેઓને પણ આ જ જવાબ આપવામાં આવશે કે તમે જુઠા છો. ખુદા પત્નિ-બાળકોથી પાક સાફ છે, અને તેમનાથી પણ પુછવામાં આવશે કે તમે શું ઈચ્છો છો? યહુદીઓની જેમ તેઓને દોઝખમાં નાખી દેવામાં આવશે. મતલબ આ કે ખુદાની ઈબાદત કરવાવાળા-ઓના સિવાય કોઈ બાકી રહેશે નહિં. તેમાં સારા અને ખરાબ બધા

હશે. તે સમયે ખુદા એક એવી સુરતમાં આવશે; જેનાથી તેઓ તેને જોઇ શકશે. અને તેમનાથી કહેવામાં આવશે કે તમે હવે કોની રાહ જોઈ રહ્યા છો? બધા તો પોત પોતાના માબુદોની સાથે ચાલ્યા ગયા. આ અર્ઝ કરશે કે દુનિયામાં અમે તેમનાથી સબંધ ખતમ કરી નાખ્યો હતો અને તેમનાથી જૂદા થઈ ગયા હતા, હવે અમોને અમારા રબનો ઇંતજાર છે; જેની અમો ઇબાદત કર્યા કરતા હતા. તે વખતે ખુદા ફરમાવશે, હું તમારો રબ છું. તો આ લોકો કહેશે કે અમે ખુદાની સાથે કોઇને ભાગીદાર નથી કરતા. બે ત્રણ વખત આ જ કહેશે.

૧૩૯૬. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે એક વખત રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે તમે કુરઆન પઢો. મેં અર્ઝ કરી કે હું આપની સામે શું પઢી શકું છું? આપ પર તો ઉતર્યું છે ફરમાવ્યું, હું તો બીજાઓથી સાંભળવું યોગ્ય (સારૂ) સમજુ છું. મેં સૂરએ નિસા સંભળાવી અને જ્યારે અહીં સુધી પહોંચ્યો. 'ફકૈફ ઇઝા જિઅના મિન કુલ્લિ ઉમ્મતિમ બિશહીદિન વજિઅના બિક અલાહા ઉલાઈ શહીદા'. તો આપે ફરમાવ્યું, થોભી જાઓ. તે સમયે આપની આંખોમાંથી આંસુ વહી રહ્યા હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'ઇન્ન-લ્લઝીન યુવફ્ફતહુમુલ માઇકતુ ઝાલિમી અન ફુસહુમ.'

હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હુઝુર(સલ્લ)ના જમાનામાં કેટલાક મુસલમાન મુશરિકોમા જોડાઇને તેમની જમાઅત વધારવા લાગ્યા હતા અને તેમનામાંથી કોઈને કોઈ મુસલમાનોના તીર લાગતાં હતાં અને તે મરી જતો હતો. તેઓના વિષે ઝિક્ર કરેલી આયત નાઝીલ થઇ. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'ઇન્ના ઔહૈના ઇલૈક કમા ઔહૈના' (છેવટ સુધી).

હઝરત આઇશા (રદી.) કહે છે કે જે માણસે આ કહ્યું કે રસુલુલ્લાહ (સલ્લ.) એ (ઇસ્લામી હુકમોમાંથી) કંઈ સંતાડયું હતું. તેણે જુઠ કહ્યું, કારણ કે અલ્લાહ તઆલા ફરમાવે છે, 'યા અય્યુહર્-સુલુ બલ્લિગ મા અન્ઝલ ઇલૈક મિન રબ્બિક.'

૧૩૯૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જેણે યુનુસ બિન મત્તા પર મને ફઝીલત

આપી, તેણે જુઠ કહ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે, 'યા અય્યુહર્રસુલુ બલ્લિગ' (આયત).

૧૩૯૮. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે અમે લોકો નબી (સલ્લ.)ની સાથે કોઇ જેહાદમાં હતા. અને સ્ત્રીઓ સાથે ન હતી. અમે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો આપ ફરમાવો તો અમે ખસ્સી થઈ જઇએ. આપે મના કરી દીધું અને આ આયત નાઝીલ થઈ. 'યા અય્યુહલ્લઝીન લાતુહર્રિમુ (છેવટ સુધી) અને પછી આપે અમોને ફક્ત પહેરવેશ આપીને કોઈ સ્ત્રીથી નિકાહ કરવાનો હુકમ આપી દીધો હતો. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'ઇન્નમલ ખમરૂ વલમયસિરૂ વલ અંસાબુ વલ અજલામુ' (આયત).

૧૩૯૯. હઝરત અનસ (રદી.) કહે છે કે અમે લોકો અંગુરી શરાબના સિવાય બીજી શરાબ પિતા ન હતા. એક વખત અબુ તલ્હા (રદી.) વિગેરેને શરાબ પિવડાવી રહ્યો હતો. એટલામાં એક માણસ આવ્યો, અને કહેવા લાગ્યો કે શું તમોને આ ખબર નથી કે શરાબ હરામ થઈ ગઈ? આ સાંભળીને લોકોએ કહ્યું, અનસ (રદી.)! શરાબનાં માટલાં ઢોળી દો. ન તેમણે આની સત્યતાની ખબર કરી ન પછી બીજા કોઇથી પુછ્યું, અને એક જ માણસના કહેવાથી બધાં માટલાં ફેંકી દેવરાવ્યાં.

૧૪૦૦. હઝરત અનસ (રદી.) કહે છે કે એક વખત રસુલુલ્લાહ (સલ્લ.) એ એવી રીતે નસીહત ફરમાવી કે અમે આવી નસીહત કરતાં કદી આપને જોયા ન હતા, અને ફરમાવ્યું કે જો તમોને તે વાતો ખબર પડે. જે મને ખબર છે તો તમે રડશો વધારે અને હસશો ઓછું, આ સાંભળીને સહાબા (રદી.) એ પોતાનાં મોઢાં સંતાડી દીધાં અને રડવાની અવાજ કાનમાં આવવા લાગી એટલામાં એક સહાબીએ અર્ઝ કરી કે મારા પિતા કોણ છે? આપે ફરમાવ્યું, ફલાણો માણસ છે અને તે સમયે આ આયત નાઝીલ થઇ. 'લા તસઅલુ અન અશિયાઅ ઈન તુબ્દલકુમ તસુકુમ.'

૧૪૦૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે લોકો મજાકની રીતે રસુલુલ્લાહ (સલ્લ.)થી આ પ્રશ્ન કરવા લાગ્યા કે અમારા પિતા કોણ છે? બીજો બોલ્યો, મારી ઊંટણી ગુમ થઇ ગઈ, તે ક્યાં છે?

તે સમયે આ આયત નાઝીલ થઈ. 'લા તસઅલુ અન અશિયાઅ ઈન તુબ્દલકુમ તસુકુમ' (છેવટ સુધી). અલ્લાહ તઆલા ફરમાવે છે 'કુલ હુવલ કાદિરૂ અલા અય યબઅસ અલૈકુમ અઝાબન મિન ફૌકિ કુમ' (છેવટ સુધી).

૧૪૦૨. હઝરત જાબિર (રઝી.) કહે છે કે જ્યારે ઉપર .... કરેલા આયત નાઝીલ થઈ તો શબ્દ 'ફૌકકુમ'ના પછી રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, હું તારાથી પનાહ માગુ છું અને જ્યારે ઔ મિન તહ્તિ અરજુલિ હિમ' સુધી પહોંચ્યા અહીં પણ તે ફરમાવ્યું અને જ્યારે આ પઢયું 'ઔયલ બિસકુમ શૈયા વ યઝીકુ બાઝુકુમ બાસ બાઝ' તો આપે ફરમાવ્યું કે આ ઘણું સહેલુ છે. એટલે કે તે કાફીરો પર આ અઝાબ નાઝીલ થઇ જાય (અલ્લાહ તઆલા ફરમાવે છે.) 'ઉલાઈ-કલ્લઝીન હુદલ્લાહિ ફબિદુહા હુમુકતદિહ'.

૧૪૦૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રઝી.)થી પુછવામાં આવ્યું કે સૂરએ સ્વાદમાં સિજદો છે? ફરમાવ્યું, હા છે. પછી આયત 'વવહબ્ના લહુ ફબિહુદા હુમુક તદિહ' સુધી પઢી. અને ફરમાવ્યું કે તમોને નબી (સલ્લ.) ની શરૂઆતનો હુકમ આપવામાં આવ્યો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'વલા તકરબુલ ફવાહિશ માજહર મિન્હા વમા બતન.'

૧૪૦૪. હઝરત અબ્દુલ્લાહ (રઝી.) કહે છે કે ખુદાથી શરમવાળો કોઈ નથી. એટલા માટે તેણે ફોહોશ જે જાહેર હોય છુપાયેલાને, હરામ કરી દીધું. અને તેનાથી વધારે વખાણને પસંદ કરવાવાળો કોઈ નથી. આ કારણે તેણે પોતાનાં વખાણ જાતે જ કર્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'ખુઝિલ અફ્વ વામુર બિલ મારૂફિ વ આરિઝ અનિલ જાહિલિન.'

૧૪૦૫. હઝરત ઈબ્ને ઝુબૈર (રઝી.) કહે છે કે અલ્લાહ તઆલાએ નબી (સલ્લ.). ને આ હુકમ આપ્યો હતો કે લોકોની આદતોમાંથી અફ્વ (માફ કરવાને)ની આદતને અપનાવે.

૧૪૦૬. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) થી પુછવામાં આવ્યું કે 'ફિત્ના'ની લડાઈના વિષે પોતાની રાય (મત) જાહેર કરો. ફરમાવ્યું તમોને ખબર છે કે ફિત્નો શું છે? વાત આ છે કે અલ્લાહના રસુલ

(સલ્લ.) એ મુશરિકોથી જેહાદ કર્યો અને તે સમયમાં મુશરિકોમાં દાખિલ થવું ફિત્નો હતો. તેમની લડાઈ તમારા કોઈ દેશ અને ભાગ પર ન હતી. પરંતુ તે ફક્ત ધર્મ પર લડતા હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'વ આખિરૂન અતરફુ બિજુનુબિહીમ.'

૧૪૦૭. હઝરત સમુરા બિન જુન્દુબ ( રદી. ) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, હું સુઈ રહ્યો હતો. મારી પાસે બે માણસો આવ્યા અને મને ઉઠાવીને એક શહેરમાં લઈ ગયા. જ્યારે ત્યાં પહોંચ્યા તો લોકો અમારા સ્વાગત માટે આવ્યા અને તે અજીબ શહેર હતું કે સોના–ચાંદીની ઈંટોનું બનેલ હતું. ત્યાં અમે એવા કેટલાક લોકોથી મળ્યા કે જેમાં કેટલાક ખુબસુરત હતા. અને કેટલા બદસુરત હતા કે જોયા ન હશે. કેટલાક માણસોથી કહ્યું કે જાઓ તમે બધા તે નહેરમાં પડી જાઓ. તે બધા તેમાં કુદી પડયા. પછી જ્યારે બહાર આવ્યા તો બધા ઘણા ખુબસુરત થઈ ગયા. તે બન્ને લોકોએ કહ્યું કે આ તમારું જન્નતનું મકાન અદન છે. અને તે લોકો જેમણે કેટલાક સારા કાર્યો કર્યાં છે અને કેટલાક ખરાબ. અને ખુદાએ તેમને માફી આપી દીધી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'વકાન અર્શુહુલલ માઅ.'

૧૪૦૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે, તું લોકોને આપ, હું તને આપીશ. અને ફરમાવ્યું કે ખુદાનો હાથ ભરેલો છે. તેમાં ઓછુ થતું નથી. રાત–દિવસ ઈનામ કરતો રહે છે અને ફરમાવ્યું કે મને બતાવો કે જ્યારથી ખુદાએ જમીન અને આસમાન પૈદા કર્યા છે, કેટલું ખર્ચ કર્યું હશે. પરંતુ તેના હાથની વસ્તુઓમાંથી કંઈ પણ ઓછું ન થયું અને તેનું અર્શ પાણી પર હતું. તેના હાથમાં તરાજુ છે, તે તેને નમાવે અને ઉઠાવે પણ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'વકઝાલિક અખઝ રબ્બુક ઈઝા અખઝલ કુરા.'

૧૪૦૯. હઝરત અબુ મુસા ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, જુલ્મને ખુદા મોહલત આપતો રહે છે, પરંતુ જ્યારે તેને પકડે છે તો પછી છોડતો નથી. આપે આ આયત પઢી. 'વકઝાલિક અખઝ રબ્બુક ઈઝા અખઝલ કુરા વિહય ઝાલિમતુન.'

૧૪૧૦. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, ખુદા ફરમાવે છે કે મેં પોતાના નેક સાહિલ બંદાઓના માટે, એવી વસ્તુઓ તૈયાર કરી છે, જે ન તેઓની આંખે જોઈ, ન તેમના કાને સાંભળી. ન કોઈના દિલ પર તેનો ખ્યાલ પસાર થયો અને તમાશ જોવા વિગેરેની શું તાકાત છે? તેન પછી આપે આ આયત પઢી. 'ફલાનાલમુ નફસુમ મા ઉખફીય લહુમ મિન કુરૈતિ અઅયુનિન જઝાઅમ બિમા કાનુ યઅમલુન.'

૧૪૧૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે મને હુઝુર (સલ્લ.)ની કેટલીક પત્નિઓ પર ઈર્ષા થતી હતી, જે પોતાના નફસોને આપના માટે કુરબાન કરી દીધા કરતી હતી. હું કહયા કરતી હતી કે શું આ નફસ કુરબાન પણ કરી દે છે? તો તેના વિષે આ આયત નાઝીલ થઈ: 'તુર્જી મન તશાઉ વતુઅદદી ઇલૈક મન તશાઉ' (છેવટ સુધી) તે સમયે મેં દિલથી કહ્યું કે અલ્લાહ તઆલા આપની ઈચ્છા મુજબ કરે છે.

૧૪૧૨. હઝરત આઈશા (રદી.) કહે છે કે આ આયત નાઝીલ થઈ કે 'તુર્જી મન તશાઉ મિન્હુન્ન વ તુઅદદી ઇલૈક મન તશાઉ' તો તે સમયે હુઝુર (સલ્લ.) એ આ કાર્ય અપનાવી લીધું હતું કે એક પત્નિની વારીમાં જો આપને બીજી પત્નિ પસંદ હોતી તો આપ રજા લઇ લેતા હતા. મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો મને એવી પસંદગી આપી દેવામાં આવતી તો હું આપના સિવાય બીજા કોઈને પસંદ ન કરતી. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'યા અય્યિહુલ્લઝીન આમનુ લાતુદખિલુ બુયુતન્નબી.'

૧૪૧૩. હઝરત આઈશા (રદી.) કહે છે કે જ્યારે પડદાની આયત નાઝીલ થઈ ગઇ તો હઝરત સૌદા (રદી.) કોઇ જરૂરતના કારણે બહાર નીકળ્યાં. જો કે ભારે શરીરનાં હતા. એટલા માટે છુપા રહી શકતાં ન હતાં. આ જઇ રહ્યાં હતાં કે હઝરત ઉમર (રદી.) એ રસ્તામાં જોઈને ઓળખી લીધા અને કહેવા લાગ્યા કે હે સૌદા (રદી.)! તમે છુપી શકતા તો નથી. હવે અમે જોઈએ કે આવતી વખતે તમે કેવી રીતે બહાર નીકળશો. હઝરત સૌદા (રદી.) આ સાંભળીને પાછાં આવી ગયાં અને તે સમયે હુઝુર (સલ્લ.) સાંજનું ખાણુ પોતાના

હુજરામાં બેસીને ખાઇ રહ્યા હતા. હઝરત સૌદા (રદી.) એ અર્ઝ કરી કે હું ફલાણા કામે જઇ રહી હતી કે હઝરત ઉમર (રદી.) મળ્યા અને મારાથી આવું આવું કહ્યું. હુઝુર (સલ્લ.) પર તરત જ 'વહી' નાઝીલ થવી શરૂ થઈ ગઈ અને હડ્ડી હાથમાં ને હાથમાં જ રહી. તેના પછી જ્યારે આપની હાલત ઠીક થઇ ગઇ તો ફરમાવ્યું કે તમારા લોકોના માટે જરૂરતના કારણે બહાર જવાની રજા મળી ગઈ. અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઈન તુબ્દુ શૈઅન ઔ તુખ્ફુહુ.' (છેવટ સુધી)

૧૪૧૪. હઝરત આઈશા (રદી.) કહે છે કે જ્યારે પડદાનો હુકમ નાઝીલ થઈ ચુકયો હતો તો એક દિવસ કેસના ભાઇ અફલહ (રદી.) આવ્યા અને મારાથી અંદર આવવાની રજા માંગી. પરંતુ મેં કહ્યું, જ્યાં સુધી હું અલ્લાહના રસુલ (સલ્લ.) થી આના વિષે રજા ન માંગુ ત્યાં સુધી રજા આપીશ નહિં. કારણ કે જો મને દૂધ પીવડાવ્યું છે તો કેસની પત્નિએ પીવડાવ્યું છે. જ્યારે આપ તશરીફ લાવ્યા તો મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મારી પાસે અફલાહ કેસના ભાઈ આવ્યા હતા. અને તેમણે મારાથી અંદર આવવાની રજા માગી હતી. પરંતુ મેં તેમને રજા ન આપી અને આપથી રજા માગવાની રાહ જોઇ ફરમાવ્યું, તમે પોતાના કાકાને અંદર આવવાની રજા કેમ ન આપી? મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મને કેસની પત્નિએ દૂધ પીવડાવ્યું છે. ફરમાવ્યું, તમારૂં ખરાબ થાય. તેમના આવવાની રજા આપો કારણ કે તે તમારા કાકા છે.

૧૪૧૫. હઝરત કઅબ બિન હઝર (રદી.) કહે છે કે અમે રસુલુલ્લાહ (સલ્લ.)થી પુછ્યું. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને આપ પર સલામ મોકલવાનુ તો આવડે છે, પરંતુ દુરૂદ કેવી રીતે મોકલીએ? ફરમાવ્યું, આમ પઢયા કરો. 'અલ્લા હુમ્મં સલ્લિ અલા મુહમ્મદિંવ વઅલા આલિ મુહમ્મદિન કમા સલ્લૈત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ. અલ્લા હુમ્મ બારિક અલા મુહમ્મદિવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.' અલ્લાહ તઆલા ફરમાવે છે. 'ઇન્નલ્લાહ વ મલાઇકતહુ યુસલ્લુન અલન્નબી.'

૧૪૧૬ હઝરત અબુ સઈદ ખુદરી (રઝી.) કહે છે કે અમે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમોને આપ પર સલામ મોકલવાનું તો આવડે છે, પરંતુ આપ પર દુરૂદ કેવી રીતે મોકલીએ? ફરમાવ્યુ આમ કહો 'અલ્લા હુંમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસુલિક કમા સલ્લૈત અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ અલ્લાહ હુમ્મ બારિક અલા મુહમ્મદિન કમા બારકત અલા ઈબ્રાહીમ અલ્લાહ તઆલા ફરમાવે છે.' લા તકુનુ કલ્લઝીન આઝવ મુસા.'

૧૪૧૭ હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે ખુદા કોઈ વાતના વિષે હુકમ ફરમાવે છે તો ફરિશ્તાઓ તેની સામે આજીઝી (નમ્રતા) જાહેર કરવા માટે પાંખો મારે છે. અને તેમની પાંખોની અવાજ એવી હોય છે જેવી રીતે સાંકળ પત્થર પર મારવામાં આવે, અને તેનાથી અવાજ ઉત્પન્ન થાય. જ્યારે તેમની આ સ્થિતી દૂર થઈ જાય છે તો પછી અરસપરસ પુછે છે કે તમારા રબે શું હુકમ ફરમાવ્યો? તો નજીકના ફરિશ્તાઓ કહે છે કે આ ફરમાવ્યું, પછી તે વાતને ચોરીથી સાંભળવાવાળા જિન્નાતો સાંભળી લે છે. તેમનાથી બીજા સાંભળે છે. અને તેમનાથી ત્રીજા. આ સિલસિલો એવી રીતે ચાલુ રહે છે. તો પછી તેમના પાછળ સિતારો મારવામાં આવે છે, જે તેઓને સળગાવી દે છે. અને જો નથી લાગતી તો પછી તેઓ જમીનવાળાઓ સુધી પહોંચાડી દે છે. અને જાદુગર લોકો સાંભળીને અને એકની સો (૧૦૦) બનાવીને લોકોને બતાવે છે અને લોકો કહે છે કે તેણે શું ફલાણા દિવસે આ કિસ્સાની અમોને જાણ આપી ન હતી? અને તે સાચી પણ ઠરી પરંતુ તેનાથી મુરાદ તે જ આસમાની વાત હોય છે.

૧૪૧૮. હઝરત અનસ (રઝી.) કહે છે કે અલ્લાહના રસુલ(સલ્લ.) આમ દુઆ ફરમાવતા હતા. 'હું' પનાહ માગુ છુ તારા જરીએ કંજુસીથી, સુસ્તીથી અને મારી ઉમર સુધી પહોંચવાને જેને 'અરઝલિલ ઉમ્ર' કહેવામાં આવે છે. દજ્જાલના ફિત્નાથી, કબરના અઝાબથી અને જીવન અને મૃત્યુના ફિત્નાથી.

૧૪૧૯. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે શાનાનું (એક ભાગનું) ગોશત લાવવામાં આવ્યું કારણ કે આપને શાનાનું (એક ભાગનું) ગોશત બહુ પસંદ હતું. આપે તેને

દાંતોથી તોડી તોડીને ખાધું. અને તેના પછી ફરમાવ્યું કે કિયામતના દિવસે હું લોકોનો સરદાર હોઈશ અને તેનો કિસ્સો તમોને ખબર કેવી રીતે પડશે ? ખુદા એક ચટિયલ મેદાનમાં જ્યાં અવાજ આપનાવાળાની અવાજ પહોંચી શકશે અને નજર સૌને જોઈ શકશે. સૂરજ ત્યાં નજીક હશે. લોકોને ત્યાં એકઠા કરશે. તે સમયે લોકો ઘણી તકલીફમાં હશે. અને તે તકલીફને સહન કરી શકશે નહિ. છેવટે પરસ્પર કહેશે કે આ સમય રાહ જોવાનો નથી. પોતાની સ્થિતિઓને જોતા નથી ? કોઈ એવા માણસની પાસે ચાલો તે તમારી સિફારીશ અલ્લાહ તઆલાથી કરી દે. બધા એકઠા થઈને હઝરત આદમ (અલૈ.)ની પાસે આવશે અને કહેશે કે આપ માણસોના પિતા છો, ખુદાએ આપને પોતાના હાથોથી પૈદા કર્યા પોતાની રૂહ આપમાં ફુંકી. ફરિશ્તાઓને સિજદો કરવાનો હુકમ આપ્યો. આપ સિફારીશ ફરમાવો. શું આપ અમારી બેહદ તકલીફ અને રંજને મેહસુસ કરતા નથી ? આ સાંભળીને હઝરત આદમ ( અલૈ ) ફરમાવશે કે આજે મારો રબ ઘણા ગુસ્સામાં છે. આવો ગુસ્સો ન કદી કર્યો છે અને ન ભવિષ્યમાં કરશે. મને એક ઝાડને ખાવાનું મના ફરમાવ્યું હતું. પરંતુ મેં તેની નાફરમાની કરી. મને ખુદ મારી પડી છે. તમે કોઈ બીજાના પાસે જાઓ.

લોકો હઝરત નુહ (અલૈ.)ની પાસે આવશે અને અર્જ કરશે કે હે નુહ (અલૈ.) ! આપ જમીનમાં સૌથી પહેલા નબી થયા છો. અને ખુદાએ આપનું નામ 'અબ્દુશ્શકુર' રાખ્યું હતું. એટલા માટે આપ અમારી સિફારીશ કરો. આપને અમારી સ્થિતીની ખબર નથી. નુહ (અલૈ.) પણ આ જ કહેશે કે આજે મારો રબ એટલા ગુસ્સામાં છે કે ન આવો ગુસ્સો કદી થયો છે અને ન થશે મને એક દુઆની રજા હતી, તો હું તે મારી કૌમનો અઝાબ માગવામાં માગી ચુકયો. મને મારી પોતાની પડી છે, મારા સિવાય તમે બીજાની પાસે જાઓ અને હવે ઈબ્રાહીમ (અલૈ.)ની પાસે જાઓ, ત્યારે આ લોકો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પાસે જશે, અને કહેશે કે હે ઈબ્રાહીમ ( અલૈ. ) ! આપ અલ્લાહના નબી અને બધા જમીનવાળાઓમાં તેના દોસ્ત છો. આપ અમારી ખુદાથી સિફારીશ કરો. શું આપ અમારી સ્થિતીને જોતા નથી ? આપ ફરમાવશે, આજે મારો રબ એટલા ગુસ્સામાં છે કે ન કદી આટલો થયો છે અને ન કદી થશે. અને હું ત્રણ જુઠ (બે અર્થ-

વાળા શબ્દો ) બોલી ચુકયો છું. મને મારી પડી છે. તમે મુસા (અલૈ.)ની પાસે જાઓ.

આ લોકો મુસા (અલૈ.)ની પાસે આવશે અને અર્ઝ કરશે કે આપ ખુદાના રસુલ છો. આપને ખુદાએ રિસાલતના માટે પસંદ ફરમાવ્યા છે. આપને કલીમ કહ્યા છે. એટલા માટે આપ આપના રબને અમારી સિફારિશ કરો. શું આપ અમારી તે તકલીફને જોતા નથી જે અમારા પર ગુજરી રહી છે? મુસા (અલૈ.) કહેશે કે આજે મારો રબ એટલા ગુસ્સામાં છે કે ન કદી આવો થયો છે અને ન થશે. અને જો કે હું એક માણસને જેને કતલ કરવાનો હુકમ ન હતો. કતલ કરી ચુકયો છું. એટલા માટે મને મારી પડી છે.

તમે કોઈ બીજાની પાસે જાઓ.અને એવું કરો કે ઈસા (અલૈ.)ની પાસે જાઓ. લોકો ઇસા (અલૈ.)ની પાસે આવશે. અને કહેશે કે હે ઇસા (અલૈ.) ! આપ ખુદાના રસુલ છે. અને તે કલેમો છે જે ખુદાએ હઝરત મરયમ (અલૈ.)ની તરફ મોકલ્યો હતો. આપ તેની રૂહ છો, આપે બાળપણમાં લોકોથી વાત કરી છે. આપ અમારી હાલત જોતા નથી કે શું થઈ રહી છે? ઈસા (અલૈ.) કહેશે, આજે મારો પરવરદિગાર એટલા ગુસ્સામાં છે કે એટલો કદી ન થયો અને ન હવે થશે. પરંતુ કોઈ ગુનાહને બયાન કરશે નહિં, એટલા માટે તમે કોઈ બીજાની પાસે જાઓ, મને મારી પડી છે, તમે લોકો મોહંમદ(સલ્લ.) ખિદમતમાં જાઓ.

ત્યારે તે લોકો આવશે અને કહેશે કે મોહંમદ ( સલ્લ. ) ! આપ અલ્લાહના રસુલ અને છેલ્લા પૈગમ્બર છો. ખુદાએ આપના આગળના અને પાછળના બધા ગુનાહો માફ કરી દીધા છે. આપ જ અમારી સિફારીશ કરી દો. શું આપ અમારી મુસીબતે ને નથી જોતા ? તે સમયે હું અર્શના નીચે આવીને સિજદામાં પડી જઈશ. તે સમયે અલ્લાહ તઆલા મને હમ્દ અને સનાની તાલિમ ફરમાવશે કે જે આના પહેલાં કોઈને ન તાલીમ કરવામાં આવી હશે, તે હું અદા કરીશ. પછી હુકમ થશે કે હે મોહંમદ (સલ્લ.) ! માથુ ઉઠાવો. જે કહેશો, સ્વીકારવામાં આવશે, જે માગશો, તે મળશે. શિફાઅત કરશો. કાબુલ થશે. હું સિજદાથી માથુ ઉઠાવીશ. અને અર્ઝ કરીશ, હે રબ, મારી ઉમ્મત.

હે રબ, મારી ઉમ્મત. અલ્લાહ તઆલાનુ ફરમાન થશે કે સારૂં તમે તમારી ઉમ્મતને જન્નતના જમણા દરવાઝાથી વગર હિસાબે લઈ જાઓ. હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું, તે ખુદાની કસમ! જેની કુદરતના તાબામાં મારો જીવ છે. જન્નતના દરવાજા એટલા પહોળા છે, જેટલુ અંતર મક્કા અને બસરાની વચ્ચે છે.

૧૪૨૦. હઝરત ઈબ્ને ઉમર ( રદી. ) કહે છે કિયામતના દિવસે લોકોની જમાઅતો હશે. અને દરેક જમાઅત પોતપોતાના નબીના સાથે હશે. અને દરેકથી આ કહેતી ફરશે કે તમે શફાઅત કરી દો. તમે શફાઅત કરી દો. પરંતુ અંત રસુલુલ્લાહ (સલ્લ.) પર થશે અને આ જ દિવસ હશે કે અલ્લાહ આપ (સલ્લ.) ને ' મકામે મહમુદ'માં લઈ જશે. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'વલા તઝહર બિસલાતિક વલા તુખાફિત.'

૧૪૨૧. હઝરત ઈબ્ને અબ્બાસ ( રદી. ) કહે છે કે જે સમયે અલ્લાહના રસુલ ( સલ્લ. ) મક્કામાં સંતાયેલા હતા. તે સમયે આ આયત નાઝીલ થઇ હતી. કારણ કે આપની આ આદત હતી કે જયારે આપ સહાબા ( રદી. ) ને નમાઝ પઢાવતા હતા તો કુરઆન ઊંચા અવાજથી પઢતા હતા, અને મુશ્રિક લોકો સાંભળીને ખરાબ કહેતા હતા. તો અલ્લાહ તઆલાએ પોતાના રસુલ (સલ્લ.) થી ફરમાવ્યું કે કુરઆન ન ઘણા જોરથી પઢો અને ન ઘણું ધીમે. પરંતુ દરમિયાની દરજો અપનાવો.

૧૪૨૨. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે કિયામતના દિવસે એક મોટા જાડા માણસને લાવવામાં આવશે. પરંતુ તે ખુદાના નજીક વજનમાં એક માખીના પાંખની બરાબર પણ ન હશે.

૧૪૨૩. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામતના દિવસે મોતને એક ઘેટાની સુરતમાં લાવવામાં આવશે. અને એક માણુસ એલાન કરશે, હે જન્નતવાળાઓ ! તો જન્નતવાળા માથુ ઉઠાવીને નજર કરશે. તેમનાથી પુછવામાં આવશે કે તમે આને ઓળખો છો? તેઓ કહેશે કે હા, સારી રીતે ઓળખીએ છીએ. પરંતુ આને દરેક માણુસ સારી રીતે ઓળખે

છે. પછી તે દોઝખવાળાઓને અવાજ આપશે, તો તેઓ માથુ ઉઠાવીને જોશે, તો તેમનાથી પુછવામાં આવશે કે તમે આને ઓળખો છો? તેઓ કહેશે કે ઓળખીએ છીએ આ મૌત છે અને આને તો દરેક માણસ ઓળખે છે. તો તેને તેઓની સામે ઝુબહ કરી દેવામાં આવશે. અને પછી તેઓને અવાજ આપવામાં આવશે કે હે જન્નતવાળાઓ! તમારા માટે હંમેશા રહેવાનું છે અને મૃત્યુ નથી, અને હે દોઝખ-વાળાઓ! તમારા માટે પણ હંમેશા રહેવાનું છે અને મૃત્યુ નથી. પછી હુઝુર (સલ્લ.) એ આ આયત પઢી. 'વઅંઝીર હુમ યૌમલહસ-રતિ' (છેવટ સુધી).

૧૪૨૪. હઝરત સહલ બિન સઅદ (રદી.) કહે છે કે હઝરત ઉવૈ-મિર બિન એદી. બની અજલાનના સરદારની પાસે આવીને કહેવા લાગ્યા કે એક માણસ સ્ત્રીની પાસે કોઇ માણસને જુએ તો તમારા મત પ્રમાણે શું કરવું જોઇએ? શું તેને કતલ કરી દઇએ? શું તમારા મત પ્રમાણે તેને કતલ કરવો જાઇઝ છે? (મહેરબાની ફરમા-વીને) રસુલુલ્લાહ (સલ્લ.) થી આ વાત પૂછી લો આ સાંભળીને આસિમ બિન અદી (રદી.) રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે આવ્યા અને કિસ્સો બયાન કર્યો. આપે આ સવાલને ના પસંદગી (નારાજગી) ના કારણે મોંઢું ફેરવી લીધું. અને પ્રશ્નને એબવાળો સમજયો. ઉવૈ-મિર (રદી.) એ આસિમ (રદી.) થી આવીને પૂછયું તો તેમણે કહ્યું કે આપે સવાલ કરવાવાળા અને સવાલ બન્નેને એબદાર સમજયો. હઝરત ઉવૈમિર (રદી.) બોલ્યા કે ખુદાની કસમ! જ્યાં સુધી હઝરત (સલ્લ.) થી આ મસલાને પૂછીશ નહિં. ત્યાં સુધી છોડીશ નહિં. આ કહીને રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને અર્ઝ કરવા લાગ્યા કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો કોઇ માણસ પોતાની પત્નિની સાથે કોઇ પરાયા પુરૂષને જોઇ લે, તો તેનું શું કરવુ જોઇએ શું તેને કતલ કરી દઇએ કે કોઇ બીજો રસ્તો અપનાવીએ? ફરમાવ્યું કે તારા અને તારી પત્નિના વિષે ખુદાએ આ હુકમ નાઝીલ ફરમાવ્યો અને આપે લિઆન કરવાનો કુરઆનના પ્રમાણે હુકમ ફરમાવ્યો. તે બન્નેએ લિયાન કર્યું અને ઉવૈમર (રદી.) એ કહ્યું કે અલ્લાહના રસુલ (સલ્લ.)! હવે તેનું રોકવું, તેના માટે જુલ્મનું કારણ છે. આ કારણે તેમણે તેને તલાક આપી દીધી. આ બાજુ હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે જો આ સ્ત્રીને

કાળો રંગ, કાળી આંખોનો મોટી થાપણુ અને મોટી પિંડલીઓવાળું બાળક પૈદા થયું તો હું સમજી લઇશ કે ઉવૈમિર (રદી.) પોતાના કહેવામાં સાચા છે. અને જો બામનીની જેમ લાલ રંગનું બાળક પૈદા થયું તો હું સમજીશ કે ઉવૈમિર (રદી.) જુઠ્ઠા હતા. જેથી તેને બાળક પૈદા થયું એવું જે ઉવૈમિર (રદી) ની સત્યતાને સાબિત કરતું હતું. એટલા માટે તે બાળક પોતાની માના તરફ મસુબ થયું.

૧૪૨૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હીલાલ બિન ઉમય્યા (રદી.) એ હુઝુર (સલ્લ.) ની પાસે આવીને પોતાની પત્ની પર શરીક બિન સહમાના ઝિના કરવાની તોહમત લગાવી આપે ફરમાવ્યું કે તમે સાક્ષીઓ લાવો નહિં તો તમારી પીઠ પર ચાબુક લગાવવામાં આવશે તેણે કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! જો કોઈ પોતાની પત્નિની પાસે કોઇ પરાયા પુરુષને જોઈ લે તે સાક્ષીઓ પણ શોધતો ફરે! પરંતુ આપ આ જ ફરમાવતા રહ્યા. સાક્ષીઓ લાવો નહિં તો ચાબુક મારવામાં આવશે. તે સમયે હિલાલ (રદી.) એ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ખુદાની કસમ! જેણે આપને હકની સાથે નાઝીલ કર્યા છે. અલ્લાહ તઆલા મને નિર્દોષ કરી દેશે. કારણ કે હું પૂર્ણ સાચો છું તે સમયે જીબ્રઇલ (અલૈ.) આ આયત લઇને ઉતર્યા. 'વલ્લઝીન યર્મુન અઝવાજહુમ' તેના પછી નબી (સલ્લ.) એ એક માણસને બોલાવવા મોકલ્યો. અને તે સમય સુધી આપ આ જ ફરમાવતા રહ્યા કે તે બન્નેમાંથી એક માણસ જૂઠ્ઠો છે. એટલામાં એક સ્ત્રી ઉભી થઇ અને ચાર સાક્ષીઓ રજૂ કર્યા હતા કે પાંચમા સુધી પહોંચી તો લોકોએ તેને રોકી લીધી. તેનાથી કહેવામાં આવ્યું કે જો, આ કસમ વાજીબ કરવાવાળી છે. આ સાંભળીને તે સ્ત્રી ચૂપ થઇ ગઇ. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અમે લોકોએ વિચાર્યું કે કદાચ આ સ્ત્રી પોતાના કહેવામાં ફરી જશે. (પરંતુ કેટલોક સમય ચૂપ રહેવાના પછી) કહેવા લાગી કે હું મારી કૌમને ઝલીલ કરીશ નહિ અને પાંચમી ગવાહીમાં પણ સાફ કહી ગઈ તે સમયે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જો તેને કાળી આંખોળું, મોટી થાપણુ વાળું અને મોટી પિંડલીઓવાળુ બાળક પૈદા થશે તો તે શરીક બિન સહમાનુ છે. જેથી ઉપર કહેવામાં આવેલી ખૂબીઓનું જ બાળક પૈદા થયું. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યુ કે જો કુરઆનમાં મુઆલનનો

હુકમ ન હોતો તો હું તે સ્ત્રીની શું હાલત કરતો હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું કે જો કુરઆન નાઝીલ ન થયું હોત તો હું હોતો અને તે સ્ત્રી હોતી.

૧૪૨૬. હઝરત ઇબ્ને મસઉદ (રદી.) ને ખબર પહોંચી કે એક માણુસ કુંદા કબીલામાં આ હદીસ બયાન કરે છે કે કિયામતના દિવસે એ ધુમાડો ઉઠશે જેનાથી મુનાફિકો તો આંધળા અને બહેરા થઈ જશે પરંતુ મોમિનોને ફક્ત ઝુકામ (શરદી) ના જેવું જણાશે. હજરત ઇબ્ને મસઉદ (રદી.) ને આનાથી ઘણો ગુસ્સો આવ્યો અને કહેવા લાગ્યા. જેને કોઈ વાતની ખબર હોય તો તેને બયાન કરી દે. નહિં તો ચૂપ રહે અને આ કહી દેવું જોઈએ 'વલ્લાહુ આલમ' કારણ કે આ કહેવું પણ એક જ્ઞાનની વાત છે. ખુદા પોતાના નબી (સલ્લ.) થી આમ ખિતાબ કરે છે કે હે નબી (સલ્લ,)! કહી દો કે હું તમારાથી મારી તબ્લીગ પર કોઇ બદલો ચાહતો નથી. અને ન કોઈ મન ઘડત વાત કહું છું તેના પછી કહે છે કે જયારે કુરૈશે ઇસ્લામ લાવવામાં મોડું કર્યું તો હુઝુર (સલ્લ.) એ તેમના માટે બદદુઆ ફરમાવી અને અર્ઝ કરી કે હે ખુદા ! મારો અને તેમનો આ સ્થિતીથી ન્યાય કર, જે યુસુફ ( અલૈ. ) ના જમાનામાં સાત વર્ષ સુધી રહી હતી. એટલે કે તેમના પર દુકાળ નાઝીલ કરી દે. તો તેમના પર એવો સખત દુકાળ આવ્યો કે ઘણા માણુસો તો મૃત્યુ પામ્યા અને ઘણાએ મુરદાર હડડીઓ ખાધી. અને ભૂખની સખતીના કારણે તેઓને આસમાન અને જમીનના વચ્ચે એક ધુમાડા જેવું જણાતું હતું. તે સમયે આપ ( સલ્લ,) ની પાસે અબુ સુફીયાન આવ્યો અને અર્ઝ કરવા લાગ્યો કે હે મોહંમદ (સલ્લ.)! તમે સબંધો જોડવાનો હુકમ કરતા હતા. હવે તમારી કૌમ બરબાદ થઈ રહી છે. ખુદાથી દુઆ ફરમાવો, તો આપે આ આયત પઢી ફર તકિબ યૌમ તાતિસ્સમા' ( છેવટ સુધી.)

૧૪૨૭. હઝરત અબુહુરેરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ ( સલ્લ. ) એ ફરમાવ્યું કે મુસા (અલૈ.) ઘણા શરમવાળા માણુસ હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઇનહુવ ઇલ્લા નઝીરલ્લકુમ બૈન યદે અઝાબુન શદીદ'

૧૪૨૮. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક દિવસ

રસુલુલ્લાહ ( સલ્લ. )સફા પહાડ પર ચઢયા અવાજ આપી. યા સહાબાઓ! ( એટલે કે ફરીયાદ ફરીયાદ ) આ સાંભળતાં જ બધા કુરૈશ ભેગા થઈ ગયા અને કહેવા લાગ્યા, મોહંમદ (સલ્લ ) શું થયું ? આપે ફરમાવ્યું, જો હું તમને કહું કે સવારે કે સાંજે દુશ્મનો તમારા પર લડાઈ કરવાના છે, તો તમે મારી વાતનું યકીન કરશો ? તેમણે કહ્યું ચોક્કસ આપે ફરમાવ્યું કે ' ફઈન્ની નઝીરૂલ્લકુમ બૈન યદે અઝાબુન શદીદ ' આ સાંભળીને અબુ લહબ બોલ્યો. તને મારવામાં આવે, આ વાતના માટે તેં અમોને એકઠા કર્યા હતા ? તે સમયે આ સૂરહ નાઝીલ થઈ 'તબ્બત યદા અબી લહબિવ વ તબ્બ.'

૧૪૨૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે કેટલાક મુશરિકોએ ઘણુ વધારે ખુન વહાવ્યું અને ઝિનાકારી કરી. પછી રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઇને કહેવા લાગ્યા કે જો તમે અમોને કોઈ એવી વસ્તુ બનાવો જે અમારા ગુનાહોની કફ્ફારા થઈ જાય તો અમે તમારી લાવેલી વાતોને સારી સમજીશું તે સમયે આ આયત નાઝીલ થઇ ' વલ્લઝીન લાયદઉન મઅલ્લાહિ ' અને આ પણ નાઝીલ થઈ ' કુલ યા ઇબાદિયલ્લઝી અસરફુ અલા અનફુસિહિમ ' અલ્લાહ તઆલા ફરમાવે છે. ' મા કદરૂલ્લાહ હક્ક કદરિહ '

૧૪૩૦. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે યહુદીઓના આલીમોમાંથી એક ઘણો મોટો આલીમ હુઝુર ( સલ્લ. ) ની ખિદમતમાં હાજર થઈને કહેવા લાગ્યા હે મોહંમદ (સલ્લ.) ! અમોને તૌરાતથી આ ખબર થયું છે કે અલ્લાહ તઆલા પૂરા આસમાન અને જમીનને આંગળી પર અને બધાં ઝાડને એક આંગળી પર અને બધી માટી અને પાણીને એક આંગળી પર અને બાકી મખલુકને એક આંગળી પર રાખીને ફરમાવશે કે હું બાદશાહ છું આ સાંભળીને નબી (સલ્લ) હસ્યા ત્યાં સુધી કે આપના દાંત દેખાઈ ગયા એટલા માટે આ કહેવું તેમનું વગર કારણે હતું તેના પછી આપને પઢયું ' વમા કદરૂલ્લાહ હક્ક કદરિહી '

૧૪૩૧. હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ ) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પૂરા આસમાન તેમજ જમીનને મુઠ્ઠીમાં લઈને ફરમાવશે કે હું બાદશાહ છું હવે દુનિયાના

બાદશાહો કયાં છે ? અલ્લાહ તઆલા ફરમાવે છે 'વનુફિખ ફિસ્સુરિ ફસઈક મન ફિસ્સમાવાત'

૧૪૩૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે સૂરની બન્ને ફું'કોના વચ્ચે ચાલીસનો તફાવત હશે. લોકોએ પુછ્યું કે ચાલીસ દિવસ કે ચાલીસ વર્ષ કે ચાલીસ મહિનાઓનો. પરંતુ તેમણે બધાંનો ઇન્કાર કર્યો અને ફરમાવ્યું કે શરીરના બધા ભાગો જુના થઈ જશે પરંતુ કેડની હડ્ડી બાકી રહેશે, તેનાથી મખલુકની વ્યવસ્થા થશે.

૧૪૩૩. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે કુરૈશનું કોઈ એવુ કુટુંબ ન હતું જેમાં હુઝુર (સલ્લ.)નો કોઈ સંબંધ ન હોય. અને આપ સૌથી આ ફરમાવ્યા કરતા હતા કે હું તમારાથી કોઇ વસ્તુ ઇચ્છતો નથી. તેના સિવાય કે મારાથી જે સગપણનો સંબંધ છે, તેને બાકી રાખો, અલ્લાહ તઆલા ફરમાવે છે. 'રબ્બના નકિશફ અન્નલઅઝાબ.'

૧૪૩૪. આ આયતના વિષે ઇબ્ને મસઉદ (રદી.)ની એક બીજી હદીસ છે. જેમાં એટલું વધારે છે કે હુઝુર (સલ્લ.)થી કહેવામાં આવ્યું કે જો અમે તેમનાથી અઝાબ દૂર કરી દઇશું તો પછી આ સરકશી કરશે જેથી આપે પરવરદિગારથી દુઆ કરી હતી અને તેમનાથી અઝાબ દુર થઈ ગયો, પરંતુ તેમણે ફરીથી તે જ શરૂ કરી દીધું હતું, તો ખુદા તઆલાએ તેનો બદલો બદ્રની લડાઈમાં લઈ લીધો અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે. 'વમાયુંહિલકુના ઇલ્લદહ્‌ર.' નાસ્તીકોનો આ અકીદો છે કે અમોને કોઈ વસ્તુ ખતમ કરતી નથી. પરંતુ જમાનાની રફતાર.

૧૪૩૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઇબ્ને આદમ મને ગાળો દે છે, એ રીતે કે જમાનાને ગાળ દે છે. કારણ કે જમાનો હું જ તો છું. બધુ જ મારા હાથમાં છે. રાત-દિવસને ઉલટ પુલટ હું જ કરૂં છું.

૧૪૩૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ

(સલ્લ.)ને એ રીતે કદી હસતાં ન જોયા કે આપનું ગળું ખુલી ગયું. પરંતુ આપ મુસ્કુરાયા કરતા હતા.

૧૪૩૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહ તઆલાએ મખલુક પૈદા કરી તો દયા ( રહમ ) એ ખુદાથી ફરીયાદ કરી. હુકમ થયો. થોભી જાઓ. તું શું આનાથી રાજી નથી કે જે તને જુદો કરે. તો હું તેને જુદો કરી દઉં. જે તને જોડી દે, હું તેને જોડું. તેણે અર્ઝ કરી હા. આના પર હું ખુશ છું. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જા એવું જ થશે અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે જો ચાહો તો આ આયત પઢી લો. ' ફહલ અસૈતુમ ઈન તવલ્લૈતુમ ' (છેવટ સુધી).

૧૪૩૮. હઝરત અનસ ( રદી. ) કહે છે કે જ્યારે દોઝખીઓને દોઝખમાં નાખવામાં આવશે તો દોઝખ કહેશે કે વધારે નાખો. વધારે નાખો. તે સમયે અલ્લાહ તઆલા પોતાનો પગ મુકશે તો તે કહેશે કે બસ, બસ.

૧૪૩૯. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ )એ ફરમાવ્યું, જન્નત અને દોઝખના વચ્ચે વાતચીત થઈ જન્નતે કહ્યું કે મારી અંદર એકતાવાળા મિઝાજના માણસો દાખલ થશે. દોઝખે કહ્યું કે મારી અંદર તકબ્બુર અને અભિમાનવાળા માણસો દાખલ થશે. અલ્લાહ તઆલાએ જન્નતથી ફરમાવ્યું કે તું મારી રહમત છે. જેના ઉપર ઈચ્છીશ કરીશ. અને દોઝખથી ફરમાવ્યું કે તું મારો ગજબ અને કહર છે. જેના પર ઇચ્છીશ, કરીશ. અને બન્નેને પુરી રીતે ભરી દેવામાં આવશે. પરંતુ દોઝખમાં જ્યાં સુધી પોતાનો પગ અલ્લાહ તઆલા મુકશે નહિં, ભરાશે નહિ. અને જ્યારે પગ મુકી દેશે તો કહેશે બસ, બસ, અને ભરાઇ જશે. ખુદા પોતાની મખ્લુકમાંથી કોઇ પર પણ ઝુલ્મ જરા પણ કરશે નહિં. અને જન્નતમાં દાખલ થવા માટે નવી મખલુક પૈદા થશે.

૧૪૪૦. હઝરત ઝુબૈર બિન મુતઇમ ( રદી. ) કહે છે કે નબી ( સલ્લ. ) મગરિબના સમયે સૂરએ તૂર પઢી રહ્યા હતા. જ્યારે આપ આ સ્થળે પહોંચ્યા, ' અમ્ ખલકુ બિગૈરિ શૈઇન. ' તો મારા હોશ

બાકી ન રહ્યા. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'અફ રઐતુમુલ્લાત વલ ઇઝઝા'

૧૪૪૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ(સલ્લ.) એ ફરમાવ્યું, જેણે કોઈ કામ પર આ કસમ ખાધી કે લાત અને ઉઝઝાની કસમ, તો તેણે 'લાઇલાહા ઈલ્લલ્લાહ' કહેવું જોઇએ. અને જે માણસ કોઇ બીજાને જુગાર રમવા માટે બોલાવે તો તેણે સદકો આપવો જોઈએ. જુગાર ન રમવો જોઇએ. અલ્લાહ તઆલા ફરમાવે છે 'બલિસ્સાઅતુ મૌઇદુહુમ વસ્સાઅતુ અદહા વ અમર્રૂ,'

૧૪૪૨. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે મારા બાળપણના જમાનામાં હું જ્યારે બાળકોમાં રમ્યા કરતી હતી તો રસુલુલ્લાહ (સલ્લ.) પર આ આયત નાઝીલ થઈ હતી. 'બલિસ્સા અતુમૂઇ દુહુમ વસ્સાઅતુ અદહા વ અમર્રૂ.'

૧૪૪૩. ખુદાનુ ફરમાન 'વમન દુનિહિમા જન્નતાનિ' (છેવટ સુધી) અબ્દુલ્લાહ બિન કઈસ (રદી.) એ પોતાના પિતાથી રિવાયત કરી છે કે હુઝુર ( સલ્લ. ) એ ઇરશાદ ફરમાવ્યો છે કે બે જન્નતો ચાંદીની છે અને તેનાં વાસણ અને સામાન બધુ જ ચાંદીનુ છે. બીજી જન્નતો સોનાની છે. તેનાં વાસણ અને સામાન પણ સોનાનાં છે. અને અદન જન્નતમાં લોકોને પોતાના રબનાં દર્શન થશે. એ રીતે કે અલ્લાહના ચહેરા પર જલાલ અને મોટાઇનો પડદો હશે.

૧૪૪૪. હઝરત અબ્દુલ્લાહ બિન કેસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે જન્નતમાં એક તંબુ પોલદાર મોતીનો હશે. જેની લંબાઈ સાઇઠ માઇલ સુધી હશે. તેના દરેક ખૂણામાં માણસો હશે. એક ખૂણાવાળો બીજાને જોઇ શકશે નહિ. પરંતુ મોમિન તે બધાંની પાસે ચાલશે ફરશે.

હઝરત અલી (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ(સલ્લ.) એ મને અને ઝુબૈર (રદી.)ને અને મિકદાદ (રદી.)ને ક્યાંય મોકલ્યા. તેના પછી હાતીબ (રદી.)ની હદીસ બયાન કરી. અને આ કહ્યું કે તેમના વિષે આ આયત નાઝીલ થઇ છે. 'યાઅય્યોહુલ લઝીન આમનુ લા તત્તખીજૂ અદૂવી વઅદુ વકુમ' (છેવટ સુધી)

૧૪૪૫. હઝરત ઉમ્મે અતીયા (રઝી.) ફરમાવે છે કે અમે જ્યારે રસુલુલ્લાહ (સલ્લ.)ના હાથ પર બૈઅત કરી તો ખુદાના ફરમાનના પ્રમાણે એકતો શિર્ક ન કરવાની શરત લીધી બીજુ નોહા (મૈયત પર છાતી કુટી રડવા)થી મના ફરમાવ્યું. આ સાંભળીને એક સ્ત્રીએ પોતાનો હાથ ઉઠાવી લીધો અને કહ્યું કે એક સ્ત્રીએ મારી સાથે નોહા કર્યું હતું. હું તેનો બદલો ઉતારી દઉં. અને આ કહીને ચાલી ગઇ. પછી આપથી આવીને બૈઅત કરી. અલ્લાહ તઆલા ફરમાવે છે. 'વ આખિરીન મિન હુમલમ્માયલ હકુ બિહિમ.'

૧૪૪૬. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે એક વખત અમે રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે બેસેલા હતા કે આપ પર સૂરએ જુમ્આ નાઝીલ થઈ. 'વ આખિરીન મિન હુમ લમ્મા યલ હકુ બિહિમ.' તો આપથી કોઇએ પુછ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.) તે કોણ લોકો છે? પરતુ આપ ચૂપ રહ્યા. પ્રશ્ન કરવાવાળાએ ત્રણ વખત આ જ પ્રશ્ન કર્યો. હઝરત સલમાન ફારસી (રઝી.)ના ઉપર હાથ મુકીને ફરમાવ્યું કે જો ઈમાન સુરય્યાની પાસે પણ હોય તો તેમાંથી કેટલાક માણસો તેને પ્રાપ્ત કરી લેતા. અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઇઝા જાઅ કલ મુનાફિકુન કાલુ ઉનશ હદુ.'

૧૪૪૭. હઝરત ઝેદ બિન અકરમ (રઝી.) કહે છે કે એક વખત અમે કોઈ જેહાદમાં હતા કે અબ્દુલ્લાહ બિન ઉબઈ સલુલ લોકોથી આ કહી રહ્યો હતો કે જે લોકો અલ્લાહના રસુલ (સલ્લ.)ની સાથે છે. જ્યાં સુધી તેઓ તેમનાથી જુદા ન થાય તેમને ખર્ચ ન આપો અને મદીના પહોંચીને જે આપણા લોકોમાં ઈજ્જતદાર માણસ છે તે ઝલીલને કાઢી મુકશે. મેં આ વાત મારા કાકાથી કહી તેમણે રસુલુલ્લાહ (સલ્લ.) થી કહી દીધી. આપે અબ્દુલ્લાહને બોલાવ્યો તેનાથી પુછ્યું. તેણે કસમ ખાઈને કહ્યું કે મેં કહયું નથી. આ પર રસુલુલ્લાહ (સલ્લ.) એ મને જૂઠઠો બનાવી દીધો અને તેને સાચો. પરંતુ મને પહેલાં બોલાવીને આપ પુછી ચુકયા હતા અને મને મારા જૂઠા બનાવવાના કારણે ઘણુ દુ:ખ થયું અને આ જ દુખમાં હું મારા ઘેર જઈને બેસી ગયો. મારા કાકાએ કહ્યું. તે રસુલુલ્લાહ (સલ્લ.) થી એવી વાત કેમ કહી જે (સલ્લ.)થી એવી વાત કેમ કહી જે હુઝુર (સલ્લ.) એ જુઠો

સમજ્યા અને ગુસ્સે થયા, તે સમયે આ આયત નાઝીલ ફરમાવી 'ઈઝજાઅ કલ મુનાફિકુન કાલુ નશહદુ' તેના પછી હુઝુર (સલ્લ.) એ મને બોલાવ્યો અને ફરમાવ્યું કે ઝેદ, તમોને ખુદાએ સાચા કરી દીધા.

૧૪૪૮. હઝરત ઝેદ બિન અકરમ (રદી.) કહે છે કે પછી રસુલુલ્લાહ (સલ્લ.) એ મુનાફિકોને તૌબા માગવા માટે બોલાવ્યા તો તેમણે માથુ હલાવી દીધું અને ન આવ્યા અલ્લાહ તઆલા ફરમાવે છે. 'યા અય્યો હન્નબીયુ લિમા તુહરિ'મુ મા અહલ્લલ્લાહુ.'

૧૪૪૯. હઝરત આઈશા (રદી.) કહે છે કે એક વખત રસુલુલ્લાહ (સલ્લ.) એ હઝરત ઝેનબ (રદી.) ના ત્યાં મધ પિધું. મેં અને હઝરત હફસા (રદી.) એ મશ્વેરો કર્યો કે જ્યારે રસુલુલ્લાહ (સલ્લ.) અહીં તશરીફ લાવે તો આપથી આ કહેવું કે આપે મગફીર (મધના જેવું મીઠુ અને પાતળુ, જેમાંથી બદબુ આવે છે) પીધુ છે. તેની બદબુ આપની પાસેથી આવી રહી છે. જેથી આપ (સલ્લ.) થી કહેવામાં આવ્યું ફરમાવ્યું મેં ઝેનબ (રદી.) ના ત્યાં મધ પીધું હતું. પરંતુ મેં હવે કસમ ખાધી છે કે હું મધ પીઈશ નહિ. અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઉતુલ્લુન બઅદ ઝાલિક જનીમ.'

૧૪૫૦. હઝરત હારિસા બિન વહબ (રદી.) ફરમાવે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જન્નતમાં તે માણસ જશે જે નરમ દિલ અને બુઝુર્ગ હશે. અને જો કોઈ કામ પર ખુદાની કસમ ખાઈ લે તો તેને પુરું કરી દે અને દોઝખી તે માણસ છે જે ઝગડાળુ અને અભિમાન કરવાવાળો હોય.

૧૪૫૧. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું, આપણો પરવર દિગાર તેની પિંડલી જાહેર કરશે તો બધા લોકો સિજદામાં પડી જશે જે અને તે લોકો બાકી રહી જશે જે દેખાવાની રીતે સિજદો કરતા હતા, તેઓ જ્યારે સિજદાનો ઈરાદો કરશે તો તેમની પીઠ તખ્તની જેમ થઇ જશે.

૧૪૫૨. હઝરત સહલ બિન સઅદ (રદી.) કહે છે કે રસુલુલ્લાહ (સલ્લ.) એ શહાદતની આંગળી અને વચ્ચેની આંગળીને મિલાવીને ફરમાવ્યું કે હું અને કિયામત આ જ રીતે જોડીને મોકલવામાં આવ્યા છીએ.

૧૪૫૩. હઝરત આઈશા (રદી.) કહે છે કે જે માણુસ કુરઆનનો હાફિઝ થઈને કુરઆનને પઢશે તો તે કિરામન કાતિબીનના સાથે હશે; અને જે માણુસની જીભ પર કુરઆનના શબ્દો મુશ્કેલીથી અદા થશે અને તે પ્રયત્નથી પઢવા ઇચ્છશે તો તેના માટે ડબલ (બે ગણું) ઇનામ છે.

૧૪૫૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી) કહે છે કે જ્યારે લોકો પરવર્દિગાર આલમની સામે ઉભા હશે તો તેમાં એવા પણ હશે જે અડધા કાનો સુધી ડૂબેલા હશે. અલ્લાહ તઆલા ફરમાવે છે, 'ફસૌફ યુહાસિબુ હિસાબંય યસીરા.'

૧૪૫૫. હઝરત આઈશા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ) એ ફરમાવ્યું, જે માણુસનો હિસાબ લેવામાં આવ્યો તો સમજી લો કે તે બરબાદ થયો. આ હદીસ 'ઇલ્મના બયાન'માં આવી ગઇ છે. અલ્લાહ તઆલાનું ફરમાન છે 'લતર કબુનન તબકન અન તબક.'

૧૪૫૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)નું ફરમાન છે. 'લતર કબુનન તબ કન અન તબક'થી એક હાલતથી બીજી હાલતના પછી આવવું મુરાદ છે.

૧૪૫૭. હઝરત અબ્દુલ્લાહ બિન જમઆ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાની તકરીરમાં ઊંટણી અને તેની ખરીઓ કાપવાળાની ચર્ચા કરી. અને ફરમાવ્યું કે 'ઇઝમ બઅસ અશકાહા'ની ખરીઓ કાપવાવાળો મોટો ઝાલિમ છે. અબુ ઝમ્આની જેમ પોતાની કોમમાં રોક થામ કરવાવાળો ઉઠયો. પછી સ્ત્રીઓની ચર્ચા કરી. અને ફરમાવ્યું કે કેટલાક માણુસો પોતાની સ્ત્રીઓને (પત્નિઓને) ગુલામોની જેમ મારે છે. પછી તેના બાદ તે જ રાતે સોહબત (સંભોગ) કરે છે. પછી બદબુદાર હવા નિકળવાના પર હસવાના વિષે લોકોને શિખામણ આપી અને ફરમાવ્યું કે જે કાર્ય તમે પોતે કરો છો તો બીજાઓ પર કેમ હસો છો? અલ્લાહ તઆલા ફરમાવે છે. 'ફલ્લા લઈલ્લમ યનતહિ.'

૧૪૫૮. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે અબુ જહલે

કહ્યું હતું. જો મેં મોહંમદ ( સલ્લ. )ને કાબામાં નમાઝ પઢતા જોઈ લીધા તો તેમનું ગળું દબાવી દઈશ. આ ખબર રસુલુલ્લાહ (સલ્લ.)ને પહોંચી તો આપે ફરમાવ્યું. તે એવું કરશે તો ફરિશ્તાઓ તેની ખબર લેશે.

૧૪૫૯. હઝરત અનસ ( રદી. ) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.)એ ફરમાવ્યું, જયારે હું આસમાન પર ગયો તો એક નહેર પર પહોંચ્યો. જેની આજુબાજુ મોતિયોના તંબુ લાગેલા હતા, મેં હઝરત જીબ્રઈલ (અલૈ )થી પુછયું કે હે જીબ્રઈલ (અલૈ )! આ શું છે? તેમણે જવાબ આપ્યો કે આ 'હૌઝે કૌસર' છે.

૧૪૬૦. હઝરત આઈશા (રદી.)થી 'ઇન્ના આઅ તૈના કલ કૌસર'ની તફસીર પુછવામાં આવી તો આપે ફરમાવ્યું છે કે તે તમારા નબી (સલ્લ.)નો હોઝ છે. જેની આજુબાજુ ખોલદાર મોતીયોના તંબુ છે અને તારાઓની જેમ અગણિત તેમના પર કુંજા છે.

૧૪૬૧. હઝરત ઉબઈ બિન કાબ (રદી.) કહે છે કે મેં અલ્લાહના રસુલ (સલ્લ.)થી મુઅવ્વીઝાત ના વિષે પુછયું. ફરમાવ્યું, મને જીબ્રઈલ (અલૈ.)એ પઢાવી છે. એટલા માટે અમે પણ તે જ રીતે પઢીએ છીએ, જેવી રીતે હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું.

# ૫૪

# નિકાહના બયાન વિષે

૧૪૬૨. હઝરત અનસ બિન મલિક (રઝી.) કહે છે કે ત્રણ માણસો ઉમ્મુલમોમિનીનની પાસે હુઝુર (સલ્લ.)ની ઈબાદતની સ્થિતિ પુછવા આવ્યા અને જાણીને તે ઈબાદતમાં થોડો વિચાર કરીને કહેવા લાગ્યા કે આપણામાં અને હુઝુર (સલ્લ.)માં ઘણો ફર્ક છે. હુઝુર (સલ્લ.) ના તો આગળના પાછળના ગુનાહો માફ થઈ ગયા હતા, તો આપણે જોઇએ કે આપણે આપનાથી વધારે ઇબાદત કરીએ, આ કહીને એ કે બાજાથી કહ્યું કે હું તો હંમેશાં પુરી રાત નમાઝ પઢયા કરીશ અને અને બીજાએ કહ્યું કે હું હંમેશાં રોઝેદાર રહીશ ત્રીજાએ કહયું કે હું સ્ત્રીઓથી જુદો રહીશ અને ભવિષ્યમાં નિકાહ કરીશ નહિં. એટલામાં હુઝુર (સલ્લ.) તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે શું તમે ફલાણી વાત કરી હતી? ખુદાની કસમ! હું તમારા પ્રમાણમાં ખુદાથી ઘણો જ ડરૂં છું. તેમ છતાં પણ રોઝા પણ રાખું છું. અને ઈફતાર પણ કરૂં છું. નમાઝ પણ પઢું છું. ઉંઘું પણ છું. સ્ત્રીઓથી નિકાહ પણ કરૂં છું. હવે જે મારી સુન્નતથી હટશે તે મારા તરીકા પર નથી.

૧૪૬૩. હઝરત સઅદ બિન અબિ વકકાસ (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ ઉસ્માન બિન મઝઅન (રઝી.)ને નિકાહ ન કરવાથી મના ફરમાવી દીધું હતું, નહિં તો અમે બધા ખસ્સી થઈ જતા.

૧૪૬૪. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી. હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! હું જવાન પુરુષ છું. મને આ ડર છે કે કયાંય ઝિના (વ્યભિચાર) માં ન ફસાઈ જાઉં? અને મારામાં શાદી કરવાની તાકાત નથી. આ સાંભળીને હુઝુર (સલ્લ.) ચૂપ રહ્યા. મેં ફરીથી આ જ અર્ઝ કરી. પરંતુ આપ ચુપ રહ્યા. મેં ફરીથી કહયું તો આપે ફરમાવ્યું, અબુ હુરૈરહ! જે કંઇ તમારા માટે થવાનું છે, તે લખાઈ ચુકયું હવે

તમે ચાહે ખસ્સી થઈ જાઓ, ચાહે ન થાઓ.

૧૪૬૫. હઝરત આઇશા (રદી) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી અર્ઝ કર્યું હે અલ્લાહ રસુલ (સલ્લ.)! જો આપ જંગલમાં તશરીફ લઈ જાઓ અને ત્યાં એક ઝાડ એવુ હોય કે જેને કોઈ અડકયું પણ ન હોય, તો આ! આપનો ઊંટ કયા ઝાડ પર ચરાવશો? હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું કે જેમાં કોઇએ ન ખાધુ હોય હઝરત આઇશા (રદી.) નો મકસદ તેનાથી આ હતો કે આપે મારા સિવાય કોઈ કુંવારીથી નિકાહ કર્યા નથી.

૧૪૬૬. હઝરત આઈશા (રદી.) કહે છે કે જ્યારે હુઝુર (સલ્લ.) એ સિદદીકે અબુબકર (રદી.)થી મારી માગણી કરી તો હઝરત અબુબક (રદી.)એ અર્ઝ કરી, આપ તો મારા ભાઈ છો, હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે મારા દિની ભાઈ છો, અને આઇશા (રદી.) મારા માટે હલાલ છે.

૧૪૬૭. હઝરત આઈશા (રદી.) કહે છે કે અબુહુઝેફા બિન ઉત્બા બિન રબીઆ બિન અબ્દ શમ્સ (રદી.)એ (આ બદરની લડાઈમાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સાથે જોડાઈ ચૂકયા છે.) સાલિમ (રદી.)ને પોતાનો પુત્ર બનાવી લીધો. જેને મોં બોલ્યો પુત્ર કહે છે, અને તેમની પુત્રી હિન્દા બિન્તે વાલીદ બિન ઉત્બા બિન રબીઆનો તેનાથી નિકાહ કરી દીધો. સાલિમ (રદી.) કોઈ અન્સારીના આઝાદ કરેલ ગુલામ હતા. અજ્ઞાનતાના જમાનાનો આ કાયદો હતો કે કોઇ માણસ જ્યારે કોઇને પોતાનો પુત્ર બનાવી લેતો, તો તેની તે જ માણસની તરફ નિસ્બત કરતા અને વારસો પણ તેને મળતો. પરંતુ પછી અલ્લાહ તઆલાએ આ આયત નાઝીલ કરી દીધી. આના નાઝીલ થવાના પછી સહલ બિન સુહેલ બિન ઉમર કુરેશી સુમ્મ અલ આમિરી અબુ હુઝેફા (રદી.)ની પત્નિ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઈ અને કહેવા લાગી સાલિમ (રદી.)ને અમે અમારો પુત્ર સમજતાં હતાં. પરંતુ આપને ખબર છે કે તેમના વિષે જે કઇ નાઝીલ થઈ ગયું.

૧૪૬૮. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મુહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) જીયાઆ બિન્તે ઝુબૈર (રદી.)ની પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે શું તમે હજ્જ કરવા જાઓ છો? તેમણે કહ્યું હે હઝરત (સલ્લ.) મને બિમારીનો ડર છે. તો ફરમાવ્યુ, હજ્જ કરવા જાઓ અને આ શરત કરી લો કે જ્યાં ખુદા તમોને રોકી દે ત્યાં જ હલાલ થઈ જશો. આ મિકદાદ બિન અસવદની પત્ની હતાં.

૧૪૬૯. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું સ્રીઓને ચાર વાતોના કારણે નિકાહમાં લાવવામાં આવે છે. માલદાર હોવાના કારણે, નસલ તેમજ ખાનદાનમાં સારા હોવાના કારણે, ખુબસુરત હોવાના કારણે અને દિનદારી હોવાના કારણે પરંતુ તું દિનદારીને પસંદ કર.

૧૪૭૦. હઝરત સહલ (રદી) કહે છે કે એક માલદાર માણસ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની સામેથી પસાર થયો આપે ફરમાવ્યું કે તે માણસના વિષે તમે શું કહો છો? સહાબા ( રદી. ) એ અર્ઝ કરી કે આ માણસ એવો છે કે જો કોઇ છોકરીથી નિકાહ કરવા ઇચ્છે તો તરત જ કબુલ કરવામાં આવે અને જો કોઈ વાત કહે તો તે પણ ધ્યાનથી સાંભળવામાં આવે. એટલામાં એક ગરીબ ફકીરનું પસાર થવાનું થયું તો આપે ફરમાવ્યુ કે સારૂ, આના વિષે? સહાબા (રદી.) એ કહ્યું કે આ એવો માણસ છે કે જો નિકાહનો સંદેશો મોકલે તો કબુલ ન થાય. કોઇની સિફારીશ કરે તો કબુલ ન થાય. કોઇ વાત કહે તો તેનાથી લાપરવાહી કરવામાં આવે. તે સમયે આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે આ ફકીર જમીન પર બધા જ રહેવાવાળા બધા માલદારોથી બેહતર છે.

૧૪૭૧. હઝરત ઉસામા બિન ઝેદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ )એ ફરમાવ્યું કે પુરુષોને વધારે તકલીફ આપવાવાળી મેં સ્રીઓથી વધારે બીજી કોઈ વસ્તુ નથી છોડી.

૧૪૭૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે હુઝુર (સલ્લ.) થી કોઇએ અર્ઝ કરી, આપ હમ્ઝા (રદી.)ની છોકરીથી કેમ નિકાહ કરતા નથી? ફરમાવ્યું, તે મારી દૂધ શરીક ભત્રીજી છે.

૧૪૭૩. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે એક વખત મેં

સાંભળ્યું કે હઝરત હફ્સા (રદી.) ના ત્યાં કોઈ પુરુષ અંદર આવવાની રજા માગી રહ્યો છે. મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી કે આપના ઘરમાં કોઈ માણસ જવાની રજા માગે છે. ફરમાવ્યું, મારો ખ્યાલ એવો છે કે તે હઝરત હફ્સા (રદી.)ના દૂધ શરીક કાકા છે. મેં મારા દૂધ શરીક કાકાના વિષે પુછ્યું કે જો તે જીવતા હોય તો શું આવી શકતા હતા? ફરમાવ્યું કે હા, કારણ કે નસબના લિધે જે મહરમ હોય છે તે જ દૂધના શરીક થવાના પણ મહરમ હોય છે.

૧૪૭૪. હઝરત ઉમ્મે હબીબા (રદી.) કહે છે કે એક વખત મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી, અલ્લાહના રસુલ (સલ્લ.)! આપ મારી બહેનથી નિકાહ કરી લો. ફરમાવ્યું કે શું તમોને આ વાત પસંદ છે? મેં અર્ઝ કરી કે જી, હા. કારણ કે હું એકલી તો આપના નિકાહમાં છું જ નહિ. એટલા માટે મને આ જ સારૂ જણાય છે. તે વસ્તુમાં મારી બહેન પણ ભાગીદાર થઈ જાય. આપે ફરમાવ્યું, તે મારા માટે હરામ છે. મેં અર્ઝ કરી. શું આપે અબી સલમા (રદી.)થી નિકાહનો ઈરાદો કર્યો નથી? ફરમાવ્યું કે શું અબુ સલમાની પુત્રી થી? મેં કહ્યું, જી, હા. ફરમાવ્યું કે જો તે મારા ખોળામાં ઉછરી ન હોતી અને અને મારા હિફાઝતમાં નહોતી તોપણ મારા માટે હલાલ ન હતી. કારણ કે તે મારા દૂધ શરીક ભાઈની પુત્રી છે. મને અને અબુ સલમા (રદી.)ને સુબૈબાએ દૂધ પિવડાવ્યું છે એટલા માટે તમે મારા પર ન પોતાની પુત્રીઓ પેશ કરો, ન બહેનો.

૧૪૭૫. હઝરત આઈશા (રદી.) કહે છે કે એક વખત મારે ત્યાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) તશરીફ લાવ્યા અને એક માણસને બેઠેલો જોઈને મુબારક ચહેરા પર નારાઝગીની નિશાની જાહેર થઈ. મેં અર્ઝ કરી કે હુઝુર (સલ્લ.)! આ મારો ભાઈ છે. ફરમાવ્યું. તે દૂધ પિવડાવવાનો ભરોસો છે જે ખોરાકની રીતે પિવામાં આવે.

૧૪૭૬. હઝરત જાબિર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ શિગાર નિકાહથી મના કર્યું. શિગાર તે નિકાહ છે કે કોઈ માણસ પોતાની પુત્રીના નિકાહ કોઈથી આ શરત પર કરે કે તે માણસ પોતાની પુત્રીના નિકાહ કોઈથી તેની સાથે કરે અને મહર કંઈ ન હોય.

૧૪૭૭. હઝરત સહલ બિન સઅદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે એક સ્ત્રીએ આવીને પોતાના નફસને અર્પણ કરી દીધું. એક માણુસ ત્યાં હાજર હતો. તેણે અર્ઝ કરી, હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)! તેના નિકાહ મારાથી કરી દો. ફરમાવ્યું કે (મહરના માટે) તમારી પાસે શું છે! તેણે કહ્યું, કંઇ પણ નહિં ફરમાવ્યું, જાઓ કંઇક શોધો, ચાહે લોખંડની વીંટી જ કેમ ન હોય.

૧૪૭૮. હઝરત સહલ બિન સઅદ (રદી.)થી એક રિવાયતમાં છે કે એક સ્ત્રી હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને કહેવા લાગી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું હુઝુર (સલ્લ.)ને મારૂ નફસ અર્પણ કરવા હાજર થઇ છું. આપે તેની તરફ જોયું અને પછી માથું નમાવી દીધું. રિવાયત કરવાવાળાએ હદીસનો ઝિક્ર કર્યો અને તેના છેવટમાં ફરમાવ્યું કે તુ આ સૂર : હિફ્ઝ પઢે છે? તેણે કહ્યું, જી, હા. ફરમાવ્યું કે જા, આ કુરઆનના બદલે મેં તે સ્ત્રીના નિકાહ તારાથી કરી દીધા.

૧૪૭૯. હઝરત માકલ બિન યાસીર (રદી.) કહે છે કે મેં મારી બહેનના નિકાહ એક માણુસથી કરી દીધા હતા. તેણે તેને તલાક આપી દીધી. જ્યારે તેની ઇદ્દત પુરી થઈ ગઇ તો તે ફરીથી નિકાહનો સંદેશો લઇને આવ્યો. મેં કહ્યું કે અમે એક વખત તેના નિકાહ તારાથી કરી દીધા હતા અને તમે તલાક આપી દીધી. અને હવે એ ફરીથી નિકાહનો સંદેશો લઇને આવ્યા છો! ખુદાની કસમ, હવે હું બીજી વખત તારી સાથે નિકાહ કરીશ નહિ, જો કે તે માણુસમાં કોઇ એબ (ખામી) ન હતી, અને મારી બહેન તેના ત્યાં જવા પણ ઇચ્છતી હતી. તો ખુદાએ આ આયત નાઝીલ ફરમાવી. 'ફલહુ તાજુલુ હુનન'. તે સમયે મેં કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હવે હું નિકાહ જરૂર કરી દઇશ અને તે માણુસથી નિકાહ કરી દીધા.

૧૪૮૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે વિધવા અને કુંવારી સ્ત્રીથી વગર રજાએ નિકાહ કરવામાં ન આવે, અમે અર્ઝ કરી કે રજાની શું સુરત છે? ફરમાવ્યું, તેનું ચૂપ થઇ જવું.

૧૪૮૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે મેં અર્ઝ કરી, હે

અલ્લાહના રસુલ ( સલ્લ. ) ! કુંવારી સ્ત્રી તો શરમાય છે. આપે તે ફરમાવ્યું, તેની રજા ચૂપ થઇ જવું છે.

૧૪૮૨. હઝરત ખન્સા બિન્ત હિજામ અન્સારીયા (રદી.) કહે છે કે મારી માએ મારા નિકાહ કોઈ માણસથી કરી દીધા. તેના પહેલાં મારી એક વખત શાદી થઈ ચુકી હતી. કુંવારી ન હતી. અને આ નિકાહથી હું ખુશ ન હતી. હુઝુર (સલ્લ.)ની પાસે હાજર થઈ. આપે તેનાથી નિકાહ નાજાઈઝ જાહેર કર્યા અને પાછા કરી દીધા.

૧૪૮૩. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી ( સલ્લ, ) એ બીજાના ભાવ પર ભાવ કરવાથી, સગાઇ પર સગાઈ કરવાથી મના ફરમાવ્યું છે, જ્યાં સુધી તે સગાઈ છોડવામાં ન આવે કે રજા ન આપી દે.

૧૪૮૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, કોઈ સ્ત્રીને આ જાઈઝ નથી કે કોઈ પોતાની બહેનની તલાકની ઇચ્છા કરે. જેથી તેના પ્યાલાની વસ્તુ પોતે ઢોળી નાખે. તેને તે જ મળશે જે તેના કિસ્મતમાં છે.

૧૪૮૫. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે મેં એક અન્સારી સ્ત્રીની રૂખ્સતી કરી. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે આઈશા (રદી.), તમારી પાસે કોઈ વાત ખેલકુદની ન હતી, જો કે અન્સારીયાને આ પસંદ છે.

૧૪૮૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, સાંભળો! જો લોકોમાંથી કોઇ માણસ પોતાની પત્નિની પાસે જાય અને આ પઢી લીધા કરે કે 'બિસ્મિલ્લાહિ અલ્લા હુમ્મ-જન્નિતબ નિશ્શેતાન વજ્જિન્નબિશ્શેતાન મા રઝકના.' જો તે સમયમાં તેના કિસ્મતમાં બાળક થઇ જશે તો ખુદા તેને શયતાનથી હંમેશા બચાવેલ રાખશે.

૧૪૮૭. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ પોતાની પત્નિ પર એવો વલીમો નથી કર્યો, જેવો ઝેનબ ( રદી. ) પર કર્યો. બકરીનો વલીમો કર્યો હતો.

૧૪૮૮. હઝરત સફિયા શૈબા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ પોતાની કેટલીક પત્નીઓના વલીમા જવના ફક્ત બે મુદ (માપ) પર કર્યા હતા.

૧૪૮૯. હઝરત ઈબ્ને ઉમર ( રઝી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું કે જો તમારા લોકોમાંથી કોઈ માણસને વલીમો ખાવા માટે બોલાવવામાં આવે તો તેને જવું જોઇએ.

૧૪૯૦. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન લાવ્યો છે, તેને જોઈએ કે પોતાના પડોસીને તકલીફ ન આપે. અને સ્ત્રીની સાથે સારો વર્તાવ રાખે. કારણ કે તે પાંસળીથી પૈદા કરવામાં આવી છે. જો પાંસળીને સીધી કરવાના પ્રયત્ન કરશે તો તૂટી જશે અને જો છોડી જશે તો તેવી જ રહેશે. સ્ત્રીઓના મામલામાં ભલાઇ કરો.

૧૬૯૧. હઝરત આઇશા (રઝી.) કહે છે કે એક વખત અગીયાર (૧૧) સ્ત્રીઓ એકઠી થઇને બેસી અને પરસપર આ વચન અને વાયદો કર્યો કે કોઇ પોતાના પતિની હાલત ન છુપાવે તેમાંથી એક બોલી કે તે કમજોર ઊંટની જેમ છે જેની કમજોરીના કારણે પહાડ પર ચઢવું મુશ્કેલ હોય છે. એટલે કે બિલકુલ કામ વગરનો માણસ છે- બીજી બોલી કે હું મારા પતિની હાલત બયાન કરીશ નહી કારણ કે મને ડર છે કે ક્યાંય તેનો ભેદ ખુલી ન જાય. તો ખરાબ વાત થશે. ત્રીજી બોલી કે મારો પતિ ખરાબ સ્વભાવનો છે. જો તેની સામે વાત કરુ તો મારા માટે તલાક તૈયાર છે. જો ચુપ રહું તો પડેલી રહેવા દેવામાં આવે. ચોથી બોલી કે મારો પતિ તહામાની રાતની જેમ છે. ન ઘણો ગરમ, ન ઘણો ઠંડો ન તેનાથી ડર, ન દુઃખ પાંચમીએ કહ્યુ, કે મારો પતિ જ્યારે ઘરમા હોય છે તો ચિત્તો હોય છે અને બહાર જાય છે તો વાઘ પોતાના વાયદાનું ધ્યાન રાખતો નથી. છઠ્ઠી સ્ત્રીએ કહ્યું કે મારો પતિ જ્યારે જમવા બેસે છે તો એક ટીપુ પણ છોડતો નથી અને જ્યારે ચાદર લપેટી લે છે તો પછી મારી ખબર લેતો નથી ન હાથ લગાવે, ન કંઇ કરે સાતમીએ કહ્યું કે મારો પતિ ઘણો આળસુ બેકાર છે. માથાથી લઈ પગ સુધી બિમાર જ બિમાર છે. કે ચાહે તો મારુ માથું કે હડી તોડવા માટે હાજર હોય છે. આઠમીએ કહ્યું કે મારા પતિનું ગોશ્ત સસલાની જેમ નરમ છે. અને શરીરની

સુવાસ અરબની જેમ છે, નવમીએ કહ્યું કે મારો પતિ મોટા કદ વાળો જવાન છે, મહેમાની કરવાવાળો છે દસમીએ કહ્યું કે મારો પતિ ઘણો સારો માલિક છે, તેના એટલા બધા ઊંટ છે કે જંગલ ભરાઈ જાય છે અને જ્યારે તેના ઊંટ તેમના ચરાવવાળાની અવાજ સાંભળે છે તો તરત જ જાણી લે છે કે હવે આ ઝુબહ થશે (આ રીત મહેમાનદારીની છે.) અગીયારમી સ્ત્રીએ કહ્યું કે મારો પતિ અબુ જરઆ હતો, જેણે મારા કાન ઘરેણાથી ભરી દીધા હતા. અને ચરબીથી મારા ખભા ભરી દીધા. હતા. મને એવો આરામ આપ્યો કે જેનાથી મને રાહત આવી ગઈ. પહેલાં હું બકરીવાળાઓમાં રહેતી તે મને લાવ્યો અને ઊંટ બતાવ્યા અને ઘોડા બતાવ્યા અનાજના ઢગલા બતાવ્યા. જો હું કોઈ વખત કહેતી હતી તો તેને ખરાબ જણાતી ન હતી. ઠંડુ પાણી પીતી અને મજાથી સવારથી સાંજ સુધી સુતી પડી હતી અને અબુજરઆની મા એવી હતી જે ઘણી મજબૂત હતી તેનું ઘર ઘણું મોટું હતું. અને અબુ જરઆની પુત્રી એવી હતી કે તેના મા-બાપ ફરમાબરદાર અને મોટી એટલી કે ચાદર ભરાઈ જતી હતી. ખૂબ સૂરતીમાં એવી હતી કે સખીઓને જોઈને ઇર્ષા આવતી હતી. અને તેની બાંદી એવી હતી કે ભેદ જાહેર કરતી ન હતી. ખાવાનું બેકાર ન કરતી, ઘરના કચરાને સાફ રાખતી એક દિવસ અબુ જરઆ માખણના કારખાનામાં ગયો તો તેણે ત્યાં એક સ્ત્રીને જોઇ કે તેનાં બે બાળકો ચિત્તાઓની જેમ તેની છાતીઓથી (સ્તનોથી) ચુસી રહ્યા હતા. તેણે તે સ્ત્રીથી નિકાહ કરી લીધા અને મને તલાક આપી દીધી. મેં એક માણસથી નિકાહ કરી લીધા આ પણ ઘણો જવાન પુરુષ છે. અને મારા માટે દરેક જાતની સગવડો અને દરેક જાતની દોલત અર્પણ કરે છે અને આ કહ્યું કે હે ઉમ્મે જરઆ! પોતે પણ ખાઓ, બીજા લોકોને પણ ખવડાવો પરંતુ હું તેની આપેલી બધી જ વસ્તુઓ એકઠી કરું તો અબુ જરઆનો એક નાનો પ્યાલો પણ ન ભરાય હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ આ સાંભળીને મને ફરમાવ્યું કે હે આઈશા (રદી.)! હું પણ તમારા માટે એવો જ છું જેવી રીતે અબુ જરઆ તેના માટે હતો.

૧૪૯૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કોઈ સ્ત્રીને આ જાઇઝ નથી કે

પોતાના પતિની રજા વિના રોઝો રાખે અથવા રજા વિના કોઇ બીજાં ઘરમાં જાય કે રજા વિના કોઈને કંઈ આપે કારણ કે તેમાં અડધો હક પુરુષનો પણ છે.

૧૪૯૩. હઝરત ઉસામા (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, હું જન્નતના દરવાજા પર ઉભો રહ્યો તો મેં જન્નતમાં દાખલ થવાવાળા ઘણા ખરા લોકો મિસ્કીન (ગરીબ) જ જોયા દોઝખના દરવાજા પર જ્યારે ઉભો રહ્યો તો ત્યાં પણ ઘણી ખરી દાખલ થવાવાળી સ્ત્રીઓ જોઇ.

૧૪૯૪. હઝરત આઇશા (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) જ્યારે કોઈ સફરમાં તશરીફ લઈ જતા તો આપની પત્નિઓમાં ચીઠ્ઠીઓ નાખતા એક વખત હઝરત હફ્સા (રઝી.) અને મારું નામ ચીઠ્ઠીમાં નીકળ્યું (એટલા માટે અમે બન્ને સાથે જ થઈ ગયા) અને તે સફરમાં હુઝુર (સલ્લ.) રાત હોતી તો મારાથી વાતો કરતા ચાલતા હઝરત હફ્સા (રઝી.) એ મારાથી કહ્યું કે આજે તમે અમારા ઊંટ પર સવાર થાઓ અને હું તમારા ઊંટ પર અને દરેક એક બીજાની ચાલ જોઇએ મેં કહ્યું સારૂ જેથી હું હઝરત હફ્સા (રઝી.) ના ઊંટ પર સવાર થઈ ગઇ અને રસુલુલ્લાહ (સલ્લ) મારા ઊંટની નજીક આવ્યા જેમાં તે સમયે હઝરત હફ્સા (રઝી.) સવાર હતાં અને સલામ કરી પછી ચાલ્યા ત્યાં મેં જ્યારે આપને ન જોયા તો એક પડાવ મારા બન્ને પગ અઝખર ઘાસ પર રાખીને કહ્યું કે ખુદા! મારા પર સાપ કે વિંછીને મોકલી દે. જેથી મને કરડે અને રસુલુલ્લાહ (સલ્લ.) ને તો હું કંઈજ કહી શકતી નથી.

૧૪૯૫. હઝરત અનસ (રઝી.) કહે છે કે જો હું ઇચ્છું તો આ પણ કહી શકું છું કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે કુંવારી સ્ત્રીથી નિકાહ કરે તો સાત દિવસ રહે અને જો વિધવાથી નીકહ કરે તો તેની પાસે ત્રણ દિવસ રહે.

૧૪૯૬. હઝરત અસ્મા (રઝી.) કહે છે કે એક સ્ત્રીએ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી કહ્યું હે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ,)! મારી એક સૌંત છે. તો જો હું તેની એવી વસ્તુના મળવાને જાહેર કરૂં જે મને પતિએ આપી નથી તો શું ગુનોહ છે?

હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે એવું કહેવાવાળા જૂઠના બે કપડાં પહેરવાવાળાની જેમ છે.

૧૪૯૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા શરમ કરે છે. અલ્લાહને શરમ તે વાત પર હોય છે કે કોઈ મોમિન બંદો તેની હરામ કરેલી વસ્તુને કરી બેસે.

૧૪૯૮. હઝરત અસ્મા (રઝી.) કહે છે કે મારી શાદી હઝરત ઝુબૈર (રઝી.) થી થઈ અને તેમની પાસે કોઈ વસ્તુ એક પાણી ખેંચનાર ઊંટ અને એક ઘોડાના સિવાય ન હતી. હું તેમના ઘોડાને પાણી આપતી હું તેમના ઘોડાને ઘાસ દાણા આપ્યા કરતી હતી. પાણી ભરીને લાવતી હતી. તેમની ડોલ ખેંચતી હતી. મને રોટી સારી રીતે પકાવતાં આવડતી હતી.

તો તે અન્સારની નેક નૈયત સ્ત્રીઓ જે અમારા પડોસમાં રહેતી હતી. પકાવી દીધા કરતી હતી. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ઝુબૈર (રઝી.) ને એક જમીન આપી હતી જે અમારે ત્યાંથી બે અંતરે હતી. હું ત્યાંથી જઈને ઠળીઆ ભરીને લાવ્યા કરતી હતી કે એક વખતનો કિસ્સો છે કે હું ત્યાંથી ઠળીઆ લાવી રહી હતી કે મને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કેટલાક અન્સારીઓની સાથે મળી ગયા. અને હુઝુર (સલ્લ.) એ મને જોઈ ને તેમના ઊંટને બેસાડવા માટે 'અખ અખ' કહ્યું. જેથી મને સવાર કરી લે. પરંતુ મને પુરુષોમાં જવાની શરમ આવી અને હઝરત ઝુબૈર (રઝી.) ની ગૈરત પણ યાદ આવી. અને આ સ્થિતીને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ પણ જાણી લીધી કે મને શરમ લાગે છે. એ કારણે આપ ચાલ્યા ગયા. તેના પછી હું ઝુબૈર (રઝી.) ની પાસે આવી અને પુરો કિસ્સો બયાન કર્યો કે હું ઠળીયા લાવી રહી હતી કે મને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ પોતાના કેટલાક સહાબીઓની સાથે રસ્તામાં મળી ગયા. અને મને સવાર કરવા માટે પોતાનો ઊંટ બેસાડવા લાગ્યા. પરંતુ મારી શરમને જોઇ અને મને તમારી ગૈરત યાદ આવી. આ સાંભળીને હઝરત ઝુબૈર (રઝી.) એ કહ્યું કે તમારૂં ઠળીયા ભરીને લાવવું મને ઊંટ પર સવાર

થવાથી વધારે નાપસંદ છે. અસ્મા (રદી.) કહે છે કે પછી મારા પિતાએ એક ગુલામ ઘોડાની ખિદમત કરવા માટે મોકલી દીધો. જાણે કે મને આઝાદ કરી દીધી.

૧૪૯૯. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, હે આઈશા (રદી.)! જ્યારે તમો મારાથી ખુશ કે નાખુશ હોવા છો તો હુ તમોને ઓળખી લઉં છું. મેં અર્ઝ કરી, કેવી રીતે? ફરમાવ્યું, જ્યારે ખુશ હોવા છો તો કહો છો મોહંમદ (સલ્લ.) ના રબની કસમ અને જ્યારે નારાજ હોવા છો તો કહો છો કે ઈબ્રાહીમ (અલૈ.) ના રબની કસમ! આઈશા (રદી.) કહે છે. મે અર્ઝ કરી કે ઠીક છે, હે અલ્લાહના રસુલ (સલ્લ:)! હું ફકત આપનું નામ જ છોડી દઉં છું.

૧૫૦૦. હઝરત ઉકબા બિન આમીર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, સ્ત્રીઓના પાસે જવાથી બચતા રહો (પરહેઝ કરો) એક અન્સારીએ કહ્યું કે દેવરના વિષે આપ શું ફરમાવે છે? ફરમાવ્યું, દેવર તો મૃત્યુ છે.

૧૫૦૧. હઝરત ઇબ્ને મસઉદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, એક સ્ત્રી બીજી સ્ત્રીથી એવી વાત ન કરે કે પછી તેનું પોતાના પતિથી બધો જ હાલ તે જ રીતે બયાન કરે જાણે તેના પતિએ તેને જોઇ લીધી.

૧૫૦૨. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે કોઈ માણસને સફરમાં મોડું થઇ જાય તો પાછો ફરીને રાતના સમયે ઘરમાં ન જાય.

૧૫૦૩. હઝરત જાબિર (રદી.) કહે છે કે જો કોઇ માણસ રાતના સમયે ઘેર પાછો આવે તો ઘરમાં ન જાય. જ્યાં સુધી સ્ત્રી ઈસ્લાહ (સુધારો) ન કરી લે અને પોતાના વિખરાયેલા વાળને વ્યવસ્થિત ન કરી લે, તેમાં કાંસકો ન કરી લે.

# તલાકના હુકમના બયાન વિષે

૧૫૦૪. હઝરત ઈબ્ને ઉમર ( રદી. ) એ હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )ના જમાનામાં પોતાની પત્નિને હૈઝની (માસિકની) સ્થિતિમાં તલાક આપી. હઝરત ઉમર ( રદી. ) એ આની ચર્ચા હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) થી કરી. ફરમાવ્યું તેનાથી કહો. આ સમયે રૂજુએ કરી લે. અને નિકાહમાં રોકી રાખે. જ્યારે માસિક આવીને પાક થઈ જાય પછી તે અધિકાર છે ચાહે સંભોગ કરવાના પહેલાં છોડી દો (અને આ ઈદ્દતથી જેમાં અલ્લાહ તઆલાએ તલાક આપવાનો હુકમ આપ્યો છે આ જ મુરાદ છે ) ચાહે રહેવા દો.

૧૫૦૫. હઝરત ઇબ્ને ઉમર ( રદી. ) કહે છે કે આ એક તલાક પણ મારા હિસાબમાં ગણવામાં આવી હતી.

૧૫૦૬. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )ની પાસે જ્યારે જવાન છોકરીને લાવવામાં આવી તો તેણે કહ્યું કે હું ખુદાની સાથે તમારાથી પનાહ માગુ છું. આપે ફરમાવ્યું કે તેં મોટી ઝાતની સાથે પનાહ માગી છે, જા, તારા ઘરવાળાઓથી મળી જા,

૧૫૦૭. હઝરત અબુ ઉસૈદ (રદી.) એક રિવાયતમાં કહે છે કે જ્યારે તે આપની પાસે લાવવામાં આવી તો તેની ખિદમતના માટે એક દાઈ પણ તેની સાથે હતી. આપે તેનાથી ફરમાવ્યું કે તુ તારા નફસને મારા માટે અર્પણ કરી દે. તેણે જવાબ આપ્યો કે શું એક શાહઝાદી પોતાની રૈયતને તેનું નફસ અર્પણ કરી શકે છે? રિવાયત કરવાવાળાએ કહ્યું કે આપે આપનો મુબારક હાથ તેની તરફ લંબાવ્યો જેથી તેના દિલને શાંતિ થઈ જાય. પરંતુ તેણે કહ્યું કે હું ખુદાની સાથે તમારાથી પનાહ ચાહુ છું. આપે ફરમાવ્યું કે તેં મોટી ઝાતના

સાથે પનાહ માગી છે. અને તે તેના લાયક છે. પછી આપ ત્યાંથી અમારી પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું. અબુ ઉસૈદ, તેને બે તાકા સફેદ રેશમના આપીને તેના ઘરવાળાઓમાં પહોંચાડી દો.

૧૫૦૮. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે રિફાઆ કુઝીંની સ્ત્રી હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ની પાસે હાજર થઈ. અને કહેવા લાગી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! રિફાઆએ મને તલાક આપી દીધી હતી. તેના પછી મેં અબ્દુર્રહમાન બિન ઝુબેર (રદી.)થી શાદી કરી લીધી. પરંતુ તે બિલ્કુલ નામર્દ ( નપુંસક ) છે. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે કદાચ તું ફરીથી રિફાઆની પાસે જવા માગે છે? પરંતુ જયાં સુધી તે તારા અને તું તેની મજા ન ચાખી લે, તે સમય સુધી તું રિફાઆની પાસે જઈ શકતી નથી.

૧૫૦૯. હઝરત આઇશા ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ને મધ અને હલવો વિગેરે ઘણું જ સારૂં લાગતું હતું અને આપની આ આદત હતી કે આપ પણ નમાઝ પઢીને આપની પત્નિઓની પાસે તશરીફ લઈ જતા કદીક કદીક ચુંબન પણ થઇ જતું. એક વખતનો કિસ્સો છે કે આપ હઝરત હફસા બિન્તે ઉમર (રદી.) ના ત્યાં તશરીફ લઈ ગયા અને આદતથી વધારે આપને વાર લાગી. જ્યારે આપ તશરીફ લાવ્યા તો મેં કારણ પુછયું ફરમાવ્યું કે હફસા ( રદી. ) ના પિયરથી કોઈ સ્ત્રીએ એક ચામડાના વાસણમાં કેટલુંક મધ મોકલ્યું હતું. જેમાંથી કેટલુંક તેમણે મને પિવડાવ્યું. મેં આ સાંભળીને કહ્યું કે ખુદાની કસમ અમે રસુલુલ્લાહ ( સલ્લ. ) થી કંઈ ને કંઈ ચાલ ચોક્કસ રમીશું. એટલા માટે મેં સૌદા બિન્તે જમઆ ( રદી. )થી કહ્યું કે જ્યારે હઝરત (સલ્લ.) તમારી પાસે તશરીફ લાવે તો તમે કહેજો કે આપે અરફઝ ઝાડનો ગુંદ ખાધો છે? તો આપ આ જ કહેશે કે નહિં. તો તમે કહેજો કે પછી આ બદબુ કેવી આવે છે?

તો આપ આ જ કહેશે કે મને હફસા (રદી.) એ મધ પીવડાવ્યુ હતુ તમે કહેજો કે કદાચ તેણે ( માખીએ ) તે ઝાડનો રસ ચૂસી લીધો હશે. હું પણ આજ કહીશ અને સફીયા ( રદી. ) તમે પણ આ જ કહેજો. આઇશા (રદી.) કહે છે કે સૌદા (રદી.)એ બયાન કર્યું કે તે જ સમયે હુઝુર ( સલ્લ. ) તશરીફ લઈ આવ્યા અને મેં

ઇચ્છયું કે તમારી બતાવેલી વાત આપથી કહી દઉં. પરંતુ ડરના કારણે કહ્યું નહિ.

જ્યારે આપ (સલ્લ.) એ મારાથી સોહબત કરી તો મેં કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું આપે ગુંદ ખાધો છે? આપે ફરમાવ્યું નહિં. હફસા (રદી.) એ મધ પીવડાવ્યું છે.

મેં કહ્યું કે કદાચ માખીએ તે ઝાડનો રસ ચૂસ્યો હશે. પછી જ્યારે આપ મારા ત્યાં તશરીફ લાવ્યા તો મેં પણ આ જ કહ્યું. સફીયા (રદી.) ની તરફ ગયા તો તેમણે કહ્યું કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! શું મધ પીવડાવુ! ફરમાવ્યું, મારે જરૂરત નથી હઝરત આઇશા (રદી.) કહે છે કે સૌદા (રદી.) બોલ્યાં કે ખુદાની કસમ, આપણે આપ (સલ્લ.) ને મધથી મહરૂમ કરી દીધા. મેં તેમનાથી કહ્યું કે ચૂપ રહો.

૧૫૧૦. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે સાબિત બિન કૈસની પત્નિ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં આવીને કહેવા લાગ્યાં કે હે અલ્લાહના રસુલ (સલ્લ.)! મને કૈસની ન તો આદતની ફરીયાદ છે. ન દીનની ફક્ત એટલી વાત છે કે મને ઇસ્લામમાં કુફ્ર ખરાબ જણાય છે (એટલે હું મારા પતિની ઈતાઅત (ફરમાબરદારી) કરી શકતી નથી) આપે ફરમાવ્યું, સારૂ, તેમનો આપેલો બગીચો પાછો આપી શકો છો કે નહિ. તેણે કહ્યું કે જી, હા, તો આપે સાબિત (રદી.) ને બોલાવીને ફરમાવ્યું કે સાબિત! તમે તે બગીચો લઇ લો અને તેમને એક તલાક આપી દો.

૧૫૧૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત બરીરા (રદી.) ના પતિ ગુલામ હતા. જેમનું નામ મુગીસ જાણે હું તેમને જોઈ રહ્યો છું કે તે બરીરા (રદી.) ની જુદાઇમાં તેમના પાછળ રડતા ચાલ્યા જઇ રહ્યા છે અને તેમનાં આંસુ વહે છે નબી (સલ્લ.) એ મારાથી ફરમાવ્યું, જુઓ, મુગીસનો બરીરાથી આટલો પ્રેમ કરવો અને તેની આટલી બુગ્ઝ (અદાવત) રાખવી કેટલી વધારે આશ્ચર્યની વાત છે? નબી (સલ્લ.)એ બરીરા (રદી.) થી ફરમાવ્યું કે કાશ! બરીરા તમે મુગીસની પાસે ફરીથી આવી જતાં બરીરાએ અર્ઝ કરી કે શું આપ મને હુકમની રીતે ફરમાવો છો? ફરમાવ્યું નહીં પરંતુ

સિફારીશની રીતે કહું છું બરીરા (રદી.) એ કહ્યું, તો હવે મારે જરૂરત નથી.

૧૫૧૨. હઝરત સઅદ બિન સહલ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ,) એ ફરમાવ્યું કે યતીમની પરવરિશ કરવાવાળો અને હું, જન્નતમાં તે બે આંગળીઓની જેમ હશું અને શહાદતની આંગળીથી આપે ઇશારો કર્યો, કેટલુક અંતર પણ રાખ્યું.

૧૫૧૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે આવ્યો અને અર્ઝ કરી કે મારે એક કાળો છોકરો પૈદા થયો છે. આપે ફરમાવ્યું, તારી પાસે ઊંટ પણ છે? તેણે કહ્યું કે છે. આપે પૂછ્યું, કયા રંગનો છે. તેણે કહ્યું કે લાલ રંગના છે આપે પુછ્યું કે શું તેમાં કાળાશવાળા સફેદ રંગના પણ છે? તેણે કહ્યું, એવા પણ છે. આપે ફરમાવ્યું કે તે કયાંથી આવ્યા? તેણે કહ્યું કે નસે કરી દીધા હશે. આપે ફરમાવ્યું કે બસ એજ રીતે તારા છોકરાને કોઈ નસે પોતાની તરફ ખેંચી લીધો હશે.

૧૫૧૪. હઝરત ઈબ્ને ઉમર (રદી,) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ લિઆન કરવાવાળાઓથી ફરમાવ્યું કે તમારા બન્નેનો હિસાબ ખુદા લેશે. જો કે તમારા બન્નેમાંથી એક જરૂર જુઠ્ઠ છે. પતિથી ફરમાવ્યું કે હવે તારી પત્નિ પર તારો કોઈ હક ન રહ્યો તેણે કહ્યું કે હે અલ્લાહના રસુલ (સલ્લ.) ( મારો માલ અપાવી દો. ફરમાવ્યું, જો તુ સાચો છે તો તે માલ તેની શર્મગાહનો બદલો થઈ ગયો. જેનાથી તમે ફાયદો ઉઠાવ્યો છે. અને તમે જુઠ કહ્યું છે તો વધારે જુઠ (ગલત) થઈ ગયું.

૧૫૧૫. હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે કે એક સ્ત્રીનો પતિ મૃત્યુ પામ્યો. લોકોને આ ડર લાગ્યો કે કયાંક તે સ્ત્રીની આંખો દુખવા આવી ન હોય. હુઝુર (સલ્લ.)થી સુરમો લગાવવાની રજા માગી. આપે ફરમાવ્યું, નહિં. સુરમો ન લગાવો. પછી સ્ત્રીઓને એ સંબોધીને ફરમાવ્યું કે અજ્ઞાનતાના જમાનામાં જ્યારે કોઇ સ્ત્રી ઇદ્દત-માં હોતી તો એક વર્ષ સુધી સડેલાં ફાટેલાં કપડામાં બિલકુલ ખરાબ મકાનમાં રહેતી અને જો કોઈ કુતરૂ નિકળી જતુ તો તેની પર મગ-

નીઓ (ઘેટાની લેંડીઓ) ફેંકતી, તે સમયે ઈદ્દત પુરી થતી. હવે જ્યાં સુધી ચાર મહીના દસ દિવસ પસાર ન થઇ જાય, તે સમય સુધી સુરમો લગાવવાની રજા નથી.

૧૫૧૬. હઝરત અબુ મસઉદ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે કોઈ મુસલમાન સવાબ સમજીને પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કરે છે તો તે તેના માટે સદકાની જેમ હોય છે.

૧૫૧૭. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે કોઇ વિધવા કે યતીમના માટે કોઇ મામલામાં પ્રયત્ન કરે તો એવો છે જેવી રીતે અલ્લાહના રસ્તામાં જેહાદ કરવાવાળો અથવા એવો જેવો કે દિવસ તેમજ રાત ઈબાદત કરવાવાળો.

૧૫૧૮. હઝરત ઉમર બિન ખત્તાબ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) બનુ નઝીરનો બગીચો વેચતા હતા. અને પોતાના ઘરના માટે એક વર્ષનું ખર્ચ રોકી લેતા હતા.



# ખાવા પીવાના બયાન વિષે

૧૫૧૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક વખત (ભૂખના કારણે) મને ઘણી તકલીફ પહોંચી અને તે જ સ્થિતીમાં મારી મુલાકાત હઝરત ઉમર (રદી.)થી થઈ. મેં તેમને એક કુરઆન-નો આયત પઢવાની ફરમાઈશ કરી. તો તેમણે તેમના ઘરનો દરવાજો ઉઘાડીને અને તેમાં જઈને તે આયત પઢી. અને મને પણ બોલાવ્યો પરંતુ હું થોડો દૂર ચાલ્યો હોઈશ કે તે તકલીફ અને ભૂખના કારણે ચક્કર ખાઈને નીચે પડયો. એટલામાં શું જોઉં છું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) મારા ઓશિકે બેસેલા છે, મને ઉઠાડીને ફરમાવ્યું, અબુ હુરૈરહ (રદી.)! મેં અર્ઝ કરી, જી. આપે મારી સ્થિતીને જોઇને સમજી લીધું કે અને મને આપની સાથે આપના મકાનમાં લઇ ગયા. અને એક દૂધનો પ્યાલો મારા માટે મંગાવ્યો. અને મારાથી ફરમાવ્યું કે પીઓ. મેં થોડુ પીધું, આપે ફરમાવ્યું કે વધારે પીઓ, મેં વધારે પીધું, આપે ફરમાવ્યું કે વધારે મેં ખૂબ પેટ ભરીને પીધું. અને મારૂં પેટ તીરની જેમ ફુલી ગયું. અબુ હુરૈરહ (રદી.) કહે છે કે તેના પછી મારી મુલાકાત હઝરત ઉમર (રદી.)થી થઈ, તો મેં કહ્યું કે મેં આપથી જે સુર: પઢવાની ફરમા-ઇશ કરી હતી, હકીકતમાં તે ખાવાની ફરમાઇશ હતી. નહીં તો તે આયત તો હું આપથી સારી રીતે પઢી શકુ છું. હઝરત ઉમર (રદી) એ ફરમાવ્યું ખુદાની કસમ જો હું સમજી લેતો તો એટલી ખુશી એ લાલ ઊંટોના મળવાથી ન થતી, જેટલી તમારા ખાવા ખવડાવાથી થતી.

૧૫૨૦. હઝરત ઉમર બિન અબુ સલમા (રદી.) કહે છે કે હું ખાવાનાં સમયે હુઝુર (સલ્લ.) ની નજીક બેસેલો હતો. તે સમય સુધી હું નાબાલિગ હતો. તો હું રકાબીમાં ચારે બાજુ ખાતો હતો. આપે ફરમાવ્યું, છોકરા! ખાવાના સમયે 'બિસ્મિલ્લાહ' પઢયા કરો અને

જમણા હાથથી પોતાની સામેથી ખાઓ જેથી તે દિવસથી મારી આ જ રીત થઈ ગઈ.

૧૫૨૧. હઝરત અનસ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ પોતાના મૃત્યુના સમય સુધી કદી પાતળી રોટી અને ભૂનેલી બકરી ન ખાધી.

૧૫૨૨. હઝરત આઈશા (રદી.) કહે છે કે જ્યારે અલ્લાહના રસુલ (સલ્લ.) નું મૃત્યુ થયું તો તે સમયથી અમોને ખજુર અને પાણી પેટ ભરીને મળવા લાગ્યું હતું.

૧૫૨૩. હઝરત અનસ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ નાની નાની રકાબીઓમાં ન ખાધુ અને ન દસ્તરખ્વાન પર અને ન કદી આપના માટે ચપાતી પકાવવામાં આવી કતાદા (રદી.) થી કોઈએ પુછ્યું કે હુઝુર (સલ્લ.) કઈ વસ્તુ ઉપર ખાતા હતા? કહ્યું સફરા પર (એટલે કે ચામડાના દસ્તરખ્વાન પર)

૧૫૨૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે ખાવા બે માણસોના માટે તૈયાર કરવામાં આવે તે ત્રણને પૂરતું હોય છે. અને જે ત્રણના માટે તૈયાર કરવામાં આવે તે ચારના માટે પૂરતું હોય છે.

હઝરત ઇબ્ને ઉમર (રદી..) ની આ આદત હતી કે જ્યાં સુધી કોઇ ગરીબ દસ્તરખ્વાન પર ન હોતો તો આપ ખાવા ન ખાતા એક દિવસ એક માણસને દસ્તરખ્વાન પર ખાવા માટે લાવવામા આવ્યો, તો તેણે ઘણું ખાધું આપે ફરમાવ્યું કે આવા માણસને મારા ત્યાં કદી ન લાવવો કારણ કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું છે કે મુસલમાન એક આંતરડા માં ખાય છે અને કાફિર સાત આંતરડાં થી.

૧૫૨૫. હઝરત અબુ હુઝેફા (રદી.) કહે છે કે હું નબી (સલ્લ) ની ખિદમતમાં બેસેલો હતો, ઈરશાદ ફરમાવ્યો, હું ટેક લગાવીને ખાતો નથી.

૧૫૨૬. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ કદી ખાવાને ખરાબ નથી કહ્યું, જો સારૂં જણાતું ખાઈ લીધું નહિં તો છોડી દીધું.

૧૫૨૭. હઝરત સુહેલ (રદી.) થી કોઈએ પૂછ્યુ કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં કદી મેંદાનો લોટ આપે જોયો હતો? ફરમામાવ્યું, નહિ પછી તેણે પૂછ્યું કે જવના લોટને ચાળતા હતા? જવાબ આપ્યો, નહિ. પરંતુ ફૂંકી લેતા હતા.

૧૫૨૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ પોતાના સહાબા (રદી.) ને ખજુરો વહેંચી અને દરેક માણસને સાત સાત ખજૂરો આપી મારા ભાગમાં પણ સાત આવી પરંતુ તેમાં એક કઠણ હતી એટલે કે રદદી હતી. પરંતુ ખાવામાં ઘણી મજેદાર હતી પરંતું એવી બીજી કોઈ ખજુર ન નીકળી.

૧૫૨૯. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે એક વખત મારૂં પસાર થવાનું એક કૌમના પાસેથી થયું જેમની સામે ભૂનેલી બકરી મુકેલી હતી. તે લોકોએ મને ખાવા બોલાવ્યો મેં ના પાડી દીધી અને કહી દીધું કે મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) દુનિયાથી ચાલ્યા ગયા. પરંતુ જવની રોટી પેટ ભરીને ન ખાધી.

૧૫૩૦. હઝરત આઈશા (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) જ્યારે મદીનાથી તશરીફ લાવ્યા. કદી ત્રણ દિવસ લગાતાર ઘઉંની રોટી ખાધી નહીં અને આવી સ્થિતીમાં આપનો ઈંતેકાલ થઈ ગયો.

૧૫૩૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે જ્યારે અમારા ઘર-વાળાઓમાંથી કોઈનું મૃત્યુ થઈ જતું હતું તો સ્રીઓ એકઠી થતી (ફારીગ થવાના પછી) જયારે ચાલી જતી અને ઘરવાળી અથવા ખાસ સ્રીઓ રહી જાતી તો તે સમયે તલબીનાની હોડી ચઢાવવામાં આવતી અને પછી તેનું સરીદ બનાવીને બધાં જ પરસ્પર મળીને ખાતાં હતાં. પછી ફરમાવ્યુ કે મેં હુઝુર (સલ્લ.) થી સાંભળ્યું છે કે તલબીના એવું

ખાણું છે કે તેના લીધે બીમારની બિમારી સારી થઇ જાય છે અને તેનો ગમ તેમજ દુઃખ દુર થઈ જાય છે.

૧૫૩૨. હઝરત હુઝેફા (રદી.) કહે છેકે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે ન રેશમનો ઉપયોગ કરો, ન સોના ચાંદીનો, ન સોના-ચાંદીના વાસણોમાં ખાઓ કારણ કે દુનિયામાં આ કાફીરોનો ભાગ છે અને આખેરતમાં આપણો.

૧૫૩૩. હઝરત અબુ મસઉદ (રદી.) કહે છે કે એક માણસ અબુ શોએબ નામનો અન્સારી હતો. તેનો એક ગુલામ કસાઈ હતો એક દિવસ તેણે પોતાના ગુલામથી કહ્યું કે તું ખાવાનું તૈયાર કર હું અલ્લાહના રસુલ (સલ્લ.) ને પાંચ સહાબાઓની સાથે, ખાવા માટે બોલાવીશ, જેથી જ્યારે ખાણું થઈ ગયું તો તેણે આપને પાંચ સહાબાઓ સાથે બોલાવ્યા અને આપના પાછળ એક વધુ માણુસ પણ થઈ ગયો. જ્યારે આપ તેના મકાન પર પહોંચ્યા, તો તે માણસથી કહ્યું કે આવ્યા તો અમે પાંચ માણુસો હતા. પરંતુ આ માણુસ અમારા પાછળ થઈ ગયો. જો તમારી ખુશી હોય તો તેને પણ બોલાવી લો, નહિં તો છોડી દો. તેમણે કહ્યું કે તેની પણ રજા છે. ( આ પણ ચાલ્યો આવે )

૧૫૩૪. હઝરત અબ્દુલ્લાહ બિન જાફર બિન અબી તાલિબ (રદી) કહે છે કે મેં જોયું કે અલ્લાહના રસુલ (સલ્લ.) કાકડી, ખજુરો ભેગી કરીને ખાતા હતા.

૧૫૩૫. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે મદીનામાં એક યહુદી રહેતો હતો. તે મારી ખજુર કાપવાના એક વર્ષ પહેલાં લીધા કરતો હતો. એક વખત એવો કિસ્સો બન્યો કે મારી પાસે ખજુરો લેવા આવ્યો. પરંતુ મેં હજુ સુધી તેમને હાથ પણ લગાવ્યો ન હતો. મેં તેનાથી એક વર્ષનો સમય માગ્યો તેણે ના મંજુર કર્યો. આ ખબર હઝરત (સલ્લ.) ને પહોંચી આપે સહાબા ( રદી. ) થી ફરમાવ્યું કે ચલો યહુદીથી સમય માગવામાં જાબિર (રદી.) ની મદદ કરીએ. એટલા માટે આપ (સલ્લ.) તશરીફ લાવ્યા અને યહુદીથી વાતો કરવા લાગ્યા. તેણે વાતચીતના વચ્ચે કહ્યું, અબુલ કાસિમ હું આપને મોહલત આપીશ નહીં આપે જ્યારે આ સ્થિતી જોઈ તો બીગચામાં ફરવા જતા રહ્યા અને ચક્કર લગાવીને તશરીફ લઈ આવ્યા

અને ફરમાવવા લાગ્યા કે હજુ પણ મોહલત આપી દે. તેણે ફરીથી ઇન્કાર કરી દીધો. તે સમયે આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે જાબિર (રદી.) તમારી ઝોપડી ક્યાં છે? જાઓ, તેમાં બિસ્તર લગાવી દો. મેં જઈને તેને તૈયાર કરી દીધો. આપ (સલ્લ.) ત્યાં તશરીફ લઇ ગયા અને જઇને આરામ ફરમાવ્યો. તેના પછી જ્યારે આપ જાગ્યા તો તેનાથી મોહલતના માટે ફરીથી કહ્યું, પરંતુ તેણે ફરીથી પણ ઇન્કાર કરી દીધો. તો આપે ફરમાવ્યું, સારૂ જાબિર (રદી.) ખજુરો કાપો અને કેટલીએ વખત મેં આપની સામે ખજૂરો પેશ પણ કરી હતી અને આપ (સલ્લ.) એ ખાધી હતી. કિસ્સો આ છે કે મેં કાપવાનું શરૂ કર્યું અને કાપીને યહુદીની ખજુરો અદા કરી દીધી પછી વધેલી રહી અને મેં આવીને હુઝુર (સલ્લ.)ને આની ખબર આપી ફરમાવ્યું, હું સાક્ષી આપું છું કે અલ્લાહનો સાચો રસુલ છું.

૧૫૩૬. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ સવારના સમયે દરરોજ સાત અજવા ખજુરો ખાઇ લીધા કરે, તે તે દિવસ જાદુ અને ઝહેરથી બચી જશે.

૧૫૩૭. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ કંઈ ખાય, તો છેવટે આંગળીઓ ચાટી લે અને પછી કોઇ વસ્તુથી સાફ કરી લે.

૧૫૩૮. હઝરત જાબિર (રદી.) કહે છે કે અમારી પાસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં હાથના સિવાય રૂમાલ ન હતા.

૧૫૩૯. હઝરત અબુ ઉમામા (રદી.) કહે છે કે જ્યારે હઝરત મોહંમદ રસુલુલ્લાહ(સલ્લ.) ખાવાથી ફારીગ થઈ જતા હતા તો આ દુઆ પઢતા હતા: 'અલ્હમદુ લિલ્લાહિલ્લઝી કફાના વારિદાના ગૈર મુકફી વલા મકફુર.'

૧૫૪૦. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે પડદાના વિષે મને ઘણી જાણકારી હતી. એ જ કારણે હઝરત ઉલઇ બિન કઅબ (રદી.) મારાથી પુછયા કરતા હતા. જ્યારે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ મદીનામાં ઝેનબ બિન્તે જહશથી શાદી કરી અને ઝફાફની રાતની સવાર થઇ, તો આપે લોકોની દાવત કરી. લોકો હાજર થયા અને હુઝુર (સલ્લ.)ની સાથે દસ્તરખ્વાન પર ખાવા શરૂ કર્યુ. જયારે બધા ફારીગ થઇ ગયા અને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ. ) પણ ફારીગ થઇને ઉઠીને ચાલ્યા તો હુ પણ હુઝુર (સલ્લ.) સાથે થઈ ગયો. ત્યાં સુધી કે હઝરત આઇશા ( રદી. )ના હુજરાની પાસે પહોંચ્યા. ત્યાં એ વિચારીને કે હવે તે લોકો ચાલ્યા ગયા, ફરીથી પાછા ફર્યા, પરંતુ જયારે ત્યાં પહોંચ્યા તો બધા હાજર હતા. આપ ફરીથી પાછા આવી ગયા. હું પણ આપ ( સલ્લ. )ની સાથે પાછો આવી ગયો. પછી આપ ત્યાંથી પાછા ફર્યા, આ જ વિચાર કરીને કે લોકો હવે ચાલ્યા ગયા હશે, પરંતુ હવે બધા ચાલ્યા ગયા હતા. હુઝુર (સલ્લ.) એ મારા અને આપના વચ્ચે પડદા છોડી દીધો અને પડદાનો હુકમ નાઝીલ થઈ ગયો.



# અકીકા અને કુરબાનીનુ બયાન

૧૫૪૧. હઝરત અબુ મુસા (રદી.) કહે છે, મારા ત્યાં છોકરો પૈદા થયો. હું તેને લઈને હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં લઇને હાજર થયો. આપે તેની એક ખજુરથી (છુહારાથી) તહનીક કરી અને બરકતની દુઆ કરી અને પછી મને આપી દીધો.

૧૫૪૨. હઝરત અસ્મા ( રદી. )ની હદીસ છે કે અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદી.) કઅબાના સ્થળે પૈદા થયા. આ હદીસ હિજરતના બયાનમાં પણ આવી ગઈ છે. પરંતુ અહીં એટલું વધારે છે કે અબ્દુલ્લાહની પૈદાઇશથી લોકો ઘણા ખુશ થયા હતા. કારણ કે આ કૌલ પ્રખ્યાત હતો કે મુસલમાનો પર યહુદીઓએ જાદુ કરી દીધુ છે. તેમની ઔલાદ પૈદા થશે નહિં.

૧૫૪૩. હઝરત સલમાન બિન આમીર (રદી.) કહે છે કે છોકરાનો અકીકો જરૂરી છે. એટલા માટે તમારે જોઈએ કે તેની તરફથી કુરબાની કરો અને તેના માથેથી તકલીફ દૂર કરી દો.

૧૫૪૪. હઝરત અદી બિન હાતીમ (રદી.) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી પુછયું, જો કોઈ માણસે લાકડીથી શિકાર કર્યો હોય તો તમોને આનો શું હુકમ છે? ફરમાવ્યું કે જો લાકડીની ધારથી શિકાર કર્યો હોય તો તમારે તેનુ ખાવું જાઈઝ છે. અને જો ચોટથી મુરાદ છે તો ખાવું ન જોઈએ. પછી મેં કુતરાના શિકાર વિષે પુછયું. ફરમાવ્યું, જો તમારો કુતરો તમારા માટે શિકાર રોકી લે, તો ખાઈ લેવું. કારણ કે એવું કુતરૂં તાલીમ આપેલ હોય છે. જો તમારા કુતરાની સાથે બીજો કુતરો શિકાર કરવામાં જોડાઈ જાય અને તમોને તેનો શક હોય કે કયા કુતરાથી શિકાર કર્યો છે, તો ન ખાઓ.

કારણ કે તમે 'બિસ્મીલ્લાહ' તમારા કુતરા પર પઢી છે. ન કે બીજા કુતરા પર.

૧૫૪૫. હઝરત અબુ સાલવા ખિશ્તી (રદી.) કહે છે કે એક વખત મેં રસુલુલ્લાહ (સલ્લ.) થી પુછ્યું, હે અલ્લાહના રસુલ(સલ્લ) કોઈ કોઈ વખત એવું થાય છે કે અમે લોકો કિતાબવાળાઓની સાથે હોઈએ છીએ, તો અમારા માટે તેમના વાસણોમાં ખાવું જાઇઝ છે કે નહિ ? અને એ જ રીતે અમે કહીક તીરથી કે શિકારી અને ગૈર શિકારી કુતરાથી શિકાર કરી લઈએ છીએ, તો હવે અમારે કયો શિકાર ખાવો જોઈએ ? ફરમાવ્યું, સાંભળો, તીરનો શિકાર જો તમે 'બિસ્મિલ્લાહ' પઢીને કર્યો છે તો તેનુ ખાવું જાઈઝ છે, અને કુતરાનો શિકાર જે તમારો શિખવાડેલો છે, જો બિસ્મિલ્લાહ કહીને છોડયો છે તો તેનું ખાવા પણ જાઈઝ છે. અને જે શિકાર તે કુતરાથી કર્યો હોય જે શિખવાડેલો નથી, તો જો તમે બિસ્મિલ્લાહ કરીને ઝુબ્હ કરી લીધું હોય તો તેને ખાઈ લો, નહીં તો નહી. અને વાસણોના વિષે આ છે કે જો તમોને અહલે કિતાબના સિવાય વાસણ મળતાં હોય, તો તેમના વાસણોમાં ન ખાઓ, નહીં તો ખાઈ લો.

૧૫૪૬. હઝરત અબ્દુલ્લાહ બિન મુગફ્ફલ(રદી.) કહે છે કે મેં એક માણસને કાંકરી ફેંકતો જોયો, તો તણે કહ્યું કે (ભાઈ) કાંકરી ન ફેંક. આનાથી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મના ફરમાવ્યું છે. આપે ફરમાવ્યું છે કે ન તો તેનાથી શિકાર મરે છે, ન કોઈ દુશ્મન ઝખ્મી થઇ શકે છે. હા, એટલી વાત ચોક્કસ છે, કે જો કોઈને લાગી જાય, તો યા આનાથી તેનો દાંત તૂટી જશે કે આંખ ફુટી જશે. કેટલાક દિવસો પછી મેં ફરીથી તેને ઈંટ મારતો જોયો તો કહ્યું કે મેં તને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની હદીસ બયાન કરી ન હતી ? તુ ફરીથી ઈંટ મારે છે. હું તારાથી એટલા દિવસો સુધી વાત કરીશ નહિં.

૧૫૪૭. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું. જેણે શિકારી કુતરાના સિવાય કોઈ કુતરૂં પાળ્યું તો તેના અમલમાંથી બે કિરાત સવાબ દરરોજ ઓછા થશે.

૧૫૪૮. હઝરત અદી બિન હાતિમ (રદી)ની હદીસ ઉપર આવી ગઇ. આમાં એટલું બીજુ વધારે છે કે જો તમે શિકારને તીર મારો અને તે બે કે ત્રણ દિવસ પછી ઝખ્મી મળે અને તમારા તીરના સિવાય બીજુ કોઈ ચિન્હ તેમાં ન હોય, તો તેનુ ખાવું જાઇઝ છે. અને જો તે શિકાર પાણીમાં પડી જાય તો ન ખાઓ,

૧૫૪૯. હઝરત ઇબ્ને અબી ઉફી (રદી.) કહે છે કે અમે હુઝુર (સલ્લ.)ની સાથે છ કે સાત જેહાદોમાં તીડ જ ખાધાં હતાં.

૧૫૫૦. હઝરત અસ્મા બિન્તે અબુબક્ર (રદી.) કહે છે કે મદીનામાં હુઝુર ( સલ્લ. ) ના જમાનામાં અમે ઘોડો ઝુબ્હ કરીને ખાધો હતો.

૧૫૫૧. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મારુ પસાર થવાનુ કેટલાક માણુસો પરથી થયું, મેં જોયું કે તેમણે એક મુરઘીને બાંધી રાખી છે અને તેની પર તીર મારી રહ્યા છે, મને જોઇને આજુબાજુ ચાલ્યા ગયા. મેં પુછ્યું કે આ કાર્ય કોણે કર્યું છે? હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. )એ આવું કાર્ય કરવાવાળાઓ પર લાનત કરી છે.

૧૫૫૨. હઝરત ઇબ્ને ઉમર (રદી.) બીજી રિવાયતમાં કહે છે કે પ્રાણીઓને જે લોકો તીરનાં નિશાન બનાવે છે હુઝુર ( સલ્લ. ) એ તેમના પર લાનત કરી છે.

૧૫૫૩. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હુઝુર ( સલ્લ. ) ને મુરઘી ખાતાં જોયા છે.

૧૫૫૪. હઝરત અબુ સલઅબા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ધારદાર દાંતવાળા પક્ષીઓનું ગોશ્ત ખાવાથી મના ફરમાવ્યું છે.

૧૫૫૫. હઝરત અબુ મુસા ( રદી ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે સારા અને ખરાબ સાથે બેસવાવાળાની મિસાલ એવી છે, જેવી રીતે મુશ્કની પોટલી ઉઠાવવાવાળો અને ભઠ્ઠીને ફુંકવાવાળો. જે મુશ્કની પોટલી ઉપાડેલ છે યા તો તેનાથી

ખરીદી લેશે યા તે ખુશ્બુ આપી દેશે. નહીં તો ખુશ્બુ તો તેને આવી જ જશે. અને ભઠ્ઠી ફુંકવાવાળો તારાં કપડાં સળગાવી દેશે યા તો ઓછામાં ઓછું તને બદબુ તો તેની આવી જ જશે.

૧૫૫૬. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મોંઢા પર મારવાથી મના ફરમાવ્યું છે.

૧૫૫૭ હઝરત સલમા બિન અકવઅ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જો કોઇ માણસ કુરબાની કરે, તો તેનું ગોશ્ત ત્રણ દિવસથી વધારે ન રાખે. પછી બીજુ વર્ષ આવ્યું તો અમે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ ( સલ્લ. ) ! આ વર્ષે પણ ગયા વર્ષની જેમ અમલ કરીએ, ફરમાવ્યું, નહિં, ખાઓ, ખવડાવો, પહેલા વર્ષે તો મેં એટલા માટે કહ્યું હતું કે લોકોને જરૂરત વધારે હતી. અને તમારે તેમની મદદ કરવાની હતી.

૧૫૫૮. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) બકરી ઈદના દિવસે ખુત્બાના પહેલાં નમાઝ પઢી. પછી ખુત્બો પઢયો અને ફરમાવ્યું કે લોકો ! તમોને મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ આ બન્ને દિવસોમાં રોઝા રાખવાથી મના ફરમાવ્યું છે. કારણ કે એક દિવસ એવો છે જેમાં રોઝાની ઈફતાર થાય છે અને બીજો કુરબાનીઓનું ગોશ્ત ખાવાનો છે.

૧૫૫૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જેણે દુનિયામાં શરાબનો ઉપયોગ કર્યો અને તૌબા વગર મૃત્યુ પામ્યો. તેને આખેરતમાં શરાબ મળશે નહી.

૧૫૬૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે ઝિના કરવાવાળો ઈમાનદારીની સ્થિતીમાં, શરાબ પીવાવાળો ઈમાનદારીની સ્થિતીમાં શરાબ પીતો નથી અને ચોર ઈમાનદારીની સ્થિતીમાં ચોરી કરતો નથી

૧૫૬૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે ઈમાનદારીની સ્થિતીમાં કોઇ માણસ કોઈની કિમતી વસ્તુ એવી રીતે નથી ઉચકતો કે તે લઈને ચાલતો હોય અને લોકો જોતા જ રહે.

૧૫૬૨. હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુ-

લુલ્લાહ )સલ્લ.) થી કોઈ એવી શરાબના વિષે પૂછયું, જે તે સમયે યમનવાળા પિતા હતા. ફરમાવ્યું, જે વસ્તુ નશાવાળી છે હરામ છે.

૧૫૬૩. હઝરત અબુ આમીર અશઅરી (રઝી.) એ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાથી એવા લોકો ચોકકસ આવશે જે શરાબને હલાલ સમજીને પીશે અને રેશમ વિગેરેને પણ હલાલ સમજશે. તેમનામાંથી કેટલીક ટોળીઓ ચોક્કસ એવા હશે કે તેમના ચરાવવાળો જ્યારે તેના પ્રાણીઓ લઈને સાંજે પાછો આવશે, પછી કોઈ સવાલ કરવાવાળા જો સવાલ કરશે તો તે કહેશે કાલે આવજો પછીથી જે માણસો બાકી રહી જશે, તેમને ખુદા સુવ્વરો અને વાંદરાની સૂરતમાં બદલી નાખશે.

૧૫૬૪. હઝરત અબુ ઉસૈદ સાઈદી (રઝી.) એ તેમના વલીમામાં હઝરત (સલ્લ.) ને બોલાવ્યા અને તેમની પત્નિ જ તે સમયે ખાદિમા હતી. તો તે કહે છે તમોને ખબર છે કે મેં હુઝુર (સલ્લ.) ને શું ખવડાવ્યું ? મેં આપના માટે રાત્રે ખજુરોની પલાળી દીધી હતી. તેનું પાણી આપ (સલ્લ.) ને પીવડાવ્યું હતું.

૧૫૬૫. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ વાસણોમાં ખજૂરનો રસ રાખવાથી મના ફરમાવી દીધું, કોઈએ આપ (સલ્લ.) થી કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ.) દરેક માણસની પાસે મશકતો છે નહિં. તો આપે તેલ લાગેલા વગરની દોણીની રજા આપી દીધી.

૧૫૬૬. હઝરત અબુ કતાદા (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ ખજુર અને દ્રાક્ષ તેમજ કિશમીશ સૌને મિલાવીને રસ બનાવ-વાથી મના કર્યું. પરંતુ દરેકનો રસ જુદો જુદો બનાવવાની રજા આપી છે.

૧૫૬૭. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રઝી.) નકના નામના સ્થળેથી એક દુધનો ભરેલો પ્યાલો લાવ્યા. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું તમે તેને ઢાંકી કેમ ન દીધો ? ઓછામાં ઓછુ તેની પહોળાઇમાં રાખી દેતા, તો સારૂં હતું.

૧૫૬૮. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું કે પુષ્કળ દૂધ આપવાવાળી ઊંટણી

પુરા દિવસોની સગર્ભા વાળી હોય તેનો સદકો ઘણો સારો છે એવી જ રીતે વધારે દૂધ આપવાવાળી બકરી જેના દૂધથી એક વાસણ સવારે ભરાઈ જાય અને એક સાંજે; તેનો સદકો પણ સારો છે.

૧૫૬૯. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) આપના એક સાથી (અબુ બક્ર (રદી.) ની સાથે અન્સારોના ત્યાં તશરીફ લઇ ગયા. અને ફરમાવ્યું કે જો તમારા ત્યાં વાસી પાણી કોઇ નાની મશકમાં હોય તો લાવો. નહિ તો અમે મોંઢાથી જ પી લઈશું. તેમણે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! રાતનું વાસી પાણી મારી ઝુંપડીમાં છે. તો ત્યાં તશરીફ લઈ ચાલો. આપ તેમની સાથે તશરીફ લઈ ગયા. તે આપના માટે પાણી લાવ્યા અને તેના પછી તેમની બકરીનું દૂધ મિલાવીને પાયુ. આપે પીધુ, પછી આપની સાથવાળા સાથીએ પીધું.

૧૫૭૦. હઝરત અલી (રદી.) કુફાની મસ્જિદના દરવાજા પર તશરીફ લાવ્યા અને ત્યાં ઉભા રહીને પાણી પીધું. પછી ફરમાવ્યું કે તમારામાંથી કેટલાક લોકો ઉભા રહીને પીવું મકરૂહ સમજે છે. જો કે રસુલુલ્લાહ (સલ્લ.) ને મેં એ જ રીતે પીતાં જોયા છે. જેવી રીતે તમે લોકોએ મને જોયો.

૧૫૭૧. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે ઝમઝમનું પાણી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) એ ઉભા રહીને પીધું હતું.

૧૫૭૨. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મશકને મોઢું લગાવીને પાણી પીવાને મના ફરમાવ્યું છે.

૧૫૭૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ બે વાતોથી મના ફરમાવ્યું. એક તો મશકથી મોઢું લગાવીને પાણી પીવાથી. બીજું જો પડોસી તેના ઘરમાં લાકડી નાખતો હોય, તો તેને મના કરવાથી.

૧૫૭૪ હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) પાણી પીવામાં ત્રણ શ્વાસ લેતા હતા.

૧૫૭૫. હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ ચાંદીના વાસણથી પાણી પીએ છે. જાણે પોતાના પેટમાં દોઝખની આગ ગડગડ નાખે છે.

૧૫૭૬. હઝરત સુહેલ બિન સઅદ (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) સકીફા બની સાઈદામાં તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે સુહેલ! અમોને પાણી પીવડાવો. મેં આપને પાણી પીવડાવ્યું. પછી અમે સુહેલ(રદી.)એ તે પ્યાલો કાઢીને પીવડાવ્યું, જેમાં હુઝુર (સલ્લ.) ને પાણી પિવડાવ્યું હતું. તેને જોઈને ઉમર બિન અબ્દુલ અઝીઝ (રદી.) એ માગ્યું. તેમણે તેમને આપી દીધું.

૧૫૭૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે તેમની પાસે નબી (સલ્લ.) નો પ્યાલો હતો. જેના વિષે ફરમાવ્યા કરતા હતા કે તેમાં મેં ઘણી વખત હુઝુર (સલ્લ.) ને પાણી પીવડાવ્યુ છે તે પ્યાલામાં લોખંડનું પતરૂં લાગેલું હતું, તેમણે ઈરાદો કર્યો કે તેના બદલે સોના કે ચાંદીનું લગાવી દે. પરંતુ અબુ તલ્હા (રદી.) એ મના કર્યું અને કહ્યું કે જે વસ્તુને હઝરત મોહંમદ (સલ્લ.) એ બનાવ્યું હોય તેમાં ફેરફાર ન કરવો જોઈએ. જેથી તેમણે તેને એવો જ રહેવા દીધો.



# બીમારેના બયાન વિષે

૧૫૭૮. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે મુસલમાનને જ્યારે કોઈ મુસીબત કે ગમ કે તકલીફ પહોંચે છે, ત્યાં સુધી કે તેને કાંટો પણ લાગી જાય છે. તો અલ્લાહ તઆલા તેના જરીએ તેના ગુનાહ માફ કરે છે.

૧૫૭૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. મુસલમાનની મિસાલ ખેતીના ઝાડની ડાળી જેવી છે કે તેને જુદી જુદી હવાઓ અહીં તહીં હલાવે છે. અને જયારે સીધી થવાના નજીક હોય છે, તો પછી તેના પર કોઈ મુસીબત આવી જાય છે અને કાફીરની મિસાલ સનોબરના ઝાડ જેવી છે. જે સંપુર્ણ કડક અને સીધું હોય છે.

૧૫૮૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જ્યારે કોઇ મુસલમાનની સાથે ખુદા ભલાઈ ચાહે છે તો તેને મુસીબતમાં સપડાવીને પરીક્ષા લે છે (ચકાસે છે).

૧૫૮૧. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી વધારે દર્દની તકલીફવાળો મેં કોઈને જોયા નથી.

૧૫૮૨. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની બીમારીની સ્થિતિમાં જે સમયે આપને ઘણો સખત તાવ હતો, ખિદમતમાં હાજર થયો અને (આપ (સલ્લ.)ને જોઈને) અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપને આ સમયે સખત તાવ છે. આપે તેનો કંઇક જવાબ આપ્યો. પછી મેં અર્ઝ કરી કે આ એટલા માટે છે કે આપને બે ગણો સવાબ મળે.

હુઝુર ( સલ્લ. ) એ ફરમાવ્યું કે હા, જ્યારે કોઈ મુસલમાન કોઈ બીમારીમાં સપડાય છે, તો અલ્લાહ તઆલા તેના ગુનાહો એવી રીતે ખંખેરે છે જેવી રીતે ઝાડથી પાંદડાં પડે છે.

૧૫૮૩. હઝરત ઇબ્ને અબ્બાસ ( રઝી. ) એ એક દિવસ પોતાના સહાબાઓથી કહ્યું કે જો તમે ઇચ્છતા હો તો તમોને જન્નતી સ્ત્રી બતાવું. તે બધાંએ કહ્યું કે હા, જરૂર. આપે કહ્યું કે જુઓ, એક કાળી સ્ત્રી હુઝુર ( સલ્લ. )ની ખિદમતમાં હાજર થઇ અને કહેવા લાગી, હે અલ્લાહના રસુલ [ સલ્લ. ] ! હું બેહોશ થઈને નગ્ન થઈ જાઉં છું. આપ મારા માટે દુઆ ફરમાવો. આપે ફરમાવ્યું કે જો તું સબ્ર કરે તો, તારા માટે જન્નત છે, નહીં તો હું દુઆ કરૂં છું. તેણે કહ્યું, સારૂ, હું સબ્ર કરી લઉં છું. પરંતુ નગ્ન ન થવા માટે તો દુઆ ફરમાવી દો. એટલા માટે આપે તેના માટે દુઆ કરી.

૧૫૮૪. હઝરત અનસ ( રઝી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે, કે જ્યારે કોઈ બંદાને હુ આંખોની બીમારીમાં સપડાવું છું. અને તે તેના પર સબ્ર કરે છે, તો હું તેના બદલામાં જન્નત અર્પણ કરું છું.

૧૫૮૫. હઝરત જાબિર ( રઝી. ) કહે છે કે નબી (સલ્લ.) મારી ખબર પુરસી માટે તશરીફ લાવ્યા. તે સમયે આપ ( સલ્લ. ) ન ખચ્ચર પર સવાર હતા. ન ઘોડા પર.

૧૫૮૬. હઝરત આઈશા ( રઝી. ) કહે છે કે એક વખત મેં હુઝુર ( સલ્લ. ) ની સામે કહ્યું કે હાય, મારૂ માથું ફાટી જાય છે. ફરમાવ્યું, ધબરાઓ છો કેમ ? જો તમે મારી સામે મૃત્યું પામ્યાં તો હું તમારા માટે દુઆ અને 'ઇસ્તગફાર' કરીશ. મેં અર્ઝ કરી. ખુદાની કસમ ! આપ મારા મરવાની ઇચ્છા કરો છો જેથી મારા મરવાના પછી કોઇ પત્નિને છેવટની ઉમર સુધી દુલ્હન બનાવી રાખો. ફરમાવ્યું, આ વાત બિલકુલ નથી, પરંતુ હું માથાની બિમારીમાં જાતે જ સપડાયેલો છું. મે ઇરાદો કર્યો હતો કે અબુબક ( રઝી. ) ને બોલાવીને ખિલાફતની વસીયત કરી દઉં. કારણ કે લોકો તો પોત-પોતાની કહેશે અને ઇચ્છા કરવાવાળા ઇચ્છા કરીને જ રહી જશે. પરંતુ મેં વિચાર કર્યો કે અલ્લાહ તઆલા અબુબક ( રઝી. ) ના

સિવાય કોઈ ને ખલીફા પસંદ કરતો નથી. એટલા માટે લોકોને જાતે જ રોકી દેશે અને ઇમાનદાર લોકો બીજાઓને દૂર કરી દેશે.

૧૫૮૭. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, મુસીબતના કારણે કોઈ માણસ મૃત્યુ ન ઇચ્છે અને ચૂપ રહે. અને જો તેને સબ્ર થતું જ ન હોય તો આ રીતે કહે, હે અલ્લાહ ! મારા માટે જીંદગી બેહતર છે તો તે અર્પણ કર અને જો મૃત્યુ બેહતર હોય તો મૃત્યુ આપી દે.

૧૫૮૮. હઝરત ખબ્બાબ ( રદી. ) એ પોતાના શરીર પર સાત ડામ લગડાવીને ફરમાવ્યું કે અમારા જેટલા ગરીબ સાથી હતા. તેઓ દુનિયાથી ચાલ્યા ગયા અને દુનિયાએ તેમને કોઈ જાતની તકલીફ ન પહોંચાડી અને આજકાલ અમારી પાસે એટલો માલ આવી રહ્યો છે કે અમોને તેને રાખવાની જગ્યા સુધ્ધાં પણ મળતી નથી, તેના સિવાય કે અમે મકાનો બનાવીએ. જો મને રસુલુલ્લાલ ( સલ્લ. ) ના મના કરવાનો ડર ન હોતો કે આપે મુસીબતના કારણે મૃત્યુની ઇચ્છા કરવાથી મના ફરમાવ્યું છે તો હું મૃત્યુને માગતો.

૧૫૮૯. હઝત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, કદાપી કોઇને તેનું અમલ જન્નતમાં લઈ જશે નહીં. મેં અર્ઝ કરી, હે અલ્લાહ હતા. રસુલ ( સલ્લ. )! આપને પણ નહીં ? ફરમાવ્યું કે મને પણ નહી, હા, એટલી વાત છે કે અલ્લાહ મને પોતાના ફઝલ અને રહમતમાં છુપાવી લે અને કોઈ માણુસને આ પણ ન જોઇએ કે મૃત્યુ માગે કારણ કે જો તે નેક છે તો ભલાઇના વધારાની આશા છે અને જો બદમાશ છે તો તૌબાની આશા છે.

૧૫૯૦. હઝરત આઇશા ( રદી. ) કહે છે ક અલ્લાહના રસુલ ( સલ્લ. ) જ્યારે કોઇ બિમારને જોવા જતા તો આ દુઆ ફરમાવતા કે હે લોકોના પરવર દિગાર ! આ બિમારીને ખતમ કર અને સારૂ કર તુ જ સારૂ કરવાવાળો છે. તારા સિવાય કોઈ નથી અને તારી તંદુરસ્તી તે તંદુરસ્તી છે જે બિમારીને છોડતી જ નથી. દુઆ 'અઝહબલ્બાસ રબ્બન્નાસિ વશ્ફિઅન્ત શાફી લાશિફા ઉલ્લા શિફાઉક શિફાઉલ્લા મુગાદી સકમન.'

૧૫૯૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે જેટલી બીમારીઓ અલ્લાહ તઆલાએ પૈદા કરી છે. તે બધાની દવા પણ પૈદા કરી છે.

૧૫૯૨. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યુ, ત્રણ વસ્તુઓ શિફાથી ખાલી નથી. મધ, સીંગી અને ડામ લગાવવો. પરંતુ હું મારી ઉમ્મતના લોકોને ડામ લગાવવાથી મના કરૂં છું.

૧૫૯૩. હઝરત અબુ સઇદ ખુદરી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં એક માણસ આવ્યો. અને અર્ઝ કરી કે મારા ભાઇને પેટની કંઇક તકલીફ થઈ ગઇ છે ફરમાવ્યું કે મધ પીવડાવો. ફરીથી તે આપની પાસે બીજી વખત આવ્યો અને તે જ કહ્યું. તો આપે ફરીથી પણ મધ પિવડાવવાનું કહ્યું તે ત્રીજી વખત હાજર થયો તો આપે ફરીથી મધનો જ હુકમ આપ્યો ફરીથી તે ચોથી વખત આવ્યો અને તે જ કહ્યું, તો આપે ફરીથી પણ મધ પિવડાવવાનું બતાવ્યું. પરંતુ કોઈ ફાયદો ન થયો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે ખુદા સાચો છે અને તારા ભાઇનું પેટ જૂઠું છે જા મધ જ પિવડાવ. તેણે આવીને મધ પિવડાવ્યું, તો તે સારો (સાજો) થઇ ગયો.

૧૫૯૪ હઝરત આઇશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે આ કાળો દાણો દરેક બીમારીની દવા છે. મૃત્યુના સિવાય (એટલે કે હબ્બતુસ્સોદા).

હઝરત ઉમ્મે કૈસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યુ ઉદે હિન્દીનો જુદી જુદી રીતથી ઉપયોગ કરો. તેમાં સાત શિફાઓ છે. અઝરહ (બાળકોની બીમારી) બિમારી માટે નાકમાં નાખવામાં આવે અને જાતુલ જંબ (વરાદ)ના માટે ટપકાવવામાં આવે. બાકી હદીસ આવી ગઇ છે.

૧૫૯૫. હઝરત અનસ (રદી.) ની આ હદીસ કે અબુ તય્યબાએ હઝરત રસુલુલ્લાહનાં પછના લગાવ્યાં, આવી ગઇ. પરંતુ આ હદીસમાં એટલુ વધારે છે કે તમારી બધી દવાઓથી બેહતર પછનાં

લગાવવા અને કિસ્ત-બહરી છે. અને ફરમાવ્યું કે ગળુ આવી જવાના કારણે બાળકોના ગળા દબાવીને તકલીફ ન આપો. પરંતુ કિસ્ત-બહરીનો ઉપયોગ કરો.

૧૫૯૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે. હુઝુર (સલ્લ.) એ ઈરશાદ ફરમાવ્યો કે મારી સામે બધી ઉમ્મતોને પેશ કરવામાં આવી અને તેમના પૈગમબરો તેમની સાથે હતા. તો તેમાં કોઇ નબી તો એવા આવ્યા કે જેમની સાથે કેટલાક જ માણસો હતા અને કોઇ એવા કે તેમની સાથે કોઈ ન હતું. છેવટે મને પછી એક ઘણી મોટી જમાત નજર આવી. મેં કહ્યું, શુ આ મારી ઉમ્મત છે? જવાબ આપવામાં આવ્યો મુસા (અલૈ.) ની છે. પછી અવાજ આવી કે માથુ ઉપર ઉઠાવો તો મેં જોયું કે એક ટોળુ એવડું મોટુ છે કે જેણે ઉફકે આસમાનને ઘેરી લીધુ છે. પછી બીજી તરફ પણ જોવાનું કહેવામાં આવ્યું તે બાજુ પણ મેં જોયુ કે દરેક બાજુએ ઉફકે આસમાન તેમનાથી ભરેલુ છે. તેના પછી મને કહેવામાં આવ્યું કે આ તમારી ઉમ્મત છે. અને તેમાં સિત્તોર હજાર માણસો વગર હિસાબે જન્નતમાં જશે. તેના પછી હુઝુર (સલ્લ.) હુજરામાં તશરીફ લઈ ગયા. અને તે લોકોને ન બતાવ્યું કે જન્નતમાં હિસાબ વગર દાખિલ થવાવાળા કયા લોકો હશે. અમે અરસપરસમાં જ કહેવાનુ શરૂ કર્યું કે તે લોકો કદાચ આપણે જ છીએ. કારણ કે આપણે જ ખુદા અને રસુલ પર ઈમાન લાવ્યા છીએ. કે કદાચ આપણી ઔલાદ હશે, જે ઈસ્લામમાં જ પૈદા થશે આ વાતોની જાણકારી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને પહોચી આપ (સલ્લ.) બહાર તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે તે તો આપણે લોકો છીએ, જે મંત્ર પઢતા નથી. અને બદફાલીના કાઇલ નથી અને ન ડાઘ આપીએ છીએ. પરંતુ ફક્ત પોતાના પરવરદિગાર પર ભરોસો કરીએ છીએ. હઝરત ઉકાસા (રદી.) એ ઉભા થઈને અર્ઝ કરી કે શું હું પણ તે જ લોકોમાં છું? ફરમાવ્યું, હા એટલામાં એક બીજો માણસ કહેવા લાગ્યો, તો હુઝુર સલ્લ.) એ ફરમાવ્યું, ઉકાસા તારાથી આગળ વધી ગયા.

૧૫૯૭. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે બીમારીનું ઉડીને વળગવું કોઇ વસ્તુ નથી. ન બદફાલી કોઇ વસ્તુ છે ન બદ નજરી કોઈ વસ્તુ છે, ન સફરનો મહિનો મનહુસ છે. હા, કોઢવાળા માણસથી એવા રીતે નાસો જેવી રીતે વાઘથી નાસો છો.

૧૫૯૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસ હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો અને કહેવા લાગ્યો, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! હું શું કરૂ? મારા ઊંટ રેતીના જંગલમાં જ્યાં હરણ હોય છે, ચરવા લાગે છે. ત્યાં કોઈ ખારીશ (ખસ) ઊંટને પહોંચી જાય છે અને બધાંને ખારીશ (ખસ) કરી દે છે. ફરમાવ્યું કે સારૂ તેને કોણે ખારીશ (ખસ) લગાવી?

૧૫૯૯. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ કેટલાક અન્સારીઓને ઝહરીલા પ્રાણીઓના અને કાનનું દર્દ ખતમ કરવાના મંત્રો પઢવાવી રજા આપી હતી, પછી હઝરત અનસ (રદી.) એ કહ્યું કે મને જાતુલ જંબની બીમારી થઈ ગઈ હતી. તેમાં મને ડાઘ લગાવવામાં આવ્યા જો કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) જીવતા હતા અને અબુ તલ્હા (રદી.) અને અનસ બિન નઝર અને ઝેદ બિન સાબિત (રદી.) ડાઘ લગાવવાના સમયે મારી પાસે હાજર હતા.

૧૬૦૦. હઝરત અસ્મા બિન્ત અબુબક્ર (રદી.) ની પાસે જ્યારે કોઈ તાવવાળી સ્ત્રી લાવતા, તો આપ તેના માટે દુઆ કરતાં હતાં. અને પાણી લઈને તેના મોંઢા પર નાખતાં હતાં અને ફરમાવતાં કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તાવને પાણીથી ઠંડો કરો.

૧૬૦૧. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, પ્લેગથી મૃત્યુ પામવું મુસલમાનના માટે શહાદત છે.

૧૬૦૨. હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ હુકમ આપ્યો કે જો નઝર લાગી જાય તો મંત્ર પઢવું જોઇએ છે.

૧૬૦૩. હઝરત ઉમ્મે સલમા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મારા ઘરમાં એક બાંદી જોઈ જેને એક કાળો ડાઘ હતો. આપે ફરમાવ્યું કે તેના માટે કંઈક દુઆ પઢાવી લો. તેને નઝર થઈ ગઈ.

૧૬૦૪. હઝરત આઈશા (રદી.) કહે છે કે મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ઝહરીલા પ્રાણીઓ માટે મંત્ર પઢવાની રજા આપી છે.

૧૬૦૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, બદફાલી તો સંપૂર્ણ બેહુદા ખ્યાલ છે અને નેક ફાલી એક સારી વસ્તુ છે. લોકોએ અર્ઝ કરી કે સારો હુકમ સાભળીને અચ્છાઈ (સારા)ના વિષે વિચારો.

૧૬૦૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના જમાનામાં કબીલા હુઝેલની બે સ્ત્રીઓ લડી. તેમાથી એક બીજીને પત્થર માર્યો બીજીના પેટમાં વાગ્યો તે સગર્ભા હતી. તેના પેટનું બાળક મૃત્યુ પામ્યું તે લોકો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયા અને તે મુકદદમાને પેશ કર્યો આપે ફરમાવ્યું આનો ફેંસલો આ છે કે તેના બદલે એક ગુલામ કે બાંદી આપવામાં આવે દંડ આપવાવાળી સ્રીના દિલે કહ્યું કે એવા બાળકનો દંડ અમે કેવી રીતે આપીએ? જે ન બોલ્યું ન તેણે ખાધું, ન પિધું, એવું ખૂન તો જુઠુ હોય છે. આપે ફરમાવ્યું, આ માણસ જ્યોતીષનો ભાઈ છે.

૧૬૦૭. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે બે માણસો પશ્ચિમના રહેવાવાળા આવ્યા અને તેમણે ભાષણ કર્યું લોકોને તેમનુ બયાન સારૂ જણાયું. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે કેટલાંક બયાન જાદુ હોય છે.

૧૬૦૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસે પહાડ પરથી પડીને પોતાનો જીવ આપ્યો તો તે દોઝખની આગમાં પડતો રહેશે. અને જેણે ઝેહર પીને પોતાનો જીવ ખતમ કરી નાખ્યો તો દોઝખની

આગમાં હમેશાં હાથમાં ઝેહર લઈ તેને પિતો રહેશે. અને જેણે લોખંડની વસ્તુથી પોતાના નફસને કતલ કર્યો તો તે દોઝખમા હંમેશાં પોતાને કતલ કરતો રહેશે.

૧૬૦૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જો ખાવામાં માખી પડી જાય, તેને ડૂબાડીને ફેંકી દો. કારણ કે તેની એક પાંખમાં બીમારી છે અને બીજામાં તેની દવા છે.



# પહેરવાનાં કપડાંના બયાન વિષે

૧૬૧૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે ફરમાવ્યું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ જેની લુંગી ઘૂંટણથી નીચી હોય, તે આગમાં જશે.

૧૬૧૧. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ (સલ્લ.) ને યમની કપડાંનો ઉપયોગ વધારે પસંદ હતો.

૧૬૧૨. હઝરત અબુઝર (રદી-) કહે છે કે એક વખત હું હઝરત મોહંમદ રસુલુલ્લા (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો તે વખતે સફેદ કપડાં પહેરીને સૂઇ રહ્યા હતા. ( હું પાછો જતો રહ્યો ) ફરીથી આવ્યો તો આપ જાગી ગયા હતા. ફરમાવ્યું કે જે ખુદાનો બંદો 'લાઇલાહા ઇલ્લલ્લાહ' કહીને તેના પર જ મૃત્યું પામ્યો તો તે જન્નતમાં ચોક્કસ દાખલ થશે. મેં અર્ઝ કરી કે જો તેણે ચોરી કે ઝિના કર્યા હોય તો પણ ( જન્નતમાં ) જશે ? ફરમાવ્યું કે હા, જો ઝિના, ચોરી કરી હોય તો પણ જશે. મેં ફરીથી આ જ કહ્યું કે જો તેણે ઝિના કે ચોરી કરી હોય તો પણ ? ફરમાવ્યું, જો કે તેણે ઝિના કર્યા હોય કે ચોરી કરી હોય, તો પણ જશે ચાહે અબુઝરની મરજી ન હોય. જ્યારે આ હદીસ અબુઝર (રદી.) બયાન કરતા હતા. તો આ પણ કહેતા કે જો અબુઝર (રદી.) ની મરજી ન હોય.

૧૬૧૩. હઝરત ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ રેશમનો ઉપયોગ કરવાથી ના પાડી બે આંગળીઓ એટલે કે અંગુઠો અને શહાદતની આંગળીથી ઈશારો કર્યો, એટલે બે આંગળી પહોળાઇ જાઈઝ છે.

૧૬૧૪. હઝરત ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જેણે દુનિયામાં રેશમનો ઉપયોગ કર્યો, તેને આખેરતમાં રેશમ પહેરવા મળશે નહિં.

૧૬૧૫ હઝરત હુઝેફા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ સોના અને ચાંદીના વાસણોમાં ખાવા અને પીવાથી મના ફરમાવ્યું છે. અને રેશમ પહેરવાને અને તેના પર બેસવાથી પણ મના ફરમાવ્યું છે.

૧૬૧૬. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ પુરુષને જાફરાની રંગનું કપડુ પહેરવાથી મના ફરમાવ્યું છે.

૧૬૧૭. હઝરત અનસ (રદી.) થી કોઈએ પૂછ્યું કે શું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) પોતાનાં જૂતાં સમેત નમાઝ પઢી લીધા કરતા હતા. ફરમાવ્યું, હા,

૧૬૧૮, હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કોઇ માણસ એક જુતુ (ચંપલ, બુટ, સ્લીપર વિગેરે) પહેરીને ન ચાલે, યા બન્ને પહેરીલે યા બન્ને ઉતારી દે.

૧૬૧૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે કોઇ માણસ જુતાં પહેરે તો જમણી પહેરે અને ઉતારવાના સમયે પહેલાં ડાબો પગ નિકાળે જૂતાં પહેરવામાં પહેલાં જમણો પગ હોય અને ઉતારવામાં પહેલાં ડાબો પગ હોય.

૧૬૨૦. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ચાંદીની વિંટી બનાવરાવી. અને તેની પર મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોતરાવ્યું અને ફરમાવ્યું કે આ વિંટી જે મેં બનાવરાવી છે, આ ડિઝાઇનના પ્રમાણે કોઈ બીજો ડિઝાઈન ન કોતરાવે.

૧૬૨૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી) કહે છે કે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે પુરુષ સ્ત્રીઓની સુરતો અપનાવે કે સ્ત્રી પુરુષોની સુરત અપનાવે, તો તેને પોતાના ઘેરથી કાઢી મુકો, એટલા માટે હુઝુર (સલ્લ.) એ ફલાણાને અને હઝરત ઉમર (રદી.) એ ફલાણાને કાઢી મુક્યા હતા.

૧૬૨૨. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું, મુશ્રિકોની વિરોધતા માટે દાઢીઓ વધારો અને મુછો કતરાવો.

૧૬૨૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું મુશ્રિક ખિઝાબ કરતા નથી. એટલા માટે તમે તેના ખિલાફ કરો.

૧૬૨૪. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના બાલ બન્ને ખભાઓના વચ્ચે પડયા રહેતા હતા, ન બિલકુલ સિધા હતા, ન વળાંકવાળા.

૧૬૨૫. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના બન્ને હાથ અને બન્ને કદમ મુલાયમ હતા, આપની હથેળીઓ પહોળી હતી, આવું ન કહી જોયું ન બાદમાં આશા છે.

૧૬૨૬. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ માથાના કેટલાક વાળ મુંડાવવા અને કેટલાક બાકી રાખવાથી મના ફરમાવ્યું.

૧૬૨૭. હઝરત આઇશા (રદી.) કહે છે કે ખુશ્બુ મને સારી મળતી, હું તે જ આપને લગાવતી, ત્યાં સુધી કે ખુશ્બુની મહેક આપના વાળમાંથી પૈદા થવા લાગતી.

૧૬૨૮. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ખુશ્બુ કદી પાછી કરતા ન હતા.

૧૬૨૯. હઝરત આઇશા (રદી.) કહે છે કે મેં હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) ને એહરામની સ્થિતીમાં અને હલાલ હોવાની સૂરતમાં ખુશ્બુ લગાવી છે. આ ખુશ્બુ બનેલી હતી.

૧૬૩૦. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું, તસ્વીરો બનાવવાવાળાઓથી કિયામતના દિવસે કહેવામાં આવશે કે પોતાની બનાવેલી વસ્તુઓમાં જીવ નાખો. અને તેમને અઝાબ આપવામાં આવશે.

હઝરત અબુહુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે, તેનાથી વધારે ઝાલિમ કોણ માણસ હશે, જે મારી જેમ વસ્તુઓ બનાવે. મને તે એક દાણો કે કિડી જ બનાવીને બતાવે. બીજી રિવાયતમાં છે કે એક જું જ પૈદા કરીને બતાવે.



# અદબના બયાન વિષે

૧૬૩૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક માણસ હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં હાજર થઇને કહેવા લાગ્યો કે મારે કોની સાથે સાથે સારો મામલો ( વર્તન ) અને મોહબ્બત કરવી બેહતર છે? ફરમાવ્યું, માની સાથે તેણે કહ્યું, પછી કોની સાથે? ફરમાવ્યું કે માની સાથે તેણે કહ્યુ, પછી કોની સાથે? ફરમાવ્યું, માની સાથે તેણે કહ્યું, પછી કોની સાથે ફરમાવ્યું, બાપની સાથે.

૧૬૩૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, બધા ગુનાહોમાં સૌથી મોટો ગુનોહ આ છે કે કોઇ માણસ પોતાના મા-બાપ પર લાનત કરે લોકોએ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! પોતાના મા-બાપ પર કેવી રીતે લાનત કરી શકે છે? ફરમાવ્યું કે એ રીતે કે કોઇ બીજાના બાપને ગાળ દે અને તે તેના બાપ પર પાછી આવી પડે કે કોઈની માને ગાળ દે તે જ ગાળ તેની માને પડે. અથવા આમ કે આ તેના મા-બાપને ગાળ દે અને તે તેના મા-બાપને કહે.

૧૬૩૩. હઝરત ઝુબૈર બિન નઇમ (રદી.) કહે છે કે જન્નતમાં સગા-સંબંધ તોડવાવાળો દાખલ થશે નહિં.

૧૬૩૪. હઝરત અબુહુરેહ (રદી,) કહે છે કે હઝરત મોહંમદ રસુ: લુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે (સગા-સંબંધ) રહમાનની સિફતથી નિકળે છે. અલ્લાહ તઆલાનુ ફરમાન છે કે જે તને મિલાવશે, હું મને મિલાવીશ જે તને તોડશે, હું તેનાથી સંબંધ તોડી દઈશ.

૧૬૩૫. હઝરત અમ્ર બિન આસ (રદી.) ફરમાવે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ખુલ્લમ ખુલ્લા આ ફરમાવ્યું કે

ફરમાવ્યું ખાનદાન મારૂં વલી નથી મારૂં વલી ખુદા છે. અને નેક મોમિન છે. હા. મારી સાથે તો લોકોનો સંબંધ ચોક્કસ છે. હું તેના પ્રમાણે વર્તન કરતો રહીશ.

૧૬૩૬. હઝરત અબ્દુલ્લાહ બિને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ (સલ્લ.)નો સંબંધ કાયમ રાખવાવાળો તે માણસ નથી હોતો જે બદલો કરે, પરંતુ તે માણસ હોય છે કે જ્યારે સબંધ તોડવા લાગે તો તે તેને તોડવા ન દે.

૧૬૩૭. હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુ-લુલ્લાહ (સલ્લ.) ની પાસે એક ગામડીયો આવ્યો અને કહેવા લાગ્યો કે તમે લોકો બાળકોને ચુંબનો કરો છો ? પરંતુ અમે લોકો તો કરતા નથી. ફરમાવ્યું; હું આનો શું ઉપાય કરૂ કે તારા દિલથી રહમ ઉઠાવી લેવામાં આવ્યો છે.

૧૬૩૮. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની પાસે કેટલાક કેદીયો લાવવામાં આવ્યા. તેમાં એક સ્ત્રી પણ હતી, જ્યારે તે સ્ત્રીને કોઈ બાળક કોઇ કેદીનું મળી જતું તો તે તરત જ તેને સિનાથી લગાવી દેતી અને તેને દૂધ પિવડાવતી હતી. હુઝુર (સલ્લ.) એ આ ફરમાવ્યું કે શું આ પોતાનું બાળક આગમાં નાખી શકે ? અમે અર્ઝ કરી, કદાપી નહિં. તો હઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર આ સ્ત્રીથી વધારે દયા (રહમ) ખાય છે. હકિકતમાં જે પોતાના બાળક પર મા દયા (રહમ) ખાય છે.

૧૬૩૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે હઝરત મોહમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ પહેલા દિવસે રહમતના એક સો ભાગોમાંથી નવ્વાણુ પોતાની પાસે રાખ્યા અને એક ભાગ મખ્લુકની ખિદમતમાં આવ્યો જેના કારણે એક બીજા પર રહમ કરે છે ત્યાં સુધી કે ઘોડી પણ પોતાના બચ્ચાથી પુંછડું બચાવીને રાખે છે. જેથી તેને તકલીફ ન થાય.

૧૬૪૦ હઝરત ઉસામા બિન ઝેદ (રદી.) કહે છે કે હઝરત મોહ-

મદ (સલ્લ.) મને એક ઝાનુ પર અને હઝરત હસન (રદી.) ને બીજા ઝાનુ પર બેસાડી લેતા અને દબાવીને ફરમાવતા હે અલ્લાહ! આ બન્ને પર રહમ ફરમાવ, જેવી રીતે હું આમના પર મહેરબાની કરૂં છું.

૧૬૪૧. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોઇ સમયની નમાઝ પઢવા માટે ઉભા થયા. અમે પણ આપની સાથે હતા. નમાઝમાં એક ગામડીયો બોલ્યો કે હે અલ્લાહ! મારા પર અને મોહંમદ (સલ્લ.) પર રહમ કર. અને તેના સિવાય કોઈના પર નહિં. જ્યારે હુઝુર (સલ્લ.) એ સલામ ફેરવી તો તે ગામડીયાથી ફરમાવ્યું કે તેં એક વિસ્તરણ પામેલી વસ્તુને તંગ (સાંકડી) કરી દીધી.

૧૬૪૨. હઝરત નોમાન બિન બશીર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મુસલમાનોને પરસ્પર રહમ અને નવાઝિશ તેમ જ મહેરબાની કરવામાં એવા જોશો જેવા માણસના શરીરના ભાગોને, તેમાંથી કોઈને તકલીફ પહોંચે છે તો એક બીજાની તડપન અને તાવમાં ભાગીદાર હોય છે.

૧૬૪૩. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ ઝાડ લગાવે અને તેનાથી કોઈ માણસ ફળ ખાય અથવા કોઇ પ્રાણી તેનાથી ચરે તો તેને સદકાનો સવાબ મળે છે.

૧૬૪૪. હઝરત જરીર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ રહમ કરતો નથી, તેના પર રહમ કરવામાં આવતો નથી.

૧૬૪૫ હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, ખુદાની કસમ! તેનુ ઈમાન નથી અમે અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) કોનું? ફરમાવ્યું કે જેનો પડોસી તેની શરારતોથી બે ખોફ ન હોય.

૧૬૪૬. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઈમાન લાવ્યો હોય, તેને જોઇએ કે પોતાના પાડોસીને

તકલીફ ન પહોંચાડે જે માણુસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન લાવ્યો હોય, તેને યોગ્ય છે કે મહેમાનની આગતા સ્વાગતા અને ઇઝ્ઝત કરે ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન લાવ્યો હોય, તેને જોઇએ કે જો વાત કરે તો નેક કહે, નહિં તો ચૂપ થઇ જાય.

૧૬૪૭. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝ-રત મોહંમદ આઇશિા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે દરેક નેકી સદકો છે.

હઝરત આઇશિા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લ.) એ ફરમાવ્યું કે ખુદા દરેક કાર્યમાં નરમીને પસંદ કરે છે.

૧૬૪૮. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મોમિન બીજાના મકાનની જેમ છે કે કેટલાક ભાગના કારણે કેટલાક મજબૂત થઇ જાય છે. પછી આપે પોતાની આંગળીઓમાં પંજો નાખ્યો એટલામાં એક સવાલ કરવાવાળો કે જરૂરતમંદ આપની પાસે આવ્યો આપે ધ્યાન આપીને ફરમાવ્યું કે તમે આના માટે મારાથી સિફારીશ કરો. તમોને સવાબ મળશે. અલ્લાહ તઆલા પોતાના રસુલ (સલ્લ.) ની જીભથી જે ફેસલો ઇચ્છે છે. કરાવી દે છે.

૧૬૪૯. હઝરત જાબિર બિન માલિક (રદી.) કહે છે કે નબી (સલ્લ) એ કદી કોઇ સવાલ કરવાવાળાની જવાબમાં કદી.ના નથી ફરમાવ્યું,

૧૬૫૦. હઝરત અનસ (રદી.) કહે છે કે મેં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની દસ વર્ષ સુધી ખિદમત કરી પરંતુ આપે મને કદી તકલીફ આપવાવાળી વાત નથી કહી અને ન ફરમાવ્યુ કે તેં આ શા માટે કર્યું ? આ કેમ ન કર્યું ?

૧૬૫૧. હઝરત અબુ ઝર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જે કોઇ માણુસ કોઇને ફાસીક કે કાફીર કહે છે તો જો તેના મુકાબલાવાળો એવો ન હોય તો આ કહેવું તેના પર જ પડી જાય છે.

૧૬૫૨. હઝરત ઝહહાક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુ-

લુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે જેણે દીને ઈસ્લામના સિવાય કોઇ બીજા ધર્મની કસમ ખાધી તો તે જ ધર્મમાં ગણવામાં આવશે અને બીજાની માલીકીની વસ્તુ પર નજર નથી હોતી અને જે માણસે દુનિયામાં પોતાના નફસને કોઇ વસ્તુથી હલાક કર્યું તો કિયામતમાં તેનાથી જ તેને અઝાબ આપવામાં આવશે. અને જેણે કોઈ મોમિન પર લાનત કરી, તો તે તેના કતલ કરવાની જેમ છે. અને જેણે કોઇ મોમિન પર કુફ્રની તોહમત લગાવી, તો તે તેના કતલ કરવાની જેમ છે.

૧૬૫૩. હઝરત હુઝૈફા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જન્નતમાં ચાડી ખાવાવાળો દાખલ થશે નહિં.

૧૬૫૪. હઝરત અબુબક્ર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ)ની મજલિસમાં કોઈ માણુસની ચર્ચા આવી ગઈ. બીજા માણુસે તેનાં વખાણ કર્યા, તો હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું, તારા પર અફસોસ! તેં તારા તે માણુસની ગરદન કાપી નાખી, જેનાં વખાણ કરવાં જરૂરી હોય તો આમ કહે કે મારા ખ્યાલમાં આવો છે. શરત આ છે કે તે તેને એવો સમજતો પણ હોય, કારણ કે તેનો હિસાબ લેવાવાળો ખુદા છે. કોઈને આજમાવે નહિં ફકત પોતાનો મતલબ બયાન કરી દે.

૧૬૫૫. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે અરસપરસ ઈર્ષા અને જલન ન કરો, ન એક બીજાની તરફ પીઠ ફેરવીને બેસો તો તમે બંધા અલ્લાહના બંદા, ભાઈ ભાઈ બની જાઓ. અને કોઈ મુસલમાન માટે આ જાઈઝ નથી કે નારાજ થઇને બીજાથી વાત ન કરે.

૧૬૫૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે પોતાના નફસોને બદગુમાની કરવાથી બચાવો. કારણ કે બદગુમાની સૌથી વધારે જુઠ્ઠી વાત હોય છે. અને ન કોઈ ન લો. અને ન કોઇના એબ (ખામીઓ) ટટોળો અને ખરીદારને ધોખાથી ખરીદવાની તરફ ન ઉકસાવો અને જલન ન કરો અને ન એક બીજાની તરફ પીઠ ફેરવીને બેસો પરંતુ અલ્લાહના બંદા ભાઈ ભાઈ બની જાઓ.

૧૬૫૭. હઝરત આઇશા (રદી) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યુ કે ફલાણા ફલાણા બે માણસો મારા દીન (ધર્મ) ને કંઈ સમજો છો ? હું આનો ખ્યાલ કરતો નથી અને એક રિવાયતમાં આ છે કે એટલા માટે અમારા દીનને જેના પર અમે કાયમ છીએ, કંઇ પણ જાણો છો ? (રિવાયત કરવાવાળાનું બયાન છે કે આ બન્ને મુનાફિક હતા.)

૧૬૫૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે મારી પૂરી ઉમ્મતના ગુનાહો માફ થઇ જાય છે, પરંતુ તે લોકોના થતા નથી, જે બધાંની સામે ખુલ્લમ ખુલ્લા ગુનાહો કરે છે. અને સૌથી વધારે વબાલવાળી આ વાત છે કે રાત્રે કોઇ બંદો ગુનોહ કરે, પરંતુ તે સવાર થતાં જ કોઈ નાથી કહે કે રાત્રે મેં ફલાણી ફલાણી વસ્તુ કરી છે. કારણ કે રાત તેની જે પસાર થઈ ગઇ, અલ્લાહુ તઆલાએ તેના ગુનાહ પર પડદો નાખી દીધો હતો, પરંતુ તેણે પોતે જ તેને જાહેર કરી દીધું.

૧૬૫૯. હઝરત અબુ અય્યુબ અન્સારી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કોઇ મુસલમાનને આ જાઇઝ નથી કે બીજાથી નારાજ થઈને ત્રણ દિવસ સુધી વાતચીત ન કરે. જો કયાંય તે નજીકથી પસાર થાય, તો તેનાથી હટી જાય અને તે તેનાથી. પરંતુ તેમાં સૌથી સારો તે છે જે પહેલાં સલામ કરે.

૧૬૬૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જો મુસલમાન કોઈનું હરામ ખુન ન વહાવે. ત્યાં સુધી તેના દીનમાં (ધર્મમાં) ફેલાવ અને વધારો થતો જ રહેશે.

૧૬૬૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ મિકદાદ (રદી.)થી ફરમાવ્યું કે જો કોઇ માણસ કાફીરોમાં રહીને પોતાનું ઈમાન છુપાવી રાખે અને પછી જેહાદ કરે તો તેને કતલ ન કર. કારણ કે પહેલાં મક્કામાં તમે પણ તમારૂં ઇમાન છુપાવતા હતા.

૧૬૬૨. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે, જે અમારામાંથી હથિયાર ઉઠાવે. તે અમારામાંથી નથી.

૧૬૬૩. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ

ફરમાવ્યું. કોઈ મુસલમાનને કલમો કહેવાવાળાનું ખુન કરવું હલાલ નથી પરંતુ આ સ્થિતીમાં કે નફસના બદલામા હોય કે શાદી કરેલો ઝિના કરવાવાળો હોય કે કોઈ ઈસ્લામની જમાતને છોડીને જુદો થઇ જાય.

૧૬૬૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, બધા જ જીવોમાં અલ્લાહ તઆલાને ત્રણ માણસો ખરાબ લાગે છે. 'મુલ્કે હરમમાં' ઝુલ્મ કરવાવાળો, બીજો ઇસ્લામમાં અજ્ઞાનતાનો તરીકો (રીત) અપનાવવાવાળો, ત્રીજો નાહક ખુન ઇચ્છ-વાવાળો.

૧૬૬૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, કે જો તારા ઘરમાં કોઈ રજા વગર જુએ, તો તેને કોંકરી મારીને તેની આંખ ફોડી નાખ, અને તેનો તારા પર કોઈ ગુનોહ નથી.

૧૬૬૬. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે આ અને એટલે કે અંગુઠો અને આંગળીઓ બરાબર છે.

૧૬૬૭. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે અમે નબી (સલ્લ.) થી પુછ્યું કે હે અલ્લાહના રસુલ (સલ્લ.) અમારાથી અમારા તે કાર્યોનો બદલો થશે, જે અમે અજ્ઞાનતાના જમાનામાં કર્યા છે? ફરમાવ્યું, જો ઈસ્લામના સમયમાં સારા કાર્યો કર્યા તો તેનો બદલો ન હશે અને જો ખરાબ કાર્યો કર્યા તો આગળના પાછળના બધાને બદલો થશે.



# ખ્વાબના (સ્વપ્ન)ની તાબીરના બયાન વિષે

૧૬૬૮. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, નેક માણસનું સ્વપ્ન નુબુવ્વતના છેતાલીસ ભાગોમાંથી એક ભાગ છે.

૧૬૬૯. હઝરત અબુ સઇદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું જ્યારે કોઈ સારૂં સ્વપ્ન જુએ સમજી લે કે આ ખુદાના તરફથી છે. અને તેને બયાન ન કરે અને ખુદાની તેના પર તારીફ બયાન કરે. અને જો ખરાબ સ્વપ્ન જુએ તો સમજી લે કે શયતાનની તરફથી છે તેને કોઈનાથી બયાન ન કરે અને તેની બુરાઈથી પનાહ માંગે કોઈનાથી ચર્ચા પણ ન કરે. તેને નુકસાન પહોંચાડશે નહિં.

૧૬૭૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે નુબુવ્વત તો બાકી રહી નથી હા, ખુશ ખબરી આપવા-વાળી વસ્તુઓ બાકી છે. અમે અર્ઝ કરી, કે તે શું છે? આપે ફર-માવ્યું, સારાં સ્વપ્નો.

૧૬૭૧. હઝરત અબુ હુરેરહ (રદી.) ફરમાવે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જેણે મને સ્વપ્નમાં જોયો, તેણે જાણે મને જાગતી હાલતમાં જોયો. કારણ કે શયતાન મારી સૂરતમાં હોઈ શકતો નથી.

૧૬૭૨. હઝરત અબુ સઈદ (રદી.) કહે છે કે નબી ( સલ્લ. ) એ ફરમાવ્યું, જેણે મને સ્વપ્નમાં જોયો, તેણે મને જ જોયો. કારણ કે શયતાન મારી સૂરતમાં હોઈ શકતો નથી.

૧૬૭૩. હઝરત અનસ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ઘણી વખત ઉમ્મે હરામ (રઝી.)ના ત્યાં તશરીફ લાવતા હતા. આ ઉમ્મે હરામ બિન્તે મિલ્હાન અને ઉબાદા બિન સામિત (રઝી.)ની પત્નિ હતાં. ઉમ્મે હરામ (રઝી.) એ આપ (સલ્લ.) ને ખાવા ખવડાવ્યું અને માથામાં જુઓ જોવા લાગ્યાં. હઝરત (સલ્લ.)ને ઉંઘ આવી ગઈ. પરંતુ થોડી વાર પછી આપ હસતાં હસતાં ઉઠયા. ઉમ્મે હરામ (રઝી.) એ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! આપ કેમ હસો છો ? ફરમાવ્યું, સ્વપ્નમાં મારી સામે ઉમ્મતને પેશ કરવામાં આવી. જે જેહાદની સ્થિતીમાં હતી. અને દરિયાની અંદર તખ્ત પર બાદશાહોની જેમ સવાર હતી. ઉમ્મે હરામ (રઝી.) કહે છે, મેં અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! મારા માટે દુઆ ફરમાવી દો કે હું તે લોકોમાં થઈ જાઉં. હુઝુર (સલ્લ.) એ મારા માટે દુઆ કરી. પછી આપ સુઇ ગયા. તેના પછી આપ હસતાં હસતાં ઉઠયા. ઉમ્મે હરામ (રઝી.)એ અર્ઝ કરી. હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આપ કેમ હસી રહ્યા છો ? ફરમાવ્યું કે મારી ઉમ્મત ખુદાના રસ્તામાં જેહાદ કરતાં કરતાં પેશ કરવામાં આવી. જેવી રીતે આપ (સલ્લ.) એ પહેલાં ફરમાવ્યું હતું. ઉમ્મે હરામ (રઝી.) કહે છે કે મેં ફરીથી આપ (સલ્લ.)થી દુઆની ઇચ્છા કરી, આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે પહેલાં લોકોમાં થઇ ગઈ. જેથી ઉમ્મે હરામ (રઝી.) મુઆવિયા બિન સુફીયાન (રઝી.)ના ઝમાનામાં દરિયાઇ સફરના માટે ગયાં અને સવારીથી પડીને શહીદ થઇ ગયા.

૧૬૭૪. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) ફરમાવ્યું, જયારે કિયામત નજીક હશે, તો કોઈ મોમિનનું સ્વપ્ન જુઠ્ઠૂ હશે નહીં. સ્વપ્ન નુબુવ્વતના છેંતાલીસ ભાગોમાંથી એક છે, જે વસ્તુ નુબુવ્વતના ભાગોમાંથી એક ભાગ હોય, તે જુઠી હોઈ થઇ શકતી નથી.

૧૬૭૫. હઝરત ઇબ્ને ઉમર (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, મેં સ્વપ્નમાં જોયું કે એક કાળી સ્ત્રી, વિખરાયેલા બાલોવાળી, મદીનાથી નિકળીને હજ્ઝાના સ્થળે ગઈ. મેં આ સ્વપ્નની તાબિર આપી કે વબા મદીનાથી નિકળી ગઇ.

૧૬૭૬. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જેણે કોઈ સ્વપ્ન જોયા વગર બયાન કર્યું. તેને હુકમ થશે કે બે જવના દાણાઓમાં ગાંઠ લગાવે. પરંતુ તે લગાવી શકશે નહીં. અને જે માણસ કોઈની છુપી વાત સાંભળે તો કિયામતના દિવસે તેના કાનમાં સીસુ પિગાળીને નાખવામાં આવશે, અને જે કોઈ છબી (તસ્વીર) બનાવશે. તેને અઝાબ આપવામાં આવશે અને કહેવામાં આવશે, આમાં રૂહ ફુંક. પરંતુ તે ફુંકી શકશે નહીં.

૧૬૭૭. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું, જુઠમાં એક જુઠ આ પણ છે કે માણસ એવાં સ્વપ્નો જોયેલા બયાન કરે, જે તેણે ન જોયાં.

૧૬૭૮. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક માણસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થઈને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! રાત્રે મેં એક સ્વપ્ન જોયું કે આસમાન પર વાદળ છવાયેલું છે અને તેમાંથી ઘી અને મધ વરસી રહ્યું છે. લોકો તેમાંથી ખોબા ભરીને લઈ રહ્યા, છે. કંઈક વધારે અને કંઈક ઓછું. અને એક દોરડુ આસમાનથી લઇને જમીન સુધી લટકી રહ્યું છે. તેને પકડીને આપ ચઢી ગયા છો. પછી તેના પછી એક માણસ તેના પછી એક બીજો માણસ, તેના પછી બીજો એક માણસે પકડીને ચઢવાનો ઇરાદો કર્યો છે કે તે દોરડુ તૂટી ગયું, પરંતુ પછી જોડાઈ ગયું હઝરત અબુબક્ર (રદી.) એ આ સાંભળીને અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! આની તાબીર આપ મને બયાન કરવા દો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે બયાન કરો. અબુબક્ર (રદી.) એ અર્ઝ કરી કે આ વાદળ જે દેખાયુ છે, તો તે ઈસ્લામ છે. અને તેમાંથી ઘી, મધ જે વરસી રહ્યું છે, તે કુરઆન અને કેટલીક મિઠાસ છે. કેટલાક તેમાંથી વધારે લઇ રહ્યા, છે અને કેટલાક ઓછું અને તે દોરડુ જે આસમાનથી જમીન સુધી લટકી રહ્યું છે, તે હક (સત્ય) છે જેના પર આપ છો. તેને પકડીને આપ હકની ઊંચાઈ પર ચઢી જશો અને અલ્લાહ તઆલા આપને ઉપર ચઢાવશે. આપના પછી એક બીજો માણસ પકડીને ચઢી જશે, તેના પછી બીજો ચઢી જશે. તેના પછી ત્રીજો ચઢવાનો ઈરાદો કરશે કે તે તૂટી જશે. પરંતુ પછી તે હક જોડાઈ જશે અને તે ઉપર

ચાલ્યો જશે. હવે હુઝુર (સલ્લ.) ઈરશાદ ફરમાવે કે મેં ખોટું બયાન કર્યું કે સાચું બયાન કર્યું. ફરમાવ્યું, કેટલુંક ઠીક છે અને કેટલુંક ખોટું અર્ઝ કરી કે ખુદાની કસમ, જે ભૂલ હોય, મને ચોક્કસ બતાવો આપે ફરમાવ્યું, કસમ ન આપો.

૧૬૭૯. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું જે માણસને પોતાના અમીર (સરદાર) ના જરીએ તકલીફ પહોંચે તો તેને યોગ્ય છે કે સબ્ર અપનાવે. કારણ કે જે માણસ બાદ શાહના હુકમથી એક વેંત પણ બહાર હશે, તેનુ મૃત્યુ અજ્ઞાનતાના જેવું થશે બીજી રિવાયતમાં છે કે જે માણસ પોતાના હાકિમથી કોઈ એવી વાત અનુભવે, જે તેને સારી ન જણાય, તો તેમને સબ્ર કરવી યોગ્ય છે. કારણ કે જે માણસ જમાતથી એક વેંત પણ દૂર હોય અને તે જ સ્થિતીમાં મૃત્યું પામ્યો, તો તેનું મૃત્યુ અજ્ઞાનતાના જેવું હશે.

૧૬૮૦. હઝરત ઉબાદા બિન સામિત (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અમોને બોલાવ્યા અને અમે બૈઅત કરી, આપે અમારાથી બૈઅતમાં જે વાતો પર વચન લીધાં, તેમાંથી કેટલાક આ પણ છે કે અમે જે કાર્ય પર ખુશ હોઈએ કે નારાજ અથવા અમારા પર સખ્તી હોય કે ઢીલાશ (નરમી) દરેક સ્થિતીમાં અમીરનું કહેવું માનીએ, હાકીમ જો અમોને છોડીને પોતાના માટે કેટલાક ખાસ હક્કો કરી લે. હા, આ સ્થિતીમાં કે જ્યારે અમે તેનાથી જાહેર કુફ્રની વાત જોઈએ અને તેના કુફ્ર પર કોઈ દલીલ યોગ્ય (કતઈ) હોય. (તો ન અનુસરવું જોઈએ છે.)

૧૬૮૧. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જે લોકોની હયાતીમાં કિયામત આવી જાય તે સૌથી ખરાબ લોકો ગણવામાં આવશે.

૧૬૮૨. હઝરત અનસ બિન માલિક (રદી.) થી લોકોએ હજ્જાજના ઝુલ્મોની ફરીયાદ કરી ફરમાવ્યું, સબ્ર કરો. કારણ કે તમારા પર જે ઝમાનો પસાર થશે, તે પહેલા ઝમાનાથી ખરાબ હશે. એટલા માટે તમે સબ્રની જ સ્થિતીમાં ખુદાથી મળી જાઓ, અને મેં આ વાત નબી (સલ્લ.)થી સાંભળી છે.

૧૬૮૩. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત નબી (સલ્લ.)

એ ફરમાવ્યું, કોઈ માણુસ પોતાના ભાઇ મુસલમાનની તરફ હથિયારથી ઈશારો ન કરે. કારણ કે શયતાન તેના હાથથી બીજાના હાથ સુધી પહોંચાડી દે. અને આ માણુસ આગના ગઢામાં પડી જાય.

૧૬૮૪. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જલ્દી ફિત્નાઓ થવાવાળા છે અને તેવા સમયમાં બેસવાવાળો, ઉભા થવાવાળાથી અને ઉભો થવાવાળો, પૈદલ ચાલવાવાળાથી, અને પૈદલ, સવારથી અફઝલ ((બેહતર) હશે જે માણુસ આ ફિત્નાઓમાં પડશે, તેને તે હલાક (બરબાદ) કરી દેશે, જે માણુસ આ ફિત્નાઓ જાય, તો ખુદાથી પનાહ માંગે.

૧૬૮૫. હઝરત સલમા બિન અકવઅ (રદ.) હજ્જાજને ત્યાં તશરીફ લઈ ગયા. હજ્જાજે કહ્યું, હે સલમા (રદી.)! તમે તમારી એડીઓ પર પાછા ફરી ગયા કે મદીના છોડીને ગામમાં વસ્યા? આપે જવાબ આપ્યો કે નહીં. પરંતુ રસુલુલ્લાહ (સલ્લ.) એ મને રજા આપી દીધી હતી.

૧૬૮૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મોહંમદ (સલ્લ.)એ ફરમાવ્યું જ્યારે કોઈ કૌમ પર અઝાબ નાઝિલ થાય છે, તો તે કૌમના દરેક માણુસ નેક અને ખરાબ પર પહોંચે છે. પરંતુ કિયામતના દિવસે પોતાના કાર્યો પર ઉઠાવવામાં આવશે.

૧૬૮૭. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે નિફાક તો હુઝુર-(સલ્લ.)ના જ ઝમાનામાં હતુ. પરંતુ હવે ઈમાનના પછી કુફ્ર છે.

૧૬૮૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યુ કે કિયામતના પહેલાં એક આગ ચોક્કસ આવશે જે હજ-જાજની જમીનથી પૈદા થશે અને બસરાના ઊંટોની ગરદનથી ભડકી ઉઠશે.

૧૬૮૯. હઝરત અબું હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ,) એ ફરમાવ્યું કે જલ્દીથી (નજીકમાંજ) ફુરાત નહેરથી ખજાનો નિકળશે, એટલા માટે જે તે સમયે હાજર હોય. તે તેમાંથી કંઈ ન લે.

૧૬૯૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે હઝરત મોહંમદ

રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામત તે દિવસે જ કાયમ થશે કે જ્યારે બે જમાતો પરસ્પર લડાઈ કરશે. અને પરસ્પર ઘણું ખૂન વહેશે પરંતુ સૌનો મકસદ એક જ હશે ત્યાં સુધી કે લગભગ ત્રીસ જુઠા દજ્જાલો નીકળશે અને દરેકનો આ દાવો હશે કે હું ખુદાનો રસુલ છું તે સમયે ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે ધરતી કંપો વધારે આવશે ઝમાનો એવો જણાશે કે ઘણો જલ્દી પસાર થઇ રહ્યો છે. કતલ અને ખુન વધારે થશે અને માલ એટલો વધારે હશે કે વહેતો ફરશે જો કોઇ માણસ આપવા માટે માલ લઈને સદકો લેવાવાળાની શોધ કરશે તો તે કહેશે કે મારે તેની જરૂરત નથી. લોકો મોટી મોટી ઇમારતો (મકાનો)બનાવરાવશે અને માણસ કોઈ કબર પરથી પસાર થશે અને કહેશે કે કાશ! હું આ સ્થળે હોતો. આ જ સ્થિતીમાં સૂરજ પશ્ચિમમાંથી નીકળશે. અને તે સમયે લોકો ઈમાનની તરફ વળશે. પરંતુ આ ઇમાન જેનાથી તેના પહેલાં ફાયદો ન ઉપાડયો, તે સમયે કંઈ ફાયદાકારક હશે નહિં અને કિયામત તે દિવસે કાયમ થશે. જયારે કે બે માણસો પોતાનું સરખુ મળતુ કપડુ લઇને ફરશે, ન તેને વેચી જ શકશે, ન લપેટી શકશે. અને એવા સમયે કાયમ થશે કે માણસ પોતાની દૂધ આપવાવાળી ઊંટણીનું દૂધ સૌમાં લઇને ફરશે અને પી શકશે નહિં, અને તે સમયે કાયમ થશે કે માણસ પોતાનું હોઝ ઠીક કરતો હશે, પરંતુ તેમાં પાણી ભરી શકશે નહીં. અને કોળીયો ઉઠાવશે, પરંતુ ખાવાની નૌબત આવશે નહીં.



# હુકુમોના બયાન વિષે

૧૬૯૧. હઝરત અનસ માલિક (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જો કોઈ હબ્શી ગુલામ જેનું માથુ કાળી દ્રાક્ષની જેમ હોય, તમારા પર હાકિમ હોય, તો તેની પણ ફરમા બરદારી કરો.

૧૬૯૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે નજીકમાં જ (જલ્દીથી જ) તમોને અમારતની (અમીર બનવાની) લાલચ થશે. પરંતુ તે કિયામતના દિવસે પૂછવાનો સબબ થશે. તેની શરૂઆત સારી લાગશે, પરંતુ પરિણામ ખરાબ હશે.

૧૬૯૩. હઝરત માકલ બિન યસાર (રદી.) કહે છે કે નબી (સલ્લ) એ ફરમાવ્યું, જે બંદાને અલ્લાહ તઆલા પોતાની રઈયત પર હાકિમ બનાવે અને તે તેમની ભલાઇની તરફ ધ્યાન ન આપે, તો તેને જન્નતની સુવાસ સુદ્ધાં પણ પહોંચશે નહીં.

૬૯૪ હઝરત માકલ બિન યસાર (રદી.) કહે છે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જે હાકિમ પોતાની રૈયતનું બુરૂં (ખરાબ) ઇચ્છાવાવાળો થઈને મૃત્યુ પામશે, તો અલ્લાહ તઆલા તેના પર જન્નત હરામ કરી દેશે.

૧૬૯૫. જુન્દુબ (રદી.) કહે છે, નબી (સલ્લ.) એ ફરમાવ્યું જે માણસ દેખાવા (બતાવવા) માટે કોઈ કાર્ય કરશે, અલ્લાહ તઆલા પણ તેની સાથે તેવું જ કરશે, અને જે માણસ લોકો પર તકલીફો નાખશે, ખુદા કિયામતના દિવસે તેના પર તકલીફો નાખશે સહાબા (રદી.) એ અર્ઝ કરી કે અમોને નસીહત ફરમાવો ફરમાવ્યું, સૌથી પહેલાં જે વસ્તુ માણસની સડે છે તે પેટ છે. એટલા માટે જે માણસ

સારી વસ્તુ ખાવાની તાકાત રાખે છે, તે આમ જ કરે અને જે માણસ ઇચ્છે છે કે જન્નત અને તેના વચ્ચે હથેળી ભરી ખૂન, જે તેણે વહાવ્યું હોય રૂકાવટ ન બને, તો તે એવું ન કરે.

૧૬૯૬. હઝરત અબુબક્ર (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે હાકિમને જોઇએ કે ગુસ્સાની સ્થિતીમાં કોઈનો ફેસલો ન કરે.

૧૬૯૭. હઝરત આઈશા (રઝી.) ફરમાવે છે કે હુઝુર (સલ્લ.) નો ઇરશાદ છે કે અલ્લાહ તઆલાની નજીક સૌથી વધારે ખરાબ હંમેશા લડવા ઝગડવાવાળો માણસ છે.

૧૬૯૮. હઝરત ઉબાદા બિન સામિત (રઝી.) ની હદીસ છે કે અમે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી ઈતાઅત પર બૈઅત કરી. જે આવી ગઈ અને રિવાયતમાં આ વધારે છે કે જ્યાં હો, સાચી વાત કહેવામાં ખુદાના સિવાય કોઈનાથી ન ડરો.

૧૬૯૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રઝી.) કહે છે કે મેં હઝરત અબુ હુરેરહ (રઝી.) ની વાતથી સત્ય જેવી કોઇ વાત ન જોઈ તેમણે કહ્યું હતું કે અલ્લાહ તઆલાએ ઇબ્ને આદમ ( અલૈ. ) ના માટે જે ભાગ ઝિનાનો લખી દીધો છે, તે તેને ચોક્કસ કરશે. આંખનો ઝિના આ જ છે કે કોઈ પરાયા પર નજર કરે જીભનો ગુનોહ ઝિનાની વાત કરવી. અને નફસનો ઝિના તેની ઇચ્છા કરવી અને શર્મગાહ, તેની ઇચ્છા પૂરી કરે છે કે નહીં.

૧૭૦૦. હઝરત અનસ ( રઝી. )નું પસાર થવાનું બાળકો પાસેથી થયું, તો આપે તેમને સલામ કરી અને ફરમાવ્યું કે આ હઝરત (સલ્લ.) પણ આજ કરતા હતા.

૧૭૦૧. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રઝી.) કહે છે કે મારા પિતા પર દેવું હતું. હું તેના વિશે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની ખિદમતમાં હાજર થયો. અને દરવાજો ખખડાવ્યો. ફરમાવ્યું, કોણ છે! મેં અર્ઝ કરી, હું છું, ફરમાવ્યું હું, હું કહે છે, જાણે આપે તે શબ્દને મકરૂહ સમજ્યો.

૧૭૦૨. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, કોઇ માણુસ બીજાને ઉઠાડીને પોતે ન બેસે, પરંતુ ખુલ્લા અને વિસ્તરીને બેસે.

૧૭૦૩. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ)ને મેં કાબામાં ઊભા પગે બેસેલા જોયા.

૧૭૦૪. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે તમે ત્રણુ માણુસો હો, તો બે માણુસો પરસપર કાનમાં વાત ન કરે. જ્યાં સુધી (એક) ટોળી ન થઇ જાય. કારણુ કે આ કાનની વાત ત્રીજાને દુઃખી બનાવે છે.

૧૭૦૫. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે રાતના સમયે મદીનામાં એક ઘર સામાન અને ઘરવાળાઓ સાથે સળગી ગયું. હુઝુર (સલ્લ.)એ ફરમાવ્યું કે આગ, તમારી દુશ્મન છે. તેને હોલવી નાખ્યા કરો.

૧૭૦૬. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે મને યાદ છે કે હું નબી (સલ્લ.)ના ઝમાનામાં એક ઘર તડકાથી અને વરસાદથી બચાવવા માટે બનાવી રહ્યો હતો, પરંતુ ખુદાની મખ્લુકમાં મને કોઇએ મદદ ન કરી.



# દુઆઓના બયાન વિષે

૧૭૦૭ હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે દરેક નબીની એક દુઆ કબુલ થાય છે. અને મારો ઇરાદો છે કે હુ મારી દુઆ બાકી રાખુ જેથી કિયામતમાં તેના જરીએ મારી ઉમ્મતને બક્ષવાઉં.

૧૭૦૮. હઝરત શદ્દાદ બિન ઔસ (રદી.) કહે છે કે નબી (સલ્લ) એ ફરમાવ્યું કે આ દુઆ સૈયદુલ અસ્તગફાર છે. 'અલ્લા હુમ્મ અન્ત રબ્બી લાઇલાહ ઇલ્લા અન્ત' ( છેવટ સુધી.) હે ખુદા તું મારો રબ છે. તારા સિવાય કોઇ માબુદ નથી. તેં જ મને પૈદા કર્યો છે. હું તારો બંદો છું અને હું તારા વાયદા અને વચન પર કાયમ રહીશ, જ્યાં સુધી મારામાં તાકાત હશે. હું તારા જરીએથી મારા કાર્યોની બુરાઇથી પનાહ ઇચ્છુ છું અને મારા પર તેં જે નેઅમતો કરી છે, તેનો ઈકરાર કરૂં છું. તું તેઓને બક્ષી દે. કારણ કે તારા સિવાય કોઇ બક્ષવાવાળો નથી. આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસે સાચા દિલથી આ કહ્યું અને તે જ મરી ગયો, તો તે જન્નત વાળાઓમાંથી છે અને જેણે સાંજે પઢયું અને સવાર થવાના પહેલાં મૃત્યુ પામ્યો તો જન્નતી છે.

૧૭૦૯. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે ખુદાની કસમ, નબી (સલ્લ.) એ ફરમાવ્યું. હું દરરોજ ખુદાથી ૭૦ વખતથી વધારે દિવસમાં તૌબા કરૂં છું.

૧૭૧૦. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) એ બે હદીસો બયાન કરી એક પોતાના તરફથી અને બીજી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી, કહે છે, મોમિન પોતાના ગુનાહોને એવા સમજે છે કે જેવી રીતે એક પહાડના નીચે બેઠો હોય અને તેને પોતાના ઉપર પડી જવાનો

ખ્યાલ હોય અને ફકીર પોતાના ગુનાહોને એક માખીની જેમ સમજે છે અને આ રીતે ઇશારો કરી દે છે. પછી ફરમાવ્યું કે ખુદા પોતાના તૌબા કરવાવાળા બંદાથી તેનાથી વધારે ખુશ થાય છે કે જેટલો તે માણસ હોય, કે કોઈ ભયવાળા સ્થળે હોય, અને તેની ઊંટણી જેના પર તેનું ખાવા-પીવાનું લાદેલુ છે, તેની સાથે હોય અને તે સુઇ જાય, પછી જ્યારે આંખ ઉઘડે, તો ઊંટ ન જુએ, અને ભૂખ-તરસની સખ્તી હોય, તે મજબુર થઈને કહે સારૂ જ્યાંથી ઉઠયો હતો, ફરીથી ત્યાં જ સુઈ જાઉ છું અને જઈને સુઇ જાય તેના પછી જ્યારે ઉઠે તો તેની ઊંટણી તેના ઓશિકે હાજર હોય.

૧૭૧૧. હઝરત હુઝેફા બિન યામન (રદી.) કહે છે કે નબી (સલ્લ) જ્યારે સુઇ રહેવા માટે સુતા તો ચહેરાના નીચે હાથ રાખીને ફરમાવતા કે હે ખુદા, તારા નામથી મરૂ અને જીવતો થાઉં છું અને જ્યારે જાગતા તો ફરમાવતા, બધી જ તારીફ તે ખુદાના માટે છે, જેવો મારવાના પછી આપણને જીવતા કર્યા અને તેની જ તરફ ઉઠીને જવાનું છે.

૧૭૧૨. હઝરત બરા બિન આઝિબ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) જ્યારે ઉંઘવા લાગતા તો જમણા પાસે સુઈને ફરમાવતા કે હે અલ્લાહ હું મને તારા હવાલે કરૂ છું અને મારી પીઠનો સહારો તારાથી જ કરૂં છું, ડર, ઇચ્છા બધું જ તારી જ ઝાતથી છે. મારી પનાહની જગ્યા અને મોહબ્બતનો જરીયો તારા જ તરફથી છે. હું તારી કિતાબ અને તારા મોકલેલા રસુલો પર ઇમાન લાવ્યો આ કલેમા પઢવાના પછી મૃત્યુ પામે તો ઇસ્લામની હાલતમાં મૃત્યુ પામશે.

૧૭૧૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે એક રાત્રે હું હઝરત મૈમુના (રદી.) ના ત્યાં રહ્યો આ હદીસની પહેલાં ચર્ચા થઈ ગઈ છે. અને ફરમાવ્યું કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ આ દુઆ કરી હતી કે હે અલ્લાહ! મારા દિલ અને મારી આંખોમાં રોશની અને મારા કાનમાં નૂર અતા ફરમાવે અને મારી જમણી તરફ અને ડાબી તરફ નૂર અને મારા ઉપર નૂર, મારા નીચે નૂર, મારી સામે નૂર, મારી પાછળ નૂર નાઝિલ ફરમાવ અને મને પુરેપુરો નૂર બનાવી દે.

૧૭૧૪. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે કોઈ માણુસ પોતાના બિસ્તર પર સૂઈ રહેવાનો ઈરાદો કરે, તો પહેલાં તેને કપડાંથી ખંખેરે (ઝાળે) કારણુ કે તે નથી સમજી શકતો કે તે બિસ્તર પર તેનો જાનશીન (દોસ્ત) કોણુ થયોછે? અને આ દુઆ પઢે કે હે ખુદા! હું તારૂં નામ લઈને મારૂં પાસુ રાખું છું અને તારાજ નામથી ઉઠાવીશ જો તું મારો જીવ રોકી લે, તો તેના પર રહમ ફરમાવજે જો તેને છોડે તો તેનું રક્ષણુ તે વસ્તુથી કરજે કે જેના જરીયાથી પોતાના બંદાની કરે છે.

૧૭૧૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે અલ્લાહના રસુલ (સલ્લ.) એ ફરમાવ્યું કે કોઇ માણુસે આ ન કહેવું જોઈએ કે જો તુ ઇચ્છે, બક્ષી દે અને ઇચ્છે તો રહમ કરે પરંતુ યકીની શબ્દોથી દુઆ કરે કારણુ કે ખુદાથી વધીને જબરદસ્ત કોઇ નથી (જે ઇચ્છશે તે કરશે.)

૧૭૧૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે તમારી દુઆ કબુલ થાય છે. શરત આ છે કે ઉતાવળ ન કરો અને આ ન કહો કે તે કબુલ ન થઇ.

૧૭૧૭. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) સખ્તીના સમયે આ ફરમાવ્યા કરતા હતા ખુદાના સિવાય કોઈ માબુદ નથી, આ મોટો અને હલીમ છે. કોઈ માબુદ ખુદાના સિવાય નથી, તે જમીન અને આસમાન અને મોટા અર્શનો રબ છે.

૧૭૧૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.), તકલીફ આપવાવાળી સુસોબતોથી મારવાવાળી વસ્તુઓથી, હુકમની બુરાઇથી અને દુશ્મનોની સખ્ત. દિલ થવાથી પનાહ માગતા હતા. સુફીયાન જે આ હદીસની રિવાયત કરવાવાળાઓમાંથી એક છે, કહે છે કે હદીસમાં ત્રણુ વાતો હતી. એક મે જાતે જ વધારી દીધી છે. મને આ યાદ નથી કે આ કઈ હતી.

૧૭૧૯. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કહેતા હતા કે હે ખુદા! જ્યારે હું કોઈ મોમીનને બુરૂ-ભલુ કહું તો તું તેને તારા નજીક થવાનું કારણુ બનાવી લે.

૧૭૨૦, હઝરત સઅદ બિન અબી વક્કાસ (રઝી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) અમોને આ કલેમાઓ પઢવાના હુકમ ફરમાવ્યા કરતા હતા હે અલ્લાહ! હું તારા જરીએથી તજલ્લીથી પનાહ માગુ છું અને બુઝદિલીથી પનાહ માગુ છુ અને વધારે લાંબી ઉમરથી પનાહ માગુ છું અને દુનિયાના ફિત્નાઓ એટલે કે દજ્જાલના ફિત્નાથી પનાહ માગુ છું અને કબ્રના અઝાબથી પનાહ માગુ છું.

૧૭૨૧. હઝરત આઈશા (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) ફરમાવ્યા કરતા હતા કે હે ખુદા! હું તારા જરીએથી ઘડપણ અને આળસ અને ગુનાહો અને દંડ અને કબ્રના અઝાબ અને દોઝખના ફિત્નાઓ અને આગના અઝાબ અને માલદારીના ખરાબ ફિત્નાઓથી પનાહ ઇચ્છુ છું, અને મસીહ-દજ્જાલના ફિત્નાથી પનાહ માગુ છું. હે ખુદા! મારી ભૂલો ઠંડા પાણીથી ધોઈ નાખ અને મારૂ દિલ ભૂલોથી પાક અને સાફ કરી દે. જેવી રીતે સફેદ કપડુ મેલથી સાફ થઈ જાય છે. અને મારી ભૂલોના વચ્ચે એટલુ અંતર કરી દે જેટલુ પૂર્વ અને પશ્ચિમમાં છે.

૧૭૨૨. હઝરત અબુ મુસા (રઝી.) કહે છે કે નબી (સલ્લ) આ દુઆ કરતા હતા કે હે ખુદા! મારી ભૂલો અને અજ્ઞાનતા અને વધારો અને જે વાતોને તું ખરાબ સમજે છે માફ ફરમાવી દે. અને હે મારા ખુદા! મારી બેહુદગી, મારા (ગંદા) ખરાબ ઈરાદાઓ અને મારી જાણકારીમાં થયેલી ભૂલો અને અજાણી ભૂલોને માફ કરી દે.

૧૭૨૩, હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું, જેણે એક દિવસમાં એકસો વખત 'લાઈલાહા ઇલ્લલ્લાહુ વહદહુ' પઢયું, તો તેને એકસો ગુલામો સ્વતંત્ર કરવાનો સવાબ મળશે, તેના માટે એકસો નેકીઓ લખવામાં આવશે અને એકસો ગુનાહો માફ કરવામાં આવશે. અને પુરો દિવસ શયતાનથી બચેલો રહેશે, અને જે કંઈ તેણે કર્યુ છે, તેનાથી વધારે કોઈ કરશે નહિં. પરંતુ તે માણસ જેણે તેનાથી વધારે પર અમલ કર્યુ હોય.

૧૭૨૪. હઝરત અબુ હુરૈરહ (રઝી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, બે કલેમા એવા છે જે જીભ પર હલ્કા અને તરાજુ

(ન્યાય)માં ભારે. (અને) રહમાનને પસંદ છે, 'સુબ્હાનલ્લાહીલ અઝીમ વ સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી'.

૧૭૨૫. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) આ દુઆ કરતા હતા કે હે ખુદા! મને દુનિયામાં પણ ભલાઇ આપ અને આખેરતમાં પણ, અને અમોને દોઝખના અઝાબથી બચાવ.

૧૭૨૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)એ ફરમાવ્યું કે જેણે 'સુબ્હાનલ્હાનલ્લાહિ વ બિહમ્દિહી' એક દિવસમાં એક સો વખત પઢયું, તો જો તેના ગુનાહો સમુદ્રના ફીણની જેમ હોય તો બધા મિટાવી દેવામાં આવશે.

૧૭૨૭. હઝરત અબુ મુસા (રદી.) કહે છ કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ પોતાના પરવરદિગારનો ઝિક્ર કરે છે, તેની મિસાલ અને તે માણસ જે ઝિક્ર કરતો નથી તેની મિસાલ જીવતા અને મરેલાના જેવી છે.

૧૭૨૮. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે ખુદાના કેટલાક ફરિશ્તાઓ રસ્તાઓમાં ઘુમીને ખુદાનો ઝિક્ર કરવાવાળાઓની શોધ કરે છે. જ્યારે કોઈ કૌમ તેની ઈબાદત કરવાવાળી મળી જાય છે તો એક બીજાને આવાજ આપે છે કે ચાલ્યા આવો તમારો મકસદ આ છે પછી તે બધા તેમના પર તેમની પાંખોથી છાંયડો દુનિયાથી આસમાન સુધી કરે છે. જ્યારે (ખુદા તરફથી) તેમનાથી પુછવામાં આવે છે કે તમે મારા બંદાઓને કઇ સ્થિતીમાં જોયા? તો તેઓ કહે છે કે તસ્બીહ અને તકબીર અને હમ્દ તેમજ મસજિદમાં જોયા. જો કે ખુદા તે બંદાઓની સ્થિતી સારી જાણે છે કે શુ કરી રહ્યા છે! પછી ઈરશાદ થાય છે કે શું તેમણે મને જોયો છે?

ફરિશ્તાઓ કહે કે નહિ, ખુદાની કસમ! નથી જોયો, અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો તેઓ મને જોઇ લેતા, તો શું સ્થિતી હોતી ફરિશ્તાઓ કહે છે કે જો તને જોઇ લેતા, તો, તારી તસ્બીહ અને તહમીદ અને તમ્જીદમાં લાગ્યા રહેતા. પછી ખુદા તઆલા ફરમાવે છે કે તેઓ મારાથી શું માગે છે? ફરિશ્તાઓ અર્ઝ કરે છે કે જન્નત.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે શું તેમણે જન્નત જોઈ લીધી છે? આ અર્ઝ કરે છે કે નહિ ખુદાની કસમ તેમણે જોઈ નથી. તે સમયે ફરમાન થાય છે કે જો તેઓ જોઈ લેતા, તો તેમની સ્થિતી શું હોય? આ અર્ઝ કરે છે કે માગવામાં ઘણો વધારો કરતા. અલ્લાહ તઆલા ફરમાવે છે કે તેઓ કઈ વસ્તુથી પનાહ ઈચ્છે છે? ફરિશ્તાઓ કહે છે, દોઝખથી અલ્લાહ તઆલા ફરમાવે છે કે શું તેમણે જોઈ લીધી છે? આ કહે છે કે જોઈ તો નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો જોઈ લેતા તો શું સ્થિતી હોતી? આ કહે કે પનાહ માગવામાં ઘણો વધારો કરતા આપે ફરમાવ્યું કે તે સમયે ખુદા ફરમાવે છે કે તમે સાક્ષી રહો કે મેં તેઓને બક્ષી દીધા. એક ફરિશ્તો કહે છે કે એક માણસ તે લોકોમાં નથી. પરંતુ તે કોઈ કામના માટે આવ્યો હતો. ખુદા ફરમાવે છે કે તે એવા લોકો છે કે તેમના પાસે બેસવાવાળો પણ મહરૂમ નથી રહેતો.



# નરમ દિલ બનાવવાવાળી હદીસોની ચર્ચા

## બયાન

૧૭૨૯. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, બે નેઅમતો એવી છે કે જેના કારણે લોકો નુકસાનમાં છે. તંદુરસ્તી અને માલદારી.

૧૭૩૦. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મારા બન્ને ખભાઓ પકડીને ફરમાવ્યું કે દુનિયામાં એક રાહગીર મુસાફરની જેમ રહો અને સાંજ થઈ જાય, તો સવારની રાહ ન જુઓ સવાર થઈ જાય તો સાંજની રાહ ન જુઓ તંદુરસ્તીમાં બીમારીનો સામાન કરી લો અને જીંદગીમાં મૃત્યુનો.

૧૭૩૧. હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ એક વખત લીટી દોરી અને એક લીટી તેના વચ્ચે દોરી અને કેટલીક નાની નાની લીટીઓ વચ્ચેની લીટીની કિનારોમાં બનાવી અને ફરમાવ્યું કે આ વચ્ચેની લીટી માણસ છે. અને આ લીટીઓ જે ઘેરેલી છે, તે તેનું મૃત્યુ છે અને આ લીટી જે બહાર નીકળેલી છે, તે તો તેની આશાઓ છે. અને આ નાની લીટીઓ, અકસ્માતો (મુસીબતો) છે જો એકથી બચી ગયો, તો બીજાએ ખબર લીધી અને જો બીજાથી બચી ગયો તો ત્રીજાએ ખબર લીધી.

૧૭૩૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે જ્યારે અમે ઈતાઅત અને ફરમા બરદારી પર રસુલુલ્લાહ (સલ્લ.) થી બૈઅત કરતા, તો આપ (સલ્લ.) આ ફરમાવી દીધા કરતા કે જ્યાં સુધી તાકાત હોય.

૧૭૩૩. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) ફરમાવે છે કે હઝરત ઉમર (રદી.) થી કહેવામાં આવ્યુ છે તમારો ખલીફા નક્કી કરીને જાવ, ફરમાવ્યું કે જો હું મારો ખલીફા બનાવું તો કોઈ નુકસાન નથી. કારણ કે મારાથી અફઝલ હઝરત અબુબક (રદી.) તેમનો ખલીફા બનાવીને ગયા. અને ન બનાવું તો કોઇ વાંધો નથી. કારણ કે હઝરત મોહંમદ રસુલ્લાહ ( સલ્લ. ) ખિલાફતનો મામલો એમ જ છોડી ગયાં. કોઇ ને ખલીફા ન બનાવ્યા.

૧૭૩૪. હઝરત જાબિર બિન સુમરા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું છે બાર અમીર થશે તેના પછી કોઇ શબ્દો કહ્યા, જેને મેં ન સાંભળ્યા. પરંતુ મારા પિતાએ કહ્યું કે આ ફરમાવ્યું હતું કે સૌ કુરેશમાંથી થશે.

૧૭૩૫. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ મૃત્યુની ઇચ્છા કરવાથી મના ન ફરમાવ્યું હોત, તો હું મૃત્યુની ચોક્કસ ઇચ્છા કરતો.

૧૭૩૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે હે ખુદા ! મદીના વાળાઓ માટે માપ અને સાઅ તેમજ મુદ ( એક જાતનાં માપ)માં બરકત અતા ફરમાવ.

૧૭૩૭. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે નબી (સલ્લ) એ ફરમાવ્યું કે વારીસોને તેમની વિરાસત ચુકવ્યા પછી કંઈ બાકી રહે તો તે નજીકના સબંધી પુરુષનો છે.

૧૭૩૮. હઝરત અબુ મુસા (રદી.)થી એક પુત્રી અને એક પોત્રી અને એક બહેનનો ભાગ પુછવામાં આવ્યું, અડધો પુત્રીનો અને અડધો બહેનનો તમે હઝરત ઇબ્ને મસઉદ ( રદી.) ની પાસે પણ જાઓ. કદાચ તે પણ મારો સાથ આપે. જેથી અબુ મસઉદ (રદી.) થી પુછવામા આવ્યું અને અબુ મુસા (રદી.) નો કૌલ પણ બયાન કર્યો, તો આપે ફરમાવ્યું કે જો હું તેમના પ્રમાણે કહીશ તો ભટકી જઇશ. હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના ફેસલા પ્રમાણે જ કાર્ય કરીશ. પુત્રીને અડધો અનેપોત્રીને બે તૃત્યાંશ પુરો કરવા માટે અડધો

અને બાકી બહેનનો આ ખબર હઝરત અબુ મુસા (રદી.) ને તો તેમણે કહ્યું કે, જ્યાં સુધી આ ઈલ્મના નિષ્ણાત તમારા લોકોમાં મૌજુદ છે, ત્યાં સુધી મને ન પુછો.

૧૭૩૯. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે કોઈ કૌમનો આઝાદ કરેલો તેજ કૌમમાં ગણવામાં આવશે.

૧૭૪૦. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, કોઈ કૌમનો ભાણીયો, તે જ કૌમમાંથી છે.

૧૭૪૧. હઝરત સઅદ બિન અબી વકકાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.)) એ ફરમાવ્યું, જેણે કોઇ પરાયાને પોતાનો જાણી બુઝી બાપ બનાવ્યો અને તેની તરફ પુત્ર હોવાનો સંબંધ જોડયો અને તે તેનો બાપ ન હોવાને જાણે છે. તો જન્નત તેના પર હરામ છે. આ હદીસ હઝરત અબુબક (રદી.) થી બયાન કરવામાં આવી. આપે ફરમાવ્યું કે આ હદીસને હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી મારા કાનોએ સાંભળી અને મારા દિલે તેને સાંભળી છે,

૧૭૪૨. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે તમે તમારા પિતાઓથી સબંધો ન તોડો જેણે તેના બાપથી સંબંધ તોડયો; તો તે કાફીર થયો.

૧૭૪૩. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે એક શરાબીને જેણે શરાબ પિધેલો હતો, હુઝુર (સલ્લ.) ની ખિદમતમાં લાવવામાં આવ્યો. આપે ફરમાવ્યું કે આને મારો હુકમના પ્રમાણે 'અમારા લોકોમાંથી કેટલાકે તો હાથોથી માર્યો અને કેટલાકે જુતોથી કેટલાક લોકોએ કપડાની ચાબુક બનાવીને તેને માર્યો. પછી જયારે તે ચાલ્યો ગયો, તો કોઈએ કહ્યું, ખુદા તને રૂસ્વા કરે. આપ (સલ્લ.) એ ફરમાવ્યું, તેને શયતાનના સુપુર્દ ન કરો. અને તેવું ન કહો,

૧૭૪૪. હઝરત અલી બિન અબી તાલિબ (રદી.) કહે છે કે જો હું કોઇને સજા કરૂં અને તે મૃત્યું પામે, તો મને બિલકુલ અફસોસ થશે નહિં. પરંતુ શરાબ પીવાવાળાઓના માટે મારે જુર્માના (દંડ) ભરવો પડશે. કારણ કે હુઝુર (સલ્લ.) એ તેના માટે કોઇ સજા નક્કી નથી કરી.

૧૭૪૫. હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) ના ઝમાનામાં એક માણુસ હતો. જેનુ નામ અબ્દુલ્લાહ હતું અને લકબ હમ્માર હતો. તે હુઝુર ( સલ્લ)ને હસાવ્યા કરતો હતો. પરંતુ શરાબી હતો. તેના કારણે તેને ચાબુક મારવામાં આવતા હતા. એક વખત તેને લાવ્યા. તો હુઝુર (સલ્લ.) એ ચાબુક મારવાનો હુકમ કર્યો. એક માણુસ કહેવા લાગ્યો કે ખુદા આના પર લાનત કરે, કેટલી વખત આના પર ચાબુક મારવામાં આવ્યા છે. નબી ( સલ્લ. ) એ મના ફરમાવ્યું કે તેના પર લાનત ન કરો. મને સારી રીતે ખબર છે કે આ ખુદા અને તેના રસુલ )સલ્લ) થી મોહબ્બત રાખે છે.

૧૭૪૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે. કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, ખુદા ચોર પર લાનત કરે કે બૈજા ( લડાઈનો ટોપો ) ચોરી કરે, તો હાથ કાપવામાં આવે. રસ્સી ચોરી કરે તો હાથ કાપવામાં આવે.

૧૭૪૭. હઝરત આઈશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે દીનારની ચોથાઈ ( ચોથો ભાગ ) કે તેનાથી વધારે ચોરી કરવાથી હાથ કાપવામાં આવે.

૧૭૪૮. હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના ઝમાનામાં એક ઢાલની કિંમતની ચોરીમાં હાથ કાપવામાં આવતો હતો.

૧૭૪૯. હઝર ઈબ્ને ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ એક ઢાલની કિંમત બરાબર ચોરી કરવાથી હાથ કાપ્યો, જેની કિંમત ત્રણ દિરહમ હોતી હતી.

૧૭૫૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે ખુદાની સજાઓના સિવાય કોઇના પર દસ ચાબુકોથી વધારે સજા ન કરવી જોઇએ.

૧૭૫૧. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે અબુલ કાસીમ (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણુસ પોતાના ગુલામને તોહમત લગાવે અને તે ગુલામ તેમાં નિર્દોષ (બરી) હોય તો કિયામતના દિવસે તેને ચાબુક મારમામાં આવશે. હા, આ સ્થિતીથી બચી શકે છે કે તેનો કૌલ સાચો હોય.

૧૭૫૨. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું. સત્યથી ભલાઈ પ્રાપ્ત થાય છે અને ભલાઈથી જન્નત જે માણસ સત્ય બોલતો રહેશે, તે છેવટે સાચો થઈ જશે અને જુઠ ખરાબ કાર્યોની તરફ ઈન્સાનને લઈ જાય અને ખરાબ કાર્ય દોઝખની તરફ જે જુઠ બોલતો રહે છે, છેવટે તે ખુદાની નજીક જૂઠો થઈ જાય છે.

૧૭૫૩. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે ખુદાથી વધારે તકલીફ પર સબ્ર કરવાવાળો ન કોઈ માણસને જોયો, ન કોઈ વસ્તુ કારણ કે કાફિરો તેના માટે ઔલાદ બતાવે છે, પરંતુ (ખુદા) તે છતાં પણ તેમને નજર અંદાઝ કરતો રહે છે અને તેમને રોઝી આપે છે. (બુખારી) 'યદ ઉન લહુલ વલદ સુમ્મલ આફિહિમ વ યર્જુકુહુમ'

૧૭૫૪. હઝરત અબુ હુરેરહ કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે પહેલવાન, મજબૂત માણસને નથી કહેતા પરંતુ પહેલવાન તે છે કે ગુસ્સાના સમયે તેનું નફસ તેના કાબુમાં હોય.

૧૭૫૫. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે એક માણસે હઝરત મોહમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી વસીયત ફરમાવાની દરખાસ્ત કરી, આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે ગુસ્સો ન કરો, તેણે કેટલીએ વાર આ જ પુછયું, આપે જવાબ આપ્યો કે ગુસ્સો ન કરો,

૧૭૫૬. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે શરમથી હંમેશા ભલાઈ પ્રાપ્ત થાય છે.

૧૭૫૭. હઝરત અનસ(રદી.) કહે છે કે હઝરત(સલ્લ) અમારી સાથે એટલી બેતકલ્લુફી રાખતા હતા કે મારા નાના ભાઈથી ફરમાવ્યા કરતા હતા કે અબુ ઉમૈર નગીરનું શું થયું? (નગીર એક લાલ પક્ષીનું નામ હતું) હઝરત અનસ (રદી) ના નાના ભાઈએ તેને પાળ્યું હતું, પરંતુ મરી ગયું.

૧૭૫૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, મોમિન માણસ એક છિદ્રથી બે વખત કપાવતો નથી.

૧૭૫૯. હઝરત ઉબઇ બિન કઅબ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કેટલીક શાયરીઓમાં હિકમત હોય છે.

૧૭૬૦. હઝરત ઈબ્ને ઉમર (રદી.) કહે છે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે લોકોમાંથી કોઈનું પેટ પરૂથી ભરી જાય, આ સારુ છે કે શાયરીથી ભરાય.

૧૭૬૧. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની ખિદમતમાં એક ગામવાળો માણસ આવ્યો અને પુછવા લાગ્યો કે કિયામત કયારે થશે ? આ હદીસ પણ આવી ગઇ છે. પરંતુ આ હદીસમાં એટલું વધારે બયાન કર્યું, આપે (સલ્લ.) એ ફરમાવ્યું તું તે માણસના સાથે હશે, જેનાથી મોહબ્બત હોય. અમે અર્ઝ કરી કે અમે પણ આપની સાથે હશું ? ફરમાવ્યું, હા.

૧૭૬૨. હઝરત ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે પહેલી નુબુવ્વતોની વાતોમાંથી, જે લોકોની પાસે છે, ફક્ત એટલી વાત છે કે જો તમારામાં શરમ નથી તો જે મન ચાહે તે કર.

૧૭૬૩. હઝરત ઈબ્ને ઉમર (રદી) કહે છે કે ગદ્દાર માણસના માટે કિયામતના દિવસે નિશાન કાયમ કરવામાં આવશે. અને હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે પછી અવાજ આપવામાં આવશે, ફલાણા બિન ફલાણાની ગદ્દારીનું નિશાન છે.

૧૭૬૪. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે દ્રાક્ષને ગરમ ન કહો, કારણ કે ગરમ મોમિનનું દિલ હોય છે.

૧૭૬૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત ઝેનબનું નામ બિર્રા એટલે કે સાલિહા હતું, તો કોઈ એ કહયું કે આ તેમની જાતને સાલિહા કહેડાવે છે. તે કારણે હુઝુર (સલ્લ.) એ ફકત ઝેનબ નામ રાખી દીધું.

૧૭૬૬. હઝરત અનસ (રદી.) કહે છે કે હઝરત ઉમ્મે સુલૈમ (રદી.) ઘરડી સ્ત્રીઓની સાથે જઈ રહ્યાં હતાં, અને હઝરતનો ગુલામ

અબખશા લઇ જઈ રહ્યો હતો. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અબખશા, જો કાચ તૂટી ન જાય.

૧૭૬૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે બે માણસો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)ની મંજલિસમાં હાજર હતા, અને બન્નેને છિંકો આવી આપે એકનો તો જવાબ આપી દીધો, અને બીજાનો જવાબ ન આપ્યો સહાબા (રદી.) એ અર્ઝ કરી, આ શી વાત છે કે હુઝુર (સલ્લ.) એ એક છિંકનો જવાબ તો આપી દીધો અને બીજીનો નહિં, ફરમાવ્યું, એકે 'અલહમ્દુ લિલ્લાહ' કહ્યું હતું, અને બીજાએ નહિં. એટલા માટે જવાબ પણ ન આપવામાં આવ્યો.

૧૭૬૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાને છિંક પસંદ છે. જયારે કોઈ છિંકે. તો 'અલહમ્દુ લિલ્લાહ' કહે અને બીજા સાંભળવાવાળાને 'યર હમુ કલ્લાહિ કહેવું જોઇએ. રહ્યું, બગાસુ તો તે શયતાની હરકત છે. જો કોઈ ને બગાસુ આવી જાય, તો જ્યાં સુધી શકય હોય, તેને રોકો કારણ કે બગાસુ ખાવાના સમયે શયતાન તમારા પર હસે છે.



# રજા લેવાના બયાન વિષે

૧૭૬૯. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ ઉંમરમાં નાનો હોય, તે મોટાને સલામ કરી લે. અને જે જઈ રહ્યો હોય, તે બેસેલાને સલામ કરી લે એવી જ રીતે સવાર, ચાલવાવાળાને અને થોડા માણસો ઘણી (મોટી) જમાતને.

૧૭૭૦. હઝરત અબુ હુરેરહ (રદી.) એક રિવાયતમાં કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે સવાર, ચાલવાવાળાને અને ચાલવાવાળો બેસેલાને અને થોડા માણસો ઘણા માણસોને સલામ કરે.

૧૭૭૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી) કહે છે કે એક માણસે નબી (સલ્લ.) થી પુછયું કે કયું ઈસ્લામ (ઈસ્લામી સિફત) બેહતર છે? ફરમાવ્યું, લોકોને ખાવા ખવડાવવુ અને ઓળખીતા અને બીજા ઓળખીતા બન્નેને સલામ કરવી.

૧૭૭૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે એક માણસ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના હુજરામાં જોવા લાગ્યો તો જુએ છે કે આપ (સલ્લ.) લોખંડનો કાંસકો આપના માથા મુબારકમાં ફેરવી રહ્યા છે. તેના પછી જ્યારે હુઝુર (સલ્લ.) ને જાણ થઇ, તો આપે ફરમાવ્યું કે મને ખબર હોતી, તું જોઈ રહ્યો છે, હું તારી આંખમાં છુટટો મારતો હે ભાઈ! રજા લેવી તો એટલા માટે રાખવામાં આવી છે કે કોઈ કોઈને સંતાઇ ને ન જોઇ લે.

૧૭૭૩. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે બે નેઅમતો એવી છે કે જેના કારણે લોકો મોટા નુકસાનમાં રહે છે. નબી (સલ્લ) એ આ જ ફરમાવ્યું કે એક તેમાંથી તંદુરસ્તી, બીજી ફરાખ દસ્તી (માલદારી)

૧૭૭૪. હઝરત અબુ હુરૈરહ (રદી,) કહે છે કે જે માણુસને અલ્લાહ તઆલાએ સાઈઠ વર્ષની ઉમર સુધી પહોંચાડી દીધો હાય, તો અલ્લાહ તઆલા તેને પકડ કરવામાં મજબુર રાખે છે.

૧૭૭૫. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે બે વાતોમાં ઘરડાનું દિલ જવાન હોય છે એક દુનિયાની મોહબ્બત, બીજી મોટી મોટી આશાઓ.

૧૭૭૬. હઝરત ઉત્બાન બિન માલિક (રદી.) કહે છે કે જે માણુસે ખાસ ખુદાની ખુશીના માટે દુનિયામાં કલેમા 'લાઈલાહા ઈલ્લલ્લાહ પઢયો હશે, તેના પર ખુદા દોઝખ હરામ કરી દેશે.

૧૭૭૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે ખુદા ફરમાવે છે કે જ્યારે હું કોઈ મોમિન બંદાના કોઈ દોસ્તને ઉઠાવું (મૃત્યુ આપું) છું, અને તે તેના પર સબ્ર કરે છે તો તેના બદલાના માટે મારી પાસે જન્નતના સિવાય કંઈ નથી.

૧૭૭૮. હઝરત મિરદાસ અસલમી (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે સોળ માણુસો તો પસાર થતાં થતાં આગળ પાછળ પસાર થઈ જશે અને ફાઝીલો બાકી રહી જશે. જેવી રીતે જવનું કુઝલુ બાકી રહી જાય છે અને તે કુઝલાને ખુદા દોસ્ત રાખશે નહીં.

૧૭૭૯. હઝરત અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જો માણુસના માટે માલના બે જંગલો પણુ ભરેલાં હોય, તો તે ત્રીજુ શોધશે. અને માણુસનું પેટ તો ફકત કબરની માટી જ ભરે છે. જો માણુસ તૌબા કરી લે તો ખુદા પણુ કબુલ કરે છે.'

૧૭૮૦. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે એક વખત હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે તમારામાંથા એવો મણુસ કોણુ છે, જેને પોતાના માલથી વધારે પસંદ તે માલ છે, જે સગાં-વ્હાલાંના કબ્જામાં પહોંચી જાય સહાબા (રદી.) એ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! અમને બધાંને અમારો જ માલ પસંદ છે. અને એવો કોઈ નથી, જેને તેના વારિસનો માલ પસંદ હોય આપે ફરમાવ્યું કે સારૂં, તમારો માલ તો તે છે, જે તમે આગળ રવાના કરી દીધો અને જે પાછળ રહી ગયો, તે વારિસનો માલ છે.

૧૭૮૧. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે તે ખુદાની કસમ! જેના સિવાય કોઇ માબુદ નથી કે એક સમયે મારી આ સ્થિતી હતી કે ભૂખના કારણે મારૂ જીગર જમીન પર ટેકીને ચાલતો હતો. અને આના જ કારણે પેટ પર પત્થર બાંધી લીધા કરતો હતો. એક વખત હું સહાબા (રદી.)ના પસાર થવાના રસ્તા પર બેસી ગયો એટલામાં હઝરત અબુબક્ર (રદી.) ત્યાંથી પસાર થયા. મેં તેમનાથી કુરઆનની એક આયત પુછી પરંતુ મારો મતલબ આ હતો કે મારૂ પેટ ભરી દો પરંતુ તે ન સમજ્યા અને ચાલ્યા ગયા, પછી હઝરત ઉમર (રદી.) પસાર થયા. તેમનાથી પણ કુરઆન શરીફની આયત પુછી અને મારો તેમનાથી પણ તે જ મતલબ હતો, પરંતુ તે પણ ચાલ્યા ગયા, તેના પછી હુઝુરે અકદસ(સલ્લ.)નું પસાર થવાનું થયું આપે મારી અંદરની અને બહારની સ્થિતી જોઈ ને સમજી ગયા અને મને અવાજ આપી, અબુ હુરૈરહ (રદી.)! મેં અર્ઝ કરી, જી, હા, હે અલ્લાહના (રસુલ)! અને આપ (સલ્લ.) તે સમયે હસી રહ્યા હતા. ફરમાવ્યું, આવો. આ કહીને આપ તશરીફ લઇ ચાલ્યા. હું આપના પાછળ રવાના થયો. ત્યાં સુધી કે આપ મકાન પર પહોંચી ગયા અને મને અંદર આવવાની રજા આપી હું અંદર ગયો તો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ત્યાં એક દૂધનો પ્યાલો ભરેલો જોયો, આપે પુછયું, આ કયાંથી આવ્યો અર્ઝ કરવામાં આવી કે એક સ્ત્રીએ આપના માટે હદિયો મોકલ્યો છે. આ સાંભળીને આપે મારાથી કહ્યું કે જાઓ, સુફ્ફા સહાબીઓને બોલાવી લાવો. અને સુફ્ફા સહાબીઓ તે માણસો હતા જે મુસલમાનોના મહેમાન હતા, ન તેમનું કોઈ ઘર બાર, ન ખાવા પીવાનો સામાન જ્યારે હુઝુર (સલ્લ) ની પાસે કંઇ સદકો આવતો, આપ તેમને મોકલી દેતા મતલબ આ છે, તે સમયે મને તેમનું બોલાવવું ના પસંદ પડયું અને મેં દિલમાં કહયું કે તેમના માટે આ દૂધ કેટલું છે? તે દૂધનો હકદાર તો હું જ હતો પુરુ પીને શક્તિ પ્રાપ્ત કરી લેતો ખૈર. હુઝુર (સલ્લ.) એ આ હુકમ મને આપ્યો હતો કે જ્યારે તે લોકો આવી જાય. તો તમે તેમને દૂધ પીવડાવજો જોકે મને તે દૂધમાંથી આ સ્થિતીમાં કંઈ પણ ન મળતુ પરંતુ હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ના હુકમથી કોઈ છૂટકારો ન હતો. મજબૂરન ગયો અને તમને બોલાવીને લાવ્યો તે લોકો બધા હાજર થઇ ગયા અને હઝરત મોહંમદ રસુલ્લાહ (સલ્લ) થી અંદર આવવાની રજા ઇચ્છી આપે રજા આપી. તે લોકો બધા

પોત પોતાની જગ્યાએ બેસી ગયા. તે સમયે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે અબુ હુરેરહ ! મેં અર્ઝ કરી, હાજર છું, ફરમાવ્યું કે તેમને આપવાનું શરૂ કરો એટલા માટે મેં એક પછી બીજાને આપવાનું શરૂ કર્યું ત્યાં સુધી કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) સુધી સ્થિતી પહોંચી ગઈ. સોએ સારી રીતે પેટ ભરીને પી લીધું હઝરત (સલ્લ,) એ પ્યાલો લઈને તેના પર પોતાનો હાથ મુક્યો અને મારા તરફ હસીને જોયું અને ફરમાવ્યું કે અબુ હુરેરહ (રદી.)! હવે હું અને તમે બાકી રહી ગયા છીએ. મેં અર્ઝ કરી, જી, હે અલ્લાહના રસુલ (સલ્લ.)! ફરમાવ્યું કે સારૂ બેસો આને પીઓ મેં લઇને પીધું આપે ફરમાવ્યું; વધારે પીઓ મેં વધારે પીધું. આપે ફરમાવ્યું કે વધારે પીઓ. મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! તે ઝાતની કસમ જેણે આપને હકના સાથે નાઝીલ કર્યા, હવે મારા પેટમાં ગુંજાઈશ નથી. ત્યારે આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે સારૂં મને બતાવો. મેં તે પ્યાલો આપ (સલ્લ,) ને આપ્યો આપે ખુદાની તારીફ કરી અને જે કંઈ બચેલું હતું 'બિસ્મિલ્લાહ, કહીને પી લીધું.

૧૭૮૨, હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કોઈને તેના કાર્યો માફી અપાવશે નહિ. લોકોએ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ ( સલ્લ. )! આપને પણ નહિં ? ફરમાવ્યુ કે મને પણ નહી હા, જો ખુદા તેની રહમતમાં છુપાવી લે. તમારા લોકોને જોઈએ કે સાચો રસ્તો અપનાવો સવાર સાંજ વહેલી સવારે આહીસ્તા ચાલતા રહો. દરમિયાની રીત અપનાવો મકસદે પહોંચી જશો.

૧૭૮૩, હઝરત આઇશા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુ-(સલ્લ) થી પુછવામાં આવ્યુ, ખુદાને કયું અમલ પસંદ છે? હુઝુર (સલ્લ) એ ફરમાવ્યું, જે હંમેશા કરવામાં આવે ચાહે થોડુ જ હોય.

૧૭૮૪, હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું, જો કાફીરને ખુદાની રહમતનો અંત ખબર પડી જાય, તો તે જન્નતની નિરાશ ન થાય અને મોમિનને

ખુદાના અઝાબની સ્થિતી ખબર પડી જાય. તો તે દોઝખની આગથી નિડર ન થાય.

૧૭૮૫. હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)) એ ફરમાવ્યું, જે માણસ પોતાની જીભ અને શર્મગાહની મને ઝમાનત આપે, તો હું તેના માટે જન્નતની ઝમાનત આપું છું.

૧૭૮૬. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, કોઈ કોઇ વખત માણસ કોઇ એવા શબ્દો બોલી દે છે જેમાં ખુદાની રઝામંદી હોય છે. અને તેને તેનો ખ્યાલ પણ હોતો નથી. પરંતુ અલ્લાહ તઆલા તેના કારણે બક્ષી દે છે. એવી જ રીતે કોઈ માણસ વિચાર્યા વિના ખરાબ વાત કહી દે છે, જેના કારણે ખુદા તેને દોઝખમાં નાખી દે છે.

૧૭૮૭. હઝરત અબુ મુસા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યુ કે હું જે વસ્તુઓ લઈને આવ્યો છું, તેની મિસાલ આ છે કે કોઈ માણસ પોતાની કૌમથી કહે છે કે મેં એક લશ્કર મારી આંખે જોયું છે. જે તમારા પર હુમલો કરશે હું તમને ચોખ્ખો ડર (ભય) બતાવું છું, તો તેમાંથી એક જમાતે તેની વાત માની લીધી અને તે તરત જ રાત્રે જ ચાલી ગઇ. એટલા માટે તે તો બચી ગઇ અને એક જમાઅતે તેની વાત બિલ્કુલ બેહુદી સમજી તો તેમના પર સવારના સમયે લશ્કરે આવીને ચઢાઇ કરી અને સૌને હલાક (તબાહ) કરી નાખ્યા.

૧૭૮૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જન્નત પર તકલીફના પડદાઓ છે. અને દોઝખ પર ખ્વાહીશો (ઇચ્છાઓ) ના.

૧૭૮૯. હઝરત અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જન્નત જુતોના ફીતોથી પણ વધારે નજીક છે, એવી જ રીતે દોઝખ.

૧૭૯૦. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે, નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે કોઈ એવા માણસની નજર એવા માણસ પર પડે જે તેનાથી શારીરીક તાકાત અને માલદારીમાં વધારે હોય, તો જોઈએ કે પોતાનાથી ઓછી હેસિયતવાળાને પણ જોઈ લે.

૧૭૯૧. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ખુદાના કલામની નકલ ફરમાવી કે અલ્લાહ તઆલાએ નેકીઓ અને બુરાઇઓ, બધું જ લખીને બંદાઓની સામે પેશ કરી દીધી. હવે તેમાંથી કોઇ બંદો નેક કાર્યનો ઇરાદો કરે અને પછી તેના પર અમલ ન કરે, તો ખુદાને ત્યાં તેની એક પુરી નેકી લખવામાં આવે છે. જો તેણે તેને કરી પણ લીધી, તો દસ ભાગથી લઈને સાત સો સુધી, પરંતુ તેનાથી પણ વધારે સવાબ મળે છે અને જો કોઈએ બુરાઈનો ઇરાદો કર્યો, પરંતુ તેના પર અમલ ન કર્યો. તો તેના માટે એક પુરી નેકી લખવામાં આવે છે. અને જો તેણે આ કાર્યને કરી પણ લીધું. તો એક બુરાઇની એક જ લખવામાં આવે છે.

૧૭૯૨. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ અમારાથી બે હદીસો બયાન કરી હતી તેમાંથી એક તો મારી સામે જાહેર થઈ ચુકી અને બીજી બાકી રહી ગઇ છે. આપ (સલ્લ.) એ ફરમાવ્યું હતું કે અમાનત લોકોના દિલોના મૂળમાં હશે. તે કુરઆન અને હદીસોની તાલીમ પ્રાપ્ત કરશે. પછી આપે અમાનત ઉઠી જવાના વિષે ફરમાવ્યું હતું કે તેના પછી એવા લોકો આવશે કે માણસો પોતાની ઉંઘમાં બેહોશ પડી સુઈ રહ્યા હશે. અને તેમના દિલોથી અમાનત ઉઠી જશે તેનું નિશાન રહી જશે. જેવી રીતે ગુમડાનું નિશાન સારૂ થઇ જવાના પછી પણ રહી જાય છે. તેના પછી બીજી વાત સુઈ રહેલો રહેશે તો અમાનત સંપૂર્ણ લઇ જ લેવામાં આવશે અને તેનું નિશાન એવી રીતે રહી જશે કે જેવી રીતે ચાંદી સારૂં પછી દ્દષ્ટાંતના માટે તું તારા પગ પર ચિંગારી નાખી લે અને તેનાથી થઈ જવાના તને ફોલ્લો પડી જાય અને તેનાથી ખાલ ઉઠેલી તો દેખાય પરંતુ અંદર કંઈ ન હોય એવી જ રીતે લોકોની આ સ્થિતી થઇ જશે કે લોકો સવારના સમયે ખરીદ અને વેચાણના માટે નિકળશે, પરંતુ તેમાં અમાનતને અદા કરવાના નજીક પણ કોઇ ન હશે. અને કહેવામાં આવશે, આ કુટુંબમાં અમાનતવાળો છે કે આ માણસ કેટલો અક્કલવાળો, સારા સ્વભાવવાળો, ચુસ્ત તેમજ ચાલાક છે, પરંતુ તે ઇમાનથી સંપૂર્ણ અજાણ્યો હશે અને મારા પર એક જમાનો એવો આવી ચુકયો છે કે હું કોઈનાથી ખરીદ તેમજ વેચાણ કરવામાં ધબરાતો નથી અને આ ખ્યાલ કરતો હતો કે જો મુસલમાન હશે,

તો ઇસ્લામ મારા પર પાછો આવશે અને જો ઇસાઇ હશે, તો પણ વાંધો નથી પરંતુ હવે હું ફલાણા અને ફલાણા સિવાય કોઈનાથી ખરીદ તેમજ વેચાણ કરતો નથી.

૧૭૯૩. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ) એ ફરમાવ્યું લોકો તે એક સો ઊંટની જેમ છે. જેમાં સવારીના લાયક કોઈ નથી.

૧૭૯૪. હઝરત ઇબ્ને જૂન્દુબ (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ) એ ફરમાવ્યું જે માણસ સંભળાવવા માટે કોઇ કાર્ય કરશે અલ્લાહ પણ તેની સાથે એવું જ કરશે અને જે માણસ બતાવવા માટે કરશે તો અલ્લાહ તઆલા પણ તેવું જ કરશે.

૧૭૯૫. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે કે હઝરત મોહંમદ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે કે જેણે મારા દોસ્તની દુશ્મની પર કમર બાંધી તેનાથી હું લડાઈનુ એલાન કરૂં છું. અને ખુદા જેટલાં મારાં ફર્ઝ અદા કરવામાંથી મારાથી કુર્બત પ્રાપ્ત કરી લે છે એટલો કોઇ વસ્તુથી નથી કરતો, મારો બંદો, મારૂં કુર્બ નફલના જરીએ પ્રાપ્ત કરે છે. અને તેને પઢતો રહે છે. ત્યાં સુધી કે હું તેનાથી મોબ્બત કરવા લાગું છું, અને જ્યારે હું તેને વ્હાલો (પ્યારો) બનાવી લઉં છુ તો હું તેના કાન બની જાઉં છું, જેનાથી તે સાંભળે છે હું તેના હાથ બની જાઉં છું, જેનાથી તે પકડે છે. હું તેના પગ બની જાઉં છું. જેનાથી તે ચાલે છે અને કસમથી, જો તે મારાથી માગે તો હું ચોક્કસ આપું. જો તે મારાથી માગે તો હું તેને પનાહ આપું. અને મને મારા કામથી કોઇ પણ કાર્ય પર શક થતો નથી. તેના સિવાય મોમિનની તબીયત; મૃત્યુંને ખરાબ નથી સમજતી. અને હું તેને તકલીફ આપવા ચાહતો નથી.

૧૭૯૬. હઝરત ઉબાદા બિન સામિત (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જે માણસ ખુદાના દીદારને પ્યારૂં રાખે છે ખુદા પણ તેના દીદારને મહબુબ રાખે છે અને જે માણસ ખુદાની મુલાકાતને ખરાબ સમજે છે; તેની મુલાકાતને ખુદા પણ ખરાબ સમજે છે. હઝરત આઇશા (રદી.) કે કોઇ બીજી પત્નિ ફરમાવે છે. મેં અર્ઝ કરી કે મૃત્યુને તો અમે પણ ખરાબ સમજીએ છીએ. ફરમાવ્યું, આ મતલબ

નથી, પરંતુ મોમિનના મૃત્યુનો જ્યારે સમય આવે છે, તો તેને અલ્લાહ તઆલાની ખુશી અને ઇજ્જત વધારવાની ખુશ ખબરી સાંભળાવવામાં આવે છે. તે સાંભળીને ખુશ થાય છે. અને ખુદાથી મુલાકાત કરવાને બેહતર સમજે છે. અને કાફીરનું જ્યારે મૃત્યુને આવે છે તો તેને અઝાબની ખબર આપવામાં આવે છે. તે સાંભળીને મૃત્યુને ખરાબ સમજે છે. અને ખુદાની મુલાકાતને સારી સમજતો નથી, તો અલ્લાહ તઆલા પણ તેની મુલાકાતને મકરૂહ સમજે છે.

૧૭૯૭. હઝરત આઇશા (રદી.) કહે છે કે કેટલાક ગામડીયા ઉઘાડા પગોવાળા હુઝુર (સલ્લ.)ની ખિદમતમાં આવીને આ પુછ્યા કરતા હતા કે કિયામત ક્યારે થશે? આપ એક નાની ઉમરવાળાની તરફ જોઈને ફરમાવતા કે જો આ જીવતો રહ્યો તો તેના વૃધ્ધ થવાના પહેલાં તમારી કિયામત, તમારા માટે કાયમ થઈ જશે.

૧૭૯૮. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામતનો દિવસ એક રોટીની જેમ હશે. અલ્લાહ તઆલા તેને આમ તેમ ઉલટ ફેર કરશે જેવી રીતે તમારા દસ્તરખ્વાન પર તમે લોકો કરો છો. અને આ જન્નતવાળાઓની મહેમાનીના માટે હશે. એટલામાં એક ગામડીયો આવ્યો અને કહેવા લાગ્યો, અબુલ કાસિમ (સલ્લ.)! ખુદા તમારા પર બરકત નાઝીલ કરે શું હું જન્નતવાળાઓની મહેમાનાની વસ્તુ બતાવી દઉં? ફરમાવ્યું, કહો. તેણે કહ્યુ કે જમીન રોટીની જેમ હશે જેવી રીતે હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું હતું. આ સાંભળીને હુઝુર (સલ્લ.) બહુ જ હસ્યા. ત્યાં સુધી કે આપની દાઢો (અંદરના દાંત) પણ દેખાવા લાગી. પછી તેણે કહ્યું કે સાલન પણ બતાવું? ફરમાવ્યું બતાવ. કહ્યું, બાલામ અને નુન (માછલી) લોકોએ કહ્યું, બાલામ શી વસ્તુ છે! આપે ફરમાવ્યું કે બળદ અને માછલી, જેની ફક્ત કલેજી સિત્તેર હજાર માણસો ખાઇ શકશે.

૧૭૯૯. હઝરત રસુલુલ્લાહ (સલ્લ.)એ ફરમાવ્યું કે કિયામતમાં લોકો ત્રણ હાલતોમાં હશે. કેટલાક તો ખ્વાહિશો રાખવાવાળા, કેટલાક એવા કે કોઇ એક ઊંટ પર સવાર હશે, કોઇ ઊંટ પર બે, કોઈ પર

ચાર, કોઈ પર દસ અને કેટલાકને આપ એકઠા કરી લેશે, જ્યાં બપોરે રોકાશે, ત્યાં તે પણ રોકાઈ જશે, જ્યાં સાંજે રોકાશે, આ પણ રોકાઈ જશે. જ્યાં સવાર પસાર કરશે, ત્યાં આ પણ પસાર કરશે

૧૮૦૦. હઝરત આઈશા (રદી.) કહે છે કે હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ્વ.) એ ફરમાવ્યું કે લોકો કિયામતમાં ઉઘાડા પગે, નગ્ન શરીરે ખત્ના કરેલા ઉઠાવવામાં આવશે. હઝરત આઈશા (રદી.) કહે છે, મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.)! સ્ત્રી પુરુષ બધા જ એક બીજાને જોશે આપ (સલ્લ,) એ ફરમાવ્યું કે એવી સખ્તીના સમયે એક બીજાને કોઈ જોશે નહીં.

૧૮૦૧. હઝરત અબુ હુરૈરહ ( રદી. ) કહે છે કે કિયામતના દિવસે લોકો પરસેવામાં એટલા ડૂબેલા હશે કે તેમનો પરસેવો, જમીનમાં સિત્તેર ગજ સુધી ફેલાઈ જશે અને લગામની જેમ મોઢા અને કાનો સુધી હશે.

૧૮૦૨. હઝરત અબ્દુલ્લાહ (રદી. ) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે સૌથી પહેલાં હિસાબ ખૂનના વિષે કરવામાં આવશે,

૧૮૦૩. હઝરત ઇબ્ને ઉમર (રદી) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, જ્યારે જન્નતીઓ જન્નતમાં દાખલ થઈ જશે અને દોઝખી દોઝખમાં, તો મુત્યુને એક બકરાની સૂરતમાં જન્નત અને દોઝખના વચ્ચે લાવીને ઝુબ્હ કરવામાં આવશે અને પછી આ આવાંજ આપવામાં આવશે કે હે જન્નતવાળાઓ! ખુશ થાઓ કે હવે કદી મૃત્યુ નથી. અને હે દોઝખવાળાઓ હવે સિવાય હંમેશા રહેવાના, મૃત્યુ નથી. તો જન્નતવાળાઓને ખુશી ડબલ થઈ જશે અને દોઝખવાળાઓનો ગમ ડબલ.

૧૮૦૪. હઝરત અબુ સઈદ ખુદરી (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ ( સલ્લ. ) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા જન્નતવાળાઓથી ફરમાવશે, હે જન્નતના માણસો! આ અર્ઝ કરશે હે રબ નારાજગીનું શું કારણ તેં અમોને એવી નેઅમતો આપી છે કે તારી મખલુકમાંથી ભાગ્યે જ કોઈને આપી હોય. તે સમયે અલ્લાહ તઆલાનું ફરમાન થશે કે અમે તમોને તેનાથી પણ વધારે નેઅમત આપીએ છીએ. આ અર્ઝ કરશે કે તેનાથી વધારે નેઅમત કઈ છે?

ફરમાન થશે કે અમારી ખુશી હવે અમે તમારાથી રાજી છીએ. કદી નારાજ થઈશું નહીં.

૧૮૦૫. હઝરત અબુ હુરેરહ (રદી.) ફરમાવે છે કે નબી (સલ્લ.) ફરમાવે છે કે કાફીરના બન્ને ખભાઓની વચ્ચે એટલું અંતર હશે, જેટલુ તેઝ રફતાર સવારના માટે ત્રણ દિવસનો રસ્તો.

૧૮૦૬. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કેટલાક લોકો દોઝખથી કાઢવામાં આવશે, તેમનો રંગ કાળો થઇ ગયો હશે. જન્નતના લોકો તેમને દોઝખી કહીને પુકારશે.

૧૮૦૭. હઝરત નોમાન બિન બશીર (રદી.) કહે છે કે કિયામતના દિવસે દોઝખવાળાઓ પર સૌથી આસાન અઝાબ આ થશે કે તેમના બન્નો પગોના તળવાઓ પર બે ચિંગારીઓ હશે જેના કારણે તેમનું મગજ એવું ઉકળશે, જેવી રીતે કાંચનુ વાસણ કે હાંડી.

૧૮૦૮. હઝરત અબુ હુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું; જન્નતમાં તે સમયે માણુંસ દાખલ થશે, જ્યારે કે તેને દોઝખમાં તે જગ્યા બતાવી દેવામાં આવશે; જે ખરાબ કાર્યોની સજામાં તેના માટે નક્કી કરવામાં આવી હશે. જેથી તેનાથી બચ્યો રહેવાનો શુક્ર સારી રીતે અદા કરે અને દોઝખમાં તે સમયે જશે કે પહેલાં જન્નતની તે જગ્યા બતાવી દેવામાં આવશે, જે નેક કાર્યના બદલામાં તેને મળતી જેથી ન મળવાનું દુઃખ (અફસોસ) વધારે થાય.



# હોઝના બયાન વિષે

૧૮૦૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે, નબી ( સલ્લ. )એ ફરમાવ્યું મારૂં હૌઝ એક મહિનાનું અંતર ( ફાસલો ) રાખે છે. તેનું પાણી દૂધથી વધારે સફેદ અને મધથી વધારે મીઠું છે. તેની ખુશ્બુ મુશ્કના જેવી છે. જે તેને એક વખત પી લેશે, કદી તરસ્યો થશે નહિં. અને તેના ગ્લાસો આસમાનના તારાઓની જેમ અગણિત હશે.

૧૮૧૦. હઝરત ઇબ્ને ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે મારૂં હૌઝ તમારી સામે એટલા ફાસલા પર હશે કે જેટલું જરબા અને ઉજરહના વચ્ચે છે. (બુખારી ૯૭૪)

૧૮૧૧. હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, મારા હૌઝની લંબાઇ એટલી છે, જેટલી એલા અને સફાર યમનના વચ્ચે છે. તેના સુરજો આસમાનના તારાઓની સંખ્યામાં છે.

૧૮૧૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે હું ઉભો હોઈશ કે એક ટોળા પર પડશે હું તેને ઓળખી લઈશ, તો એક માણસ મારા અને તે ટોળાના વચ્ચે જાહેર થશે અને તે ટોળાથી કહેશે કે આવો હું પુછીશ, કયાં બોલાવો છો? તે કહેશે' દોઝખની તરફ હું કહીશ કે આ શું વાત છે? તે કહેશે કે આ લોકો આપના પછી બાગી થઈ ગયા હતા. એટલા માટે મને આ જ ખ્યાલ થાય છે કે તેમાંથી કેટલાક જ છુટકારો મેળવશે.

૧૮૧૩. હઝરત હારિસા (રદી.) કહે છે કે હઝરત મોહંમદ (સલ્લ) એ જ્યારે હૌઝનું વર્ણન કર્યું હતુ, તો ફરમાવ્યું હતું કે તે એટલું છે, જેટલું સફા અને યમન અને મદીનાના વચ્ચે રસ્તો છે.

૧૮૧૪. હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.) કહે છે કે એક માણસે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.)થી અર્ઝ કરી, શું દોઝખી જન્નતીઓથી ઓળખાશે? આપે કે ફરમાવ્યું કે હા. તેણે કહ્યું કે પછી કોઈને અમલ કરવાની શી જરૂરત છે? ફરમાવ્યું કે દરેક માણસ જે વાતના માટે પૈદા કરવામાં આવ્યો છે, તે જ અમલ તે ચોક્કસ કરશે જે તેના માટે આસાન કરી દેવામાં આવ્યું.

૧૮૧૫. હઝરત હુઝેફા (રદી.) કહે છે કે એક દિવસ હુઝુર (સલ્લ.) એ ખુત્બો પઢયો, તો કિયામત સુધીનો સંપૂર્ણ હાલ બયાન કરી દીધો અને કંઈ ન છોડયું, જે સમજી ગયો, તે સમજી ગયો, અને જે ન સમજયો તે ન સમજયો, હું કેટલીક વાતો ભૂલી ગયો હતો, પરંતુ હવે મને યાદ આવે છે જેવી રીતે માણસથી કોઈ વસ્તુ ખોવાઇ જાય, પરંતુ ફરીથી જોવાના પછી તેના ઓળખવામાં આવી જાય.

૧૮૧૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે નબી (સલ્લ) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે માણસની નજર માનવીમાં કોઇ એવી વાત પૈદા કરતું નથી. જેને મેં તકદીરમાં ન લખી દીધી હોય. પરંતુ જે વાતને લખી દીધી છે, તકદીર તેને ચોક્કસ લાવશે હા, એટલી વાત ચોક્કસ છે કે તેના કારણે કંજુસનો માલ ચોક્કસ ખર્ચ કરાવો.

૧૮૧૭. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) કોઇ કોઈ વાર આ રીતે કસમ ખાતા, 'વ મુકલ્લિ બલ કુલુબિ' (એટલે કે જમાનાને ગરદીશ આપવાવાળાની કસમ.)

૧૮૧૮. હઝરત અબ્દુર્રહમાન બિન સમુરા (રદી.) ફરમાવે છે, મારાથી નબી (સલ્લ.) એ ફરમાવ્યું, અબ્દુર્રહમાન બિન સમુરા! તમે સરદારી અને અમીર ઇચ્છવાવાળા ન બનતા કારણ કે જે માણસ પોતે જેને ઇચ્છે છે, તેને તેના નફસના હવાલે કરી દેવામાં આવે છે. જો જબરદસ્તી તેને અમીર બનાવવામાં આવે, તો ખુદા તેની મદદ કરે છે. બીજું, જે કાર્ય પર તમે કસમ ખાઓ, જો તેના વિરૂધ્ધને બેહતર સમજો, તો પોતાની કસમથી બરબાદ થઈ બેહતર છે. એટલે કે કસમનો કફ્ફારો આપી દેવો અને તેને તોડી નાખવી બેહતર છે.

૧૮૧૯. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું (અહીં) તો આપણે પાછળ છીએ, પરંતુ કિયામતના દિવસે સૌથી પહેલા હોઇશું અને ખુદાની કસમ ! જો તમારા લોકોમાં કોઈ માણસ તમારા લોકોમાં કોઇ વાત પર કસમ ખાય, અને પછી તેના પર કાયમ રહે તો ખુદાના નજીક તેના તોડવાથી તેના પર કાયમ રહેવું વધારે ગુનોહ છે.

૧૮૨૦. હઝરત અબ્દુલ્લાહ બિન હિશામ (રદી) કહે છે કે એક વખત અમે હઝરત મોહંમદ રસુલુલ્લ હ(સલ્લ)ની સાથે હતા, આપ તે વખતે હઝરત ઉમર(રદી.)નો હાથ પકડેલા હતા, હઝરત ઉમર (રદી.)એ કહ્યું, હે અલ્લાહના રસુલ (સલ્લ,) ! આપ મને દરેક વસ્તુથી વધારે વ્હાલા છો. પરંતુ મારા જીવથી વધારે નહિ ફરમાવ્યું, તે ઝાતની કસમ જેના તાબામાં મારો જીવ છે, જ્યાં સુધી હું તમોને તમારા જીવથી વ્હાલો ન થઇશ, તે સમય સુધી તમે કામિયાબ થઈ શકશો નહિ, તે સમયે હઝરત ઉમર (રદી.) એ કહ્યું, ખુદાની કસમ ! હવે આપ (સલ્લ) મને મારા જીવથી પણ વધારે મહબુબ અને વ્હાલા છો. આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે હે ઉમર (રદી.) ! હવે તમે કામિયાબ થઈ ગયા.

૧૮૨૧. હઝરત અબુઝર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું ખુદાની કસમ મોટા નુકસાનમાં છે. મેં વિચાર કર્યો કે કદાચ મારામાં આપ (સલ્લ) એ કોઈ વાત જોઈ લીધી, એટલા માટે હું આપની નજીક બેસી ગયો. અને હુઝુર (સલ્લ.) આ ફરમાવતા રહ્યા, તો મને સહન ન થઈ શક્યું અને મેં અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! આપ (સલ્લ.) પર મારા મા-બાપ ફિદા હો, કયા લોકો નુકસાનમાં છે ? આપ (સલ્લ.) એ કેટલાક લોકોને છોડીને ફરમાવ્યું કે આપના સિવાય જે લોકો તેમનો માલ વધારાથી લુંટાવે છે. (તેઓ નુકસાનમાં છે.)

હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જેના ત્રણ બાળકો મૃત્યુ પામે અને તેના પર સબ્ર કરે, તેને આગ ફક્ત કસમ પુરી કરવા માટે અડકશે.

હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા મારી ઉમ્મતની દિલની વાત પર પકડ કરશે નહિં. જ્યાં સુધી તે અમલમાં ન લાવે.

૧૮૨૨. હઝરત આઇશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જે માણસ ખુદાની ફરમાબરદારીની નજર માને, તેનું મા જરૂરી છે અને જો ખુદાની નાફરમાનીની નજર માને, તો તેને ન ક

૧૮૨૩. હઝરત સઅદ બિન ઉબાદા (રદી.) એ પોતાની માની નજર (મન્નત) નો ફત્વો હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) થી પુછયો કારણ કે તેમની માએ મન્નત માની હતી અને પુરી કર્યા વગર ઈન્તેકાલ થઈ ગયો હતો. હુઝુર (સલ્લ.) એ ફરમાવ્યું કે તમે પુરી કરો.

૧૮૨૪. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે એક વખત હુઝુર (સલ્લ.) ખુત્બો ફરમાવી રહયા હતા કે એક માણસને ઉભો જોઈને ફરમાવ્યું, આ કોણ છે? શા માટે ઉભો છે? લોકોએ અર્ઝ કરી, આનું નામ અબુ ઈસ્રાઈલ છે. તેણે મન્નત માની હતી કે ઉભો જ રહેશે, કદી બેસશે નહિં. ન છાંયડામાં રહેશે, ન કોઈથી વાત કરશે આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે જાઓ તેને કહો કે બેસી જાય અને છાંયડામાં પણ રહે અને વાત પણ કરે પરંતુ રોઝા ચોક્કસ રાખે.

૧૮૨૫. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે તમારામાંથી કોઇ મૃત્યુની ઇચ્છા ન કરે. કારણ કે જો તેણે નેકીઓ કરી, તો બીજી વધારે કરશે અને જો ખરાબ છે, તો જો ખરાબ છે, તો તૌબાની આશા છે.



# કુરઆન અને હદીસ પર અમલ કરવાના બયાન વિષે

૧૮૨૬. હઝરત અબુહુરેરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું ઈન્કાર કરવાવાળાઓના સિવાય, મારી પૂરી ઉમ્મત જન્નતમાં દાખલ થશે. સહાબા (રદી.) એ અર્ઝ કરી, હે અલ્લાહના રસુલ (સલ્લ.) ઈન્કાર કરવાવાળા માણસો કોણ છે? ફરમાવ્યું જેણે મારી ઈતાઅત કરી, જન્નતમાં જશે. અને જેણે મારી નાફરમાની કરી, તેણે ઇન્કાર કર્યો.

૧૮૨૭. હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદી.) કહે છે કે સ્વપ્નમાં હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ની પાસે કેટલાક ફરિશ્તાઓ આવ્યા. તેમાંથી કોઈ ફરિશ્તાએ કહ્યું સુઈ રહ્યા છે, બીજાએ કહ્યું કે આંખો સુઇ રહી છે. પરંતુ દિલ જાગી રહ્યું છે. પછી પરસપર બોલ્યા કે નબી ( સલ્લ.)ની કોઇ મિસાલ પેશ કરો, તો કોઇએ કહ્યું કે આ તો સુઇ રહ્યા છે. બીજાએ કહ્યું કે નહિં; આંખે સુઈ રહી છે; પરંતુ દિલ જાગી રહ્યું છે. અને તેમની મિસાલ તે માણસના જેવી છે; જેણે ખાવાનુ તૈયાર કરીને એક માણસને લોકોને બોલાવવા માટે રવાના કર્યો અને દસ્તર ખ્વાન બિછાવી દીધું. એટલા માટે જે માણસે બોલાવવાવાળાની વાત માની; તો તે ઘરમાં આવીને ખાઇ ગયો અને જેણે તે ન સાંભળી; તો તે મહરૂમ જ રહ્યો પછી તેમણે કહ્યું કે આની તફસીર કરો; તો કોઈએ કહ્યું કે આ સુઈ રહ્યા છે. અને કોઈ એ કહ્યું કે જાગી રહ્યા, છે અને કોઈએ કહ્યું કે આખો સુઇ રહી છે; પરતુ દિલ જાગી રહ્યું છે. પછી તેમણે તફસીર કરી કે મકાન જન્નત છે. અને બોલાવવાવાળા મોહંમદ (સલ્લ.) છે. તો જેણે મોહંમદ (સલ્લ.) ની ઈતાઅત કરી તેણે ખુદાની ઈતાઅત કરી અને જેણે નાફરમાની કરી

તેણે ખુદાની નાફરમાની કરી અને મોહંમદ (સલ્લ.) એ લોકોને પરસ-પર જુદા જુદા કરી દીધા છે. એક ઇતાઅત કરવાવાળા મોમિન ? બીજા ઇતાઅત ન કરવાવાળા કાફિર.

૧૮૨૮. હઝરત અનસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે લોકો ઘણી કુરેદ (ઉંડાણમાં ઉતરવું) કરતા રહેશે. ત્યાં સુધી કે કહેશે કે દરેક વસ્તુ ખુદાએ પૈદા કરી અને છેવટે કહેશે કે ખુદાને કોણે પૈદા કર્યો ?

૧૮૨૯. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે જ્યારે અલ્લાહ તઆલા લોકોને ઇલ્મ આપી ચૂકયો, તો તેમનાથી છિનવશે નહિં. પરંતુ છિનવી લેવાનો મતલબ આ છે કે આલિમોને ઇલ્મની સાથે ઉઠાવી લેશે. જાહિલો રહી જશે. તેમનાથી લોકો ફત્વાઓ માગશે, તો તેઓ તેમની અક્કલથી ફત્વો આપશે. પોતે પણ ગુમરાહ થશે અને લોકોને પણ ગુમરાહ કરશે.

૧૮૩૦. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું કે કિયામત તે જ સમયે કાયમ થશે. જ્યારે મારી ઉમ્મત પહેલા લોકોના તરીકા અપનાવશે. વેંત વેંત ભર અને હાથ હાથ ભરનો તફાવત રહેશે નહીં લોકોએ અર્ઝ કરી હે અલ્લાહના રસુલ (સલ્લ.) ! શું ફારસ અને રોમવાળાઓના તરીકા. આપ (સલ્લ.) એ ફરમાવ્યું કે તેમનું બીજું કોણ છે ?

૧૮૩૧. હઝરત ઉમર (રદી.) કહે છે કે અલ્લાહ તઆલાએ મોહંમદ (સલ્લ) ને હકના માટે (સત્ય) મોકલ્યા. અને તેમના ઉપર કિતાબ ઉતારી તેમાં પત્થર મારવાની આયત મૌજુદ છે.

૧૮૩૨. હઝરત ઉમર બિન આસ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, જયારે હાકિમ કોઇ હુક્મ ઈજતેહાદના ઝરીઆથી કરે અને તેનું ઈજતેહાદ સાચુ હોય, તો તેને ડબલ સવાબ મળશે. અને જો તેણે ઇજતેહાદમાં ભૂલ ખાધી છે તો પણ એક સવાબ મળશે.

૧૮૩૩. હઝરત આઇશા (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ એક માણસને પોતાના લશ્કરનો સરદાર બનાવીને કયાંક મોકલ્યો. તે માણસ જયારે તેના તાબેદારોને નમાઝ પઢાવતો તો 'કુલ હુવલ્લાહ' બધામાં

પઢતો જ્યારે લોકો પાછા આવ્યા તો તેમણે તેના વિષે હઝરત મોહમ્મદ રસુલુલ્લાહ (સલ્લ)થી પુછ્યું આપે ફરમાવ્યું કે તેને પૂછો કે આવુ કેમ કરે છે? લોકોએ પુછ્યું, તો તેણે કહ્યું કે તેમાં રહમાનની સિફત છે અને આ મને સારી જણાય છે. તે જ કારણે હું તેને પઢુ છું. હુઝુર (સલ્લ)એ ફરમાવ્યું, તે માણસથી કહી દો કે ખુદા તને દોસ્ત રાખે છે.

૧૮૩૪. હઝરત અબુ મુસા અશઅરી (રદી.) કહે છે કે નબી (સલ્લ) એ ફરમાવ્યું, ખુદાથી વધારે કોઈ તકલીફ અને નુકસાનની વાત સાંભળીને સબ્ર કરવાવાળો નથી. લોકો તેની ઔલાદ સાબિત કરે છે અને ખુદા તેમને રોજી આપે છે અને આફિયતથી રાખે છે.

૧૮૩૫. હઝરત ઇબ્ને અબ્બાસ (રદી.) કહે છે કે નબી (સલ્લ) આ કહ્યા કરતા હતા કે હું તારી ઇઝઝતની પનાહ ઇચ્છુ છું તું તે ઝાત છે કે તને કદી ફના નથી. અને બધા જ જિન્નાતો અને માણસોને ફના છે.

૧૮૩૬. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, ખુદા જ્યારે મખલુક પૈદા કરી દીધી, તો તેની કિતાબમાં જે અર્શ પર છે. લખી દીધું કે મારી રહમત, મારા ગઝબ પર સબકત (ચડીયાતી) લઈ ગઈ છે.

૧૮૩૭. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે મે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું મારા બંદાના વિચારો પ્રમાણે છું જેવી રીતે ત મને સમઝે અને હું સાથે છું જે સમયે તે મને યાદ કરે, જો દિલમાં યાદ કરશે, તો હુ પણ તેનો ઝિક્ર કરીશ અને જો તે મારી યાદ મજલિસમાં કરશે, તો હું તેની યાદ તેનાથી બેહતર મજલિસમાંકરીશ. જો તે મારા નજીક એક વેંત હોય છે તો હુ તેની નજીક એક હાથ થઈ જાઉં છુ જો તે એક હાથ થાય છે, તો હુ તેનાથી મળી જાઉં છુ. જો તે મારી પાસે ચાલીને આવે છે, તો હું તેની પાસે દોડીને જાઉં છું.

૧૮૩૮. હઝરત અબુ હુરૈરહ (રદી) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ફરમાવે છે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે જ્યારે મારો બંદો ગુનોહ કરવાનો ઈરાદો કરી લે, તો (હે ફરિશ્તાઓ) તમે

તેને ન લખો. જ્યાં સુધી તે કાર્યને ન કરી લે. જ્યારે કરી લે, તો તેને તેના જ બરાબર લખો. અને જો મારા ડરથી તેને છોડી દે, તો તો તેના બદલામાં એક નેકી લખો. અને જો નેકીનો ઈરાદો કરે, તેના આમાલનામામાં એક નેકી લખો. અને જો તે કરે, દસ ગણાથી સાત સો ગણા સુધી નેકીઓ લખો.

૧૮૩૯. હઝરત અબુ હુરેરહ (રઝી.) કહે છે કે મેં નબી (સલ્લ.) થી સાંભળ્યું કે જ્યારે બંદો કોઈ ગુનોહ કરીને કહે છે કે હે ખુદા! મેં ગુનોહ કર્યો છે, તેને બક્ષી દે. તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે તે બંદાએ આ સમજ્યું કે તેનો કોઈ બક્ષવાવાળો છે મેં મારા બંદાને બક્ષી દીધો. પછી તે કેટલાક સમય સુધી જ્યાં સુધી ખુદા ચાહે છે, રૂકી જાય છે અને ફરીથી કોઇ ગુનોહ કરે છે. અને કહે છે કે હે ખુદા! મેં ગુનોહ કર્યો છે. તેને બક્ષી દે તો અલ્લાહ તઆલા ફરમાવે છ કે તે બંદાએ આ સમજી લીધું કે મારા ગુનાહો બક્ષવાવાળો કોઈ છે. અને પકડ કરવાવાળો કોઇ છે. એટલા માટે મેં બક્ષી દીધો તેના પછી થોડા દિવસો રોકાઇને ફરીથી ગુનોહ કરે છે અને કહે છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે તેણે જાણી લીધું કે કોઈ ગુનાહને બક્ષવાવાળુ છે. અને તે પકડ પણ કરી શકે છે એટલા માટે મેં મારા બંદાને બક્ષી દીધો. ત્રણ વખત ફરમાવ્યું.

૧૮૪૦ હઝરત અનસ બિન માલિક (રદી.) કહે છે કે હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) એ ફરમાવ્યું, કિયામતના દિવસે જ્યારે હું શફાઅત કરીશ, તો કહીશ કે હે ખુદા! જેના દિલમાં રાઇના દાણા બરાબર ઇમાન હોય, તેને પણ જન્નતમાં દાખલ કર. જેથી લોકો દાખલ થવા શરૂ થશે. પછી હું અર્ઝ કરીશ કે જેના દિલમાં (આંગળીથી ઇશારો કરીને ફરમાવ્યું) જરા જેટલું પણ ઇમાન હોય, તેને પણ દાખલ કર. હઝરત અનસ (રદી.) કહે છે કે જાણે હું હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સલ્લ.) ને આ હદીસના બયાન કરવાના સમયે જોઈ રહ્યો છું કે આપ આપની આંગળીના ઇશારાથી બતાવી રહ્યા છે.

૧૮૪૧. હઝરત અનસ (રદી.) આ હદીસને એ રીતે બયાન કરે છે, જે અબુ હુરેરહ (રદી.) થી આવી ગઈ. અને આમાં એટલુ વધારે છે કે લોકો ઇસા (અલૈ.) ની પાસે જઇને કહેશે, તો તે જવાબ આપશે કે હું શફાઅતના લાયક નથી. તમે મોહમદ (સલ્લ.) ની પાસે જાઓ

તે લોકો બધા મારી પાસે આવશે હું કહીશ કે શફાઅત મારૂં કામ છે. એટલા માટે હું રજા ઇચ્છીશ મને રજા આપવામાં આવશે તે સમયે અલ્લાહ તઆલા એવા હમ્દના કલમાઓનું ઇલ્હામ ફરમાવશે કે ત સમયે મારા દિમાગમાં હાજર નથી તો હું તે કલેમાઓથી તેની તારીફ કરીશ. અને સિજદામાં પડી જઈશ. તે સમયે હુકમ થશે કે હે મોહંમદ (સલ્લ.)! તમારૂ માથુ ઉઠાવો જે કહેશો, સાંભળવામાં આવશે અને સવાલ કરશો, જવાબ આપવામાં આવશે શફાઅત કરશો, કબુલ કરવામાં આવશે. હું અર્ઝ કરીશ કે હે રબ! ઉમ્મતી! ઉમ્મતી! ફરમાન થશે કે જાઓ, દોઝખથી જેના દિલમાં જવના બરાબર ઈમાન હોય. તેને નીકાળી લાવો. તો હુ જઈશ અને એવુ જ કરીશ પછી પાછો ફરીને તેની હમ્દ કરતો કરતો સિજદામાં પડી જઈશ હુકમ થશે કે હે મોહંમદ (સલ્લ.)! માથુ ઉઠાવો જે વાત કહેશો, સાંભળવામાં આવશે શફાઅત કરશો, કબુલ થશે. હું અર્ઝ કરીશ, પરવરદિગાર! ઉમ્મતી! ઉમ્મતી! હુકમ થશે કે જેના દિલમાં એક કીડી કે રાઈના દાણા બરાબર ઈમાન હોય, તેને નીકાળી લાવો. હું તેવું જ કરીશ. પછી હું આ જ કલેમાઓથી તારીફ કરતો કરતો સિજદામાં પડી જઈશ. હુકમ થશે કે હે મોહંમદ (સલ્લ.)! માથુ ઉઠાવો, જે કહેશો, સાંભળવામાં આવશો. અને જે માગશો, આપવામાં આવશે. શફાઅત કરશો, કબુલ થશે. હું કહીશ, હે રબ! ઉમ્મતી! ઉમ્મતી! હુકમ થશે કે જાઓ. જેના દિલમાં રાઈના દાણાનો ત્રીજો ભાગ પણ ઇમાન હોય, તેને નીકળી લાવો. એટલા માટે હું જઇને નીકાળી લાવીશ.

૧૮૪૨. હઝરત અબુ હુરૈરહ (રદી.) કહે છે કે નબી (સલ્લ.) એ ફરમાવ્યું, બે કલેમાઓ એવા છે કે જે રહમાનને ઘણા પ્યારા છે અને ઝુબાન પર આસાન છે. તોલવામાં સવાબના એતેબારથી ભારી છે. તે આ છે. 'સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી–સુબ્હાનલ્લાહિલ અઝીમ તમ્મત બિઅવનિલ્લાહિ તઆલા વ લહુલહમ્દુ અલામા વ ફકના બિહી.'

—: સમાપ્ત :—

પ્રકાશક : નુરાની કુતુબખાના

મુ. પો. છાપી * જી. બનાસકાંઠા